કરુણાબહેનનું શરીર વધારે લથડ્યું હતું. તેમને અણસાર આવી ગયો હોય એમ ચૈતન્યરાયને પોતાની પાસેથી ઝાઝું ખસવા દેતાં નહોતાં. ડોક્ટરોના આટાંફેરા વધી પડ્યા હતા અને કરુણાબહેનનો તરફડાટ પણ. તેમના પલંગ પાસેની મોટી ટીપોય પર દવાઓનો ખડકલો થઈ ગયો હતો. કોઈ કોઈ સગાંસબંધી ખબર જોવા આવ્યા કરતાં. પણ ચૈતન્યરાયનું મન તેમની વાતોમાં લાગતું નહીં. અજંપા અને ઉચાટથી ભીતર કશોક ચચરાટ થયા કરતો. ને વળી કરુણાબહેન થોડી થોડી વારે કશુંક લાવ્યા કરતાં તે -

આંખ જ ફરી ગઈ હતી એમની. જૂની સ્મૃતિઓ એમના ચિત્તના પડળો ખોલી બહાર આવી જતી. છત તરફ ખુલ્લી આંખોએ પડ્યાં પડ્યાં એમને નાટકના દશ્યોની જેમ બધું દેખાતું. વર્તમાન-ભૂતકાળ બધું ભેળસેળ થઈ ગયું હતું. ને ભવિષ્યકાળ તો કદાચ હતો જ નહીં. તેમની આંખો દિગંતમાં તાકી રહેતી ને અચાનક જ તેઓ ચૈતન્યરાય તરફ ચહેરો ફેરવી હસું-હસું થતાં બોલી ઊઠતાં - 'અરે ! તમે સાંભળો છો ને ? આ પડોશમાં કો'કને ઘેર લગન લેવાયાં છે તે બૈરાં ક્યારનાં ગીતો જ ગાયાં કરે છે. કેવાં તો મીઠાં લાગે છે ગીતો... આપણા લગનમાંયે પેલી કોકિલાએ આજ ગીત નહોતું ગાયું ? યાદ છે ? આમ કહી પોતે જ ગીત ગાવા લાગતાં - 'સૂરજ ઊગ્યો રે કેવડિયાની પાળે...'

ચૈતન્યરાય દિગ્મૂઢ જેવા થઈ જતા. કરુણાબહેન સાથેનો કોઈ અદશ્ય તાર જ કપાઈ ગયો હોય એવું લાગતું. કરુણાબહેન ખરા અર્થમાં બધિર થઈ ગયાં હોય તેવું એમને અનુભવાતું ને થતું : વિધિની વિડંબના તો જુઓ ! કશું જ સાંભળી ન શકતી આ સ્ત્રી મરણશય્યા પર અત્યારે જાણે બધું ચોખ્ખું સાંભળે છે, જે કોઈનેય નથી સંભળાતું એય સાંભળે છે, કદાચ આ પેલે પારના અવાજો...

તંદ્રામાંથી જાગી ગયેલાં કરુણાબહેને ચૈતન્યરાયનો હાથ પકડી પૂછ્યું, 'આ આપણાં બા ગાય છે તે મહેતાજીનું પદ સાંભળ્યું ? છાબમાં તુલસીપત્ર મૂકશે, ઊભો રહીને શંખ ફૂંકશે !... તમને સંભળાય છે ને ? બા જેવું ગાતા તેવું મને ન જ આવડ્યું...' થોડીવાર શાંત થયા પછી કણસાટ કરતાં કહ્યું, 'આ બધાં આખી રાત મોડે સુધી ગાયાં જ કેમ કરે છે ? સૂવાયે નથી દેતા... લો બોલો ? હું બહેરી ઠીક સાંભળું ને તમને ના સંભળાય ? અરે ! તમને તો મારો છાનો નિહાકોય નો'તો સંભળાતો ? તો પછી કેમ ના પાડો છો કે કોઈ નથી ગાતું ? મારું માથું ભારે થઈ ગયું. બધાને કહો ને કે...'

ચૈતન્યરાયે ડૂમો ખાળીને બારી આગળ જઈ ઠાલો ઠાલો ઘાંટો પાડ્યો - 'એ હવે બધાં જંપો, અવાજ ન કરો. સૂવા દો... લે બસ ? કીધું ને ? હવે શાંત થઈ ગયા જો ! તું તારે ભગવાનનું નામ લેતીલેતી સૂઈ જા...'

લેમ્પના આછા અજવાળામાં ચૈતન્યરાયની આંખોમાંથી આંસુનો અજસ્ત્ર પ્રવાહ વહેવા લાગ્યો. ત્યાં ફરી કરુણાબહેનના શબ્દો વહી આવ્યા : 'ચાલો ! સાંજની આરતીનો સમય થયો. ક્યાં છે તમારો શંખ ? મારે તે સાંભળવો છે. મારી પેલી રૂપાની ઘંટડી ક્યાં ગઈ ?' 'ચૈતન્યરાય શ્વાસ રૂંધી બધું સાંભળતા રહ્યા. ફરી કરુણાબહેન મોટા અવાજે ગાવા લાગ્યાં,' 'શ્રી ગંગાજી કા પટ હો, યમુનાજી કા બંસીવટ હો... મેરા સાંવરા.. સાંવરા... નિ... ક... ટ....'

કરુણાબહેનના શબ્દો અધૂરા રહ્યા.પત્ની હવે જંપી જાય તો સારું એ વિચાર ચૈતન્યરાયના મનમાં પૂરો ઘૂંટાય તે પહેલાં તો કરુણાબહેને આંખો મીંચી દીધી. થોડીક ક્ષણો પહેલાં તેમના ધ્રૂજતા હોઠો જાણે આછું આછું ઉચ્ચારતા હતા - 'ત્વમેવ ભાર્યા... ન ચ...'

ચૈતન્યરાયના અસ્તિત્વમાં એક સાથે રૂપાની અનેક ઘંટડીઓનો મંજુલ રણકાર ગૂંજી ઊઠ્યો અને તે સર્વની ઉપરવટ શંખધ્વનિ...

*બી-૩૨, પવિત્રા રો-હાઉસ,*
*સહજ સુપરસ્ટોરની ગલીમાં, આનંદ મહલ રોડ,*
*અડાજણ, સુરત-૦૯. ફોન: ૦૨૬૧-૨૭૪૩૯૬૭*



# દીવાલમાં ચણાયેલો માણસ...

*- મોહમ્મદ માંકડ*

**H**e thought as a sage,
and he felt as a man.

**- James Beattie in 'The Hermit'**

રવજી પગીને ભગતબાપુ ઉપર ભારે આસ્થા હતી. રવજીનો ચહેરો એવો હતો કે, આંખ ફરે ત્યાં ભલભલા ધ્રૂજી જાય પણ ભગતબાપુ પાસે રવજી પાળેલા જાનવર જેવો ડાહ્યો બની જતો. ભગતબાપુની આંખોમાં અજબ વશીકરણ હતું. પરંતુ એક દિવસ, શિવના દહેરામાં ભગતબાપુના પગે હાથ મૂકીને રવજીએ બાધા લીધી કે, 'હવે કોઈ જાતના વકરમ (વિકર્મ) નઈ કરું ને સીધી લીટીએ રળી ખાઈશ.' ત્યારે ઘડીભર ભગતબાપુ પણ આંચકો ખાઈ ગયા. પછી આંખો સ્થિર કરીને બોલ્યા, 'પગી, એ બહુ અઘરું છે.'

'બાપુ, મારું મન ઈમ કે'સે કે, હવે બસ. બઉ બાંધ્યા - હવે છૂટી જાવું છે.'

'પણ આગલી આંટીઘૂંટી પડી ગઈ હોય એનું શું ?'

'તમે આશીર્વાદ આપો બાપુ.'

'હું તો સાધુ છું - સિદ્ધ પુરુષ નથી.'

'પણ મારે મન તો તમે ભગવાન જ છો.'

'ભગવાન તમારી ઈચ્છા પૂરી કરે - તમને બળ આપે.' ભગતબાપુએ આશીર્વાદ આપ્યા. 'જેસલ પીરનું સમરણ રાખજો. બીજું તો શું કહું, પણ બહુ અઘરું વ્રત છે. લીધું જ છે તો ટકાવી જાણજો.'

ભગતબાપુ તો એમનો મુકામ ઉપાડીને બીજે ગામ ઊપડી ગયા. સાધુ તો ચાલતા ભલા. ગમે ત્યારે આવી ચડે ને ગમે ત્યારે ઊપડી જાય. સ્થાનકપુરમાં અવારનવાર આવે, અને ક્યારેક બે વરસ સુધી મોઢું પણ ન દેખાડે. કોઈને ક્યારેય ચેલો બનાવે નહીં ને કંઠી બાંધે નહીં. કોઈ બહુ પાછળ લાગે તો કહે કે, ભગવાનનું નામ લ્યો, ને ભજન કરો. એથી વિશેષ કાંઈ નહીં. રવજી પગીની સ્થાનકપુર પંથકમાં બહુ રાડ, પણ ભગતબાપુ ઉપર એને ભારે આસ્થા. એટલે રવજીની બાધાની વાત સ્થાનકપુરમાં ફેલાણી ત્યારે માણસો અવનવી વાતો કરવા લાગ્યા.

સ્થાનકપુરની પ્રખ્યાત ચૌદસિયા કંપની, તળશી મોહનની દુકાને ભેગી થતી. એ મિટિંગમાં ઈશ્વર મા'રાજે સૌથી પહેલાં રવજી પગીની બાધાની વાત કરી.

ચૌદસિયા કંપનીના ચેરમેન જયંતીલાલે એ વાત ઉપર ટીકા કરતા કહ્યું, 'કોલસાને ઊજળા કરવા હોય તો કેટલા પાણીએ ધોવા જોઈએ ?'

બધા હસી પડ્યા.

મનહર લાંબો બોલ્યો, 'ભાઈ, આ તો માણસના મનની વાત છે. મન ફરી જાય તો... જેસલ જગનો ચોરટો પલમાં કીધો પીર...'

'ભગતબાપુએ પગીને જેસલ પીરનું જ સ્મરણ રાખવાનું કીધું છે.' ઈશ્વર મા'રાજે વચ્ચે કહ્યું.

કાન્તિ બાંઠિયાએ હળવેકથી કહ્યું, 'અલ્યા, સીધી લીટીએ રળી ખાવું એમાં વળી અઘરું શું ?'

મનહર લાંબો તરત જ એની વિરુદ્ધ પડ્યો, 'તને એમાં ખબર ન પડે. રવજી પગી સીધી રીતે રળી ખાય તો આખા મહિનામાં કેટલું કમાઈ શકે ? તું વાણિયાનો દીકરો - તને ખબર ન પડે. રવજી પગી ડાબા હાથનો ખેલ બંધ કરે તો ભૂખે મરી જાય.'

તળશી મોહને આંખ મીંચકારીને પૂછ્યું, 'વાણિયા સીધી રીતની કમાણી કરતા હશે ?'

જયંતીલાલે આખરી વાણી ઉચ્ચારી, 'મનહર સાચું કહે છે. ધંધામાં સાચું ખોટું તો બધાં કરે, પણ રવજીને તો ફક્ત ડાબા હાથની કમાણી જ છે. એને આવી સતની પૂંછડી થવાની શી જરૂર ? એવી તે કઈ ભક્તિ એને આંટો લઈ ગઈ છે ? આજ સુધી ગુંડા તરીકે નામના મેળવી, હવે ભગત તરીકે નેજો ફરકાવવો હશે, પણ... જવા દો ને યાર, ગમે એટલા પાણીએ ધોવો તોય -'

'એને જેસલ પીર થવું હશે !' ઈશ્વર મા'રાજે કહ્યું.

'ના, રવજી પીર.' તળશી મોહન હસ્યો.

અને તે દિવસથી ચૌદસિયા કંપનીના સભ્યો રવજી પગીની જાસૂસી કરવા લાગ્યા. આમ તો ગામમાં રવજી પગીથી સૌ ડરતા હતા એટલે ઉઘાડા છોગે એની વાત થઈ શકે તેમ નહોતી, છાની-છપની તપાસ ને છાની છાની ટીકાઓનો રસ ચૌદશિયા કંપનીના સભ્યો માણવા લાગ્યા.

રવજી પગીની બાધાની વાત સ્થાનકપુરમાં બીજા લોકોએ સાંભળી ત્યારે ઘણા રાજી થયા. મોહન સવાણી, ટપુ મેઘજી, કાસમ દાઉદ જેવા ખેડૂતોએ નિરાંત જાહેર કરી, 'અલ્યા, હવે સીમચોરી ઘટશે !'

હરગોવિંદ ઉજમશી જેવા વેપારીએ કહ્યું. 'પગી સાચો હોય તો એણે આજ સુધી જેનો જેનો માલ લીધો હોય એને પાછો પહોંચાડી દેવો જોઈએ.'

- હરગોવિંદને એવો વહેમ હતો કે, એની દુકાનમાં બે વરસ પહેલાં ચોરી થઈ હતી એનો માલ રવજીએ સગેવગે કર્યો હતો.

આંબલીવાળા ચોકમાં રાત્રે માણસો ભેગા થતા, એમાં પણ રવજીની વાતની ચર્ચા થતી. કોઈ સારું કહેતા - કોઈક

ટીકા કરતા. ઈશ્વર મા'રાજ ક્યારેક એ મંડળીમાં પહોંચી જાય તો કહેતો, 'આ બધો સ્મશાન વૈરાગ છે, જયંતીલાલ કહે છે કે, બિલાડીના નહોર અંદર ક્યાં સુધી રહેવાના છે ?'

યુસુફમિયાં અને માનસિંહ જેવા પોલીસવાળાઓ કહેતા, 'રવજીને બહુ છેડવો નહીં. જે રસ્તે જતો હોય એ રસ્તે જવા દેવો.'

રવજીને પોતાને નવા રસ્તાની મુશ્કેલીઓની ખબર ધીમે ધીમે પડવા લાગી. થોડો સમય તો બધું ઠીક ચાલ્યું પણ ત્રણ છોકરાં ને એક બૈરી, ચાર જણાંને ખેંચવાનો ભાર ધીમે ધીમે એને લાગવા માંડ્યો. સવારમાં ઊઠીને એ ભગવાનનું ભજન કરતો, પછી ગામમાં જતો. ગમે તે મજૂરીનું કામ કરવાની પણ એની તૈયારી હતી, પણ કોઈ એને એવું કામ આપવા તૈયાર નહોતા. રવજી હિંમત પાનવાળાની દુકાનના ઓટે બેસતો, બીડીઓ પીતો, ભગતબાપુને સંભારતો, સંસારનું ગાડું કેવી રીતે ખેંચવું એના ઘોડા દોડાવતો.

એક દિવસ છગનો અને હેબતખાન મળી ગયા. હેબતખાને કહ્યું, 'વીરપુરમાં એક ખોજાને ત્યાં...'

'મેં ઈ બધું છોડી દીધું છે.' રવજીએ કહી દીધું.

છગનો બોલ્યો, 'ઈ તો ઠીક હવે પણ આમ જોવો, આતો આકડે મધ, ને માખીયું વિનાનું, ભાઈના સમ. એક વાર હા પાડો એટલી વાર.'

'મેં બધું છોડી દીધું છે. ભગતબાપના પગે હાથ મૂકીને બાધા લીધી છે.'

'પ્રાસત (પ્રાયશ્ચિત) કરજો. ઈનો રસ્તો વાંહેથી નીકળી જાશે. આવો મોકો ફરીથી હાથમાં નઈ આવે.' હેબતખાને કહ્યું.

છગનો બોલ્યો, 'અલ્યા કાકા, હા ભણી દે.'

પણ રવજીએ સાફ ના પાડી દીધી, 'હું માંડ માંડ બહાર નીકળ્યો છું, હવે ઈમાં પડવા નથી માગતો.'

હેબતખાન ને છગનો બેય નિરાશ થઈને ચાલ્યા ગયા. જતાં જતાં હેબતખાન તો કહેતો ગયો, 'રવજી, વાઘ ગમે એવો ડાહ્યો થઈ જાય તોય ખડ ખાઈને જીવી ન શકે. તું કાંઈ ગાવડી નથી. તારું લોહી ગરમ છે. ભક્તિ બક્તિનું તારું કામ નઈ.'

હેબતખાનની મુલાકાતની વાત ચૌદસિયા કંપનીમાં પણ પહોંચી. જયંતીલાલે કહ્યું 'કેમ, મારી વાત સાચી ને ?'

'પણ રવજીએ તો ચોખ્ખીચટ ના પાડી.' ઈશ્વર મા'રાજે કહ્યું.

'જોઈએ હવે. નવી નવેલી વહુ જેમ એની ના કેટલા દી ?' જયંતીલાલ હસ્યો, બીજા પણ હસી પડ્યા.

એક વાર ઓચિંતા ભગતબાપુ આવી ચડ્યા. છગનને હેબતખાનની મુલાકાતની વાત ભગતબાપુ પાસે પણ પહોંચી. ભગતબાપુએ રવજીને ટકોર કરી, 'દરિયો તરનારો ક્યારેક કાંઠે આવીને ડૂબી જાય છે હોં !'

રવજીને ખોટું એટલું લાગ્યું કે ભગતબાપુને કોઈકે અડધી વાત જ કરી હતી. ભગતબાપુ પાસેથી એને શાબાશીના બે શબ્દ સાંભળવાની ઝંખના હતી : શાબાશ પગી, તમે વેણ પાળ્યું, લાલચમાં લપસ્યા નહીં !

પણ ભગતબાપુએ તો ચેતવણી આપી, 'પગી, સોબતથી બચવું બહુ અઘરું છે રસ્તામાં એકલો પથ્થર પડ્યો હોય, ને દીવાલના ચણતરમાં પથ્થર હોય, એ બંનેમાં ફેર છે. સંસારના ચણતરમાંથી ચસકવું સહેલું નથી.'

રવજીએ નીચી મૂંડીએ બધું સાંભળી લીધું.

ભગતબાપુએ કહ્યું, 'હું તો કહું છું કે, એ બંધન બધા કાપી જ નાખવાં. મળવા-હળવાનું જ બંધ કરી દેવું. મળવાનું થાય તો બીજાની ગંધ આપણનેય લાગે.'

રવજીએ માથું હલાવીને હા પાડી દીધી.

ભગતબાપુ ગયા પછી પણ ઘણા દિવસ રવજીને ચેન ન પડ્યું. માણસો જાણે એની પાછળ પડી ગયા હતા. કોઈને હળેમળે, કોઈની સાથે સંબંધ રાખે, એમાં બીજાને શું ? પણ ભગતબાપુની વાતો વાજબી હતી. ભગતબાપુએ એના હિતની જ વાત કરી હતી. સીધા રસ્તે જવું હોય તો સીધા માણસોની સોબત જ રાખવી જોઈએ.

- પણ રવજીને એવા સીધા માણસો જડતા નહોતા.

રસ્તા ઉપર ચાલતાં ભરતિયા ગાડાની જેમ સમય વજનદાર ગતિથી ખસતો હતો. રવજી પગી ધીમે કચડાતો હતો. શિયાળાની ટાઢ અને ઉનાળાની ગરમીનો નવો અનુભવ એને થતો હતો. જૂનાં કામ એણે છોડી દીધાં હતાં, પણ નવું કોઈ કામ એને મળતું નહોતું, કુટુંબનો ભાર એને ખેંચવાનો હતો. દિવસે દિવસે એને માણસોની માણસાઈની બૂરી પિછાન થતી જતી હતી. એ કોઈ સાધુ ફકીર હોત - એકલદોકલ પથ્થર જેવો - તો જુદી વાત હતી, પણ એ તો સંસારના ચણતરમાં જડાઈ ગયેલો પથ્થર હતો. હવે એ કરવટ બદલવા માગતો હતો, રૂખ બદલવા ઇચ્છતો હતો, પણ એ શક્ય નહોતું. બહુ મુશ્કેલ હતું, બહુ અઘરું હતું.

ક્યારેક જૂની ઇચ્છાઓ જોર કરી જતી. ઘરમાં તંગી વધતી જતી હતી. સારી ચીજ-વસ્તુઓ, વાસણો, વેચાઈ ગયાં. બૈરી અને છોકરાં ઉઘાડાં થવા લાગ્યાં. રવજીએ બીડી છોડી દીધી. માણસો સાથેની બેઠઊઠ ઓછી કરી નાખી. ઘરમાં ક્યારેક એની નજર ફરતી તો ઘર ખાવા દોડતું. એક વાર, માત્ર એક જ વાર, બીજાં પાસેથી લૂંટી ઝૂંટીને એ ઘર ભરી દેવાનું એને મન થઈ જતું. છગનો, હેબતખાન, આલેગભાઈ, કાળિયો, જૂના સાથીદારો સાંભરી જતા... પણ પછી, ભગતબાપુને સાંભાળીને એ પોતાના મનને મનાવી લેતો, ઘરમાંથી જે ગયું હતું એનો અફસોસ છોડી દેતો - સારું થયું એટલો ભાર ઓછો થયો ! ભગતબાપુની વાત એને સાંભરી જતી, જે વાળ કપાઈ ગયા, એનો અફસોસ શું ?એ રૂપાળા હોય કે બરછટ હોય, કાળા હોય કે ધોળા હોય, એની તે વળી ગણતરી હોતી હશે ? એટલો બોજો ઓછો...

એ દિવસોમાં સ્થાનકપુરના પોલીસથાણામાં લાભશંકર હવાલદાર બદલાઈને આવ્યો. લાભશંકર રવજીનો જૂનો ભાઈબંધ. અગાઉ એક વાર સ્થાનકપુરમાં રહી ગયો હતો. સારી કમાણી કરી ગયો હતો. એ વખતે રવજીની હાક વાગતી હતી. લાભશંકર રવજીને ઓળખી ગયો હતો અને રવજીએ લાભશંકરને પિછાની લીધો હતો. એકબીજાને આડેપગે આવવાના બદલે, દોસ્તી બાંધવામાં બંનેને વધુ સલામતી લાગી હતી. લાભશંકરે રવજી સાથે પોલીસ-દોસ્તી બાંધી હતી. રવજી વેણનો સાચો હતો. લાભશંકરની હદમાં ગુના ઓછા બનતા અને રવજીને લીધે કેટલીક કાયમી કમાણી લાભશંકરને મળતી હતી. લાભશંકર સ્થાનકપુરમાંથી બદલાઈને ગયો ત્યારે જશ અને જર, બેય સારા પ્રમાણમાં લઈને ગયો. હવે ફરીથી એ સ્થાનકપુર બદલાઈને આવ્યો હતો.

રવજીને લાભશંકરના ખબર મળ્યા, પણ એને મળવા જવાનું મન ન થયું. ભગતબાપુ કહેતા હતા, એ બધા સંબંધ કાપી જ નાખવા, હળવા મળવાનું જ બંધ કરી દેવું... ભગતબાપુની વાત સાચી હતી. હવે રવજી લાભશંકરને શું કામનો હતો ? પછી, મળવા જઈનેય શું ?

લાભશંકરે પોલીસથાણું સંભાળ્યા પછી રવજીના ખબર પૂછ્યા. યુસુફમિયાંએ કહ્યું, ‘પગી તો હવે ભક્તિમાં પડી ગયો છે.’ અને રવજીની બાધાની વાત માંડીને કરી.

એ બાત સાંભળીને લાભશંકર દોગું હસ્યો. યુસુફમિયાંને એણે પૂછ્યું. ‘બાર મહિનામાં કેટલા મહિના તમારે રોજા હોય ?’

યુસુફમિયાંએ સહેજ અટકીને કહ્યું, ‘એક મહિનો.’

‘કોઈ બારેય મહિના રોજા રાખે તો ?’

યુસુફમિયાં લાભશંકરની ટકોર સાંભળીને હસી પડ્યો.

લાભશંકરને મળવાની ઈચ્છા રવજીને નહોતી પણ એક વાર એવી જરૂરત ઊભી થઈ. સ્થાનકપુરના સરકારી ગોદામ ઉપર ચોકીદારની જરૂર હતી. રવજીને એની ખબર પડી. એને થયું કે, જો લાભશંકર તાલુકાના મામલતદારને એની ભલામણ કરે તો ચોકીદારની નોકરી કદાચ એને મળી જાય...

- અને ચોકીદારની નોકરી મળી જાય તો ?

- અરે, એકવાર નોકરી મળી જાય, ગમે તેવી આછી પાતળી નોકરી મળી જાય તો.. તો રંગ રહી જાય ! રવજી આ સંસારસાગર તરી જાય ! પછી, પાછું વાળીને જોવાનું મન પણ એને ન થાય.

રવજી લાભશંકરને મળવા ગયો, લાભશંકરને થયું કે, પાળેલી બિલાડી, આંખો બંધ કરીનેય છેવટે દૂધ પીવા આવી ખરી ! રવજીના એણે ખબર અંતર પૂછ્યા. રવજીએ દિલ ખોલીને વાત કરી કે, બધી વાતે એ સુખી હતો, મનમાં પણ બહુ શાંતિ હતી, ફક્ત નાણાં ભીડ રહેતી હતી. અને હળવેકથી ચોકીદારની વાત એણે લાભશંકરને કરી, તાલુકા મામલતદારને લાભશંકર જો એના માટે ભલામણ કરે તો...

લાભશંકર રવજીના મોઢે ચોકીદારની નોકરીની વાત સાંભળીને ખડખડાટ હસી પડયો, ‘હવે, સાવજ ખડ ખાઈને જીવવાનો, એમ ને ?’

રવજીએ કહ્યું, ‘હું વળી સાવજ ક્યાંનો ? હું એક મામૂલી માણસ, તમે મારી ભલામણ કરો તો ચોકીદારની નોકરી મને મળી જાય, અને નોકરી મળી જાય તો -’

લાભશંકરે દોંગું દોંગુ હસીને પૂછ્યું, ‘મામલતદાર સાહેબને તમારી ઓળખાણ કઈ રીતે આપું, પગી ? નોકરી માટેની તમારી લાયકાતની કઈ વાત એમને કરું ?’

રવજીને થયું કે, કોઈ એના ગળે ટૂંપો દઈ રહ્યું હતું. એ મૂંગો થઈ ગયો. એક નવી જિંદગી જન્મતાં જન્મતાં જ તરફડીને જાણે મૃત્યુ પામી. લાભશંકર પાસેથી ઊઠીને એ ચાલી નીકળ્યો.

લાભશંકર કહેતો હતો, ‘તોય હું મામલતદાર સાહેબને વાત તો કરીશ, પણ... એમ હેરાન થવા કરતાં...’

રવજી, વધુ કાંઈ સાંભળ્યા વિના, માથું નીચું રાખીને દૂર નીકળી ગયો. ઊંડા અંધારા પાણીના ધુનામાં કોઈ મોટા મગરમચ્છે એને પકડ્યો હોય એમ લાગતું હતું. મન ઘણા વખત સુધી છટપટતું રહ્યું - ધમપછાડા કરતું રહ્યું.

જ્યારે મન શાંત પડ્યું ત્યારે રવજીને થયું, આપણી મથરાવટી મેલી એમાં કોઈનો શું વાંક ?

પણ એમ મન વાળ્યેથી કાંઈ મૂંઝવણ મટી જાય તેમ નહોતી. ભીંસ ચારે તરફથી લાગતી હતી. ક્યારેક ચહેરા પર લાલ લોહી ધસી આવતું હતું.

ઈશ્વરે મા’રાજ, જયંતીલાલ, કાંતિ બાંઠિયો, તળશી મોહન, મનહર લાંબો, જાણે ખાઈ પીને હવે રવજી પાછળ પડી ગયા હતા. જયંતીલાલ કહેતો હતો, હવે ગઢ પડું પડું થઈ રહ્યું છે ! ઈશ્વર મા’રાજ કહેતો, ચોકીદારની નોકરીની ટહેલ રવજીએ નાખી. પણ બિચારો ખાલી હાથે પાછો ફર્યો !

રવજી બજારમાંથી પસાર થતો ત્યારે, કોઈ કોઈ વાર એ પણ ‘બિચારો’ને ‘બાપડો’ સાંભળતો. એને ભગતબાપુ સાંભરી જતા : પગી, માણસ માત્ર બિચારા છે. માણસના જનમની વાત સંભારો, મરણની વાત સંભારો, તો તમને લાગશે કે ગમે તેવો રાજા-મહારાજા પણ આખરે તો બિચારો બાપડો જ છે. જન્મે ત્યારે કેટલો નબળો - મરે ત્યારે કેટલો ઓશિયાળો !

એક વાર રાત્રે ઓચિંતા કાળિયો ને આલેગભાઈ આવી ચડ્યા. રવજી એમની સાથે બે વાત કરીને વળાવવાની વેતરણમાં હતો ત્યાં પાછળ હેબતખાન અને છગનો આવ્યા. રવજીના હાથ પકડીને બોલ્યા, ‘પગી, આજની રાત સંઘર્યા વિના છૂટકો નથી. પાછળ જિલ્લાની પોલીસ પડી છે. તમારા આશરે છઈ.’

રવજી બે ઘડી ખચકાઈ ગયો, ‘ભલા માણસો, તમે એક વાત કેમ સમજતા નથી, મેં હવે બધું છોડી દીધું છે.’

'શરણાગતને આશરો આપવાનીય બાધા લીધી છે ?'

'મને ઈમ મૂંઝવો મા.'

'અમે મૂંઝાણા છઈ ત્યારે તો તમારી પાંહે આવ્યા છઈ. કાં મારો ને કાં તારો. તમારો ભગવાન કે' ઈમ કરો.'

રવજી ઉતાવળો ઉતાવળો બોલ્યો, 'ઠીક લ્યો, હાલો મારી હારે, દાનાભાઈની વાડીએ રાત પડ્યા રહેજો. તમારું કોઈ નામ નહીં લે. પણ ફરી કોઈ વાર મારા ઘરે આવશો નહીં - હું હાથ જોડું છું.'

આલેગભાઈએ રવજીના ઘરના હાલહવાલ જોયા. હેબતખાનને એણે ઇશારો કર્યો. હેબતખાને રવજીની વહુને બોલાવી, 'તું અમારી બોન છો. અહીં આવ્યા છઈ ત્યારે કાપડા જોગું કાંઈક આપતા જાઈ. તને ગમે ઈ આમાંથી લઈ લે.' રવજીની વહુ સામે એણે ઘરેણાંની પોટલી ખોલી નાખી.

રવજી હા-ના કરતો હતો. પણ હેબતખાન એને બોલવા દેતો નહોતો, 'પગી, તમને તમારી ભક્તિ આડી આવતી હોય તો હાથેય નો અડાડશો પણ આ તો અમારી બોન-અમારા ભાણેજ...'

રવજીની વહુએ સામે હાથ જોડીને કહ્યું, 'ભાઈ, તમારું કાપડું મને પોગી (પહોંચી) ગયું. મારે ઈ ઘરેણાં નો ખપે.'

હેબતખાને ઘણું કહ્યું, 'બોન, આનું બધું પાપ અમારી માથે. આ તો અમે દઈ છી ને તારે લેવાનું છે ને ?'

પણ રવજીની વહુ મક્કમ રહી, 'ઈમનો રસ્તો ઈ મારો રસ્તો. મારે કાંઈ નો જોઈ. મારે ઈ અગરાજ છે.'

રવજીનું અંતર બહુ રાજી થયુ.

હેબતખાન, કાળિયો, આલેગભાઈ, છગનો, બધા કહી કહીને થાક્યા. પછી રવજી સાથે દાનાભાઈની વાડીએ જવા રવાના થયા.

બે દિવસ વીતી ગયા પછી એ વાત સ્થાનકપુરમાં ઘૂમરાવા માંડી. ચૌદસિયાઓ કકળાટ કરવા લાગ્યા : જોયું ને, કૂતરાની પૂંછડી કોઈ દી સીધી થાય ? પોટલું બાંધીને પગીને એના ભાઈબંધ આપી ગયા. જિલ્લાનો માલ હતો. હવે પગીને લીલા લહેર...

રવજીના કાને વાતો આવવા માંડી. એને ઘણું કહેવાનું મન થતું કે, ભલા માણસો મેં એક કોડીય નથી લીધી. અરે, મેં તો નથી લીધી, પણ મારા ઘરમાંથીય કોઈએ મન નથી બગાડ્યું. તમે કાંઈક વિચાર તો કરો.

પણ વિચાર કોણ કરે ? અફવાને અને વિચારને શું મેળ ? વાત તો વધતી જ ચાલી. ચૌદસિયા કંપનીએ સ્થાનકપુર માથે લીધું. ઘેર ઘેર અને ઓટલે ઓટલે વાત પહોંચાડી દીધી. દુકાને દુકાને રવજી પગીની ભક્તિનાં તોરણ બાંધી દીધાં. રવજીને ઊંચું ઉપાડીને ચાલવા જેવું રહેવા ન દીધું. રવજી મનમાં ને મનમાં કોચવાઈ ઊઠ્યો, ભલા માણસો, મારે ત્યાં કોઈ આવે જાય... મારા આશરે આવેલાને... તમે કોઈ સમજતા કેમ નથી, હું મોઢું સંઘરું ?

ચાર પાચં દિવસ પછી લાભશંકરે રવજીને બોલાવ્યો, 'પગી, તે દી રાતે કોણ કોણ આવ્યા'તા ?'

રવજી બોલ્યો, 'તમે બધું જાણો છો. મને શું કામ પૂછો છો ? આપણી હદમાં કાંઈ બન્યું નથી. અને મારે ત્યાં તો આશરો લેવા જ આવ્યા'તા. હું હવે ઈ વાતમાં...'

લાભશંકર તાડૂકીને બોલ્યો, 'સતની પૂંછડી થા મા. સાચે સાચી વાત કહી દે. ખોટી બાતમી આપીશ તો તારી ચામડી ઊતરડી નાખીશ. અહીં તારી ભક્તિબક્તિ કાંઈ નહીં ચાલે.'

રવજી લાભશંકર સામે તાકી રહ્યો. લાભશંકરે એને તુંકારો કર્યો ! શા માટે ? શું ખૂટી ગયું હતું એનામાં ?

લાભશંકર ફરીથી ગાજ્યો : 'ભગત તારા ઘેર. અહીં પોલીસચોકીમાં સીધી વાત કરવાની, સમજ્યો ?'

એક પળ વીજળીનો જાણે કડાકો થયો. એ એક પળમાં રવજી જાણે બધું સમજી ગયો. વીંછીનો આંકડો જાણે એકાએક ઊંચો થયો. રવજી ઊભો થઈ ગયો. એનો અવાજ ફરી ગયો. લાભશંકરને એણે કહ્યું, 'તારા હાથમાં સત્તા હોય તો ખીલા મારી દેજે. તને હું કાંઈ કહેવાનો નથી. જો, જાઉં છું, હવે જોજે...' ગુસ્સાથી એનો અવાજ ફાટી ગયો.

લાભશંકર હેબતાઈ ગયો. એટલી વારમાં તો રવજી પગી પોલીસથાણું થોડીને ક્યાંય દૂર નીકળી ગયો.

બે દિવસ પછી સ્થાનકપુરમાં એક સાથે ત્રણ દુકાનો તૂટી. રવજી પગી તે દિવસે બહારગામ હતો. બીજે અઠવાડિયે એ સ્થાનકપુરમાં આવ્યો ત્યારે એના શરીર પર નવાં નક્કોર કપડાં હતાં ને મોઢામાં સિગારેટ હતી.

ચૌદસિયા કંપનીનો ચેરમેન જયંતીલાલ કહેતો હતો : વીંછી આંકડો માર્યા વિના ક્યાં સુધી જીવી શકે ? એ એનો સ્વભાવ છે. સ્વભાવ કોઈ દી બદલાતો હશે ?

લાભશંકર રવજીને કહેતો હતો, 'પગી, તમે સમજતા કેમ નથી ? આપણી હદમાં થાય એ બરાબર નહીં. અડધોપડધો માલ હાજર કરાવી દો ને, બાકીનું અમે ફોડી લેશું.'

રવજી સિગારેટ પીતો પીતો માથું હલાવતો હતો.

---

*૧૫૩-બી, સેક્ટર-૨૦,*
*રાજભવન સામે,*
*ગાંધીનગર-૩૮૨૦૨૦.*



# પુનર્લગ્ન

*- ડૉ. દિનકર જોશી*

**પુ**નર્લગ્ન કરવા માટે બીજવરની જે ઉત્તમ ક્ષમતા ગણાય એ બધી જ મનહરલાલ ધરાવતા હતા. પિસ્તાળીસ વરસની ઉંમર યૌવનનો સંધ્યાકાળ જરૂર કહેવાય પણ એને વાર્ધક્યનો આરંભ ન કહેવાય. પૈસે ટકે પણ મુઠ્ઠી ભરીને વાપરે તોય તાણ પડે નહીં એવી અવસ્થા, શરીરે પાંચ વરસ નાના દેખાય પણ એક વરસ પણ વધારે ન દેખાય એવી સોહામણી કાયા- નાતજાત અને ધંધા રોજગારમાં એક સારા માણસ તરીકેની પ્રતિષ્ઠા પણ ખરી.

પત્નીનું મૃત્યુ થયાને હજુ તો માંડ છએક મહિના થયા હતા. આ છએક મહિનામાં છએક ઓળખીતા પાળખીતા અને સ્નેહી સંબંધીઓએ ચોખો ચાંપી જોયો હતો. બીજવર હતા એટલે વીસ વરસની કોઈ કોડીલી કન્યા ગળામાં વરમાળા પહેરાવે એવું તો હતું નહીં. મનહરલાલે આ તમામ પ્રસ્તાવોને એક જ કારણ દર્શાવીને સ્વીકાર્યા નહોતા. પત્ની મૃત્યુ પામે એટલે પુરુષે પોતાના સુખ માટે પુનર્લગ્ન કરવું જોઈએ. એ વાત ઝટ ગળે ઊતરે એવી નથી, ધારો કે મનહરલાલ મૃત્યુ પામ્યા હોત તો સદ્‌ગત પત્નીને પુનર્લગ્ન કરવાનો વિચાર સુદ્ધાં આવ્યો હોત ખરો ?

પણ ઉમિયાશંકરકાકા જે માંગું લઈને આવ્યા હતા એ માગામાં માત્ર પ્રસ્તાવનું જ તત્ત્વ નહોતું. કાકા પાસે મનહરલાલને દબાવીને કહી શકાય એવો અધિકાર પણ હતો - ઉમિયાશંકરકાકાએ મનહરલાલને આ ધંધામાં કામે લગાડ્યા હતા. મૂડીની વ્યવસ્થા કરી આપી હતી. ખરીદ વેચાણ ક્યાંથી કેમ કરવું, કોને કરવું એમણે જ શીખડાવ્યું હતું. બાવીસમાં વરસે મનહલાલના લગ્ન થયા ત્યારથી જ ઉમિયાશંકરકાકાએ મનહરલાલને સગા દીકરાની જેમ ધંધામાં પલોટ્યા હતા. અને ઉમિયાશંકરકાકા પુનર્લગ્ન માટે પ્રસ્તાવ લઈને નહોતા આવ્યા. આદેશાત્મક સૂરે એમણે તો કહ્યું હતું - ''મનુ તારી ઉંમર હજુ નાની છે. ઘણાં વરસ કાઢવાનાં છે. ઘરને ધરમશાળા બનવા ન દેવાય. અને આ કન્યા પણ તારા માટે બધી રીતે બંધબેસતી છે. વિચાર કરી રાખજે. આપણે એ લોકોને કાલે જવાબ આપવાનો છે.''

કાકાની વાત સાચી હતી. કન્યા બધી રીતે બંધબેસતી હતી. આ નહીં અને પેલું નહીં, આ તો જોઈએ જ અને આટલું જ જોઈએ એવી ચપાચપીમાં આ કન્યા સાડત્રીસ વરસની થઈ ચૂકી હતી, એટલે એક તો છૂટાછેડા લીધેલી નહીં, પતિએ હાંકી કાઢેલી નહીં, સુપેરે શિક્ષિત અને સાડત્રીસ વરસની ઉંમરે પણ બે વરસ નાની લાગે એવું દેહસૌષ્ઠવ. વીસ બાવીસ વરસની ઉંમરે કન્યા સહુથી વધુ રૂપાળી લાગે પણ એ વખતે દુનિયાનું દર્શન થયું ન હોય. માત્ર પાઠ્યપુસ્તકો, નવલકથાઓના નાયકો અને નાયિકાઓ, બગીચાના પાંદડે પાંદડે ઉડતા પતંગિયાના રંગો જ દેખાતા હોય. આ સાડત્રીસ વરસની કન્યાનું પણ એવું જ થયેલું. મેઘધનુષી રંગોમાં અટવાઈ ગઈ. માત-પિતા મૃત્યુ પામ્યા પછી ભાઈ-ભાભી જોડે હવે નભતું નહોતું. એને શહેરના રાજમાર્ગો ઉપર જેટલા વાહનો દોડે છે એના કરતા અધિક માત્રામાં વરૂઓ જ શિકારની શોધમાં ફરતા હોય છે, એનો પણ એને પૂરતો અનુભવ થઈ ગયેલો. ઉમિયાશંકરકાકાએ આ કન્યાને એના જન્મ સમયે જ જોઈ હતી. એના પિતા સાથે ગાઢ ઘરોબો પણ હતો. હવે તો આ કન્યા લગ્ન માટે મનોમન તૈયાર પણ થઈ હતી. ઉમિયાશંકરકાકાએ એને એકલી બોલાવીને ચોખો ચાંપી જોયો હતો. એની ઇચ્છા જાણી લીધા પછી એમણે મનહરલાલનું નામ સુદ્ધાં આપ્યું હતું. આ પછી જ કાકાએ મનહરલાલને મોઢે આ વાતની ચોખવટ કરી.

કાકા તો આજની વાત કાલ ઉપર ઠેલીને જતા રહ્યા પણ મનહરલાલ ભારે વિમાસણમાં પડી ગયા હતા. મૃત પત્ની સાથેના બાવીસ વરસના લગ્નજીવનને સંભારી રહ્યા હતા. જો કોઈ એમને અત્યારે પૂછે કે બાવીસ વરસના લગ્નજીવનની કઈ પળ પુનર્જીવિત થાય તો તમને ગમે, તો એ પ્રશ્નનો ઉત્તર એ વાળી શકે એમ નહોતા. બાવીસ વરસના ૨૬૪ મહિના, સેંકડો સપ્તાહો અને હજારો કલાકો આ બધા પૈકી એક ક્ષણ એમને એવી નહોતી સાંભરતી કે જેમાં એમને ફરીથી જીવવાનું મન થાય. જન્મકુંડળીમાં બારે બાર રાશિ ચક્રમાં સોમ, મંગળ,

બુધ, ગુરુ અને શુક્ર, શનિ, રવિ સુદ્ધાં બરાબર તપાસ્યા હતા. ગુણાંક મેળવ્યા હતા. લગ્ન વખતે ગ્રહ શાંતિ પણ કરી હતી અને આમ છતાં એકેય ગ્રહે આ પતિ-પત્નીને ઠરીને ઠામ થવા દીધા નહોતા - વાતમાં કંઈ માલ ન હોય અને છતાં વાતનું વતેસર થઈ જાય. એકવાર તો ઘરે કશુંય કહ્યા કારવ્યા વિના પત્ની પિયર જતી રહેલી. પછી પત્નીના પિયરિયા એટલે મનહરલાલના સાસરિયા વડીલોની એક ફોજ લઈને મનહરલાલને સમજાવવા આવ્યા. મનહરલાલ બધું સમજેલા જ હતા. નવું કંઈ સમજવા જેવું હતું જ નહીં. આ વડીલોને એમણે શાંતિથી કહી દીધું - તમારી દીકરી એ મારી પત્ની છે. આ ઘર એનું જ છે. એણે મને જાણ કર્યા વિના જ ઘર છોડ્યું છે. ઘરે પાછા ફરવાનો એનો અધિકાર કોઈ લઈ શકે નહીં.''

પેલા સાસરિયા પણ કન્યાનો બોજો માથેથી ઉતારવા માંગતા હતા. એમણે જમાઈની આ સીધી સાદી વાત પકડી લીધી, પણ નાકનું ટીચકું સાવ ઘસાઈ ન જાય એ માટે કહ્યું, ''તમારી વાત સો ટચના સોના જેવી છે પણ જો દાગીનો ઘડવો હોય તો એમાં થોડીક ભેળસેળ કરવી પડે. અમારું કહેવું એટલું જ છે કે તમે આવો અને અમારી દીકરીને તેડી જાઓ.''

બીજો કોઈ અકડું જમાઈ હોત તો આ વાત એણે સ્વીકારી ન હોત. એણે કહ્યું હોત, ''તમારી દીકરીને એકવાર હું ધામધૂમથી તમારા ઘરેથી તેડી લાવ્યો હતો. આ વખતે ઘર એણે છોડ્યું છે એટલે એણે એની મેળે જ પાછા ફરવું જોઈએ.'' પણ મનહરલાલે એવી કોઈ હઠ લીધી નહીં. મૂર્ખતાભરી વાતને પ્રતિષ્ઠાનો પ્રશ્ન બનાવીને બંનેના જીવન રગદોળી નાખવા



એમાં ડહાપણ નહોતું. મનહરલાલ સાસરે ગયા, કંસારનું જમણ જમ્યા અને પછી શાંતિથી પત્નીને તેડીને ઘરે લઈ આવ્યા.

પણ એથી વાત પૂરી નહોતી થઈ. રાશિચક્રના ગ્રહો સાથે સાથે નહોતા પણ સામે સામે હતા એ વાત ડગલેને પગલે સમજાવા માંડી. ઘરની દીવાલો ઉપર કયો રંગ કરવો ત્યાંથી માંડીને, મનહરલાલે મિત્રને ચા-નાસ્તા માટે નોતરવા હોય ત્યાં સુધી દરેક વાતમાં બંનેના ગ્રહો વક્રગતિએ જ ચાલતા. બેડરૂમનો પંખો કે ડીમલાઈટ કઈ રીતે રાખવા એ પણ મનહરલાલ માટે યક્ષ પ્રશ્ન બની જતો.

વચ્ચે મનહરલાલની ઓફિસમાં ભારે ગરબડ થઈ હતી. ધંધાની હજાર માથાકૂટમાં ક્યાંક ભૂલચૂક થઈ ગયેલી. મનહરલાલ સવારે ઓફિસે જાય ત્યારે મનમાં છલોછલ ભાર ભર્યો હોય. કલાકોની એકધારી યંત્રણાઓ પછી મોડી સાંજે ઘરે આવે ત્યારે મનમાં પેલા ભાર ઉપરાંત ભય પણ ઉમેરાયેલો હોય. આજે હવે કયા મુદ્દા ઉપર ચડભડ થશે. કે વાંધો વાંચકો ઊભો થશે એની ચિંતા ઘરે પાછા વળતા આખે રસ્તે થતી. કોઈકવાર તો પથારીમાં પડ્યા પછી એવા વાંધાવચકા થઈ જતા કે મનહરલાલને હાથ ઉપાડી લેવાનું મન થઈ જતું, પરંતુ એવું જો કે એમણે કયારેય નહોતું કર્યું પણ ઓશીકું ઉઠાવીને ફેંકી દેવાનો વારો તો આવી જ ગયો હતો.

ઉમિયાશંકરકાકાએ જે પ્રસ્તાવ કર્યો હતો એ પ્રસ્તાવ સામે મનહરલાલને ખાસ કશું કહેવા જેવું નહોતું. કાકા કહેતા હતા એમ કન્યા રૂપાળી હતી, ભણેલી હતી અને પોતાને પણ હજુ જિંદગીના ઘણા વરસો વીતાવવાના બાકી હતા. સંસારનો ભોગવટો કડવો નહોતો લાગતો અને એનો સ્વાદ કોઈવાર સરકતી સાપણની જેમ સડસડાટ કરતો અંગોને આભડી જતો હતો. પણ -

એમ તો મનહરલાલે જ્યારે લગ્ન કર્યા ત્યારે જે કન્યાને જોઈ હતી એ પણ કંઈ ઓછી રૂપાળી નહોતી. ભટ્ટ પરિવારની અને ભણેલી ગણેલી હતી. સામાજિક પ્રસંગો, પર્વો, ગરબાઓ આ બધામાં કુશળતાપૂર્વક ભાગ લેતી હતી. આડોશપાડોશ અને સગાસંબંધીઓ એની કોઠાસૂઝની પ્રશંસા પણ કરતા. બસ, આ એકમાત્ર મનહરલાલ સાથેની ગ્રહદશા સિવાય બધું બરાબર રહ્યું હતું. મનહરલાલ ક્યારેક વિચારતા કે જો આ

સ્ત્રી પોતાના સિવાય બીજા કોઈના જીવનમાં પ્રવેશી હોત તો એ બંને જણા સુખી થાત.

મનહરલાલ આજ સુધી બીજા સહુને તો સામાજિક સુષ્ઠુ સુષ્ઠુ જવાબ આપીને ટાળી દેતા હતા પણ, ઉમિયાશંકરકાકાને એમ ટાળી શકાય નહીં. છેલ્લા ઘણા વરસથી ઓફિસેથી ઘરે પાછા વળતી વેળાએ ચિંતા અને ભયથી મન ઊંચું રહેતું. આ અનિશ્ચિતતાએ એવા ઊંડા મૂળ નાખી દીધાં હતાં કે, ચિત્ત જાણે એક ભયથી ઉભરાઈ ગયું હતું. ઉમિયાશંકરકાકા કહે છે એમ, આ કન્યા અથવા તો બીજી કોઈપણ કન્યા સાથે લગ્ન કરવાના ખ્યાલ માત્રથી મનહરલાલના મનમાં પેલો ભય પાંખો ફફડાવીને ચિચિયારી કરવા માંડતો. હવે એમને રૂપાળા હોવું કે રાશિચક્રના ગુણાંકોનો મેળ પડ્યો આ બધી વાતમાં વિશ્વાસ રહ્યો નહોતો. પોતે પુનર્લગ્ન કરે અને બીજી પત્ની ઘરમાં આવે તો એનાથી પણ પહેલા જેવો જ કડવો અનુભવ થાય તો એને જીરવી કેમ શકાય ? વાંધો પુનર્લગ્ન સામે નહોતો - વાંધો પુનર્લગ્ન પછી જે ભયની સંભાવના ઊભી થતી હતી એનો હતો. આ સંભવિત ભયને હવે એ જીરવી શકે એમ નહોતા.

કલાકોના ઉજાગરા પછી મનહરલાલે નિર્ણય કરી લીધો. ઉમિયાશંકરકાકાનું વેણ ઉથાપાય નહીં એની ઊંડી સભાનતા સાથે એમણે બીજે દિવસે કાકાને કહી દીધું - “કાકા, તમારી કોઈપણ સેવા હું કરીશ પણ પુનર્લગ્ન કરવાની વાત માત્રથી મારાથી કશુંક ન સમજાય એવું થઈ જાય છે. હું પુનર્લગ્ન નહીં કરું. તમે કહો છો એ કન્યા સામે મારે કોઈ વાંધો નથી પણ પુનર્લગ્ન સામે જ મારું મન અકળાઈ જાય છે. મને માફ કરી દો કાકા !”

ઉમિયાશંકરકાકાએ સમજાવવાની કોશિશ તો કરી પણ મનહરલાલ ન માન્યા તે ન જ માન્યા. વાત પૂરી થઈ ગઈ.

પણ પૂરી થઈ જતી લાગતી આ વાત ઉમિયાશંકરકાકા માટે નવેસરથી શરૂ થતી હતી. જે કન્યાનું એ કશેક ગોઠવી દેવા માંગતા હતા એમાં એમની નરી વિશુદ્ધ લાગણી હતી. દીકરી એમની પોતાની નહોતી પણ લાગણી પોતાની દીકરી જેવી જ હતી. જોઈ શક્યા હતા કે માતા-પિતાના મૃત્યુ પછી આ કન્યા સોરવાતી હતી. ભાઈ-ભાભી સાથે મનમેળ નહોતો. એકલવાયા રહેવા જેવું નહોતું. આ સંજોગોમાં જો એનું ક્યાંક સારી રીતે ગોઠવાઈ જાય તો બાકીની જિંદગી નિર્ભયતાપૂર્વક, નચિંત ભાવે વીતાવી શકાય. ઉમિયાશંકરકાકાના ધ્યાનમાં એક બીજો મુરતિયો પણ હતો. વિનોદચંદ્ર એનું નામ. વિનોદચંદ્રના પિતામહના સમયમાં ઉમિયાશંકરકાકા એના પરિચયમાં આવેલા. પિતામહ તો સદ્ગત થઈ ગયેલા પણ પિતા હજુ બેઠા હતા અને ઉમિયાશંકરકાકા પ્રત્યે પૂરતો આદરભાવ પણ ધરાવતા હતા. ભોગજોગે બન્યું એવું કે, અચાનક વિનોદચંદ્રના સુખી અને સોહામણા સંસારનો નિષ્ઠુર અંત આવી ગયો. વિનોદચંદ્રની પત્ની રૂડીરૂપાળી, મીઠા બોલી અને હસે ત્યારે ફૂલ ઝરે એવી લાગતી, એક અકસ્માતમાં મોતનો કોળિયો બની ગઈ. વિનોદચંદ્રના તો હોશકોશ ઊડી ગયા પણ આખું ઘર હેબતાઈ ગયું હતું. આ વાતનેય ખાસ્સું એક વરસ થઈ ગયું હતું અને મહાકાળના નિયમ મુજબ બધું, પાછું પહેલાની જેમ જ ગોઠવાઈ ગયું હતું. ઉમિયાશંકરકાકાને થયું કે પેલી પોતાની માનેલી દીકરી માટે આ વિનોદ પણ કંઈ ખોટો મુરતિયો ન કહેવાય. વિનોદના મનનો તાગ લેવા માટે એમણે એક દિવસ વિનોદને જ મોઢામોઢ અને સીધેસીધું પૂછી જ લીધું.

વિનોદ સાંભળી રહ્યો. ઉમિયાશંકરકાકા માટે એમના મનમાં પણ પૂરતો આદરભાવ હતો. ઉમિયાશંકરકાકાના પ્રસ્તાવનો એ તત્કાળ જવાબ તો ન વાળી શક્યો. ઉમિયાશંકરકાકા પણ જાણતા હતા કે, પુનર્લગ્ન કરવા માટે વિનોદ વિધુર થયો એ પછી જે કંઈ વાતો થઈ હતી એ બધી વિનોદે આટોપી દીધી હતી. પુનર્લગ્ન વિશે એના મનમાં મુદ્દલ ભાવ નહોતો.





ઉમિયાશંકરકાકને એણે મોઢામોઢ ના તો ન પાડી પણ વિચારવા માટે થોડોક સમય મેળવી લીધો.

અને આ સમય એટલે -

પત્નીના મૃત્યુ પછી એક ક્ષણ એવી નહોતી કે વિનોદે એનું એક યા બીજા કારણોસર સ્મરણ ન કર્યું હોય ! રંગ ગુલાબી હોય કે આસમાની, નજરે પડતાવેંત વિનોદને સાંભરતું કે આ ગુલાબી રંગ પત્નીને બહુ શોભતો હતો એ પેલા આસમાની રંગના પડદા એણે જ ખાસ પસંદ કર્યા હતા. ભોજનમાં શાક તુરિયાનું હોય કે પછી ભીંડાનું હોય, ભાણે બેસતાવેંત વિનોદને સાંભરતું કે આ તુરિયા સાથે પાતરા ભેળવીને પત્ની જે શાક બનાવતી... અને આ ભીંડા... ભરેલા ભીંડાનું શાક એને બહુ ભાવતું.

આમ તો વિનોદે કામ ધંધામાં મન પરોવી દીધું હતું પણ, એને માટે આ સ્મૃતિ સંવેદના અલગાતી નહોતી. ડોક્ટરના દવાખાના પાસે ઊભો હોય અને કોઈ દર્દીને આવતા જતા જુએ કે તરત જ એના મનમાં ઝબકારો થાય. પોતાને એક છીંક પણ જો વધારે આવે તો કેવી સારવાર શરૂ થઈ જતી. શહેરના બાગબગીચા કે નદીતળાવો તો ઠીક પણ મહાબળેશ્વરથી માંડીને આબુ, મસુરી, સિમલા, દાર્જીલિંગ... કોઈ એવું સ્થળ નહોતું કે જ્યાં આ પતિ-પત્નીએ નવેસરથી હનીમુન ન માણ્યું હોય. અખબારોમાં ચેન્નઈ, કોલકત્તા, બેંગ્લોર કે મુંબઈ જેવા મહાનગર વિશે કંઈ સમાચાર છપાયા હોય કે તરત જ વિનોદને સબાકો ઊઠે - તે દિવસે ચેન્નઈમાં મરીના બીચ ઉપર કેવો સમય પસાર કર્યો હતો. કોલકાતામાં ગુરુદેવ ટાગોરના નિવાસસ્થાન જોરાસાંકોમાં બેય જણે સાથે મળીને કેવી પ્રસન્ન પળો મુગ્ધતાથી માણી હતી.

સંસ્મરણોનો કોઈ અંત નહોતો. સંસ્મરણો સાથે જ જડબેસલાખ ચીટકેલાં સુખનો કોઈ પાર નહોતો.

હવે આ સંસ્મરણો અને આ સુખ આંગળી પર વધેલા નખની જેમ કાપી નાખવાના કે પછી શરીર પર વળગેલી ત્વચાની જેમ અકબંધ રાખવાના ?

જિંદગીના હજુ બીજાં ઘણાં વરસ કદાચ પસાર કરવાના બાકી હોય એવું બને પણ આ વરસોમાં પેલું સુખ અને મીઠાશ ક્યાંથી મેળવી શકાય ? સુખ અને દુઃખ તો મનનો જ ભાવ છે એવા ઉપદેશાત્મક સુવાક્યો એણે સાંભળ્યા હતા, વાંચ્યાં હતાં અને વિચાર્યા પણ હતાં. આમ છતાં પુનર્લગ્નના પ્રસ્તાવ સમક્ષ ઊભા રહેતાવેંત એને ફાળ પડતી. પુનર્લગ્ન તો કરી શકાય પણ પેલી સુખી સંવેદનાઓ પુનઃપ્રાપ્ત થઈ શકે ખરી ? અને આજે આ સંવેદનાઓના સ્મરણમાત્રથી સુખની જે અનુભૂતિ થાય છે એ પુનર્લગ્ન પછી જે રીત નંદવાઈ જાય એ રીત પોતે જ શું દુઃખદ નથી ? વિનોદના મનમાં ધરબાયેલી ભયની એક લાગણી સ્પ્રિંગની જેમ ઉછળી આવી. પુનર્લગ્ન કર્યા પછી પત્ની પાસેથી નવેસરથી શું આવું સુખ મળે ખરું ? અને જો પોતે નવી પત્નીથી એવા જ સુખી થઈ જાય તો શું પહેલી પત્ની સાથે માણેલી પળો કચકડાની હતી ?

રાતભર એ વિચારતો રહ્યો. બીજે દિવસે એણે ઉમિયાશંકરકાકાને અત્યંત નમ્રતાથી કહી દીધું - કાકા, બીજું તમે જે કંઈ કહેશો તે હું એકેય પ્રશ્ન પૂછ્યા વિના કરી નાખીશ - એકમાત્ર આ પુનર્લગ્ન સિવાય !

"મારાથી આ પુનર્લગ્ન નહીં થાય."

---

*૧૦૨-એ, પાર્ક એવન્યુ, દહાણુકર વાડી,*
*એમ. જી. રોડ, કાંદિવલી (પશ્ચિમ),*
*મુંબઈ-૪૦૦૦૬૭. મો. ૦૯૯૬૯૫૧૬૭૪૫*

# વેડિંગ એનીવર્સરી

*- વર્ષા અડાલજા*

**આ**કાશ ગોરંભાયું હતું. ખરા બપોરનું સોનેરી તેજ ઝંખવાઈ ગયું હતું. રસ્તો સૂનો હતો. વૃક્ષની ઘટામાં કોઈ પક્ષી ચાંચથી આ સૂનકારને ઠોલી રહ્યું હોય એમ એકસરખો ઠક્ ઠક્ અવાજ કરતું હતું.

પ્રવીણ બાલ્કનીના હિંચકા પર સવારનું અખબાર લઈ, ધીમી ઠેસે હિંચકતો હતો. વાંચવામાં મન ન હતું. એમ જુઓ તો શેમાં ય મન ન હતું. સવારથી મોબાઈલ રણકતો હતો અને વ્હોટ્સ એપ પર મેસેજીસ આવતા હતા, હેપ્પી વેડિંગ એનીવર્સરી. ન્યૂઝીલેન્ડથી અર્પિતાનો ફોન, હાય પપ્પા ! પૂરા ૪૦ વર્ષ, રાઈટ ! તમે અને મા સાથે રહ્યા. પછી હસી પડી, આજના સમયમાં કમાલ કહેવાય હોં પપ્પા ! વ્હેર ઈઝ મા ? સોરી, ત્યાં સવાર છે કેમ ! તો તો નાસ્તામાં બીઝી હશે. પછી કરીશ.

પછી આશિતનો ફોન પપ્પા, હું અને વિશાખા સાંજે કેક લઈને આવીયે છીએ. ફોર્ટી પ્લસ, વાઉ ! સેલિબ્રેશન તો મંગતા હૈ.

અખબાર તો અદ્ધર જ રહ્યું. ચાલીસ વર્ષ થયાં લગ્નને ! ચાલીસ વર્ષ થયાં હતાં સ્વપ્નને ભાંગીને ભૂક્કો થયાને પછી એ કાચની ઝીણી ઝીણી કરચ પર આટલા વર્ષ ચાલતો રહ્યો હતો.

નાના ગામમાં બાર ધોરણ પૂરાં કરી મુંબઈની હોસ્ટેલમાં એ ભણવા આવ્યો હતો. શહેરની ઝગમગતી દુનિયાથી ધીમે ધીમે આંખ ટેવાવા લાગી હતી, નવાં નવાં સપનાનાં ઝીણાં લીલા અંકુર ફૂટવા લાગ્યા હતા અને બીજા વર્ષનાં વેકેશનમાં એ ગામ આવ્યો, ઉંબરા પર જ બાએ ગોળ વંદાવી, વધામણી ખાધી.

''બેટા, પવલા, તારું સગપણ કર્ય઼ું.''

કંઈ સમજાયું ન હોય એમ તાકી રહ્યો હતો બાને. સગપણ કર્યું એટલે ! આ ઉંમરે ? એને પૂછ્યા વિના ? થયું આ જ ક્ષણે પાછો વળી જાઉં. સગપણ ફોક ન થાય ત્યાં સુધી ગામ જ છોડી દેવું.

પણ એ ઉંબરે જડાઈને ઊભો રહી ગયો હતો.

એટલાં વર્ષો પહેલાં દાદા, મા-બાપ સામે બોલવાની હિંમત ક્યાંથી કાઢવી ! બાને ખબર ન પડે એમ મોંમાંથી ગોળ કાઢી નાંખ્યો હતો. તો ય બા એકલી પડી ત્યારે એ રડમસ થઈ ગયો હતો, બા, ગમે તે થાય. આ સગપણ ફોક કર. હાથ જોડું પગે લાગું, દાદાને સમજાવ.

પણ બા સસરા સામે ઊભી રહેતાંય ધ્રૂજે ત્યાં એનો પક્ષ કોણ લે ? એ પોતે જ વળી બીજું કોણ ! રાત્રે દાદા છીંકણીની ડબ્બી લઈ, આંગણામાં ખાટલો ઢાળીને બેસે કે સાષ્ટાંગ કરતાં રડવા જ માંડવું. કેટલીય માનતા બાધા પછી કુળનો એક માત્ર વંશ જરૂર માની જશે.

પણ મોકો જ ક્યાં મળ્યો ! બીજે દિવસે સવારે તો મીનાનું કુંવારું વહુતેડું, સગાંસંબંધીઓને જમણ, માતાજીના થાળ અને સાંજે તો લગ્નનું મુહૂર્ત જોઈ નાતમાં સાકરના પડા વહેંચાઈ ગયા.

''પપ્પા ! વ્હોટ યુ આર ટોકીંગ !''

આશિત ખડખડાટ હસી પડેલો. એક સાંજે એ સુગંધાને ઘરે લઈ આવ્યો. મહારાષ્ટ્રીયન. બંને સાથે સી.એ.નું ભણતા. હલ્લો પપ્પા ! કહેતા સુગંધા સામે બેસી ગયેલી. ટાઈટ જીન્સ અને ટીશર્ટમાં સ્માર્ટ લાગતી હતી. મીના બારણાં પાછળથી ડોકાઈ રહેલી. ચૂપચાપ જોઈ રહેલી. હંમેશની જેમ. આશિત હાથ પકડી એને બહાર લઈ આવ્યો.

''મમ્મી તું પણ ! સાસુ શરમાય કે વહુ ! મીટ માય સ્વીટ મધર.''

તરત સુગંધા ઊઠી અને પગે લાગી,

''આઈ, આશિત હેઝ ટોલ્ડ... આઈ મીન આશિત તમારી બહુ વાત કરે છે.''

એણે તરત વિરોધ નોંધાવેલો.

''પપ્પાને પગે નહીં લાગવાનું ?''

એ હસી પડી હતી. નો, નેવર. ફ્રેન્ડને પગે લગાય ?

મીના ચા નાસ્તો તૈયાર કરવા અંદર ચાલી ગઈ ત્યારે એણે પોતાની સગાઈની વાત કરેલી. સુગંધા એટલું હસેલી, હાઉ રોમાન્ટીક !

શું હતો રોમાન્સ આમાં ? મીનાને એકવાર જોઈ હતી, દૂરથી, ગામડા ગામની નવ ધોરણ ભણેલી યુવતી. ગુજરાતી ઢબે

સાડી ને કપાળ સુધી માથે ઓઢેલું. ચીસો પાડતી હતી પણ ચૂપચાપ નાળિયેર પકડી બાઘા જેવો બેસી રહેલો. હોસ્ટેલમાં પાછો ફર્યો પણ કોઈને કહેતા જીભ જ ન ઉપડી. બસ, આમ જ લગ્નને ખીલે પણ બંધાઈ ગયો, ભણતાં ભણતાં વેકેશનમાં ગામ જવું જ પડે, બા મીનાને મારી સાથે સૂવા મોકલે, ત્યારે જ કહી દીધેલું એણે, હું ભણીને કેરીયર ન કરું ત્યાં સુધી મારી પાસે ફરકતી પણ નહીં. ડોકું, ધુણાવી એ નીચે પથારી કરી પડખું ફરી ગયેલી. ત્યારે થતું, અરેરે ! આ ઢીમચા સાથે આખી જિંદગી શેં જશે !

આજે એ વાતને ચાલીસ વર્ષ થયાં, અને આશિતને સેલિબ્રેશન કરવું છે.

ઝીણાં ઝીણાં ફોરાં પડવા લાગ્યા હતા. એણે હળવી ઠેસ મારી. હિંચકો ઝૂલવા માંડ્યો.

ભણ્યો, દાદાએ ખેતર વેચી ઘર લઈ આપ્યું. ફાઈનાન્સ કન્સલટન્ટની પ્રેક્ટિસ શરૂ કરી. અને લગ્ન પછી ઘણે વખતે સંસાર માંડ્યો. બા મીનાને મૂકી ગઈ. મીના એવી જ. ચૂપચાપ. ઘરકામ અને રસોઈ. બહારથી ચીજવસ્તુઓ લાવવી, નોકર પાસે કામ કરાવવું. બધું ધીમેધીમે આપમેળે શીખી ગઈ. એ બીઝનેસ જમાવવામાં ખૂંપી ગયેલો. મુંબઈની તેજ રફતાર જિંદગીમાં રેસના ઘોડાની જેમ સતત દોડતો. મોટું ઘર લીધું. કાર અને પોશ ઓફિસ. બીઝનેસ પાર્ટી અને ટ્રાવેલિંગ.

ઘરે પાછો ફરે ત્યારે એક દુનિયામાંથી જાણે બીજી




દુનિયામાં પ્રવેશતો. અહીં સમય થીજી ગયો હતો. મીના ગુજરાતી ઢબે સાદી સાડી, અંબોડો, માથે ઓઢેલું અને વરતવરતુલાનાં દાયરામાં જીવતી. એ ગમે તેટલો મોડો આવે, થાળી પીરસી એ પ્રતીક્ષા કરતી હોય. આશિત અર્પિતાને સુવડાવી દીધા હોય અને એની સવારની સ્કૂલની તૈયારી પણ કરી લીધી હોય. ઘણીવાર એ બહાર જમીને આવ્યો હોય તો ભલે, કાંઈ જોઈએ છે ? એટલું જ સાંભળવા મળતું. એ નિશ્વાસ મૂકી બેડરૂમમાં ચાલી જતો.

અર્પિતાએ એક ડિવોર્સી સાથે લગ્ન કર્યાં. તે પણ પાંચ વર્ષની પુત્રી સાથે. ત્યારે એ ખૂબ નારાજ થઈ ગયેલો. પણ મીનાને તો એનો ય સ્વીકાર. તારે કંઈ કહેવાનું નથી ? એ મીના પર પહેલીવાર ખિજાયેલો.

ભલે આપણું નહીં, અપુનું મન તો છે ને ? એની જિંદગી છે, કહી એણે તરત મહોર મારી દીધી હતીં.

ફરી વરસાદ થંભી ગયો હતો. ગરમી થવા લાગી. ડ્રોઈંગરૂમમાં આવી ટી.વી. ચાલુ કર્યું. જૂની હિન્દી ફિલ્મ આવતી હતી. ટિપોય પર પગ લાંબા કરી એ સોફામાં ગોઠવાયો. રૂમમાં ઠંડક થઈ ગઈ. અચાનક ! જોયું તો મીનાએ એ.સી.ની સ્વીચ ઓન કરી હતી, કોફીનો મગ ટ્રેમાં મૂકી ગઈ. દિલીપકુમાર, મધુબાલાનો રોમાન્સ ચાલતો હતો. હોસ્ટેલમાં રવિવારની બપોર એટલે ફિલ્મ્સ. ઘેલું હતું. એનાં ગામમાં પતરાનું એક જ થિયેટર. દાદા સાથે વીર હનુમાન ત્રણ વાર જોયેલી.

પણ અહીં આવીને મુક્તિ મળેલી. અનેક બંધનોથી.

કે પછી બંધનમાં બંધાયો હતો !

સોફામાં જ આંખ મળી ગઈ.

"લો, પપ્પા તો અહીં જ લંબી ખેંચે છે. વેઈક અપ ડેડ."

આશિત, સુગંધા આવી ગયાં હતાં. એ ઊઠી ગયો. ઘડીભરમાં તો ઘર ગાજતું થઈ ગયું. આશિતે એને મોંઘો મોબાઈલ ગીફ્ટ આપ્યો, સુગંધાએ ગુચીની સુંદર મોંઘીદાટ ઘડિયાળ મીનાને પહેરાવી દીધી.

"ના, શેની પાડો છો આઈ ? યુ ડીઝર્વ સો મચ મોર."

"હા મમ્મી, રોજ પહેરવાની. જલ્દી મમ્મી, ભૂખ લાગી છે. તારું ડિનર એટલે ફાઈવ સ્ટારને ટક્કર મારે."

સુગંધા અને મીનાએ ટેબલ સેટ કર્યું. જમતાં જમતાં સુગંધાએ કહ્યું,

"પપ્પા તમારી ઈર્ષ્યા થાય છે. તમે આઈના હાથનું રોજ મસ્ત જમો છો, અને અમને જુદા રહેવાનું કહો છો."

"હા પપ્પા, હું પણ આજે જીદ કરવાની છું, અમે દિવાળી પર મૂવ ઈન થઈ જઈશું. અમે કાંઈ સાંભળવાના નથી."

"પણ બેટા, તમને તમારે ત્યાં ફ્રીડમ લાગે, એટલે..."

"નો પપ્પા, અહીં પણ ફ્રીડમ જ છે. નો ! મમ્મીએ તો ચાલીસ વર્ષ પહેલાં ફ્રીડમ આપી હતી તો હવે અમને કેવાં રીસ્ટ્રીક્શન !"

એણે ચમક અનુભવી.

"ખરી વાત ને પપ્પા ! સુગંધા, તું તો પપ્પા મમ્મીની સાથે રહી જ નથી પણ, મમ્મીને ઓળખે તો છે ને ! મને પપ્પાનો ફ્લરીશીંગ બીઝનેસ ગીફ્ટમાં મળ્યો. પણ પપ્પાએ રાત-દિવસ મહેનત કરીને જમાવ્યો એની પાછળ મમ્મીનું તપ હતું. રાઈટ પપ્પા !"

એને કશો જવાબ ન સૂઝ્યો.

"પપ્પા તો રાત-દિવસ ઘરબહાર હોય, ક્યારેક બે ચાર દિવસે ઘરે આવે. ઘરની અમારી બધી જવાબદારી મમ્મીએ એકલે હાથે સંભાળી. ને ત્યારે પૈસા બચાવવા મમ્મી કામ પણ બધું હાથે કરતી હતી..."

મીના કપડાં વાસણ સાફસૂફી જાતે કરતી હતી ! એને તો કદી ખબર ન પડી !

"...ત્યારે ફોન ક્યાં હતા ! એકવાર અર્પિતા પડી ગઈ. કપાળમાં ખૂબ વાગ્યું હતું. પપ્પા બહારગામ હતા. રાત્રે અગિયારેક વાગ્યા હશે. અર્પિતાને ખભે નાખી, મારી આંગળી પકડી, મને એકલો ક્યાં મૂકે ? ટેક્સી ન મળે. અર્પિતાને ખભે નાંખી મમ્મી હોસ્પિટલ સુધી કંઈ દોડી છે ? રીયલી આઈ ટેલ યુ !"

આ ક્યારે બન્યું હતું ! ક્યાં હતો એ ! મીનાએ તો કદી કહ્યું નથી અને બાળકો...

"અમને પપ્પાને કહેવાની મનાઈ. મમ્મી કહેતી. પપ્પાને ચિંતા થાય, એમનું કામ કરવા દો."

"બાપ રે ! રીયલી આશિત ! ભઈ, હું તો આખો સંસાર મારે ખભે ઊંચકી જ ન શકું, જો ચેતવી દઉં છું તને."

બંને ખડખડાટ હસી પડ્યા. આશિતે આજે મા પુરાણ વાંચવા માંડ્યું હતું. મીનાએ બાળકોને ભરપૂર આપ્યું હતું. દરિયાકાંઠે રેતીમાં રમાડવા લઈ જવા, સ્કૂલની મિટિંગમાં બાળકોનાં રીપોર્ટ કાર્ડની ચર્ચા કરવી, રજાઓમાં વિવિધ પ્રવૃત્તિના કલાસમાં લઈ જવા... અરે ! અર્પિતાને ભરતનાટ્યમ્ શિખડાવવાની બહુ કોશિશ કરી હતી મમ્મીએ, ક્લાસ શોધી આવી, તેડવા મૂકવા જવાનું પણ અર્પિતા તો ભાગી જ આવે...

જીવનનાં નાનાં નાનાં સુખોની ઝીણી સુંદર નકશીદાર ભાત ઉપસતી હતી, ન એણે માણ્યું હતું, ન બાળકોને આપ્યું હતું. આવા સુખોની એને તો ખબર પણ ન હતી. પણ આશિત અને અર્પિતા પાસે તો ખજાનો હતો !

મીના ટ્રેમાં આઈસક્રીમ લઈ આવી. સુગંધા તરત ઊભી થઈ અને ટ્રે લઈ લીધી.

"હવે તમે નિરાંતે બેસશો મમ્મી ! મેં તો આશિતને કહ્યું, રેસ્ટોરન્ટમાં ટેબલ બુક કર, મમ્મી આજના દિવસે રસોઈ કરશે ? પણ ભાઈસાબની ના. મમ્મીને હવે આરામ નહીં આપવાનો ?"

"પણ સુગંધા મમ્મી ખાસ બધાની ભાવતી રસોઈ બનાવે તે લ્હાવો રેસ્ટોરન્ટમાં ન મળે ને ! તને એક વાતનો ખ્યાલ પણ નહીં હોય."

"શું ?"

"તમે મહારાષ્ટ્રીયનો ચણાની દાળની પુરણપોળી બનાવો, અમે તુવેરની દાળની. પણ આજે મોમે તારા માટે ચણાની દાળની પુરણપોળી કરી હતી, જસ્ટ ફોર યુ. પપ્પાને બટેટાવડા પીરસાયા તેમાં લસણ નહોતું પણ મને જે પ્લેટ મમ્મીએ આપી તેમાં ભારોભાર લસણ છે ને કમાલ."

સુગંધા નવાઈ પામી ગઈ.

"ઓ રીયલી ! આઈ યુ આર ગ્રેટ."

"અને આ આઈસક્રીમ !"





"એનું શું ?"

"મમ્મીએ વહેલી સવારે ૪ વાગ્યે દૂધ ઉકાળીને રાખ્યું હશે પછી ફ્રેશ સ્ટ્રોબેરી ગ્રાઈન્ડ કરી...."

એ ચકિત થઈ સાંભળતો રહ્યો. "આઈ ! કાય રે ! તમે તો કંઈ બોલતા નથી ?"

"સુગંધા, મમ્મી આખી જિંદગી કંઈ બોલી જ નથી."

મીનાએ ઠપકાના સૂરે કહ્યું, "બસ આશિત, ક્યારનો બકબક કરે છે. કંટાળી જશે સુગંધા."

આઈસક્રીમ પ્લેટ્સ ટ્રેમાં મૂકી મીના ઊભી થઈ.

"ભલે કંટાળે પણ શી મસ્ટ નો કે મારી સાસુ ક્યા ચીજ હૈ ! થેંક્સ પપ્પા."

એણે પરાણે હસીને કહ્યું,

"હવે મેં શી ધાડ મારી ?"

"મોટ્ટામાં મોટી ધાડ મારી પપ્પા. આ મીના નામની સ્ત્રીને પરણ્યા તે, જે મારી મા છે ગોટ ઈટ !"

"શું તું પણ આશિત !"

મીના ટ્રે લઈ અંદર ગઈ. આશિતે ડાઈનિંગ ટેબલ પર કેક મૂકી અને બાલ્કનીમાંથી તોળાયેલા આકાશને જોઈ રહ્યો. સુગંધા પ્લેટ્સ લેવા રસોડામાં ગઈ. આ વેધર પણ... કેટલી અકળામણ થાય છે. બોલતાં એ ઊઠ્યો અને ટી.વી. પાસે પડેલું એ.સી.નું રીમોટ લેવા હાથ લંબાવ્યો. એણે ધીમો અવાજ સાંભળ્યો.

"આઈ, એક પર્સનલ વાત પૂછું ?"

સુગંધાનો સ્વર.

"હા બેટા."

મીનાનો પ્રત્યુત્તર...

રીમોટ પકડી એ ઊભો રહી ગયો.

"તમે તો સાવ નાના ગામમાંથી મુંબઈ જેવા શહેરમાં આવ્યાં. તમે પણ સપનાં જોયાં હશે ને મમ્મી !"

આ વરસાદ પણ... ખૂબ ગરમી થાય છે. એણે રૂમ વધુ ઠંડો કર્યો.

"બેટા, ગોરમાને પૂજતી. ત્યારથી માગતી મા મારાં સપનાં પૂરાં કરજો. પણ... પછી..."

"પણ પછી શું આઈ ? મને નહીં કહો."

એનું ગળું સુકાવા લાગ્યું. આ વરસે તો ગરમીએ ખરી કરી...

"કંઈ નહીં સુગંધા. સંસાર સારી રીતે ચલાવી શકી, એમનો બીઝનેસ, બાળકો બધું સારી રીતે ગોઠવાઈ ગયું એથી વધુ મને શું જોઈએ ? ચલ, મોડું થાય છે. આ પ્લેટ લઈ જા. હું આવું છું."

એ ઝડપથી ત્યાંથી ખસી ગયો. સુગંધાએ પ્લેટસ ટેબલ પર મૂકી, મીના નેપકીન્સ, ચમચી લઈને આવી ત્યાં જ આશિતે બૂમ પાડી,

"અરે વાહ ! વરસાદ તૂટી પડ્યો હાશ."

"લેટ્સ કટ ધ કેક, પપ્પા આઈ, ચાલો ફોટો પાડીને અર્પિતાને વ્હોટ્સઅપ કરી દઉં. કમ ઓન આશિત."

એણે મીના સામે નાઈફ ધર્યું, મીનાએ હેન્ડલ પકડ્યું એણે એની પર હાથ મૂક્યો, કેકનો ટૂકડો કાપી એણે મીનાને ખવડાવતાં ભરાયેલા કંઠે કહ્યું,

હેપ્પી વેડિંગ એનીવર્સરી.

*એ/૨, ગુલબહાર, મેટ્રો થિયેટર પાછળ,*
*બેરેક રોડ, મુંબઈ-૪૦૦૦૨૦.*
*મો. ૦૯૮૩૩૦૭૬૬૭૩*



# સાત ભવનો

*- મોહનલાલ પટેલ*

**એ** કૂતરો કઈ ઓલાદનો છે એની મને ખબર નથી. એ કાળા રંગનો છે અને દેખાવે વિકરાળ છે. ઘરનાં સૌ એને બામ્બી કહે છે. એ સૌને આ કૂતરા માટે અપાર પ્રેમ છે. એ જાણે એક મોંઘી મૂડી હોય એમ સૌ એને જાળવે છે. એને ખવડાવવા -પીવડાવવા અને સાફ-સૂથરો રાખવા એ બધાં પડાપડી કરે છે.

એ કાળા જાનવરને લીધે એમની ઈજ્જત-આબરૂ વધી જતી હોય એમ બહાર ફરવા જતી વખતે એ લોકો એને સાથે લઈ જાય છે. અને ગાડીમાં એને આગળની સીટમાં બેસાડે છે અને એ ક્રૂર પ્રાણી બારીમાંથી અર્ધું મોં બહાર કાઢીને એની અર્ધા ફૂટ જેટલી જીભ બહાર લટકતી રાખીને બહારની દુનિયાને જોયા કરે છે. બાજુમાં થઈને પસાર થતા લોકો એને જોઈ રહે છે. ત્યારે ગાડીમાં બેઠેલાં લોકોને ભદ્રપણાનો નશો ચઢે છે.

ઘર આલિશાન છે. 'શાં સુશી' લેખક ઓસ્કર વાઈલ્ડની વાર્તા 'ધ હેપી પ્રીન્સ'ના મહેલના નામ પરથી પ્રેરણા મળી હશે. શાં સુશી જ્યાં ગમગીનીને પ્રવેશ નથી. પણ નામ પાડ્યે કંઈ અર્થ સરે ખરો ? વાસ્તુશાસ્ત્ર પ્રમાણે એમાં ગૃહપ્રવેશ થયો ત્યારથી તે ગયા અઠવાડિયા સુધી હું એ ઘરનો નિવાસી હતો. ઘરનાં માણસોની ભિન્ન ભિન્ન મતિના કારણે ઘરનાં બીજાંનું તો ઠીક, પણ મારા મનને કદી સુખ કે કરાર મળ્યાં નહોતાં. એમાં વળી, પેલા કૂતરાનો ઘરમાં પ્રવેશ થયો ત્યારથી તો જીવતર જાણે ઝેર બની ગયું હતું.

ઘરનું નામ આકર્ષક ખરું, પણ ઘરનાં માણસોને તો 'કૂતરાથી સાવધાન' લખેલા પાટિયા પ્રત્યે ભારે આસક્તિ છે. પાટિયાના અર્ધા ભાગમાં ચેતવણીના એ શબ્દો છે. અને બાકીના અર્ધા ભાગમાં એક ઝાફરિયા કૂતરાનું ડોકૂં ચીતરેલું છે. એ પાટિયું તૈયાર કરાવવામાં પણ ઘરનાં માણસોએ કેવી ધમાચકડી મચાવી મૂકી હતી ! જાણે એક મોટો પ્રોજેક્ટ હાથ પર લીધો હોય ! ખાસ શોધ કરીને એમણે એક ચિત્રકારને આ કામ માટે આમંત્રણ આપ્યું હતું. એને એવી સૂચના આપવામાં આવી હતી કે કૂતરાનું એવું ચિત્ર આલેખો કે જોનારને ચિત્ર પર નજર પડતાં જ ગભરામણ થઈ જાય. પાટિયાનું કામ પૂરું થાય એ પહેલાં ત્રણ ત્રણ વાર પાટિયાં બદલવાં પડ્યાં હતાં ! ઘરનાં સૌની એક જ વાત, પાટિયાનો કૂતરો વરુ જેવો વિકરાળ લાગવો જોઈએ. એકદમ ફેરોશિયસ ! સૌને ભરોસો હતો કે આવા પાટિયાથી ઘરની પ્રતિષ્ઠા વધવાની છે.

ઘરમાં મને એકલાને જ એ કૂતરા પ્રત્યે નફરત હતી પણ એને હું કંઈ કરી શકું એમ નહોતો. હું પરિવારનું છત્ર ખરો, પણ એ છત્ર પંચોતેર વર્ષ જૂનું અને જર્જરિત થઈ ગયેલું છત્ર. કશા કામનું નહીં, શોભાનું પણ નહીં ! મારા હાથની જે વાત હતી તે તો હું કરતો હતો જ - નફરત ! હું એના તરફ સતત ઘૃણાભરી નજરે જોયા કરતો. તમને થશે, એક મૂગા જાનવર માટે આટલી બધી નફરત કેમ ? પણ આ કૂતરો ગધેડા કે ભેંસ જેવું મૂગું જાનવર નથી. એ તો વહાલાં-દવલાંના ભેદ પરાખીને હાલતું ચાલતું કોઈ રાજકારણી જેવું પ્રાણી છે. ઝેરીલું અને ડંખીલું. ડગલે ને પગલે એ મારી ઉપેક્ષા કરતું હતું. પરિવારનો હું બુઝર્ગ વડો અને એ ઘરમાં મારું અસ્તિત્વ જ ન હોય એમ વર્તતું હતું. આમ તો, ઘરમાં બધાં મારી ઉપેક્ષા કરતાં હતાં અને અભિધા કે વ્યંજના દ્વારા મારું અપમાન કરવામાં પાછાં પડતાં નહોતાં. ક્યારેક એમની રહેણી-કરણી વિશે મારાથી કશુંક ટીકાત્મક બોલાઈ જતું ત્યારે એ બધાં જ સામૂહિક રીતે મારા પર તૂટી પડતાં. એટલે સુધી કે પેલો છ વર્ષનો ભોપો 'દાદા પાગલ છે' એવું કહેતાં જરા પણ અચકાતો નહીં.

મારા જ પરિવારનાં માણસો મને આમ ધૂતકારે એ તો એક કમનસીબી ગણીને હું ચલાવી લઉં, પણ એક કૂતરો મારું ઉપેક્ષાભર્યું અપમાન કરે એ મારાથી કેમ ચલાવી લેવાય ?

તમને થશે કે એક જાનવર માણસની ઉપેક્ષા અથવા તેનું અપમાન શી રીતે કરી શકે ? એનો ખુલાસો આ રહ્યો : ઘરનાં પેલાં બધાં બહારથી આવે ત્યારે એ હરામખોર ગેલમાં આવી જાય. આગલા પગનો પંજો ઊંચો કરે, પગ આગળ આળોટી પડે, બે પગ વચ્ચે ભરાઈને ઊભો રહે અથવા બે પગ દરવાજો હોય એમ એમાંથી આવન-જાવન કરે અને એનું ઠૂંઠુ પૂંછડું તો હલાવ્યા જ કરતો હોય. ભોપા અને દોલાના ખભા ઉપર પંજો ભરાવીને મોં પર જીભ ફેરવવા માગતો હોય એવી ગંદી ચેષ્ટા કરે.

અને હું બહારથી આવું ત્યારે એ મારી સામે પણ ન જુએ. અથવા મોઢું ફેરવી લે. મારે એની નજીકથી પસાર થવાનું

થાય ત્યારે એ દૂર ખસી જાય... આ બધી ચેષ્ટાઓ અપમાન નહીં તો બીજું શું ?

એક દિવસ તો હદ થઈ ગઈ. ભોપો એના માટે ખાવાનું લઈને આવ્યો, પણ એ જ વખતે રસ્તા પર કશોક ભારે કોલાહલ સંભળાયો. કૌતુકવશ ભોપો ખાણાની પ્લેટ ટેબલ પર મૂકીને એકાએક બહાર કોલાહલની દિશા તરફ ભાગ્યો. ઠીક ઠીક સમય પસાર થયો તો પણ ભોપો પરત આવ્યો નહીં. હજુ તો એનામાં બાળક બુદ્ધિ છે ને, બધું ભૂલીને રમવામાં પડી ગયો હશે એમ માની, મારામાં જાગેલી માનવસહજ કરુણાને લીધે મેં પેલા ભૂખ્યા જાનવર આગળ પેલા ખાણાની પ્લેટ મૂકવા વિચાર્યું. ટેબલ પરથી પ્લેટ લઈને મેં એની આગળ મૂકી. પણ એ નિર્લજ્જ સાત ભવનો મારો વેરી હોય એમ એ પ્લેટને એણે સૂંઘી પણ નહીં અને આડું જોઈ લીધું !

મારા ગુસ્સાનો પાર ન રહ્યો. મારા ગુસ્સાને મેં આચરણમાં મૂક્યો હોત તો મેં એને સોટીએ સોટીએ ઝૂડી નાખ્યો હોત. માનસિક રીતે તો એ હું કરી ચૂક્યો પણ એનો વાસ્તવિક અમલ શક્ય નહોતો. કારણ કે એ કૂતરાને હું સહેજ પણ ઈજા પહોંચાડું તો શું પરિણામ આવે એ હું જાણતો હતો એટલે ગુસ્સાના અગ્નિને મેં મારામાં જ સમાવી લીધો અને ક્યાંય સુધી હું તપતો રહ્યો.

આ કૂતરા પ્રત્યેની મારી નારાજગીની નાની મોટી સકારણ ફરિયાદો મેં ઘણીવાર કરી હતી પણ ઘરમાં કોઈએ એ તરફ લક્ષ આપ્યું નહોતું આથી હું બરાબર કંટાળ્યો હતો અને ઘણીવાર ઘર છોડીને ચાલ્યા જવાના વિચારો મને આવતા હતા. પણ એ વિચારોને મેં બળપૂર્વક દાબી દઈને અમલમાં મૂક્યા નહોતા.



પણ એક દિવસ મારી આ મર્યાદાનો અંત આવ્યો. આ કૂતરું રસોડામાં પણ છૂટથી ફરતું એટલું જ નહીં પણ રસોડાના પ્લેટ ફોર્મ ઉપર પણ ઘણીવાર ચઢી જતું. આ બાબતે મારા મનમાં ભારે ચીડ હતી. એક દિવસ મારી આ ચીડ હું કાબુમાં રાખી શક્યો નહીં. પરિવારમાં બધા સભ્યોની હાજરીમાં મેં કહી દીધું : 'કૂતરો રસોડામાં આંટા-ફેરા કરતો હોય એ ખોટું છે અને એમાં વળી પ્લેટફોર્મ ઉપર ચઢી જતો હોય એ વધારે ખરાબ છે. પ્લેટ ફોર્મ ઉપર રાંધેલી વાનગીઓ હોય. કેટલીક તો ખુલ્લી હોય. કૂતરાની આદત બધું સુંઘવાની હોય છે. એ સૂંઘે ત્યારે એની લટકતી જીભમાંથી લાળ પણ ટપકતી હોય... આ એક ભયંકર સ્થિતિ કહેવાય.'

ક્યારેક કોઈ પાગલ માણસના બબડાટને લોકો રસપૂર્વક સાંભળી રહેતા હોય છે. બસ એવી જ રીતે ઘરનાં માણસો મને સાંભળી રહ્યાં. પછી વળતો જવાબ આપતી હોય એમ પુત્રવધૂ બોલી : 'બાપુ, તમે પ્લેટફોર્મ ઉપર ચડેલા બામ્બીને કદી ધ્યાનથી જોયો છે ખરો ? ના, તમે એને બરાબર જોયો જ નથી. તમે જે કહ્યું એમાંનું કશું જ એને લીધે થતું નથી. બામ્બી બહુ બુદ્ધિશાળી કૂતરો છે.'

હજુ કૂતરો પ્લેટફોર્મ ઉપર હતો.

એની બુદ્ધિનું પ્રમાણ સાબિત કરવા માગતો હોય એમ ભોપો એ કૂતરાને ઉદ્દેશીને બોલ્યો : 'બામ્બી, ડાઉન ! બામ્બી, ડાઉન !'

અને કૂતરો તરત નીચે ઊતરી ગયો.

ઉત્સાહમાં આવી જઈને ભોપો હસતાં હસતાં મુખની એક ખાસ મુદ્રા ધારણ કરીને બોલ્યો : 'દાદા, કૂતરો છે ને આપણા કરતાં વધારે બુદ્ધિશાળી ?!'

ભોપાના મુખભાવ અને એણે 'આપણા' શબ્દના કરેલા ઉપયોગનો મર્મ જાણી ગયાં હોય એમ પરિવારનાં સૌ મોટેથી હસી પડ્યાં. જાણે સૌએ 'આપણા' શબ્દમાં માત્ર દાદાનો સમાવેશ સ્વીકારી લીધો હોય !

ઘોર અપમાન સાથે બૂરી રીતે હડધૂત થયો હોઉં એવો કારમો અનુભવ મને એ ક્ષણે થયો.

અને ત્યાંથી તીરની જેમ છટકીને હું મારી રૂમમાં પેસી ગયો. અને ઘણા વખતથી ચિત્તમાં ઘોળાતા વિચારને મેં નિર્ણયમાં ફેરવી લીધો.

ઘર છોડીને ચાલ્યા જવાનું મેં નક્કી કરી દીધું.

નિર્ણય કરી લીધો પછી વિલંબ શા માટે ? મેં એક બગલથેલામાં બે જોડ કપડાં અને અત્યંત જરૂરી ચીજો નાખી દીધાં ઉપરાંત બહાર-અંદર મળીને પાંચ ખિસ્સાં વાળી ખાદીની બંડીમાં નાણાં માટે બેન્કની ચેકબૂક, આધાર કાર્ડ, ઈલેક્શન કમિશન દ્વારા મળેલું ઓળખપત્ર અને ટાંચણ માટે એક નાની ડાયરી વગેરે મૂકી દીધાં. ગન્તવ્ય સ્થાન હજુ નક્કી કરી શક્યો નહોતો પણ ગૃહત્યાગનો નિર્ણય પાકો હતો એટલે વહેલી સવારે બધાંને ઊંઘતાં મૂકીને નીકળી જ જવું હતું.

ચાર-પાંચ કલાક માટે પલંગમાં સૂતો રહ્યો પણ બેચેનીના કારણે ઊંઘ માટે આંખ ન મળી.

સવારે પાંચેક વાગ્યે ખૂબ જ સાવધાનીથી મેં ઘરના મુખ્ય દરવાજા બહાર પગ મૂક્યો.

ઘરના દરવાજાથી કમ્પાઉન્ડ વોલના ફાટક સુધીનાં થોડાં ડગલાંનો માર્ગ ભારે જોખમી અને ભય ભર્યો હતો.

કૂતરાની જાત. જરા સરખા કશક અણસારથી પણ ઉત્તેજિત થયા વિના ન રહે, યુદ્ધ સમયે યુદ્ધ-જહાજને દુશ્મનની ડીસ્ટ્રોયર્સનો જેટલો ભય એનાથી અદકેરો ભય મને મારા આ કાળા દુશ્મનનો હતો. એણે મને પરિવારનો માણસ ગણ્યો જ નથી એટલે અજાણ્યા માણસને જોઈને ભસે એમ મને અંધારે-અંધારે ચોરની જેમ નીકળી જતો જોઈ ભસ્યા વિના એ કેમ રહે ? છતાં Come what mayનું રટણ કરીને મેં ઘરના દરવાજાથી કમ્પાઉન્ડ વોલના ફાટક સુધીનાં ડગલાં ભરવા માંડ્યાં.

ચેઈનથી બાંધેલો મારો દુશ્મન આગળના લંબાયેલા બે પગ પર મુખ ટેકવીને બંધ પોપચે જમીન પર લંબાયેલો હતો.

સાંભળી શકાય એવા અવાજથી મારું હૈયું ધડકી રહ્યું હતું.

આશ્ચર્ય ! દુશ્મનની લટકી પડેલાં કાનમાં ટેરવાં ટટ્ટાર થયાં, પોપચાં ઉઘડ્યાં અને ગળામાંથી પોતે એકલો જ સાંભળી શકે એવો અવાજ નીકળ્યો.

ખભે બગલથેલો જોઈને દુશ્મન દૂર થઈ રહ્યો છે એવી મનગમતી સ્થિતિ જોઈને શાંત રહ્યો હશે ? ઘરનાં માણસો ભલે એને બુદ્ધિશાળી માનતા હોય પણ આટલી ધારદાર બુદ્ધિ તો આવા પ્રાણીમાં ક્યાંથી હોય ?

કે પછી ભલે અણગમતો, પણ આ જઈ રહ્યો છે એ કોઈ અજાણ્યો માણસ નથી એમ સમજી એ ચૂપ રહ્યો હશે ? હા, ખરું કારણ એ જ.

એ શાંત અને નિષ્ક્રિય હતો ખરો, પણ મારા મનમાં એક ફડક તો હતી જ. હું કમ્પાઉન્ડ વોલના ફાટક સુધી પહોંચું એ પહેલાં એના મનમાં તરંગ જાગે અને ભસવા લાગે તો ? આ ભીતિ હેઠળ મેં કમ્પાઉન્ડ વોલનો ઝાંપો ઝટઝટ ખોલી નાખ્યો અને હું બહાર નીકળીને એકદમ ભાગ્યો.

અર્ધા કિલોમીટર જેટલું અંતર કાપી નાખ્યા પછી શ્વાસ લેવા હું થોભ્યો. ક્યાં જવું અને ક્યાં ન જવું એ હજુ મારા મનમાં પ્રવેશ્યું નહોતું. અત્યારે તો મારી ગતિ રેલવે સ્ટેશન તરફ જ હતી. થોડીવાર રસ્તા વચ્ચે જ થોભ્યા પછી ધીમે ધીમે હું રેલવે સ્ટેશન તરફ ચાલવા માંડ્યો. સ્ટેશનમાં દાખલ થયા પછી મેં જોયું કે પહેલા પ્લેટફોર્મ પર એક ગાડી ઉપડવાની તૈયારીમાં હતી. હું એમાં ટિકિટ લીધા વગર જ બેસી ગયો.

ગાડી ચાલતી હતી. સ્ટેશનો એક પછી એક એમ પસાર થતાં હતાં. એક સ્ટેશને હું ઊતરી ગયો. પ્લેટફોર્મ કે સ્ટેશનમાં માણસોની ભીડ નહોતી. પ્લેટફોર્મ પરના એક ખાલી બાંકડા પર હું બેઠો.

ક્યાંય સુધી હું બેસી રહ્યો. ગાડીઓના આવવાના અને ઉપડવાના સમયે માણસોની થોડી ભરતી થતી હતી અને પછી સૂનકાર વ્યાપી જતો હતો. બે ત્રણ ગાડીઓની અવર-જવર થઈ ત્યાં સુધી તો હું બાંકડા પર બેઠો જ રહ્યો. રેલવેના કર્મચારીઓની અવર-જવર તો થતી રહેતી હતી. ઘણા સમયથી મને એક જ સ્થિતિમાં બાંકડા પર બેસી રહેલો જોઈ હવે એમાંના કેટલાક મને ધારી ધારીને જોવા લાગ્યા હતા. શંકાસ્પદ સ્થિતિમાં મૂકાવું એ એક ગૂંગળામણ ભર્યો અનુભવ હોય છે, એ મને સમજાયું એટલે મેં સ્ટેશન છોડ્યું.

સ્ટેશન બહાર નીકળ્યા પછી હું જોઈ શક્યો કે હું એક નાનકડા પણ સાફસૂથરા નગરમાં ફરતો થયો હતો.

આખરે મેં જમવા-ઊતરવાની સારી સગવડવાળું એક





ગેસ્ટ હાઉસ શોધી કાઢ્યું.

ત્રણ દિવસ તો ગેસ્ટ હાઉસના ઉપલા માળની રૂમમાં જ હું પુરાઈ રહ્યો. માત્ર નાસ્તા અને ભોજન માટે રૂમ બહાર નીકળીને નીચે જતો.

ચોથા દિવસે સવારે નાસ્તા પછી કાઉન્ટર પર પડેલું છાપું વાંચવા માટે મેં હાથમાં લીધું અને એકાએક પહેલા પાન પર છપાયેલા મારા ફોટા પર મારી નજર પડી. હું ભડક્યો. પહોળી આંખે મેં ફોટા પર નજર માંડી. ફોટાના ઉપરના ભાગે મોટા અને બ્લેક ટાઈપમાં લખેલું હતું : 'ઘરેથી ચાલ્યા ગયા છે.' ફોટાની નીચે કેટલીક વિગતો છપાયેલી હતી એમાં પ્રથમ લીટીમાં લખ્યું હતું. માનસિક સ્વાસ્થ્ય બરાબર ન હોવાના કારણે કશું જાણ કર્યા વગર ઘેરથી ચાલ્યા ગયા છે. આ લખાણ પછી મારા શરીરની ઊંચાઈ, રંગ, બાંધો અને પહેરવેશની વિગતો બાદ મને શોધી આપનાર કે ખબર આપનારને મનમાન્યું ઈનામ આપવાની જાહેરાત હતી.

આટલું વાંચતાં તો સાત આસમાન અને સાત પાતાળ ઉપર તળે થઈ રહ્યાં. ગુસ્સાથી મારા મગજની નસો ફાટફાટ થઈ રહી. મગજમાં હથોડા ટીપાવા લાગ્યા. માનસિક સ્વાસ્થ્ય બરાબર નહીં એટલે ? મગજની અસ્થિરતા ? પાગલપણું ?

આ જતીનનું જ કામ. જતીન મને પાગલ કહે છે ?

મારા ચિત્તમાં જ્વાળામુખીના લાવાની જેમ રોષ ભભૂકી ઊઠ્યો. રોષથી ખરેખર ક્ષણિક પાગલપણું આવી ગયું હોય એમ આસપાસનો કશો વિચાર કર્યા વગર તાડૂકતો હોઉં એમ હું બરાડી ઊઠ્યો : '...તું પાગલ, તારી વહુ પાગલ, તારો દીકરો પાગલ, એની વહુ પણ પાગલ, એનો દીકરો પણ પાગલ...'

કોણ જાણે શાથી, કાઉન્ટરની ગાદી પર બેઠેલા ગેસ્ટ હાઉસના માલિકે નીચે ઊતરીને મારા હાથમાંથી છાપું ખેંચી લીધું. એણે છાપામાંનો મારો ફોટો જોયો. એની નીચેનું લખાણ વાંચવા માંડ્યું. વાંચતાં વાંચતાં આંખો ફાડીને એ મારી સામે પાગલની જેમ જોયા કરતો હતો.

પણ હું પાગલ ક્યાં હતો ?

ગેસ્ટ હાઉસનો માલિક મારી સામે આંખ ફાડીને જોયા કરતો હતો એમાં મને ઘણું સમજાઈ ગયું.

એની નજરમાં મેં એના ગેસ્ટ હાઉસ સામે એક ગાડી આવીને ઊભી રહેલી જોઈ. એ ગાડીની આગલી સીટમાં મેં એક કૂતરાને બેઠેલો જોયો - બામ્બી ! એ મારી સામે તાકી રહ્યો હતો. શું હતું એ નજરમાં ? સાત ભવના વેરીની નજરમાં બીજું શું હોય ?

હવે આ ગેસ્ટ હાઉસમાં એક પળ પણ વધારે રહી ન શકાય. જમ્યા પછી બિલના ચુકવણા માટે હું કાઉન્ટર સામે જઈને ઊભો રહ્યો. ગેસ્ટ હાઉસના માલિકે કંઈ અગવડ હોય તો તે દૂર કરવાની ખાતરી આપતાં ગેસ્ટ હાઉસમાં વધારે દિવસ માટે રહેવાનો આગ્રહ કર્યો.

પણ હું ક્યાં પાગલ હતો ?

હવે મારી દોટ હતી રેલવે સ્ટેશન તરફ કોઈ નવા ગેસ્ટ હાઉસની શોધમાં !

---

*૫૦૧/૨૧, સત્યાગ્રહ છાવણી સોસાયટી,*
*સેટેલાઈટ રોડ, અમદાવાદ-૩૮૦૦૧૫.*
*મો. ૯૯૦૪૪૮૦૫૨૨*



# દીવા હેઠ...

*- ઊજમશી પરમાર*

**આ**મ જો ભીખાલાલને કોઈએ બજારે આંટો મારવા સાથે લઈ જવાની માગણી કરી હોય, તો તે મોટું બગાસું ખાઈને આરામ ખુરશીમાં વધારે લાંબા થઈને પેલાને માઠું ના લાગે એવી રીતે ઓશિયાળું મરકલડું મોઢા ઉપર લાવીને આજીજી કરે,

''બજારે વળી ક્યાં લાંબા થાવું ? એમ કરોને, તમે જ જરાક પગ છૂટો કરતા આવોને.''

''આ ખુરશી તમને છોડતી નથી ને તમે ખુરશીને છોડતા નથી.''

''હા, મને આ ખુરશી બહુ વહાલી છે, મારા બાપાના વારાની છે. મર્યા ત્યાં લગી આ ખુરશીમાં ઈમને આડાપડખે થાવાનું બહુ જ ગમતું.''

''સારું ત્યારે, પડ્યા રહો ખુરશીમાં. બાપા તો જતા રહ્યા ને તમેય જાશો એક દિ'. ખઈ-પીને જરાક તો પગ હલાવતા રહો, નકર પગ સાવ જતા રહેશે.''

પણ આ વાત સાચી નહોતી. ખરા બપોરે એક ગાઉ દૂર હાઈવેની બેય બાજુ રોપેલાં ઝાડને પાણી પાવા સાયકલ ઉપર કેરબો લઈને જાવાનું અને ઝાડવે ઝાડવે પાણી પાવાનું એ તેમનો નિત્યક્રમ, વળી એકાદ-બે આંટાથી પતી ના જાય, કોઈ કહેતું,

''અરે ભીખાલાલ, ગામનાં ઝાડને પાણી પાવા તોય ઘણું, ઠેઠ ન્યાંકણે હાઈવે ઉપર પાણી રેડવા જાવાનું કાંઈ તમને એકલાને લખી આલ્યું છે ? જેની જવાબદારી હોય ઈ કાં નથી ગુડાતા ? તે તમારે માંકડાંનાં માથાં ફાડી નાખે એવા તડકામાં ન્યાં ધોડવું પડે છે ?'' તો હસીને ભીખાલાલ કહેતા,

''અરે ભલામાણહ, મુનસીપાલટીવાળાથી ક્યારેક એક-બે દિવસ ચૂકાઈ જાય, તો ઝાડવાં પાણી વન્યા કરમાઈ જાય, આપણને લખી નથી આલ્યું તો કંઈ ઈમનેય થોડું લખી આલ્યું છે ? આ તો માણહમાતરનું કામ છે, કેમ કે આવતાં-જાતાં ઈનો છાંયડો ઈ સૌને મળવાનો છે, ને જેમ વધુ ઝાડવાં હશે ઈમ વધુને વધુ ફાયદા સૌ કોઈને હાંસલ થવાના છે.''

''આ માણસને શું કહેવું ? મર્યને ઢસરડા કરતો, આપણે શું ?'' સલાહ આપનારો તો ક્યારનો જતો રહ્યો હોય, પણ ભીખાલાલ જાણે હજી તે તેમની વાત સાંભળી રહ્યો હોય તેમ હોઠ ફફડાવીને એકલા એકલા બબડતા હોય ને ઝાડવાંને પાણી રેડ્યે જતા હોય.

ગામનાં ઝાડને પાણી રેડવાનું તો ઘણાય કરતા હોય, પણ આંઈ વગડામાં આ ઝાડવાંને કોણ પાણી રેડવાનું ? ને આપણે કેં બેઠાંબેઠાં તાજા થઈ જવાના છીએ ? જરાક આંઈ લગી ટાંપું કરીએ ઈમાં કેં આપણે ધહઈ જાવાના છીએ ?''

સવારમાં ચા-પાણી કરીને ઓસરીથી ઉતરીને ફળિયામાં ચંપલમાં પગ નાખતા હોય ત્યાં રસોડામાંથી છોકરાની વહુ શાંતાનો બરાડો સંભળાય,

''સાંભળો બાપા, ઈમ જ્યાં ત્યાં ગામગપાટા હાંકવા નો જતા રહેશો.''

''મારકિટમાંથી શાક લાવવાનું છે. ઘરમાં બટાકા સિવાય કંઈ નથી, પછી કહેશો નહીં કે બટાકા વાયુ કરે છે.''

''નહીં કહું દીકરા, શાક તો હજી ઠેઠ બપોરે બનાવવાનું છે ને ? ને મારે પોસ્ટ ઓફિસે જાવાનું છે તે વળતાં શાક લેતો આવીશ, લાવો થેલી.''

''એ ટીંગાય ખીંટીએ, લઈ લ્યો, મારા હાથ નવરા નથી.''

''સારું, તમે તમારું કામ કરો, હું લઈ લઈશ.''

એટલું વળી સારું કે શાંતા કોઈ દિવસ પૂછતી નહોતી કે રોજરોજ પોસ્ટ ઓફિસે શું કામ હોય છે ? ત્યાં પોતાનું કામ તો મહિનામાં એકાદ દહાડો જ પેન્શન લાવવાનું કે એવું કેંક હોય, પણ રોજ તો તે કોઈ અભણ ડોસાડગરા હોય તેને પૈસા ઉપાડવાની ચરબખી લખી દેવા જતા. કોકને પૈસા ગણતાં ના આવડતું હોય તો ગણી દેતા, અથવા જે તેની પાસબુકમાં જોઈને કેટલું જમા છે ને કેટલું ઉપાડી શકાશે તેની સમજણ આપતા. લોકોનાં એવાં બધાં જ કામ જેમાં આવી મદદની જરૂર હોય, તે ગામ આખામાંથી ફક્ત ભીખાલાલ જ કરવાની તસ્દી લેતા. કોઈ પૂછતું,

''ભીખાલાલ, સારું છે, લોકોનાં કામ તમારી મદદના લીધે અટકી પડતાં નથી, પણ ઈમાં તમારું શું રંધાયું ?''

''આપણું તો રાંધનારો રાંધી આલે છે ને મોઢામાં તૈયાર કોળિયા દ્યે છે, ઈ કાંઈ અમથેઅમથો નથી દેતો, ઈના સાટે આપણે કોકના કાજે કેંક બનતું કરી છૂટવાનું હોય છે, મારા વાલા.''

'મારા વાલા' ઉપરાંત સામે વાત કરનારું હોય એ પ્રમાણે તેમની વાતમાં સંબોધન 'મારા બાપ, મારા દીકરા, મારા વાલીડા', એમ ફરતાં રહેતાં. ગાળભેળ કે તું - તારી નો તો અણસારો સરખો નહીં. કાયમ દઈ જાણે, લેવાનું કે માગવાનું તો એમના રૂંવાડેય નહીં. આવા ભીખાલાલને જો કોઈ એમ કહે કે આવો સરસ પાવડો તમે ક્યાંથી લાવ્યા ? અમને કહોને, અમારેય લાવવાનો છે, તો પૂછે, ''તમને ગમે છે ?''

''શીદને નો ગમે ? આવો ધારદાર ને લઠીંગા જેવો પાવડો કોને નો ગમે ?''

''હૂમ્...'' એ વખતે તો મોઢામાં દાતણ હોય એટલે કાંઈ ના બોલે, પેલા ભાઈ તેમના કામે જતા રહ્યા હોય, પણ જ્યારે ઘરે જાય ત્યારે તેમના ઘરવાળાં પૂછે, ''ભીખાકાકા આવ્યા હતા તે આ પાવડો આલી ગ્યા છે, તમે મંગાવ્યો હતો ?''

''ના, મંગાવ્યો નહોતો, પણ ઈમના પાવડાના જરાક અમથા વખાણ કર્યા હતા.''

''પતી ગયું ! તમે ઈમને ઓળખતા નથી ? હવે ઈ પાવડોય પાછો નહીં લે ને પૈસાની તો વાત જ કેવી ? ઈમનો સભાવ જ ઘડનારાએ એવો ઘડ્યો છે, કોકને આલી જાણે, લેવાની વાત નહીં.

આવા કળજગમાં ગામમાં તો શું, આખા પંથકમાં કોક તો આવો દાતાર બતાવો ?''

''સાવ સાચું, આ ભીખોકાકો જેદુનાં કાકી મરી ગ્યાં તેદુનો સાવ નોંધારો થઈ પડ્યો. છોકરો ને વહુ છે પણ કહેવાનાં, ઈ તો સારું છે કે કાકાને પેન્શન આવે છે, નકર આ કોઈ રોટલો ઘડીને આલે એવાં નથી. કાકો દુનિયા આખીમાં વખાના માર્યાને ટેકા દેતો ફરે, ઈમનાં આંહુડાં લૂછતો ફરે, ને છોકરો

એવો કપાતર કે હાલતા માણહનાં લુગડાં ઉતારી લ્યે એવો, ઈને કોઈ દિ' મહેનતનું ઊગે જ નહીં, ચોરીચપાટીનું કે કોકની પાંહેથી આંચકી લીધેલું જ ઈને હજ્ય થાય, ને વહુ તો હાલતાં ને ચાલતાં ડોહાને ટકાના કરી મેલે, ઈમના પેન્શનથી તો ઘર હાલે છે ઈ નથી સમજતાં. ખાવા આલે તોય હડધૂત કરી કરીને, પણ ભીખોકાકો જેનું નામ, કોઈની આગળ દીકરા કે વહુનું જરીકેય ઘહાતું નો બોલે. ઘરમાંય માથે ગમે એટલી પસ્તાળ પડે તોય લગીરેય મગજ નો તપાવે, પાડોશના કોઈએ કોઈ દિ'ઈમનો ઊંચો અવાજ સાંભળ્યો નથી. આવી નપાવટ વહુ ઉપરેય કાયમ ઈ દીકરા-દીકરા કહેતા ઓળઘોળ થાતા રહે.''

''તારે ઈનું નામ માણા કહેવાય.''

એકવાર સાંજકના ભીખાલાલ હજી બ્હારથી ઘરે આવ્યા નહોતા, ને શાંતા રસોડામાં શાકનો વઘાર કરી રહી હતી, ત્યાં ફળિયામાં ડહેલીની સાંકળ ખખડી.

''કોણ છે ? જે હોય ઈ આગળિયો ફેરવીને અંદર આવી જાવ, હું રસોડામાં છું.''

આગળિયો ઘુમાવીને જે માજી અંદર આવ્યાં, તેમને જોતાંની વાર શાંતાનો પિત્તો ગયો,

''એ એ, માગણ છો તો માગણની રીતે રયો, ઠેઠ ઘરમાં ગરી જાવું છે કે શું ?''

''અરે બેટા, હું માગણ નથી. ભીખાભાઈને ભેગી થાવા આવી છું, ને ઈમને ભેળી થ્યા વગર હાલી જાઉં તો નગુણી કહેવાઉં, આંઈ વેવારિક કામે આવી તી, ને ઘણાં વરહથી ઈમને મળવાનું મન હતું, તે કીધું ઊભા પગે થાતી આવું.''

''તે અત્તારે ઈ ઘરે નથી, બ્હાર ગ્યા છે ને ક્યારે આવશે ઈનું ઠેકાણું નહીં. ઈ આવે ત્યારે આવજો. હું તમને ઓળખતી નથી, ને તમે ઈમને કેવી રીતે ઓળખો ?''

''તમારો તો જનમેય નહીં થ્યો હોય, ઈ વખતથી અમારે ઓળખાણ. હું પંદર-વીહની ને ભીખાભાઈ માંડ દહેક વરહના હશે. હું ને મારી મા લોકોમાં ઘરોમાં વાસણકુસણ માંજતાં ને કચરા-પોતાં કરતાં. ઈ વખતે ભીખાભાઈ અમારી ઓયડીએ મારા ભાઈ મગન હારે લેસન કરવા આવતા. તે મેં એકવાર ટીખળ કરતાં પૂછ્યું.''

''એ ભીખાભાઈ, ભેગા ભેગુ મનેય થોડુંક લખતાં - વાંચતાં શિખવાડોને. તે ઈ તો સાચું માની ગ્યા ને મને કડકડાટ લખતાં-વાંચતાં શિખવાડ્યે છૂટકો કર્યો. રાતના બાર બાર લગી ફાનસના અજવાળે મને ભણાવવા ઈ ઉજાગરા કરતા. મેં પછી પરીક્ષાયું આલી ને નિહાળમાં છોકરા ભણાવવાની નોકરી કરતી થઈ. મેંય પછી સાસરીના ગામમાં અભણ ગલઢા-બુઢાને ભણાવવાનું આદર્યું. આજ હું જે કૈં છું ઈ ભીખાભાઈના રૂડા પરતાપે...''

''પતીગ્યું તમારું ભાષણ...? હવે જાવ, મારે રાંધવાનું ખોટી થાય છે, હમણે આવીને ખાનારા તડામાર કરશે.''

''સારું બાપલા,રાંધો ને ખવરાવો ને ખાવ. ભાગ્યશાળી છો કે ભીખાભાઈ જેવા ધરમી દાતારને ત્યાં તમારા દાણાપાણી લખાયાં છે. ઈ કરે છે ઈના સોમાં ભાગનું કોકના કાજે કરશો તો ભવ તરી જાશો. જાઉં છું બેટા, સુખી રહેજો.''

''અત્તરે તમે જાવને, એટલે અમે સુખી જ છીએ.''

માજી ડહેલીની બારીમાંથી બહાર નીકળવા નમતાં જ હતાં, ત્યાં જ બહારથી ભીખાલાલ આવી ગયા.

''કોણ આવ્યું છે ને કોની સાથે આટલા ઊંચા અવાજે વાત કરો છો, શાંતાવહુ ?''

શાંતા શેહ ખાઈ ગઈ. આમ તો તેમનાથી શેક્યો પાપડેય ભંગાવાનો નહોતો એની તેને પાક્કી ખાતરી, તોય આટલાં વરસમાં પહેલીવાર સસરાનો અવાજ આટલો ઊંચો થયો હતો, ને તે સાંભળીને આજુબાજુના ઘરોમાંથી લોકો બ્હાર નીકળી આવ્યા હતા, એટલે તેનો શ્વાસ અદ્ધર ચડી ગયો, ''આ ડોસલીય ઈમના આવ્યા પહેલાં આંઈથી ગુડાણી નહીં ને હવે ઈમનો ઠપકો સાંભળવો પડશે.''

''ભીખાભાઈ, ઈ તો હું સમતા.''

''કોણ સમતા, ઓળખાણ નો પડી.''

''નો જ પડે ને, કેટલાં વરહ વીતી ગ્યાં ! હું સમતા, મગનિયાની મોટી બહેન, તમે મને ભણાવવા આવતા.''

''ઓહોહો સમતાબહેન, તમે મારા આંગણે ક્યાંથી ! ધનઘડીને ધનભાગ્ય ! શાંતાવહુ, આ સમતામાં તમારા મા સમાન છે, ઈમને પગે લાગીને આશરવા લ્યો.''

મને કમને શાંતા આવીને પગે લાગી.

''સુખી થૌ દીકરા, પગે લાગવું હોય તો આ દેવસમાન તમારા સસરાને લાગજો. દુનિયા આખીમાં ઈમના જેવું સતિયું માણહ ગોત્યું નહીં જડે. ઈમની ખૂબ સેવા કરજો, તો ભગવાનેય તમારા ઉપર રાજી રહેશે.''

વિચાર તો શાક-રોટલાથી પતાવવાનો હતો, પણ હવે ના છૂટકે શાંતાને ચૂલા ઉપર થૂલી માટે આંધણ મૂકવું પડ્યું.

હજી ઓસરીમાં ભીખાલાલ અને સમતા મોયલી વાતોના પટારા ખોલીને વાળુ કરવા બેઠાં, ત્યાં લાઈટ ગઈ, શાંતાએ કોડિયામાં તેલ કાઢીને રૂની દિવેટ મૂકી, એ કોડિયું તેમની આગળ લાવી મૂક્યું, ને બીજું એક કોડિયું ફળિયામાં ડહેલી આગળ મૂક્યું.

વાળુ પતાવીને ભીખાલાલ ફળિયામાં ખાટલો ઢાળવા ગયા, ''હવે આજની રાત રોકાઈ જાવ સમતાબહેન, સવારે શિરામણ કરીને જાજો.''

''ના ભઈલા, મારે રોકાયે પોહાય એવું નથી. આ તો કામ એવું હતું કે આવ્યા વગર છૂટકો નો થ્યો. શાંતાએ એવી સરસ મીઠી થૂલી બનાવી કે ઈનો સ્વાદ દાઢમાં રહી ગ્યો ! હવે હું રજા લઉં ભઈલા, તબિયત સાવચજો.''

સમતા ડહેલી આગળ પહોંચી ત્યાં કોડિયા નીચેના અંધારામાંથી એક લાંબોલસ કાળોભમ્મર નાગ ફેણ માંડતો તેની સામે આવી ઊભો.

''અરે નાગબાપા. રોજ આવો છો ને વયા જાવ છો, આજ આમ કાં કરો ?'' ભીખાલાલે નાગ સામે લાકડી હલાવી, એટલે તે સામેના બળતણની સાંઠીઓનાં કડપલાંમાં જતો રહ્યો,

''ક્યારે આવીને અંધારામાં બેહી ગ્યા'તા, ખબર જ નો પડી !''

''ક્યાંથી ખબર પડે ભઈલા, દીવા હેઠ તો અંધારું હોય ને !''

સમતા તો જતી રહી, પણ શાંતા હોઠ કચરીને રહી ગઈ.

---

*૭૫, સમરથનગર,*
*હાંસોલ, અમદાવાદ-૩૮૨૪૭૫.*
*મો. ૯૯૨૪૧૯૭૮૧૮*

# હાજરી

*- કેશુભાઈ દેસાઈ*

**ક**શું જ સૂઝતું નથી.

આખો દિવસ ભૂંડની જેમ રઝળ્યા કરું છું. છ મહિના થઈ ગયા છે એ યાદ કરવી ન ગમે એવી ઘટનાને. છતાં નજર સમક્ષ એ જ દૃશ્ય તરવર્યા કરે છે. શરૂઆતના દસ બાર દહાડા તો જ્ઞાતિના રિવાજ મુજબ કાણ-મોંકાણ જ થતી રહી. જેમને ઓળખતો સુદ્ધાં ન હોઉં એવા ચહેરા કોણ જાણે ક્યાં ક્યાંથી આવી-આવી કેવાં કેવાં વેણ ઉચ્ચારતા રહ્યા. દિલાસાની ઇંટો ખડકાતી રહી પણ એવી તકલાદી દીવાલ તળે મારા ભીતરના ઉઝરડા થોડા ઢંકાય ? ઊલટા એ વધુને વધુ દૂઝવા માંડ્યા. મરણોત્તર વિધિ પતાવીને પાછો ફર્યો ત્યાં પાછા સુધરેલા શહેરી પરિચિતોની વણજાર શરૂ થઈ. કેટલાકે તો ઠપકાની ભાષામાં કહ્યું પણ ખરું : યાર, બધું બારોબાર ગામડે પતાવી દીધું એ બરાબર ન કર્યું. અમે તો રોજ છાપાં ફેંદ્યા કરતા. બેસણાની જાહેરાત પણ ના આપી ? આવું તે વળી ચાલે કે !

‘બેસણું રાખવાથી એ જીવતી થઈને પાછી આવવાની હતી ? અને હું રહ્યો એકલો માણસ. સમાજવાળા ઘડીય જંપવા દે તો બહાર નીકળી શકું ને ! વળી બધા દિવસે સાથરામાં આવે ને રાતે પેલી ગાયત્રીવાળી બહેનો ભજન કરવા આવે. ઘર બંધ કરીને મારાથી નીકળાય ખરું ? અમથીય લોક તો કેવી કેવી વાતો ઉડાડતું ફરે છે : એમાં જો ઘર બંધ જુએ તો તો નવો જ મુદ્દો મળી જાય એ ભક્તાણીઓને. આમેય વગોવણીમાં તો ક્યાં કંઈ બાકી રાખ્યું’તું ?’

સમજુ શુભેચ્છકો તો આટલા ખુલાસા પછી શાંત થઈ જતા, પણ પેલા દિનકર ચૌધરી જેવા અડિયલ એમની દલીલબાજી ચાલુ રાખતા. ‘એમ કાંઈ લોકથી ડરી ડરીને થોડું જિવાય ? ભલા માણસ, તમારે તો માયા કે મૂડી જે ગણો તે શીલાબહેન જ હતાં ને! એમના શ્વાસ પૂરા થયા એટલે સિધાવી ગયાં એમાં તો ક્યાં કોઈનું ચાલવાનું હતું ? પણ પાછળ એમની અને તમારી પ્રતિષ્ઠાને છાજે એવું કાંઈક તો કરવું પડે કે નહીં ? આખી દુનિયા ગાંડી અને તમે એકલા જ ડાહ્યા ? અત્યારે તો ઝૂંપડપટ્ટીમાં રહેનારાંય બેસણાં રાખતાં થઈ ગયાં છે.’ એને સમર્થન આપનારા જીવણલાલ જેવા જ્ઞાતિબંધુ તો રાતાપીળા જ થઈ ગયેલા : ‘આમ સાવ લુખ્ખે-લુખ્ખું તે ચાલતું હશે ? ભલા માણસ, જનાર તો એની ચિઠ્ઠી ફાટી એટલે હેંડતું થ્યું, પણ પાછળ રહેનારની તો ફરજ ખરી કે નંઈ ? તમે તો ગોંમડે જઈનં બેઠા’તા- ઓંયકણિયાં કેવા કેવા મોટા લોકો ફ્લેટની સીડી ચઢીને પાછા વળ્યા છે એ તમનં ચ્યોં ખબર છઅ ?’

‘બાયણું જ બંદ હોય ત્યં બાપડા બીજું શું કરે ?’ એમની સાથે આવેલા છગનલાલે ટાપશી પૂરી : ‘દરવાજે તો તૈણશેરિયું તાળું લટકતું’તું...’

મારાથી ન રહેવાયું : ‘તો શું ઘર ઉઘાડું મૂકીને જાઉં ? ઘરવાળી હતી ત્યાં લગી ઘર. હવે તો, બાપ, ખમૈયા કરો. મારે એની એ રામાયણ નથી હોંભળવી. ને તમને બધાને પ્રતિષ્ઠાની પડી હોય તો તમારે જે કરવું હોય તે કરો, એની ના નથી. પાંચ-પચ્ચીસ ખરચવા પડે તો માગી લેજો. બાકી મારે મરનારની પૂંઠળ કશું કરવું નથી. પાછળ પુન્યદાન કરીને એમ આગળના ભવ સુધારી શકાય એવી ભ્રમણા મને માન્ય નથી. આ તો પોતે બાપડી જુનવાણી વિચારની બાઈ અને આપણો સમાજ પણ એવો. એટલે ગામડે જઈ જે થતું આવ્યું છે એ મૂંગા મોઢે કર્યું. સિદ્ધપુર જઈને અસ્થિ પણ પધરાવી આવ્યો. બાકી મારું ચાલે તો દેહદાન જ કરું. જો કે એ આવા બધા કર્મકાંડમાં માનનારો જીવ, એટલે એવો નિર્ણય ન કરી શક્યો. હજી ગંગાજી પણ જઈ આવીશ, એ જીવ ખાતર-દિલથી નહીં હોં, ફક્ત એ જીવ ખાતર. નહીંતર એકવાર ખોળિયામાંથી હંસલો ઊડી ગયો તે પછી એને બાળો, દાટો કે કાપો-તેથી એને શો ફરક પડવાનો હતો !’

મારે મન આ બધાની સુફિયાણી વાતોનો કે જેને એ લોકો આબરૂનો સવાલ ગણી બેઠા હતા એવી બિનજરૂરી રસમનું કોઈ જ મહત્ત્વ નહોતું. મારું જીવન જ સહરાનું રણ બની ગયું હતું, ત્યાં આવી પરંપરાઓ નિભાવવાથી શું વળવાનું ? એ બધું તો જેનો ભર્યોભાદર્યો ઘરસંસાર હોય, છોકરાંને ઘેર છોકરાં રમતાં હોય અને લાંબું દાંપત્યજીવન ભોગવી પાકું પાન થઈ ખરી પડ્યું હોય એવા નસીબદાર પરિવારને શોભે. હમણાં એંશી-પંચ્યાશીની થઈને ગઈ હોત

તો હું પણ પાછળ વાજાં વગડાવત. નાત શું- આખું પરગણું જમાડત. એના નામે શાળા કે દવાખાના જેવી સંસ્થામાં બે-પાંચ લાખનું દાન આપતઃ એના નામની તક્તી લાગે એવું સ્તો. એ માટે ગામની વીઘો જમીન આઘી પાછી કરતાં પણ અચકાત નહીં. પણ આ તો મને મઝધારે મૂકીને મારી હોડીની ખેવૈયણ ઊપડી ગઈ. કેટલા વિશ્વાસ સાથે એને સુકાન સોંપેલું : જો બકા, મને વહેવાર-બહેવારમાં કશી સૂઝ નથી પડતી. ને તું તો જાણે જ છે કે મને સ્ટવ ચેતાવતાં પણ નથી આવડતો. તારે જ બધું સાચવવાનું - ઘર પણ અને મારું ઘડપણ પણ. જો અધવચ્ચે રઝળતો મૂકીશ તો સાચ્ચું કહું છું, હું તને ક્યારેય માફ નહીં કરી શકું, ને તુંય રૌરવ નરકમાં પડીશ !

આવું આવું તો કોણ જાણે કેટલીવાર શબ્દો ફેરવી-ફેરવીને કહ્યું હશે એને.

- પણ મારે અમ્મર ચૂડી ચાંદલા હારે જવું હોય તો ? મને ઓશિયાળી વિધવા થઈને પાછળ રહેવાનું થોડું ગમે ?

હું એને મારો દૃષ્ટિકોણ સમજાવવા પ્રયાસ કરતો, એ પણ એની ભાષામાં તું તો પતિને પરમેશ્વર માને છે ને ? તો શું તારો પરમેશ્વર અપૂજ રહે, રસ્તે રઝળતો થઈ જાય, લોકોની ઠેબે ચડે એ તને ગમશે ? જે માણસને તેં પાણિયારેથી પાણીનો પ્યાલો નથી ભરવા દીધો એને રામભરોસે છોડી દઈ અખંડ સૌભાગ્યવતી બનવામાં તે વળી કયું ગૌરવ !

એને પણ મારી દલીલ વજૂદવાળી તો લાગતી જ. પછી જરા વિચારીને કહેતી : પણ કોઈપણ ભારતીય નારી હંમેશાં અખંડ સૌભાગ્યવતી રહેવાનું જ ઇચ્છતી હોય છે ને ! પેલી સાવિત્રીની વાર્તામાં તો એ બાઈ છેક યમરાજા પાસે જઈ એના મરેલા ધણીનો જીવ પાછો લઈ આવે છે.

'એ બધી કવિઓએ કરેલી કોરી કલ્પનાઓ છે બકા. તને ખબર તો છે : એક વાર પીંજરું તોડીને પોપટ ઊડી જાય, પછી એ પાછો ના આવે.' મારી દલીલ સાંભળી એ મૌન થઈ જતી. એને મૂંઝવણ પણ થતી : ભગવાને આવું આગળ પાછળ જવાનું શું કામ કર્યું હશે ! બેઉ જણને સાથે ઉપાડી લે તો એના બાપનું શું નુકસાન થઈ જવાનું હતું ?

એ અવઢવ અનુભવતી ત્યારે હું કહેતો : માણસને કદાચ જનમવાનો અધિકાર નથી, પણ મરવાનો તો હોવો જોઈએ. 'પણ આપણે આ મૂઆ પહેલી મોંકાણ ના માંડીએ તો ના ચાલે ?'

-એને મરવામાં નહીં, જીવવામાં જ રસ હતો. અલબત્ત, ક્યારેક દૂર-નજીકના કોઈ માઠા સમાચાર મળતા ત્યારે એના ચહેરા પર ગ્લાનિ જરૂર છવાઈ જતી. એના હોઠ કશુંક આવું ફફડતાઃ જાયું એટલું જવાનું. એ તો બધું કુદરતના હાથમાં - કોણ વહેલું જશે ને કોણ મોડું, એ માણસના હાથની વાત થોડી છે ? અને એમ જ હોત તો રાજીવ ગાંધીને કે ઇંદિરાજીને થોડું મરવું'તું? ધીરૂભાઈ અંબાણી મરત જ શું કામ ? ખુદ ભગવાન જેવા ભગવાનનેય ન'તું મરવું પડ્યું - એય પાછું સાધારણ પારધિના હાથે ? એમને તો બાપ, રાણીઓય કેટલી બધી હતી ! બધીઓને એકી સાથે રંડાપો ઓઢાડીને પોઢી ગયા ! પહેલી ભીંત પડે કાં તો કરો : બેઉ હંગાથે પડે એવું તો કચ્છમાં આવેલો એવો ભારે ભૂકંપ આવે તો જ બને. કાં તો રસ્તામાં જતાં વાહનને અકસ્માત નડે તો, અને છતાં ખાતરી તો નહીં જ. જેની જીવાદોરી બાકી હોય એ બચી જાય ને રિબાયા કરે વરસોનાં વરસો લગી...

એ કંઈ નહોતી સમજતી એવું થોડું હતું ? એણે મીઠી હલકમાં દાદા ગણગણતા એ ભજન સાંભળ્યું હતું અને એની એકાદ કડી તો એ એકલી પડી જતી ત્યારે ઓચિંતી લલકારતી પણ ખરી : મનની આશાઓ ડુંગર જેવડી.

**મરણ પગલા હેઠ -**

**ભૂલ્યો રે મન-ભમરા તું ક્યાં ભમ્યો...**

હું એકાદવાર એના હલકભર્યા કંઠે ગવાતું એ ગીત સાંભળી ગયેલો ત્યારે એ ઘડીક જાણે ચોરી કરતાં પકડાઈ ગઈ હો એમ ઓઝપાઈ ગયેલી.

'તું તો જીવવાની વકીલાત કરતી'તી ને તે દા'ડે ! આ મરણના મરશિયા ક્યાંથી યાદ આવી ગયા એકાએક ?'

એ મીઠું મલકીને કહે : હમણાં મારી નજર સામે ગરોળી જીવડું ગળી ગઈ. જીવડું થોડું મરવા માગતું'તું ? ટ્યૂબલાઈટના અજવાળાથી અંજાઈને ઊડાઊડ કરતું'તું ત્યાં ઓચિંતી જ માતાજીની છબી પાછળથી ગરોળી પ્રગટ થઈ ને હું એને વેલણ ખખડાવી ભગાડું એ પહેલાં તો બિચારા જીવડાનો કોળિયો કરી ગઈ... આટલી જ વાર કે ! ભજનમાં મરણ 'પગલા હેઠ' કહ્યું છે એનો પ્રત્યક્ષ અનુભવ થઈ ગયો.

'પણ આપણે એ જીવડા જેવા પામર જીવ થોડા જ છીએ બકા. આપણે તો મોતને પણ માત આપનારી માણસજાત.

આપણે જીવવું છે અને પૂરેપૂરું આયખું જીવવું છે. તને ખબર છે ? આપણા ઋષિએ પરમાત્મા પાસે શી માગણી કરેલી ? - એ કહે છે : હે પ્રભુ, અમને સો વરસ સુખપૂર્વક જીવવાનું વરદાન આપો.'

"આપણે પણ કોઈ નાની ઉંમરનું પગે લાગે છે ત્યારે 'સો વરસનાં થજો' એવા આશીર્વાદ આપીએ છીએ ને ! અને હવે તો છાપાંમાં સો વટાવી ચૂકેલાંનાય ફોટા છપાવા લાગ્યા છે. આપણે વળી એવી શી ઉતાળવ છે ? સો નહીં તો સિત્તેર પંચોત્તેર તો જરૂર ખેંચી કાઢીશું. તમારા બાપુ પંચાશી વરસે ગયા અને મારી મા એંશીએ. આપણે કદાચ એમના કરતાં પાંચ દસ વરસ વહેલાં પરવારીએ તોય હજી તો -"

એ મારું અને એનું જન્મ વર્ષ યાદ કરી અંકોડા મેળવવા લાગતી. 'હજી તો ઓછામાં ઓછો એકાદ દસકો બાકી છે. છાનામાના પરભુનું નામ લો તો કાંઈક જયવારો થાય. હમણાંથી રોજ આ મરવાની જ રામાયણ માંડો છો - ઊઠતાં ને બેસતાં, જાણે માણસે એ સિવાય બીજું શું કરવાનું જ ન હોય !'

એના ચહેરા પર ઠપકો તરવરી રહ્યો.

'આ નવેમ્બરનો અંત અને ડિસેમ્બરની શરૂઆત આપણને હરહંમેશ કનડતાં રહ્યાં છે. કોણ જાણે કેમ - અંદરથી જ કશુંક અમંગળ થવાનું હોય એવો અણસાર આવ્યા કરે અને પાછું એવું કંઈ ને કંઈ બને પણ ખરું જ. યાદ છે ? આપણને શામળાજી જકાતનાકા પાસે પેલો અકસ્માત નડેલો ત્યારે કઈ તારીખ હતી ? ત્રીસમી નવેમ્બર અને મોટાભાઈને પણ એ જ દિવસોમાં ભળભાંખળે કોઈ અજાણ્યા વાહને ટક્કર મારી દીધી હતી. છ મહિનાનો ખાટલો આવેલો.' હજી કશુંક રહી જાય છે એમ લાગતાં મેં માથું ખંજવાળ્યું ત્યાં વિસ્મૃતિની પેટીમાંથી વધુ એક અળખામણી ઘટનાએ ડોકું કાઢ્યું. આપણી સામે ખાતાકીય તપાસ પણ ડિસેમ્બરના પહેલા વીકમાં જ મુકાયેલી, યાદ આવે છે ? કેવી દયામણી દશામાં મુકાઈ ગયેલાં આપણે ! કેટકેટલી જગ્યાએ દોડવું પડેલું - કેવા કેવા મહારથીઓની લાગવગ લગાડવી પડી'તી - ત્યારે જતીક ફાઈલ બંધ થઈ હતી. દર વરસે એક યા બીજી રીતે આ અઠવાડિયા - દસ દિવસનો ગાળો જ હરહંમેશ નડતો રહ્યો છે આપણને !'

એને પણ મારું તારણ ગળે તો ઊતરતું લાગેલું, પણ મારી જેમ હિંમત હારી જવાનું એને ન ગમતું.

'એટલે એટલા દા'ડા ક્યાંક સંતાઈ જઈએ કે'તા હો તો ! એણે આખી વાત મજાકમાં ઉડાવી દેવા પ્રયાસ કર્યો હતો. 'મોઢું સંતાડી દેવાથી મુસીબત થોડી ઉકેલાઈ જાય ? શાહમૃગ પાછળ શિકારી પડ્યો હોય એ એને ઝડપ્યા વગર પાછો વળે ખરો ?' - જાણે ખરેખર કોઈ અણધારી આફત આવવાની જ હોય, એમ હું ક્ષણભર ધ્રૂજી ઊઠેલો.

'પડશે એવા દેવાશે ! વર્તમાનમાં જીવો. સંતો હંમેશાં વર્તમાનમાં જીવવાનો ઉપદેશ આપતા રહ્યા છે. વીતી ગયેલી પળ પાછી આવવાની નથી તેમ આવનારી પળપર આપણો કોઈ કાબૂ નથી." એ પણ ક્ષણ પૂરતી માયૂસીના કોચલામાં સરી પડેલી.

'આખરે માનવીની જિંદગીમાં સૌથી ખતરનાક દુર્ઘટના કઈ ? મૃત્યુ જ કે ?' મેં કહ્યું હતું : 'અને એનું કાઉન્ટડાઉન તો બાળક જન્મે છે તે દિવસથી જ શરૂ થઈ જતું હોય છે. એટલે એનાથી ડરી જઈએ તો તો મૃત્યુ પહેલાં જ મરી જઈએ.'

મૃત્યુ, મૃત્યુ, મૃત્યુ... વળી વળીને વાત મૃત્યુના સ્ટેશને આવીને અટકતી હતી.

'ખરેખર એવું કંઈ થાય તો પણ પાછળવાળાએ તો જીવવું જ પડશે ને !' એણે કમકમાટી અનુભવી. 'અલબત્ત, એવું જીવતર મોત કરતાંય વસમું જ લાગે. એ તો રામબાણ વાગ્યાં હોય એ જાણે... આપણે તો ખાલી વાતો જ કરી જાણીએ. જઈને પૂછી આવો જેના માથે રંડાપાનું આભલું ફાટ્યું હોય એવાને તો ખબર પડે. સાહેબ, ચાળીસ-પિસ્તાળીસ વરસ સારસની જોડીની જેમ જીવનારને એકલપંડે જીવવાનું આવે ત્યારે એની શી દશા થતી હશે... હું તો એની કલ્પના કરતાં પણ ધ્રૂજી ઊઠું છું.'

મારા હૈયે હતી તે વાત હોઠે આવી ગઈ : 'બેમાંથી એક થવું જ પડે એમ હોય તો મને આગળ થવા દેવાનો બકા. સાંભળ, તું તો કદાચ મારા વગર જીવી શકે પણ હું તો તારી પાછળ સ્યુસાઈડ જ કરી દઉં ! મને એકલા જીવવાનું ફાવે જ નહીં !'

'બીજી કરી લેવાની, આમેય મારી હયાતીમાં કેટલીય સગલીઓ હારે રંગરેલીઓ ક્યાં નથી કરી !' - એણે મોઢું મચકોડ્યું.

'રંગરેલીઆ કરવી એ જુદી બાબત છે અને -' હું

ગળગળો થઈ ગયો હતો : 'ના બકા, હું પુનર્લગ્ન કરવાનું તો સ્વપ્નેય ના વિચારી શકું !' 'પણ હું તો તમારી તાસીર જાણું ને ! ઘડપણ સ્ત્રીને આવતું હોય છે. પુરુષ તો પંચોતેર વર્ષે પણ પંચાવનનો જ રહે છે.'

- એની વાત સોળ આના સાચી પડી છે.

એ ગુજરી ગઈ છે, મારી જરૂરિયાત નથી ગુજરી ગઈ. મને કોઈ મંદિર કે તીર્થસ્થાને જવાની સલાહ આપે છે ત્યારે ઝેર જેવું લાગે છે. એનું ચાલ્યું હોત તો બિચારી કોઈ વૈકલ્પિક વ્યવસ્થા ગોઠવીને ગઈ હોત. પણ એને ક્યાં ખબર હતી કે એ દિવસોમાં વારંવાર રિપીટ થતી રહેલી પેલી અણગમતી ચર્ચા એ એના જ મૃત્યુનો પૂર્વ સંકેત હતો ! નવેમ્બરની ત્રીસમીએ મારું મોતિયાનું ઓપરેશન કરાવવા આવી ત્યારે ડોક્ટરે એની પણ આંખ તપાસી હતી. કહ્યું હતું : મોતિયાની શરૂઆત તો થઈ ગઈ છે, પણ હમણાં ઉતાવળ કરવાની જરૂર નથી. સાહેબને સારું થઈ જાય પછી આવજોને નિરાંતે !

એ આગ્રહપૂર્વક મારી ઓપરેશનવાળી આંખમાં દવાનાં ટીપાં નાખી આપતી હતી. મને કરોડના મણકાની તકલીફ હતી એટલે માલિશ પણ કરી આપતી હતી. કેટકેટલા શુભેચ્છકો ખબર પૂછવા આવતા હતા ! બધાને ઊજળા મોઢે આવકાર આપતી રહી, ચા-નાસ્તો કરાવતી રહી... ખોળે કરેલી દીકરીની ફૂલ જેવી ત્રણ વરસની બેબીને રાખવા આગલી રાતે તો અડાલજ ગયેલી. વળતી સવારે નવ વાગ્યે તો એને લઈને પાછી પણ આવી ગઈ, અને -

એ જ રાતે સાડા અગિયારથી પોણા બાર વચ્ચે તો... ઓહ, એના માટે 'મરી ગઈ' જેવા શબ્દો વાપરતાં કાળજું ચિરાઈ જાય છે, પણ એ હવે નથી રહી - એનો તો ઇનકાર શી રીતે થઈ શકે ! એ સૂક્ષ્મ સ્વરૂપે ભલે મારા અણુએ અણુમાં ધબકતી હોય પણ ત્રીજી ડિસેમ્બરની મધરાતે એનું હૃદય તો હંમેશને માટે મૂંગું બની ગયું હતું.

પાણીયે ક્યાં માગ્યું હતું એણે ! 'જઉં' છું ત્યારે - એટલું કહેવાની પણ નવરાશ નહોતી. જાણે અનંત આકાશમાંથી કોઈ અદૃષ્ટ વિમાન ઊતરી આવ્યું અને એને ઊંચકીને સડાટ ઊડી ગયું. જેને મારી હયાતી દરમિયાન સતત મારી રખેવાળી કરતી જોવા માગતો હતો એ ઓચિંતી જ, કશો અણસાર પણ આપ્યા વગર હંમેશને માટે... હવે તો એના ઘરને પણ લકવો મારી ગયો છે. જ્યાં એક સામાન્ય તેલનો ડાઘ જોતાં વેંત એ છંછેડાઈ પડતી એ રસોડું રેઢિયાળ બની ગયું છે. ચોકડીમાં કબૂતરોએ જનાનખાનું બનાવી દીધું છે. બિલાડી કબૂતરોનો કોળિયો કરતી ફરે છે. કામવાળી રોજ ઢગલાબંધ પીછાં એપાર્ટમેન્ટના સફાઈ કામદારને સુપરત કરતી રહે છે. ઘર તો ગૃહિણીનું જ ને ! એકલો પડી ગયેલો આદમી તો એને બાવાની મઢૂલી જ બનાવી દેવાનો.

આટલા વખત પછી એ એકાએક સપનામાં આવીને ટહુકે છે : 'કહ્યું તો હતું કે એવું કાંઈ બની જાય તો બીજી કરી લેજો !'

હું સપનામાં ને સપનામાં સભાનપણે એને ખણખણતો જવાબ વાળું છું : પંદર વરસ પહેલાં ગુજરી ગઈ હોત તો જરૂર બીજી કરી લેત. ગાંડી, તારે મારી ઉંમરનો મલાજો તો રાખવો'તો !

એ મોં મચકોડીને કટાક્ષ કરે છે : 'એમ તો પાંત્રીસ વરસ પહેલાં પ્રેમમાં પડેલા ત્યારે પણ બીજી કરી શક્યા હોત.. હું કાંઈ અડચણ ન'તી કરવાની...' એ થોડું અટકીને બોલી : આંખો મીંચીને જ્યાં કીધું હોત ત્યાં સહી કરી આપી હોત !'

'પણ તો હું મારી જાતને માફ ન કરી શક્યો હોત બકા !' મારું ગળું રૂંધાઈ ગયું. અચાનક આંખ ઊઘડી ગઈ : 'મને માફ કરજે બકા !' એની હસુ હસુ તસવીર સામે હાથ જોડી હું બબડ્યો : 'તું મને અધવચ્ચે રઝળતો કરી ગઈ એ સારું તો ન જ કર્યું... પણ તારે ક્યાં મરવું'તું - જરૂર તો ઉપરવાળાને પડી હશે, નહીંતર - ' જાણે મારા હોઠ પર હાથ દાબીને એની છબી બોલી ઊઠે છે : હું ક્યાંય નથી ગઈ સાહેબ ! અને તમને છોડીને ક્યારેય જવાની પણ નથી... જરીક અડકી તો જુઓ : હાજરાહજૂર છું !

*૧૩, ઐશ્વર્ય-૧, પ્લોટ-૧૩૨, સેક્ટર-૧૯,*
*ગાંધીનગર-૩૮૨૦૨૧.*
*મો. ૯૮૭૯૫૪૩૧૩૨*



# વંદે માતરમ્

*- ડૉ. ચંદ્રકાન્ત મહેતા*

"ઈશ્વરે આપણને બે દીકરા આપ્યા, ઈજનેર તરીકેની તમને મોભાદાર નોકરી આપી. વડીલોપાર્જિત મિલકતમાં ખેતરો છે. બંને દીકરા નીતીશ અને પ્રીતીશની માતૃ-પિતૃભક્તિ જોઈ હું ગદ્‌ગદ્ થઈ જાઉં છું." મધુકાન્તાએ કહ્યું...

'એમ સુખનાં જાત-વખાણના ચક્કરમાં ન પડો. સમય પાસે ગજ પણ હોય છે અને કાતર પણ. સુખનો થોડોક અહંકાર આવ્યો એટલે સમય સુખને વેતરી નાખે છે. એટલે આપણને પરિતોષ હોવો જોઈએ કે સાદગીભર્યા જીવનમાં આપણને રસ છે. મૂળ તો આપણે કિસાનપુત્ર. ધરતી આપણી માતા. ધરતી માણસની અનેક આવશ્યકતાઓની પૂર્તિ કરે છે એટલે આપણી ઈજ્જત કરતાં ધરતીની ઈજ્જતનું રક્ષણ કરવું એ આપણું પ્રથમ કર્તવ્ય છે. એક ઋષિએ ધરતી વંદના કરતાં કહ્યું છે કે -

**સમુદ્ર વસતે દેવિ, પર્વત સ્તન મંડલં,**
**વિષ્ણુપત્ની નમસ્તુભ્યં પાદસ્પર્શ સમસ્વમે.**

"ધરતીને આપણે પગથી કચડીએ છીએ, ખાડા ખોદીએ છીએ, એની છાતી પર કારખાનાં અને તોતિંગ મકાનો ઊભાં કરીએ છીએ, તોય એ બિચારી મૂંગી રહે છે એટલે ઋષિ માનવજાત વતી ધરતીની ક્ષમા માગે છે." મિ. સત્યેન્દ્ર કહેતા - કહેતાં ભાવુક થઈ ગયા.

"પરંતુ તમે તો ધરતીની સેવા અને સદાચારનું વ્રત લીધું છે. તમે સદાચાર વિશે પેલી વાર્તા કહો છો, તે કઈ ?" - મધુકાન્તાએ પૂછ્યું.

"હા, યાદ આવ્યું. હરિશંકર પરસાઈની "સદાચાર કા તાવીજ." એક રાજાના દરબારમાં એક સાધુ આવી પહોંચે છે ને કહે છે : "આ સદાચારનું તાવીજ છે. એ પહેરવાથી કોઈ કર્મચારી ભ્રષ્ટાચાર નહીં આદરે અને આદરશે તો તાવીજ તેને ચેતવણી આપશે.

રાજાએ આ વાતની ચકાસણી કરવા નિષ્ણાતોની એક કમિટિ બનાવી. કમિટિએ રિપોર્ટ આપ્યો કે સદાચારનું તાવીજ બરાબર કામ કરે છે. મોટા પાયે કારખાનું નાખી એકેએક કર્મચારી અને નાગરિકને કાંડે એ તાવીજ બાંધવું જોઈએ, જેથી તાવીજ દ્વારા ભ્રષ્ટાચારીને પકડી શકાય.

રાજાએ હજારોની સંખ્યામાં સદાચારનાં તાવીજ બનાવડાવ્યાં અને કર્મચારીઓને કાંડે બંધાવી દીધાં.

મહિનાની પહેલી તારીખે રાજા તાવીજનો ટેસ્ટ કરવા નીકળ્યો અને વેશપલટો કરી કર્મચારીને લાંચ આપવાની કોશિશ કરી. તાવીજમાંથી અવાજ આવ્યો. 'લાંચ ન લેવાય, ન લેવાય.'

રાજાને એ વાતની પ્રસન્નતા હતી કે, પોતે ભ્રષ્ટાચાર નાબૂદીના કાર્યક્રમમાં સફળ નીવડી રહ્યો છે.

મહિનાના છેલ્લે દિવસે રાજા વળી પાછો વેશપલટો કરી કર્મચારીઓ પાસે પહોંચ્યો. લાંચ આપવાની કોશિશ કરી. કર્મચારીએ લાંચ સ્વીકારવાની તૈયારી કરી. રાજાએ કર્મચારીને પૂછ્યું : "આજે તાવીજ નથી પહેર્યું ? લાવ તો તાવીજનો અવાજ મને સંભળાવ. રાજા સદાચારનું તાવીજ કર્મચારીના કાંડેથી કાન તરફ લઈ ગયો. સદાચારનું તાવીજ કહી રહ્યું હતું : " આજ તો મહિનાની આખરી તારીખ છે. આજ તો લાંચ લે લે..." - અહીં વાર્તા પૂરી થાય છે પણ સારાંશ એનો એ જ કે જ્યાં સુધી ભૂખનો પ્રશ્ન હલ નહીં થાય ત્યાં સુધી બાહ્ય પ્રયત્નોથી ભ્રષ્ટાચાર નાબૂદ નહીં થાય. નાના અધિકારીઓની નાની ભૂખ હોય છે ને મોટા કર્મચારીઓની-અધિકારીઓની, સત્તાધીશોની વૈભવ વિલાસ અને સાહ્યબી માટેની મોટી ભૂખ" - સત્યેન્દ્રએ કહ્યું...

"પણ તમે તો આપણા દીકરા નીતીશ અને પ્રીતીશનું ઘડતર જ એવી રીતે કરી રહ્યા છો કે તેઓ ભ્રષ્ટાચાર આચરવાનું નામ જ ન લે" મધુકાન્તાએ સત્યેન્દ્રનાં વખાણ કરતાં કહ્યું...

સમય વહી ગયો. બંને દીકરા ગ્રેજ્યુએટ થઈ ગયા.

નીતીશને થોડો ઘણો રસ ખેતીવાડીમાં હતો, પણ પ્રીતીશ તો બાપને પૈસે તાગડધિન્ના કરવામાં માનતો હતો.

એવામાં કાળની કરડી નજર મિ. સત્યેન્દ્રના પરિવાર પર ઊતરી. મિ. સત્યેન્દ્રની ઈમાનદારીથી ઘણા બધા અધિકારીઓ નારાજ હતા. એટલે એક ખોટો કેસ ઊભો કરી મિ. સત્યેન્દ્ર પર આરોપ મૂકી તેમને નોકરીમાંથી સસ્પેંડ કરાવ્યા. છતાં સત્યેન્દ્ર ડગ્યા નહીં...

પણ કાળના બીજા હુમલામાં તેમનાં પત્ની મધુકાન્તા એક એકસીડેન્ટમાં ઘાયલ થયાં અને એમના હોસ્પિટલ વગેરેના ખર્ચ માટે જમીન પણ વેચવી પડી. બધી જ બચત ખર્ચી નાખવા છતાં છેલ્લે હાર્ટએટેકમાં મધુકાન્તાએ દેહ છોડી દીધો... સત્યેન્દ્ર માટે આ આઘાત અસહ્ય હતો. કોર્ટ-કચેરીના ધક્કા અને આઘાતોની પરંપરાએ મિ. સત્યેન્દ્રનું સ્વાસ્થ્ય પણ બગાડ્યું.

નીતીશ માટે હવે નોકરી કર્યા સિવાય છૂટકો નહોતો પણ મિ. સત્યેન્દ્ર પોતાની વગ વાપરીને તેને નોકરી અપાવવા તૈયાર નહોતા. એમણે નીતીશને કહ્યું : 'દીકરા, તારે બાપકર્મી નહીં, આપકર્મી બનવું જોઈએ. સંતાનોને વધુ પડતી સલામતી આપવાથી તેમનું આત્મબળ છિનવાઈ જાય છે. એટલે હું તને સ્વાવલંબી બની નોકરી જાતે જ શોધી લેવાની સલાહ આપું છું. પ્રીતીશને પણ મેં સલાહ આપી જોઈ. એ લહેરી લાલો બની સાચાં-ખોટાં કામો દ્વારા પૈસા મેળવી ખાન-પાનમાં મસ્ત રહે છે. મારી દૃષ્ટિએ આ પારિવારિક ગેરશિસ્ત છે. જે કારણોસર



હું બરબાદ થઈ રહ્યો છું એ જ કારણોસર પ્રીતીશ લોકોની વાહવાહી ઝીલી રહ્યો છે. એને મન શેઠની શિખામણ ઝાંપા સુધી. એટલે હું એને એક મહિનાનો સમય આપું છું... એ નહીં સુધરે તો હું ઘરમાંથી તેને કાઢી મૂકીશ.' - મિ. સત્યેન્દ્રે પોતાનો બળાપો વ્યક્ત કરતાં કહ્યું....

'પપ્પા, આખરે તો પ્રીતીશ પણ તમારો જ દીકરો છે. પુત્ર કુપુત્ર બને પણ માતા-પિતા આકરાં બની પોતાનો વડીલ ધર્મ ચૂકે એ મારે ગળે નથી ઊતરતું... આપના આશીર્વાદથી મને બાંધકામનો બીઝનેસ કરતી કંપનીમાં કાર્યાલય અધ્યક્ષની નોકરી મળી છે. એટલે પેટગુજારામાં તકલીફ નહીં રહે. હું પણ પ્રીતીશને સુધારવાની કોશિશ કરીશ. આપે થોડી ધીરજ ધારણ કરવી પડશે.' નીતીશે કહ્યું...

''મારી પાસે ધીરજ ધારણ કરવા સિવાય બીજો રસ્તો ક્યાં છે ? કેટલાક માણસો સિદ્ધાંત ખાતર ખુવાર થવાનું પસંદ કરશે પણ સિદ્ધાંત સાથે બાંધછોડ કરવાનું પસંદ નહીં કરે. ક્યારેક મારા મનમાં પણ એ વાતની મૂંઝવણ થાય છે કે, સત્ય શા માટે માણસની આકરી કસોટી લે છે ! સત્યભક્તોને સુખ-શાંતિવાળું જીવન જીવવામાં શા માટે મુસીબતોની વણઝાર ખડી કરી દે છે !'' 'મેરુ તો ચળે, પણ જેનાં મનડાં ચળે નહીં' - એ ગાવાનું જેટલું સરળ છે તેટલું જીવનમાં ઉતારવાનું મુશ્કેલ છે. લોકો સત્યનિષ્ઠોની વાહવાહી કરશે પણ એમનાં આંસુ લૂછવાની કોઈને ફૂરસદ ક્યાં છે ? દીકરા, આટલું હું ભાવાવેશમાં બોલી ગયો, પણ અંતિમ શ્વાસ સુધી હું ઈમાનદારી, સત્યનિષ્ઠા અને રાષ્ટ્રવંદનામાં પાછો પડવાનો નથી. તને એમ ન થવું જોઈએ કે પપ્પાના 'સત્યના પ્રયોગો' દીકરાઓને ભારે પડ્યા. ભ્રષ્ટાચાર એ પણ ભારતમાતા સાથે ગદ્દારી છે. એ કાંઈ સરકાર કે વડાપ્રધાન એકલાની જવાબદારી નથી. સમગ્ર પ્રજાજનો જો પોતે નેકનિયત રહી ભ્રષ્ટાચાર નાબૂદી માટે સંકલ્પબદ્ધ બને તો 'ક્વીટ કરપ્શન'ની ઝુંબેશ સાર્થક બને.' સત્યેન્દ્રનો આત્મા અંદરથી ખૂબ મૂંઝવણ અનુભવતો હતો. એમના દિમાગમાં શ્રી કરસનદાસ માણેકનું પેલું વાક્ય ઘૂમરાતું હતું.

'કામધેનુને સૂકુંયે તૃણ ન મળતું,
ને લીલાંછમ ખેતરોને,

આખલા ચરી જાય છે,
મને એ જ સમજાતું નથી
કે કેમ આવું થાય છે ?'

મિ. સત્યેન્દ્ર રડી પડ્યા.

'પપ્પાજી, કુદરત આકરી કસોટી મર્દાનગી દેખાડનારા મજબૂત મનોબળના માનવીઓની જ લેતી હોય છે. તમે આમ ભાંગી પડશો તો અમારો આધાર કોણ બનશે ?' - નીતીશ પપ્પાજીને આશ્વસ્ત કરે છે.

'બેટા, હું ભાંગી પડ્યો નથી, પણ વેદનાઓથી મારું મન આળું થઈ રહ્યું છે. પણ મને એ વાતનો ગર્વ છે કે તું મારા સંસ્કારોને જાળવવામાં સફળ નીવડી રહ્યો છે. હું કોર્ટમાં જીતી જાઉં પછી નોકરીમાંથી નિવૃત્તિ લઈ ફરી જમીન ખરીદીશ. અને ભારતમાતાનું ઋણ અદા કરીશ. ખેતરમાં જ નાનકડું ફાર્મ હાઉસ બનાવી, પરસેવો પાડતી જિંદગી જીવીશ. હા, તને અને પ્રીતીશને મારા ઢાંચામાં જીવવાની હું ક્યારેય ફરજ નહીં પાડું....

તારી માતા સ્વ. મધુકાન્તાનું ધાવણ ન લજવાય તેવો ગરવો નાગરિક બનવા અને ભારતમાતાની શાન અને આન માટે તું સમર્પિત રહીશ તો હું માનું છું કે, મારો જન્મારો સફળ થઈ ગયો.' - મિ. સત્યેન્દ્ર બોલી રહ્યા હતા.

નીતીશ ચૂપચાપ તેમની વાતો સાંભળી રહ્યો હતો અને પ્રીતીશે વાતો સાંભળતાં - સાંભળતાં જે બેઠે-બેઠે ઊંઘવાનું શરૂ કરી દીધું હતું.

કોર્ટમાં મુદતો પડે જ જતી હતી. સાક્ષીઓને ફોડવાની કોશિશો પણ ચાલી રહી હતી. બીજી તરફ પ્રીતીશે ઉધાર રાખી ખરીદેલી વસ્તુઓના લેણદારોની ઉઘરાણી વધી રહી હતી.

એક સવારે નીતીશ કોઈ કારણસર બહાર ગયો હતો ત્યાં એક કંપનીનો મેનેજર પોતાનાં પેન્ડિંગ બીલો સંદર્ભે લાંચની રકમ લઈને નીતિશને ઘેર આવ્યો હતો.

નીતીશની ગેરહાજરીમાં મિ. સત્યેન્દ્રે તેમને આગમનનું કારણ પૂછ્યું... મેનેજરે કહ્યું : 'આ બેગના પૈસા જોશે, એટલે નીતીશ બાબૂ બધું જ સમજી જશે. મારી કંપનીનું વિઝિટિંગ કાર્ડ અંદર મૂકેલું છે. વડીલ, પૈસો બોલે ત્યારે માણસ ચૂપ થઈ જાય છે. પૈસાની ભાષા કોઈને સમજાવવી પડતી નથી !'

"તો ભાઈ, પૈસાનો અવાજ સાંભળવામાં હું બહેરો છું. અમે મુઠ્ઠીભર લોકો ઈમાનદારીના ખોળામાં માથું મૂકીને જીવીએ છીએ. અમને ચલિત કરીને તમારા હાથમાં શું આવવાનું છે ? થોડોક સ્વાર્થ સિદ્ધ થશે એટલું જ ને ! ભ્રષ્ટાચાર ઉધઈની જેમ વ્યાપેલો છે. તમારા જેવા લોકોને એ વાતની શરમ પણ નથી કે દેશ સામે, માનવતા સામે તમે ખતરો ઊભો કરી રહ્યા છો. હું આપનું અપમાન કરવા નથી ઈચ્છતો, પણ પૈસાની બેગ સાથે અત્યારે જ અહીંથી ચાલ્યા જાઓ. સત્યના ગઢમાં ગાબડાં પાડનાર પાપીઓનું મોં એક ક્ષણ માટે પણ હું જોવા ઈચ્છતો નથી" - મિ. સત્યેન્દ્રે કહ્યું...

"વડીલ, આ આપની દાદાગીરી છે. નીતીશ બાબૂ અને અમારા સંબંધ વચ્ચે તમે કેવી રીતે દખલ કરી શકો. તમારા જેવો જિદ્દી બાપ મેં જોયો નથી." - મેનેજરે કહ્યું...

"અને તમારા જેવા હલકટ અધિકારીનો પગ આ ઘરમાં પહેલી વાર પડી રહ્યો છે. તમારા ગયા પછી તમે બેઠા છો, તે જગા મારે ગંગાજળથી ધોવી પડશે." મિ. સત્યેન્દ્ર બારણું ખોલી ઊભા રહ્યા.

અંતે મેનેજરે પૈસાની બેગ સાથે નીકળી જવું પડ્યું.

પૈસાની બેગમાંથી કંપનીના નામનું કાર્ડ મિ. સત્યેન્દ્રએ કાઢી લીધું હતું.

નીતીશ એકાદ કલાક પછી ઘેર આવ્યો, ત્યારે એણે



પહેલો પ્રશ્ન એ કર્યો. 'પપ્પાજી, મારી ગેરહાજરીમાં કોઈ મોટો માણસ મને મળવા આવ્યો હતો ?'

"મોટો માણસ નહીં, ખોટો માણસ. એ તને ખરીદવા પૈસા ભરેલી બેગ લઈને આવ્યો હતો. તું તો જાણે છે કે આપણો પરિવાર લાંચ-રૂશ્વતની બદીથી મુક્ત છે. મેં એને ધમકાવીને કાઢી મૂક્યો. બરાબર કર્યું ને ?" - સત્યેન્દ્રએ કહ્યું...

"તમે લાંચ ન લો, એ તો સમજાયું પણ અપમાન કરી, આવનારને કાઢી મૂકો એ બરાબર નથી ! ભ્રષ્ટાચાર દૂષણ છે એવું જ દૂષણ વાણીની કડવાશ છે. પપ્પા આપ તો સમજુ છો. મારે વધુ શું કહેવાનું હોય ?" - નીતીશના અવાજમાં આક્રોશ હતો, એ વાત તેના પપ્પાજી સમજી ગયા અને આવનારનું નામ-ઠામ જણાવતું વિઝિટિંગ કાર્ડ તેમણે પુત્ર નીતીશના હાથમાં મૂક્યું...

બીજે દિવસે કોર્ટ કેસનું જજમેન્ટ આવવાનું હતું. સત્યેન્દ્રનાં પત્ની મધુકાન્તાદેવીની પણ તે જ દિવસે પુણ્યતિથિ હતી.

મિ. સત્યેન્દ્રની છાતી પર ભાર હતો. અકથ્ય મૂંઝવણ હતી. કંપનીના મેનેજરની તરફેણમાં નીતીશે બતાવેલો રસ તેમને ખટકતો હતો. તેઓ પોતાના શયનખંડમાં ચાલ્યા ગયા.

પપ્પાજી ઊંઘે છે એની ખાતરી કરવા નીતીશે બારણું ખોલી ડોકિયું કરી લીધું. મિ. સત્યેન્દ્ર પાસું ફેરવી સૂતેલા હતા.

બારણું બંધ કરવાનું એ ભૂલી ગયો અને પેલી કંપનીના મેનેજરને એણે ફોન કરી, પોતાના પપ્પાએ દાખવેલા અવિનય બદલ માફી માગી અને કહ્યું : 'હું નહોતો તો તમારે કશું બોલ્યા ચાલ્યા સિવાય પાછા ફરી જવું જોઈતું હતું. તમે જાણો છો કે વૃદ્ધો જિદ્દી હોય છે. અને એમાંય મારા પપ્પાને તો નીતિ અને નેકીનું ભૂત વળગેલું છે. હવે એમ કરો, તમારું કામ તો હું કરી આપીશ, પૈસાવાળી બેગ તમે મારા ખાસ દુકાનદારને પહોંચતી કરજો. નામ સરનામું હું કાલે આપીશ. ફોન મૂકું છું. મારા પપ્પા જાગી જશે તો આપણી વાત સાંભળી ઘર આખું રોકકળથી હચમચાવી મૂકશે.' - નીતીશે વાત પૂરી કરી.

મિ. સત્યેન્દ્રએ આખી વાત સાંભળી નીતીશને નેકીના માર્ગે ચલાવવાની એમની મહેનત વ્યર્થ ગયેલી જોઈ તેમની આંખોમાં આંસુ આવી ગયાં...

તેઓ ઊઠ્યા અને એક કાગળમાં બે-ચાર પંક્તિઓ લખી તેને ઓશિકા પાસે મૂકી સૂઈ ગયા.

સવારે નવ વાગ્યા સુધી તેઓ ઊઠ્યા નહીં એટલે નીતિશે તેમને જગાડવાની કોશિશ કરી, પણ મિ. સત્યેન્દ્રનો આત્મા મધુકાન્તાને શોધવા ઘરને છોડી ચૂકયો હતો.

નીતીશની નજર ઓશિકા પાસે પડેલી ચિઠ્ઠી તરફ ગઈ, જેમાં મિ. સત્યેન્દ્ર સ્પષ્ટ અક્ષરોમાં લખ્યું હતું : **"જિસ દિન હમારી આત્મા ઈતની નિર્બલ હો જાય કિ અપને પ્યારે આદર્શો સે હમ ડિગ જાયે, જાન-બુઝકર અસત્ય યા પક્ષપાતી બનેં, વહ હમારે જીવન કા સબસે બડા અભાગી દિન હોગા ઔર હમ ચાહતે હૈં કિ હમારી ઉસ નૈતિક મૃત્યુ કે સાથ હી હમારે જીવન કા અંત હો જાય."** બીજે દિવસે કોર્ટના જજમેન્ટ મુજબ મિ. સત્યેન્દ્ર નિર્દોષ ઠર્યા. કેસ જીત્યા એ પહેલાં તેઓ જિંદગી હારી ગયા હતા.

ભ્રષ્ટાચાર એ ભારતમાતા પ્રત્યેની ગદ્દારી છે. તેની નાબૂદી સરકાર કે વડાપ્રધાનની એકલાની નહીં, પણ સમગ્ર પ્રજાની છે "કવીટ કરપ્શન"ની ઝુંબેશ તો જ સાર્થક બને.

"અપને પ્યારે આદર્શો સે હમ ડિગ જાયે, જાન-બુઝકર અસત્ય કે પક્ષપાતી બનેં, વહ દિન હમારે જીવન કા સબસે બડા અભાગી દિન હોગા. હમ ચાહતે હૈં કિ હમારી ઉસ નૈતિક મૃત્યુ કે સાથ હી હમારે જીવન કા અંત હો જાયે"

*૧૬, હેવન પાર્ક, કર્ણાવતી ક્લબ સામે, શેલ્બી હોસ્પિટલ પાછળ, સેટેલાઈટ એરિયા, અમદાવાદ-૩૮૦૦૧૫. મો. ૯૮૨૪૦૧૫૩૮૬*



# અદૃશ્ય દીવાલ

*- રમેશ ર. દવે*

હેમંતભાઈએ તિજોરીના ખાનામાં મૂકેલો પત્ર કાઢ્યો અને તેની સામે અપલક આંખે જોઈ રહ્યા. બે દિવસમાં આ પત્ર ત્રણ વાર રચાયો છે અને તોય ચોથી વાર વંચવા હાથમાં લીધો છે ! સ્હેજ ખચકાતાં-અચકાતાં એમણે પોતાને પૂછી લીધું-પૂર્વે, આટલી લાંબી જિંદગીમાં કદી આમ-આવું થયું છે ?

ના

તો પછી આજે...

થાય, એમ પણ થાય ક્યારેક- એમણે વળતું આશ્વાસન આપ્યું એને પત્ર ખોલી નજર માંડી-

સ્નેહી શ્રી હેમંતભાઈ,

વંદન. આમ જુઓ તો, આપણે સાવ અપરિચિત જ છીએ, પણ એ તો, દેખીતી રીતે. હા, તમે મને નથી જ ઓળખતા પણ હું તમને ક્યારેય મળી નથી તેમ છતાં ઘણી બધી વ્યકિતઓ... હા, વાયા... વાયા તમારા વિશે ખાસ્સી વાતો મેં સાંભળી છે અને તેથી જ થોડા લોભ સાથે, આમ સીધો પત્ર લખીને, આજના સમયની રીતે કહું તો, તમારી સાથે ચેટિંગ માટેની રિક્વેસ્ટ કરવા બેઠી છું.

હા, તો મારી હમ્બલ પ્રપોઝલ ગણો કે રિકવેસ્ટ જે ગણો તે, માત્ર એ જ છે કે આપણે મિત્ર થઈ શકીએ ?

અલબત્ત, આવો પ્રશ્ન પૂછતા પહેલાં, મારે તમને મારી ભૂતકાળ, વર્તમાન અને મેં કલ્પેલી ભવિષ્યની છબીઓ પણ બતાવવી જોઈએ - તો જ તમે, મારા પેલા પ્રશ્નનો સમુચિત જવાબ આપી શકો ને ! તો, આ રહ્યો મારો, સાવ કહેતાં સાવ ટૂંકો - પ્રાથમિક પરિચય -

નંદિતા કેશવરામ જોશી, જન્મ : ૨૨-૧૦-૧૯૫૫, જન્મસ્થળ-વતન : જેસલપુર, તા. કેશોદ, જિ. જૂનાગઢ, શિક્ષણ : બીકોમ, વ્યવસાય : કો-ઓપરેટીવ બેંકમાં કલાર્ક - કેશિયર, લગ્ન : ૧૯૭૫, પતિ : પ્રદ્યુમ્ન હિંમતભાઈ ભટ્ટ, સંતાન : ના, નથી, વૈધવ્ય : ૧૯૮૫, નિવૃત્તિ : ૨૦૧૨, આર્થિક પરિસ્થિતિ : મનની મોજે જીવું છું - કશી ચિંતા નથી, શોખ : ઘરની સજાવટ, મૈત્રી અને પ્રવાસ, મહેચ્છા : તમારી મિત્ર બનું !

અપેક્ષા છે, મારા મનની વાત આમ, તમારા સુધી પહોંચાડી શકીશ. અને હા, તમે મારા આ પત્રનો જવાબ તો આપશો ને ? ના, ઉતાવળ કંઈ નથી, તમારી અનુકૂળતાએ લખજો.

- લિ. નંદિતા

પત્ર પૂરો થતાં એમણે વ્યવસ્થિત ગડી વાળીને કવરમાં મૂક્યો પણ પાછો બહાર કાઢ્યો. હેમંતભાઈને થયું : બે દિવસથી જવાબ લખું-લખું થાય છે ને લખાતો નથી ! તો પછી અત્યારે જ લખી દઉં; કરેલો સંકલ્પ પાછો ફરીવાર વિખેરાઈ જાય એ પહેલાં એમણે લેટરપેડ અને પેન લીધાં પણ જવાબીપત્રનો આરંભ, આમ કરું કે તેમ-એવી વિમાસણ-અવઢવમાં ડૂબ્યા પણ મન કાઠું કરીને તરત જ બહાર આવ્યા અને લખ્યું -

બહેન શ્રી નંદિતાબહેન,

તમારો જરા જુદેરો પત્ર મળ્યો છે. એ સંબંધે બીજું કંઈ પણ લખું એ પહેલાં કહીં દઉં - તમે સાવ સ્પષ્ટવક્તા વ્યક્તિ છો !

હવે પત્રની મૂળ વાત-તમે લખ્યું છે કે, તમે મારા વિશે, ઘણી બધી વ્યક્તિઓ દ્વારા ઘણું બધું જાણ્યું છે પણ એ વ્યક્તિઓ વિશે તમે કંઈ-કશો ફોડ પાડયો નથી. આપણે ત્યાં વ્યક્તિ કોઈની વાત કરવા બેસે ત્યારે એને તલમાંથી તાડ બનાવી દે છે... કહો ને ચણાના ઝાડ પર ચડાવી દે છે પૂરો સંભવ છે, મારા વિષયે પણ આવું બન્યું હોય ! આ સ્થિતિમાં તમે જે રીતે તમારો ટૂંકો પણ લાક્ષણિક પરિચય આપ્યો છે - એ રીતે તો મને કદાચ ન ફાવે પણ તમારા મોડેલને અનુસરીને મારો પરિચય આપું છું -

હેમંત નંદલાલ કાપડિયા, જન્મ : ૨૫-૨-૧૯૫૦,

વતન : તોરણગઢ, તા. ઈડર, જિ. સાબરકાંઠા.

જન્મસ્થળ : મોસાળ-વેજલપુર, અભ્યાસ : એમ.એ, બી.એડ્. વિષય : ઈતિહાસ, વ્યવસાય : સેકન્ડરી સ્કૂલમાં શિક્ષણકાર્ય, લગ્ન : ૧૯૭૩, પત્ની : હેમલતા નવનીતલાલ શેઠ, સંતાન પુત્ર-કિશોર, પુત્રી-કલ્પના (હાલ બંને અમેરિકા છે.) હેમલાતનું અવસાન : ૧૯૯૭, નિવૃત્તિ : ૨૦૦૫, આર્થિક હાલત : સારી. સંતાનો વિશેષ કાળજી રાખે છે પણ મને મારી સાદગી ગમે છે. ઘરનાં બધાં કામ, રસોઈ પણ જાતે - પોતે જ કરું છું - મઝા પડે છે ! શોખ : વ્યાયામ, વાચન અને જૂની ફિલ્મો જોવી, ના, મહેચ્છા જેવું કંઈ નથી. મનમાં જોકે તન-મનથી તંદુરસ્ત રહું અને ગમતાં કામ કરી શકું એ ગમે !

હવે તમે કરેલી હાર્દિક દરખાસ્ત વિશે લખું ? પણ એ વાંચીને નારાજ - નિરાશ તો નહીં થાવ ને ? મિત્ર થવું તો કોને ન ગમે ? પણ મિત્ર કંઈ એમ સંકલ્પપૂર્વક-વિધિસર થોડું થવાય છે ? ફરી કહી દઉં-આમ લખીને, તમારી હૂંફાળી હોંશને નકારતો નથી ! કોઈ માણસ સામે ચાલીને મિત્ર થવાનું આમંત્રણ આપે

- એ તો સદ્ભાગ્ય જ ગણાય ને ! આપણે અનુકૂળતા મુજબ મળતાં રહીશું અને એમ કરતાં કરતાં મિત્ર થઈ જવાશે તો જરૂર થઈશું - તમારું સ્વાગત કરું છું - હૃદયપૂર્વક.



નંદિતા અને હેમંતભાઈ લેકવ્યૂ હોટલના ગાર્ડનમાં નિરાંતે બેઠાં છે. બાગ ઊંચાં વૃક્ષો અને નમણાં ફૂલછોડથી ભર્યો ભર્યો છે. સમય જ એવો છે - જાણે ફૂલ - કળીઓની રંગોળી ભરી છે કુદરતે.

નંદિતાને કોઈપણ સિઝનમાં આબુ આવવું ગમે છે, અવારનવાર, એકલી તો એકલી આવે છે. સવાર-સાંજ નખી-સરોવરની ફરતે, લીલમછોયા રોડ ઉપર નિરાંતે ટહેલવું અને ખાઈ-પીને લહેર કરવી - બસ, બાકી કોઈ કામ નહીં, ના વાચન પણ નહીં.

નંદિતાને ન ગમતા પણ પાંચ-છ મિનિટ લંબાઈ ગયેલા મૌનને તોડતા એણે કહ્યું - 'તમને નવાઈ તો લાગશે પણ પૂછવાનું મન થયું છે તો પૂછી જ લઉં બરોબર ને ? હં... તો આપણે સ્યૂટ બુક કરાવતાં હતાં ત્યારે હોટેલના રિસેપ્સનિસ્ટે તમને શું પૂછ્યું હતું ?'

'એ તો એને, આપણાં નામ લખતી વખતે મારી અટક કાપડિયા અને તારી અટક જોશી લખતાં પ્રશ્ન થયો હશે કે આમ કેમ ? એક બનિયા ઔર દૂસરા બ્રાહ્મિન ?'

'પણ તમે શું કહ્યું ?'

'બીજું શું કહું ? એમ કહ્યું કે મેડમની મેઈડન સરનેઈમ યથાવત્ રાખી છે, બદલી નથી. સાંભળીને એ ય મલકી ગયો.'

'તો હવે બદલવી છે ?' - નંદિતાના મોં પર ગમ્મત રેલાઈ.

'જરૂર છે એની ?'

'આમ તો નહીં પણ આવતી કાલે હું તમારી સાથે રહેવા આવું ત્યારે તમારે તમારા પાસ-પડોશમાં કોઈને પ્રોબ્લેમ થાય - એના કરતાં તો...'



'ના, એવું નહીં થાય. તું આવે એ પહેલાં, હવે આપણે સાથે રહેવાના છીએ - એ વાત સૌ મિત્રોને કરી દઈશ.'

'પણ...'

'હવે આટલા સમય પછી આ 'પણ'... 'પણ' કેમ થાય છે ? મિત્રો મટી ગયાં વિના, સહવાસી થયું છે - એમ તેં કહ્યું હતું ત્યારે મેં પૂછ્યું હતું ને - લગ્ન કરવાં છે ? એ વખતે તેં સામો સવાલ પૂછ્યો હતો - એની જરૂર છે ?'

નંદિતાના કપાળ પરની કરચલીઓ ફુરુરુ... કરતી ઊડી ગઈ અને એણે કહ્યું - 'હા, આ બાબતે હું સાવ સ્પષ્ટ છું. માતા-પિતા, ભાઈ-બહેન આ બધા લોહીના સંબંધ અને પતિ-પત્ની જેવો, સભાનતા સાથે બાંધેલો સ્વીકારેલો સંબંધ - આ બધા સંબંધોમાં હંમેશાં, એકની અપેક્ષાને બીજાએ પૂરી કરવાની જવાબદારી જ છેલ્લે બચે છે. એટલે મારે તો આ બધી વિધિસર સ્વીકારેલી જવાબદારીઓથી વેગળા રહેવું છે...'

'પણ એવું શા માટે ?'

'બસ, મારે તો મને ગમતા માર્ગે જ ચાલવું છે અને એ તો માત્ર ને માત્ર મૈત્રી - સંબંધમાં જ સંભવે !'

'તું કહે છે એ મૈત્રી - સંબંધમાં પણ અપેક્ષા તો હોય જ છે. તારી જ વાત કરીએ તો, તારે તને ગમતા માર્ગે જ ચાલવું છે - એ ઇચ્છા - મહેચ્છા પણ મારી પાસેની તારી, તેં સેવેલી અપેક્ષા જ ગણાય ને ?'

'હા, પણ મારી એ અપેક્ષા તમને અનુકૂળ ન લાગે, મંજૂર ન થઈ શકે તો મને ના પાડો અને હું તમને, મિત્ર મટી જઈને, 'આવજો' કહી દેવા આઝાદ તો ખરી ને !'

'હા, એ તો ખરું !'

'બસ, આ આઝાદીની વાતે, હું મૈત્રીને સર્વોત્કૃષ્ટ માનવ - સંબંધ ગણું છું.'



ઘરમાં કરવાના નાના-મોટા ફેરફાર અને નવી સજાવટ માટેનાં નંદિતાએ કરેલાં ડ્રોઈંગ જોતાં હેમંતભાઈ બેઠા છે. એમને અધવચ્ચે જ મન થયું કે, એ હાલ ને હાલ રૂબરૂ જઈને નંદિતાની પીઠ થાબડીને એની ઘર-સજાવટની આવડતને વખાણે-પણ એ જરા વધારે પડતું થશે - એમ વિચારીને પેલા લહેરાયેલા હોંશીલા તરંગને એમને એમ કોરો પસાર થવા દીધો. પણ કામની ચીવટ, સ્પષ્ટતા અને ડ્રોઈંગ - રેખાંકનની કળા - એ બધું અવ્વલ દરજ્જાનું હતું. ડ્રોઈંગ્સની ફાઈલ લઈને એ બેઠકખંડમાં આવ્યા અને એમાં થનારા ફેરફારોને સંબંધિત જગ્યા સાથે સરખાવવા લાગ્યા. એમના ચહેરે મલકાટ છવાયો ત્યાં ડોરબેલ વાગ્યો.

હા, કુરિયર છે. ફોન-નંબર અને તારીખ લખીને સહી કરી દઈ એમણે કવર લીધું. રવાનગીની જગ્યાએ જોયું તો ચોંક્યા - અરે ! નંદિતા ? ગઈ કાલે તો આવી હતી પણ આ કવર વિશે તો કંઈ વાત કરી નહોતી... એમણે મનોમન પુછાતા પ્રશ્નોથી પરવારીને ઉતાવળે કવર ખોલ્યું. પત્ર જોઈને તેની લખ્યા-તારીખ વાંચવા, કાગળના જમણા ખૂણે નજર માંડી - આ તો બે દિવસ પહેલાં લખેલો છે. તો પછી કાલે કેમ કંઈ કહ્યું નહીં ? - ફરી પ્રશ્નને કોરાણે મૂકી એમણે કાગળની ગડી સરખી કરીને પત્ર વાંચ્યો -

પ્રિય હેમંત,

સ્નેહ. આ પત્ર પહોંચે - એ પહેલાં કે એ વખતે જ તું, ઘરની નવી સજાવટનો મારો પ્લાન લઈને મને મળવા દોડતો આવીશ કદાચ ! અહીં મેં ભલે 'કદાચ' શબ્દ વાપર્યો પણ મને વિશ્વાસ છે કે ઘરને નવો લુક આપવાની મારી બધી દરખાસ્ત તને ગમી જ હશે અને એનાથી રાજી-રાજી થઈને તું મને શાબ્બાશી આપવા આવીશ !

આ પ્લાનમાં નથી નોંધી એવી એક વાત માટે આ પત્ર લખું છું. તું જાણે જ છે કે, મારો સ્વભાવ સીધી વાત, સીધેસીધી કહી દેવાનો છે પણ મારી આ વાત જરા એવી છે ને... એટલે રૂબરૂ કહેવાને બદલે આમ પત્ર લખીને કહું છું - મને વિશ્વાસ છે કે, ઘરની નવી સજાવટ અંગેની મારી બધી વાતે તેં હોંશ બતાવી છે એટલે આ છેલ્લી વાત પણ તું સ્વીકારીશ જ !

હેમંત, આપણા ઘરમાં... ના, હાલના તારા ઘરમાં બહુ સહજ ગણાય એ રીતે, તારાં પત્ની હેમલતાબહેનના ફોટા, એમણે શોખથી દોરેલાં ચિત્રો, મઝાથી ખરીદેલું કોતરણીવાળું વુડન ફર્નિચર અને એમના વોર્ડ રોલમાં હેંગરો પર ઝૂલતી ઈસ્ત્રી બંધ સાડીઓ... એમની હયાતી સૂચવતી આ બધી વસ્તુઓથી ચણાયેલી એક અદશ્ય દીવાલ મને, મૂળે તમારા પણ હવે આપણા થઈ રહેલા ઘરમાં પ્રવેશતાં અટકાવે છે... પ્લીઝ હેમંત, નારાજ ન થઈશ. કદાચ કહેવાની વાત મને કહેતાં ન પણ આવડી હોય... પણ વીતેલા સમયની સાથે વીતી જવી જોઈતી આ બધી વસ્તુઓ આપણે કોઈને પ્રેમપૂર્વક ભેટ ન આપી શકીએ ?

બસ, અહીં જ અટકું છું.

- લિ. તારા ઘર-હૃદયમાં વસવા તલપાપડ નંદિતા.



ગુંદરની ટ્યૂબથી કવર બંધ કરવા જતો હાથ સ્હેજ ખચકાયો. હેમંતભાઈએ હસી દીધું - મનની ગડમથલ અંતે પ્રગટ થઈ ખરી ! પણ એમણે આ ખચકાટ સ્વીકારીને કવરમાં મૂકેલો પત્ર બહાર કાઢી ફરી વાંચ્યો -

પ્રિય નંદિતા,

સ્નેહ સ્મરણ. કુરિયર દ્વારા તેં મોકલાવેલો પત્ર મળ્યો છે. કવર ઉપર, પ્રેષક તરીકે તારું નામ વાંચીને નવાઈ તો પામ્યો જ હતો પણ પત્ર વાંચતાં એનું સમાધાન પણ થયું.

હા, તેં કલ્પ્યું છે - એમ જ હું તને આપણા ઘરની સજાવટના તારા પ્લાન માટે શાબાશી આપવા આવવાનો જ હતો. ત્યાં કુરિયરે તારું કવર આપ્યું. પત્ર વાંચતા બે પળ તો સ્તબ્ધ થઈ જવાયું. જો કે મારા ઘરમાંની, હેમલતાની હયાતીની દીવાલ તને નડે એ વાત હું સમજું તો છું પણ આ બે દિવસ ને રાત, તેં કરેલી આ દરખાસ્તની સાથોસાથ મારા મનમાં, વર્ષો પહેલાંની એક નાની શી વાત ઘુમરાયા કરે છે - મૈત્રી દાવે મારે એ તને જણાવવી જોઈએ - નાનો હતો ત્યારે, શાળામાં મારી સાથે ભણતી લલિતા અમારી બાજુમાં જ રહેતી હતી. અમે નિશાળનું લેસન પણ ભેગાં બેસીને કરતાં. એનું ગુજરાતી સારું અને મને ગણિત વધારે ફાવે - એટલે એકબીજાને મદદ પણ કરતાં. મોટે ભાગે તો પાંચમાં ધોરણમાં હશું ત્યારે, એક દિવસ લેસન કરતાં પહેલાં, મારી પાટીમાં મેં દોરેલું, ઝાડની ડાળી પર બાંધેલા માળા પાસે બેસેલાં હોલા-હોલીનું ચિત્ર લલિતાને બતાવ્યું. પણ એણે તો ચિત્ર જોયું - ન જોયું કરીને, ફોકર્સથી ભૂંસી નાખ્યું અને ડ્રોઈંગમાં જે ચિત્રે એને પહેલો નંબર અપાવ્યો હતો એ કુદરતી દશ્યનું ચિત્ર દોરવા માંડી. હું તો બસ એને તાકી જ રહ્યો... ડુંગરા, નદી, બે-ચાર મોટાં ઝાડ, વાદળાં ભર્યું આકાશ અને એમાં ઊડતાં પંખી-ચિત્ર પૂરું કરીને એણે પાટી મારી સામે ધરી. મારું મોઢું તો સાવ પડી ગયું. અકળામણેય કંઈ ઓછી નહોતી પણ... પણ લલિતાને કંઈ કહ્યા વિના મારી પાટી દફતરમાં મૂકીને હું ઊભો થઈ ગયો હતો. નંદિતા, હવે તું જ કહે - નાના એવા હેમંતે ત્યારે સાવ અનાયાસ જે કહ્યું હતું - એનાથી જુદું કંઈ થઈ શકે ખરું ?

*'વૈશાખ', ૨/૨, વીમાનગર,*
*સેટેલાઈટ માર્ગ, અમદાવાદ-૩૮૦૦૧૫.*
*ફોન : ૦૭૯ - ૨૬૭૪૦૧૨૪*



# રેઈડ

*- ઉત્પલ ભાયાણી*

**સ**વારના આઠેક વાગ્યે તો એ લોકો આવી ગયા. દસેક જણાનું જૂથ હતું અને પાકી તૈયારી સાથે આવ્યું હતું. વ્યવહાર અને વાતચીતમાં સહેજે અવિવેક નહોતો પણ કામગીરીની મક્કમતા દેખાઈ આવે એવી હતી.

ભરતભાઈ પોતાના જ ઘરમાં સહકાર આપવાથી વિશેષ ભાગ્યે જ કશું કરી શકે એમ હતા. આવકવેરાની રેઈડમાં પોતાનું અને પેઢીનું નામ પણ આવી શકે એવો અણસાર થોડોક વખત પહેલાં એમનું ઈન્કમટેક્સનું કામકાજ સંભાળતા ચાર્ટર્ડ એકાઉન્ટન્ટે આપેલો અને એ મુજબ હિસાબો, રોકડ કે સ્ટોકમાં જે કંઈ કરવા જેવું હતું એવું સાવચેતીરૂપે કરી પણ નાખવામાં આવેલું. પણ ખરેખર રેઈડ પડશે અને એની શરૂઆત ઘરથી જ થશે એનો ભરતભાઈને અંદાજ નહોતો.

બંને બાળકો હજી પણ સૂતા છે એ જાણ્યા પછી અધિકારીઓએ એમના બેડરૂમને તાત્કાલિક બાકાત રાખ્યો પણ ભરતભાઈ અને શેફાલીબહેનના બેડરૂમની તપાસ તો એમણે તરત જ શરૂ કરી દીધી.

શેફાલી માટે આવું આગમન તદ્દન અનપેક્ષિત હતું એટલે પહેલાં તો એ હેતબાઈ ગઈ. પછી એણે ભરતભાઈ તરફ એવી નજર નાખી જેમાં આશ્ચર્ય અને આક્રોશ ભારોભાર હતાં. ભરતભાઈની નજરમાં. જે આવ્યું છે એ સ્વીકારી અને સહન કરી લેવાની લાચારી હતી.

પતિ અને પત્ની બંનેની સામે એમનો જ શયનખંડ ખુલતો જતો હતો. અનુભવી નજરો રૂમમાં પડેલી સાધનસામગ્રીને વ્યવસ્થિત રીતે જોતી-તપાસતી અને જરૂર પડે નોંધ કરતી જતી હતી.

શેફાલીના કબાટને ખોલવા ચાવી માટે અધિકારીએ એની તરફ નજર નાખી. શેફાલીએ ભરતભાઈ સામે જોયું. ભરતભાઈએ નજરથી જ નિઃસહાયતા વ્યક્ત કરી. થોડાક ખચકાટ પછી ધૂંધવાઈને શેફાલીએ ચાવીનો ઝૂડો પલંગ પર ફેંક્યો, સહેજ પણ અકળાયા વિના અધિકારીએ એ લઈ લીધો અને કબાટમાંથી નાનીમોટી એક પછી એક ચીજો બહાર આવવા માંડી.

પોતાને કોઈ બળજબરીથી અડતું હોય અને જે ત્રાસ થાય એવો શેફાલીને પોતાના કબાટની ચીજવસ્તુઓ પર એક અજાણ્યાનો હાથ ફરતાં થતો હતો.

હવે વારો કબાટમાં ગોઠવેલી તિજોરીનો હતો. બાજુના ટેબલ પર ઘરેણાંના નાના-મોટા સેટ ગોઠવાતા ગયા. આખી તિજોરી ખાલી થવામાં જ હતી ત્યારે અધિકારીએ સહેજ ઊંચા થઈને તળિયે પડેલી એક જૂની ડાયરી બહાર કાઢી.

'એ મારી પર્સનલ ડાયરી છે.' અધિકારીના હાથમાંથી જાણે ઝૂંટવી લેવા માગતી હોય એમ શેફાલીએ અધિકારી તરફ ધસી જતાં લગભગ ચીસ પાડી.

અધિકારીએ ડાયરી પરત કરતાં પહેલાં સિફતથી પાનાં ફેરવી લીધા. એમ કરવા જતાં ડાયરીમાં સાચવી રાખેલા ખાસ્સા જૂના થઈ ગયેલા ફોટોગ્રાફમાંથી બે-ત્રણ બેડરૂમની ચકચકિત સફેદ આરસપહાણની ફર્શ પર સરી પડ્યા.

એને ઉઠાવી લેવા અધિકારી વાંકા વળ્યા અને હાંફળીફાંફળી થઈ ગયેલી શેફાલી પણ નમી. શેફાલીની પાછળ દોરાતા ભરતભાઈને એવું કરવાની જરૂર નહોતી પણ ચત્તી પડેલી તસવીરો એ સ્પષ્ટ રીતે જોઈ શક્યા.

કોઈ પણ કહી શકે કે એ પ્રેમીઓની તસ્વીર હતી. પ્રેમિકા તરીકે અલબત્ત જુવાનજોધ શેફાલી હતી. પણ પ્રેમી સ્વરૂપે ભરતભાઈ નહીં પણ જે યુવાન હતો એને ભરતભાઈ સારી રીતે ઓળખતા હતા.

નીચે પડેલી તસવીરો અને ડાયરી લઈ લીધા પછી શેફાલી આઘાતથી પલંગ પર બેસી પડી. અધિકારીઓનો તો પ્રશ્ન નહોતો. અને ભરતભાઈએ ત્યારે તો નહીં જ. એ પછી પણ આ અંગે શેફાલી સાથે વાતચીત કરવાનું મુનાસીબ નહોતું માન્યું.

મોડી સાંજે અધિકારીઓની વિદાય પછી ભરતભાઈ ડ્રોઈંગરૂમમાં બેસી રહ્યા. શેફાલી બેડરૂમમાંથી બહાર નહોતી આવી.

રેઈડ માટેનું સમન્સ લઈ અધિકારીઓ આવ્યા ત્યારથી જ ભરતભાઈએ સેટલમેન્ટ કઈ રીતે કરવું એની મનોમન ગોઠવણી કરવા જ માંડી હતી.

હવે તેઓ એક નહીં પણ બે સેટલમેન્ટ વિશે વિચારતા હતા.

---

*૫૦૧, ન્યુ મધુવન ૮૧, સરસ્વતી રોડ,*
*સાન્તાક્રુઝ (પશ્ચિમ), મુંબઈ-૪૦૦૦૫૪.*
*મો. ૯૮૨૦૦૩૨૧૯૯*

  

# સનેડો

*- રાઘવજી માધડ*

**'એ**લા જા, લઈ આવ્ય... સનેડો !

જવાબમાં કોઈ બોલી ગયું... ને વળતી પળે જ. બેઠકના છેવાડે બેસી મોંમાં મસાલો મમળાવતી ટણકટોળી મોં ફેરવી ખી... ખી... કરતી હસવા લાગી. નવું નકોર કાપડ ચિરાતું હોય એવો ચરરરર... અવાજ થયો. ત્યાં તેની પડખે બેઠેલા બીજા બે-ચાર મોટેરાઓ પણ મોં મરકાવી, હળવું હસવા લાગ્યા... ને બહુ નજીવા સમયમાં બેઠકનું ગંભીર ને માંદલું વાતાવરણ કેસૂડાનાં ફૂલની જેમ ખીલી ઊઠ્યું. વળી ઓછામાં પૂરું હોય તેમ ઓસરી પર બેઠેલી સ્ત્રીઓમાંથી પણ વહેતા ઝરણાંના ખળખળાટ જેવો તીણો ને મધુરો ગણગણાટ શરૂ થયો.

આ સનેડો... ને તેમાં સૌનું આવું મોઘમ હસવું.. મારી સમજના કવરેજ ક્ષેત્ર બહાર હતું. મેં માત્ર એટલું જ કહ્યું હતું: 'ભાઈ, પાણીની શું વ્યવસ્થા છે ?'

ત્યાં કોઈએ ઉત્તર આપ્યો હતોઃ 'સનેડો છે ને !'

મેં નવાઈ પામતા પ્રતિ સવાલ કર્યો હતો : 'સનેડો !?'

પણ ત્યાં જ કોઈ રાહ જોઈને બેઠું હોય એમ બોલી ઊઠ્યું હતું : 'એલા મનકા.. જા, લઈ આવ્ય સનેડો !'

અને મનકો ઉર્ફે મનજી પણ બેઠકમાંથી સબળ બેઠો થઈ ગયો. તેના મોંમાં ઠાંસોઠાંસ મસાલો ભર્યો હતો. થૂંક્યા વગર બોલી શકાય એમ નહોતું. તેથી બોલવાના બદલે સીધું કામ કરવા ઉતાવળા પગે ઊપડ્યો. હાથ હતો તે સેલફોન ખિસ્સામાં મૂક્યો.

'હે મારો બાપલિયો... ઠાલા હાથે પાછો નો આવતો...!'

'આવતો હશે...' પાનો ચઢાવવા કોઈ વ્યંગમાં બોલ્યું : 'સનેડો લીધા વગર્ય...!'

વળી પાછું ટણકટોળીનું બે ગોઠણ વચ્ચે મોં રાખીને હસવું...

મનજી ધોરણ બારમાં નાપાસ થયો એટલે તેના બાપે પોતાની સાથે કડિયાકામમાં જોતરી દીધો. પણ તેના કામમાં કોઈ ઠેકાણું કે ભલીવાર ન મળે. પણ આવા સમૂહના કામમાં સપૂરો, સૌથી આગળ હોય.

એકાએક ઊગી નીકળેલો ગુસ્સો વ્યક્ત કરું કે સૌની સાથે મોઘમ હસું...? શું કરું...? ભારે કફોડી સ્થિતિમાં મુકાઈ ગયો. બહુ નજીવી ક્ષણોમાં મારા હોવાપણાનું નાત વચ્ચે જાણે સૂરસૂરિયું થઈ ગયું. હીરોમાંથી જાણે ઝીરો થઈ ગયો. આમ છતાં નાક જતા હોઠ રાખવો હોય એમ મનોમન મથામણ કરવા લાગ્યો પાણીનું કહેવું, સામે સનેડો ઉત્તર મળવો, મનજીનું ઝડપથી જવું ને નાતીલાનું હસવું... કોઈ વાતનો તાલ મળતો નહોતો. વળી આ મરણ-પ્રસંગની નાતીલાઓની બેઠક હતી. લગભગ બધા ગંભીર મોંએ બેસે, એકાદ કોઈ ધાર્મિક વાત કરે, સામે દલીલો થાય... પણ તેમાં આવું ઉઘાડું હસવાનું તો આવે નહીં. પણ આવ્યું ને પાછું ઉઘાડેછોગ, જગજાહેર આવ્યું !

બીડીના ધૂમાડાના લીધે કોઈને ઉધરસ આવી, હસવામાંથી ખસવું થઈ ગયું.

સનેડા શબ્દથી અજાણ નહોતો. થોડાં વરસો પહેલા આ પ્રકારના ગીતે ધૂમ મચાવી હતી. ત્યારે આ ગીત ન્યુ જનરેશન માટે નવું હતું. બાકી ગામમાં ભવાઈ રમાતી તેમાં આ ગીત ગવાતું જ હતું !

'માસ્તર ! હંધુંય થઈ રે'હે...' એક મોટેરાએ મને ઉદ્દેશી ઠપરામણ આપતા હોય એમ કહ્યું : 'તમ તમારે બેઠાં બેઠાં જોયે રાખો !'

થોડામાં ઘણું આવી જતું હતું. સંજોગો સાથે સમાજ, સ્થિતિ, રીત-રિવાજ... ઘણું ખરું ધરમૂળથી બદલાઈ ગયું હતું. તેથી માન-મર્યાદા ખાતર પણ મૌન રહેવું. વાત નાખી દીધા જેવી નહોતી. પણ અમુક-તમુક પરંપરા હજુ જળવાઈ રહી હતી. ખાસ તો આવા નબળા કે મરણ-પ્રસંગે એકબીજા હાથ અને સાથ આપી પ્રસંગ પાર પાડી દે... તેની ઘરધણીને ખબર પણ પડવા ન દે. આ નરવી હકીકતનો હું ક્યાંક સાક્ષી અને સહભાગી રહ્યો છું. પણ આ વેળા હું ખરેખરો વિમાસણમાં મુકાઈ ગયો. થયું કે, નક્કી કાંઈક દાળમાં કાળું લાગે છે !

'મનકો એક નંબરનો ડાંડ. ઠેલ્યો ઠહ નૌ દેય. કોયનું કામ નો કરે પણ...'

મનજીનો બાપ કરગરીને થાકી જાય પણ સવારે સમયસર ઊઠીને સાથે કામમાં આવવાનું બને જ નહીં. હા, મસાલા કે બાઈક માટે પેટ્રોલના રૂપિયા ખૂટી ગયા હોય તો વાત જુદી છે.

ત્યાં સામે કોઈએ ટાપસી પૂરવા ઉમેર્યું : 'સનેડાનું નામ પડે એટલે... મનકો ઝાલ્યો નો રેય !'

વળી પાછું ખી... ખી... કરતું લૂચ્ચું ને બેહુદું હાસ્ય પથ્થર ઘસાય એમ કર્કશતાથી પ્રસરી ગયું. કાનને તો ઠીક મનને પણ ઘચરકો કરી ગયું. બળતરા થઈ. ખંજવાળ ન આવવા છતાં શરીરે હાથ ઘસ્યા. અસુખ જેવું લાગ્યું તે ઊભા થઈ જવાનું મન થઈ આવ્યું... પણ મન મારીને બેસી રહ્યા વગર છૂટકો નહોતો. આ પ્રસંગ જ એવો હતો. વળી સૌ દુઃખમાં ભાગીદાર થવા ને મદદ કરવા આવ્યા હતા. બેસી રહેવું જ પડે.

પણ એક બાબત તો સ્પષ્ટ થઈ ગઈ કે જે કાંઈ ભેદ છે તે આ સનેડા પર છે !

કોઈ છોકરીનું નામ હશે કે પછી આ લોકોએ પાડેલું તેનું

ઉપનામ હશે !

પણ છોકરીને લેવા જવાનું ન હોય… ને અહીં પાણી ભરવા આવે પણ શું કરવા ?

ત્યાં મારી અવઢવને પામી જઈ, અવઢવ ઓછી કરવા માગતા હોય એમ નાતીલાએ મોઘમ કહ્યું : 'હવે તો ઘેર્ય ઘેર્ય સનેડા થઈ ગ્યા છે, ભાઈને કંવ !'

મારાથી સહેવાયું નહીં એટલે તાડૂકીને બોલી ઊઠ્યો : 'આ સનેડો શું છે, ભાઈ…!'

'છે… સૌને ખપમાં આવે એવો, એક જગ્યાએ !' પણ આમ કહેવાના બદલે વાતને વાળી લેવાના ઈરાદે કહ્યું : 'હમણાં આવશે સનેડો, જોઈ લેજે ને !'

★★★

મનજીને તો ભાવતું હતું ને વૈદ્યે કહ્યા જેવું થયું હતું. તે બાઈકને કીક મારી, મોંમાંથી મસાલાની પિચકારી ઉડાડતો ઝડપથી પસાકાકાની ડેલી આગળ બાઈક ઊભું રાખ્યું. પછી હળવેકથી ડેલી હડસેલી અંદર આવ્યો. વીઘા એકનું મોટું ને પહોળું ફળિયું સૂનું ને ભેંકાર ભાસ્યું. કોઢાર પણ કૂતરાની બખોલ જેમ અવાવરું ને રેઢિયાળ જગ્યા જેવું લાગ્યું. દુધાળા કે વસૂકી ગયેલા ઢોર નામે બાંડી બકરી પણ બાંધી નહોતી. અને બળદ તો વરસોથી ખીલો છોડી ગયા હતા. તેથી એવું કોઈ કરવાનું નહોતું. નહિતર કાકીના લીધે કરવું પડે !

એક સમયે પસાકાકાનું આખું ઘર માણસોથી હર્યું ભર્યું રહેતું ને કોઢાર તો ઢોરથી ધમધમતું હતું. દૂધ-ઘી તો પાણીની જેમ વપરાતા…

- પહેલાં તો અહીં ગામડે દૂધ લેવા આવતા હતા ને હવે દેવા આવે છે, દૂધની થેલીઓ…

'સનેડો…!' મનજીએ ઓશરી પાસે ઊભા રહીને ધીમેકથી બૂમ પાડી. તેનું ચાલ્યું હોત તો ગળું ફાટી જાય એટલા ઊંચા સાદે બૂમ પાડી શક્યો હોત, જેથી એ સાંભળીને દોડતી આવે ! પણ બીજા કોઈ સાંભળે તો…

ત્યાં એક ઓરડામાંથી ઝબ દઈને સીતા કાકીએ દેખા દીધા. તેણે પૂનમના ચાંદા જેવું મોં પહોળું કરી મઘમઘ મરકલું આપ્યું. ને સામે મનજી તો જાણે આ પળને જ ઝંખતો હોય એમ પાણી પાણી થઈ ગયો. કાકી… બોલવાના બદલે તે લીંબોળી જેવું મોં લાંબું ટૂંકું કરતો લાળું ઝેરવા લાગ્યો. સામે સીતા કાકી પણ…

આ બાજુ સનેડો… સાંભળતાં જ પસાકાકાના કાન ઊંચા થઈ ગયા હતા.

'હાળું… ગમે ઈ હોય પણ નવીનું નામ ચોંટી ગ્યું ઈ પાક્કું !' તેણે પલકારામાં મનજીને જોયો… ત્યાં સામે ઓરડાના બારણે ઊભી રહી સનકારા કરતી સીતાને પણ જોઈ… આંખમાં અંગારા ચંપાઈ ગયા. ક્રોધ ધૂમાડા કાઢી ગયો. ને જાણે શિયાળાની કડકડતી ઠંડી, હડેડાટ કરતી ધોમધખતો ઉનાળો જણી બેઠી !

'હાળું આ દેખવું ને દાઝવું, એના કરતા એક ઘા ને બે કટકા… જાય જંતર વગાડતો…!'

કોઢારમાંથી ખપાળી કે પાવડો લઈને મનજીને સારીપટનો મારવાનું મન થઈ આવ્યું. એકવાર બરાબરનો લમઠોરે એટલે આ બાજુ જોવાની કે આવવાની ખો ભૂલી જાય !

ગામ આખામાં પો પડી જાય, સનેડાનું નામ ભૂલી જાય !

'પસીયા, તારા ઘરની થાંભલી જ વાંકી છે… તું ગામના કેટલાંક મનકાને મારીશ !'

પસાકાકા પળવારમાં પલળી ગયેલા કાગડા જેમ ટાઢાબોળ થઈ ગયા. ધગી ગયેલું લોહી ઠરી ગયું. આવું તો કેટલીયવાર બન્યું હશે. કોઠે પડી ગયેલું તેથી પસાકાકાને બહુ ચચર્યું નહીં.

બીજી બાજુ સીતા શ્વાસભેર ઓસરીની કોરે, મનજી તરફ ધસી આવી… જોનારાને લાગે કે સીધી જ મનજીને વળગી પડશે ! પણ મનજીની નજર સાવરણા જેમ ફળિયામાં ફરી વળી હતી તેમાં પસાકાકા હડફેટે આવી ગયા હતા. ઝબકી જવાયું હતું. પણ સીતાને ચેતવવા અને પોતાને અહીં આવવાનું કારણ પસાકાકાને જણાવવા એકદમ બોલી ગયો : 'સનેડો…!'

'તારી તે જાત્યનો મારું…' મોં આવી ગયેલું : 'મને હાંભળતા ઈંના આવા અવળા નામ લે છે !?'

પસાકાકા વાડી-ખેતર જવા સનેડો લઈને નીકળે, સીતા તેમાં બેઠી હોય. કોઈ મોં ભરીને કહે : 'સનેડો…!' પણ પાસે આવી વાત ફેરવી તોળે : 'બવ હારો, પસાકાકા તમારો આ સનેડો !'

'સીતાને કહેતા હોય એવું જ લાગે, પસાકાકાને !'

'બાકી બનાવ્યો છે એમ, ભગવાને.'

'ભગવાને !?' ઘા કરતા હોય એમ પૂછે : 'કોણ ભગવાન !?'

ત્યાં સામે જવાબ હાજર જ હોય : 'આપડા ગામનો ભગવાન લુવાર, બીજું કોણ !?'

'કોને કીધું, તે સનેડો…' પસાકાકા કહે : 'એલા મારી વવને સનેડો કે'તા શરમ નથી આવતી, તમે મા'ણાના પેટના છો કે…'

પણ પસાકાકાના મનમાં બીજું જ ઊગ્યું : 'તારી માનો સનેડો મારું, ઈ મફતમાં નથી હાલતો…' પસાકાકા આગળ બોલે : 'જા… નવરીના નથી દેવો સનેડો, હાલતીનો થા…' ત્યાં તેમની નજર સીતા પર ગઈ. એકાદ ક્ષણ નજર એકમેકમાં ગૂંથાઈ વળી. સાથે સનકારો પણ થયો…

'હાળી મને લપેટમાં લીધો એમ આ મનકાને પણ…'

- સીતા પસાકાકાનું ખેતી બીજીવારનું બૈરું છે. બૈરું બીજું મળવું મુશ્કેલ હતું. આખો પરિવાર હીરાના ધંધામાં સુરત ને પસાકાકા ખેતી સાચવવા અહીં ગામડે… તે ગામમાં રોદણાં રોતા ફરેઃ 'દુઃખ રોટલાનું, કોણ ઘડી દે…!'

આધેડવયના પસાકાકાનું આ દુઃખ દબાવ્યું દબાવાય કે ઢાંક્યું ઢંકાય એમ ન હતું.

આ દુઃખમાં,ખેત-મજૂરીએ આવતી સીતા સચવાઇ કે વટલાઇ ગયેલી. સીતાનું પિયર દાહોદ-પંચમહાલ. તેના મા-બાપ વરસોથી મજુરી અર્થે આવે. વરસમાં સાત-આઠ માસ અહીં વાડી-ખેતરમાં રહીને મજુરી કરે. પસાકાકા તો પોતાનું ઘર-ખેતર તે માથેના માથે જ હોય. પછી તો... જે બનાવાનું હતું એ બન્યું. પસાકાકાએ સીતા સાથે ઘર માડ્યું. કન્યાઓની અછતે નાત-જાતના ભેદ ભૂસાઇને ભૂલાઇ ગયા. પસાકાકાની આ કેડી,પરગણામાં સરળ ને સસ્તો રસ્તો થઈ ગયો. કેટલાંય ગરજવાન, પસાકાકાના સાઢુભાઇ થઈ ગયા હતા !

પસાકાકા સ્વભાવે શિયાળની સવાર અને સીતા ઉનાળાની ધગધગતી લૂ... પસાકાકા એટલે કેસર કેરીનો મીઠો રસ ને સીતા એટલે મહુડાનો અસર સોમરસ... ગામનું એવું મનેખ સીતાના સૌન્દર્યનું રસપાન કે છાંટોપાણી કરવા ભૂરાયું થાય. પણ કોઇની ચાંચ ડૂબતી નહોતી. સીતા ગામમાં નીકળે ત્યારે લાજ-મર્યાદા જાળવવા છાતી સમો ઘૂમટો કાઢે... સભ્યતાથી ચાલે. પણ ત્યા કોઇ ખાટસ્વાદિયો સીધું જ પૂછે : ‘કાકી, પસાકાકા ઘેર્ય છે?’

જવાબ ન મળે એટલે કહેઃ ‘કાકી, ભત્રીજાની લાજ નો કઢાય !’

હાઉં... સીતા ધડ દઇને ઘૂમટો ઉઘાડો કરી નાખે...!

પછી તો ઘણું ખરું ગામ પસાકાકા કહેતા થઈ ગયેલું ને સીતા... ગામની સાગમટે કાકી !

મનજી સીતાને કાકી કહે એમાં જરાય ખોટું નહોતું. પણ પસાકાકાને આંખમાં કમળો તો બધે પીળું જ ભાળે. હા, સીતા મનજી પાસે અમરેલીથી અંગત વસ્તુ મગાવતી, મોબાઇલ રીચાર્જ કરાવવાનું કહેતી... તે પસાકાકા માટે સાચા-ખોટું કે નાનું અમથું પણ મનમાં ઘર કરી ગયેલું સબળ કારણ રહેતું.

‘સનેડો...!’ સીતાએ હસીને કહ્યું:‘તારી હાટુ તીયાર જ છે...’



સીતા મનજીની લગોલગ આવી, તેની સામે નજર નચાવતી ઊભી રહી ગઈ હતી.

‘એ વંઠેલ જરીક આઘી ઊભી રે, લાજ-મર્યાદા જેવું રાખ્ય. નફફટની...’ પણ વંટોળના જેમ ઘૂમરી ખાઈને કહેઃ ‘હા... હા... લઈ જા... પડ્યો જ છે !’

સીતા માટે પસાકાકાના વાણી-વર્તન માટે નવાઈ નહોતી... તેને ગણકાર્યા વગર મનજીને સનેડો લઈ જવાનું કારણ પૂછ્યું. મનજીએ વાત કરી. ત્યાં પસાકાકાએ સામેથી કહ્યું : ‘એલા તો તો મારેય ખરખરો કરવા આવવું પડે હો...!’ પછી સ્વગત બોલ્યા : ‘માસ્તર ને અમે જૂની નિહાળમાં હારે ભણતા’તા...’

મનજીએ સનેડો પર બેસી સીતા સામે જોયું. બંને હસ્યાં... પછી કીક મારી સનેડો ચાલુ કર્યો...

‘એલા એનેય ખાવા જોઈ હો, ડીઝલ જોય લે !’

આ વેળા સીતા સાવ પાસે આવી ગઈ હતી. તેણે પોતાની હાથવગી કળા, કુનેહ કે પછી લટકો કહો-તે ખપમાં લેતાં હળવેકથી ઘર-ખેતરનાં બે-ચાર કામ મનજીને ચીંધી દીધાં. સામે મનજી તો શું, ગામનું કોઇ મનેખ ના ન પાડી શકે. મનજી ડોકી નીંદોળી હા પાડી એટલે અદકા સાથે ભાવ ભાર દઈને પૂછ્યું : ‘એલા ખાધું કે બાકી છે...’ સામે મનજી કાંઈ બોલે એ પહેલા જ સીતાએ કહી દીધું : ‘તિયાર છે, ખાવાનું...’

પણ મનજીએ જે રીતે સીતા સામે જોયું... તે સીતા સમજી ગઈ. પછી કૃત્રિમ રોષ ઠાલવતાં બોલી : ‘રોયા, મકાઇના રોટલા નથી ઘડ્યા હો...’

સીતા અને મનજી વચ્ચે ભાવસભર સંવાદ, પસાકાકાને કાળોતરા નાગ જેમ આભડી ગયો.

- સનેડોમાં મૂકે દીવાસળી, ગામ વચાળે સળગાવી દે... દેખવું નહીં ને દાઝવું નહી.

પણ સીતાની કામ કઢાવવાની કળાએ પસાકાકા વારી ને હારી ગયા. મનોમન બોલ્યા પણ ખરાઃ

‘આજ દિ’ લગી કોય કામ રઝળ્યું નથી, નવીના આવ્યા પછી...’

તેથી જ સીતાને સનેડો ગામમાં વગોવાઈ ગયા છે તે નકારી શકાય તેમ નહોતું.

★★★

સાંજ થવા આવી એટલે બેસવા આવેલું કોઈ રહયું નહોતુ. ઘરના ફળિયામાં પાથરેલ બૂંગણ પર એકલો બેઠો બધું જોતો હતો. કેટલું બદલાઇ ગયું... આ ફળિયામાં પરદેશી બાવળની કાંટા વાળી રાંગ હતી ત્યાં બગીચો થઈ ગયો છે. સામે વોકળા પર પુલ બંધાઈ ગયો છે... તેના પરથી કેટલા વાહનો પસાર થાય છે !

‘એ રામ... રામ...’ કહેતા એક ભાઈ આવીને ઊભા રહ્યા. મારા સામે જોયું ને કહ્યું : ‘ઓળખ્યો કે પછી ભૂલી ગ્યો...!’ ‘આ પહેલો સવાલ નહોતો. મેં કહ્યુઃ ‘ના આપણે તો...’ ત્યાં

વાતનો સાંધો મારતા તેમણે કહ્યું : 'હારે ભણતા'તા...!' સામે બેઠા. પછી ખરખરો કરતા પૂછ્યુંઃ 'માડીને હારું નો થયું, સેવા તો બોવ કરી પણ આવરદાના ઓસડ છે. હંધાયને એક દિ'ઈ મારગે જ જવાનું...'

પસીયો, પરસોત્તમ ને હવે ગામમાં પસાકાકા... મારાથી ઓળખી જવાયું.

થોડીવાર મૌન રહ્યા પછી તેમણે જ કહ્યું : 'મનકો સનેડો લઈને હજી આવ્યો નથી !?'

મેં માથું હલાવી ના પાડી. ત્યાં તેમણે જ કહ્યું : 'ભાઈને કંવ... બળદ-ગાડું ગ્યા, આ સનેડો જ સર્વેસર્વા... હંધાય કામમાં આવે.'

સનેડો એક સાધન છે એવું તો નક્કી થયું, પણ તેનું નામ લેતાં હસતા'તા શું કરવા ?

'ભાઈ હવે ઢોર કોયને પોહાય કે પરવડે એમ નથી. ડેરીનું દૂધ ગામમાં આવે છે...'

મારે સાંભળવા સિવાય કાંઈ કરવાનું નહોતું. પણ ગામડાંનું ચિત્ર બદલાઈ ગયું હતું તે હકીકત હતી.

પસાકાકાએ પેટ છુટ્ટી વાત કરતાં કહ્યું : 'ભાયું ભાગ પડતા ખેતી ટૂંકી થઈ ગઈ... ને મોટું દુઃખ, મોં માગ્યા દામ દેતાંય કોઈ ખેતીની મજૂરી કરવા તૈયાર નથી...'

'પણ મારે તોય હારું છે..' પસાકાકા ઝીણી આંખ કરી, મોં મારી ઉરાઉર લાવીને ધીમેથી બોલ્યાં 'આ તારી નવી ભાભી... બોલાવે-ચલાવે બવ હારી. સભાવ હારો તે કોય કામ ના નો પાડે.'

ત્યાં ભખ... ભખ... કરતું છકડો રિક્ષા જેવું સાધન ફળિયામાં આવીને ઊભું રહ્યું.

મનજી ઠેકડો મારીને નીચે ઊતર્યો... 'લ્યો આવી ગ્યું, પાણી...!'

મોં, આગળનું મોરું છકડો રિક્ષાનું ને પાછળ ગાડા જેવી લારી... પસાકાકએ કહ્યું : 'આવા તો કેટલાંય દેશી બનાવટના સાધનો ગામમાં થઈ ગયા છે... હંધાય કામમાં હાલે !'

પણ મારા મનમાં તો સવાલ ઊભો જ હતો : 'સનેડાનું નામ પડતા સૌ હસે છે શું કરવા !?'

જવાબ જડવો મુશ્કેલ હતો. વળી આવું કોઈને પૂછાય પણ નહીં.

સનેડામાં પાણીના બેરલ ભર્યા હતા તે એક-બે માણસોની મદદથી નીચે ઉતાર્યા. આ દરમિયાન પસાકાકાએ મનજીને કહી દીધું હતું : 'એલા તારી કાકીયેય પાણીનું કીધુ'તું. ભૂલી નો જાતો ભાયને કંઉ...'

પાણીનું એક બેરલ ભરેલું રાખી, મનજી સનેડો લઈને ગ્યો.

'એ હંધુય હાંભળી ને રાખજે... ભાયને કંઉ...?'

આ વેળા પસાકાકનું મોં જોયા જેવું હતું. તે મારા સામે, પડખે બેઠેલા બીજા બે-ચાર માણસો અને સનેડો ગયો તે દિશામાં વારાફરતી જોવા લાગ્યા.

ત્યાં એક બાખડબોલો બોલી ગયો : 'પસાકાકા હવે ઉપડો, ઘર રેઢું નઈ હારું...'

પસાકાકાને છાતીમાં ઘા વાગ્યો હોય એમ થયું. એકાદ પળ અબોલ રહ્યા. પછી બોલી જ ગયા : 'મનકો ઘેર્ય ગ્યોને... રેઢું રેય એમ ક્યાં છે !'

રેઢું ના કહેવા પર, પડખે બેઠેલું એકાદ જણ મોં ફેરવી, હસવું માંડ માંડ ખાળી કે ટાળી શક્યો.

પસાકાકાને ધ્રુજારી આવી ગઈ. આંખો કાઢીને જોવાના બદલે આંખો બંધ કરી ગયા... ત્યાં જાણે નજર સામે સીતા ઊભી રહીને કહેતી હતી : 'બોલો... આજ લગી મારામાં એવું કાંય નજર હામેં જોયું. ભાળ્યું...!'

સીતાનું કહેવું પસાકાકાને વિચારતા કરી ગયું. સીતા સાથેનો સમયપટ ફિલ્મની પટ્ટી માફક પસાર થઈ ગયો... ક્યાંય એવું નજરે ચઢ્યું નહીં. તેમનો શ્વાસ હેઠો બેઠો. નિરાંત થઈ. પછી ટાઢા કોઠે કહ્યું : 'ભાઈ... દેખાય એવું હોય નંઈ ને, હોય ઈ દેખાય નંઈ... હમજ્યા !'

મારા સાથે બેઠેલા સૌ મોં વકાસીને પસાકાકા સામે જોઈ રહ્યા.

'ને સનેડો તો નવું-જૂનું હંધુય ભેગું કરીને બનાવ્યો છે..'

વાતમાં સૂર પુરાવતા મેં કહ્યું : 'જૂનું ગયું ને નવું આવ્યું એટલે...!'

ત્યાં પસાકાકા બે હાથ જોડીને સફાળા ઊભા થતા બોલ્યાઃ 'લ્યો તઈ રામ રામ... ભાયને કંઉ !'

જે હસતા હતા તે પણ પડી ગયેલા મોં લઈ હડફ કરતા ઊભા થઈ ગયા..

મારા જેમ તમને પણ આજે સનેડાનો સાચો અર્થ સમજાઈ ગયો હોય એવું લાગ્યું.

---

*'અભિષેક', પ્લોટ નં. ૭૧૫/૧,*
*સેક્ટર-૭-બી, ગાંધીનગર-૩૮૨૦૦૭.*
*મો. ૯૪૨૭૦૫૦૯૯૫*



# પીસ પેલેસ

*- નસીર ઈસમાઈલી 'ઝુબિન'*

**હું** પ્રવાહ ગાડરિયા, આજકા એમ. એલ. એ. હોવાથી મારી વાત તમને માનવામાં નહીં આવે, પણ કેટલીક વ્યક્તિઓ એવું અજીબ કિસમનું વ્યક્તિત્ત્વ ધરાવતી હોય છે કે, તમે જીવનમાં આવી વ્યક્તિ કરતાં અનેકગણી સફળતા મેળવી હોય છતાં આવી વ્યક્તિને મળતાં તમને તમારી સફળતા વામણી લાગવા માંડે. અને એ વ્યક્તિ પ્રત્યેનું તમારું આકર્ષણ અને કદાચ ઈર્ષ્યા પણ દરેક મુલાકાતે વિસ્તરતાં જ રહે. મારી વાત ન સમજાઈ ને ? જ્યાં સુધી તમે મારા મિત્ર સુજ્ઞને નહીં મળો ત્યાં સુધી મારી આ વાત તમને નહીં જ સમજાય !

...આજે ચૌરાહાના ઘુમાવ પાસેથી ટર્ન લઈને મેં મારી 'બ્રેઝા' કારને સુજ્ઞની ચાલીના છેડે ઊભી રાખી ત્યારે ભાદરવી તડકો તપતી વાદળ છાઈ બપોરના ચારનો સુમાર હતો. આ સુજ્ઞ મેં ઉપર જણાવ્યું તેમ એવો અજીબ કિસમનો આદમી છે કે, એ એની ચાલીની આ નાનકડા ફળિયાવાળી ડબલ રૂમ છોડીને બહાર નીકળવા તૈયાર જ નથી થતો. નહીં તો આ જ ચાલીમાં સુજ્ઞની જોડેની ડબલ રૂમમાં હું રહેતો હતો ને શિક્ષકની નોકરીની સાથે કટપીસ કાપડનો છૂટક ધંધો મેં શરૂ કર્યો ત્યારે ભાગીદારી માટે પ્રથમ ઓફર સુજ્ઞને જ કરેલી. હું અને સુજ્ઞ ત્યારે એક જ સ્કૂલમાં શિક્ષકો હતા પણ સુજ્ઞ જેનું નામ !

"ના ભાઈ ના પ્રવાહ ! શિક્ષક જો વેપારી બની જશે, તો નિશાળો બધી દુકાનો બની જશે ને એમાંથી બે નંબરિયા વેપારીઓ જ બહાર પડશે. મને બાળકોને ભણાવવામાં, એમની આગળ કવિતાઓ ગાવામાં, એમને વાર્તાઓ કહેવામાં, એમની સાથે રમવામાં આનંદ આવે છે. રૂપિયા માટે મારે એ આનંદની હત્યા નથી કરવી. અને આમેય તું જાણીતી મિલોના બનાવટી સિક્કા લગાવેલું જે ઘટિયા કાપડ વેચવાની વાત કરે છે, એ બેઈમાની તો મારાથી નહીં જ થાય પ્રવાહ ! સૉરી !"

અને કાપડના બે નંબરી ધંધાએ મને પ્રગતિ (!)ની દિશા ખોલી આપેલી. પાઘડી આપીને કાપડ બજારમાં મેં એક નાનકડી દુકાન લીધી, શિક્ષકની નોકરી છોડી દીધી અને મણિનગરમાં નવો ફ્લેટ લીધો ને નવું મોપેડ લીધું ત્યારે વટવાની આ ચાલી છોડવાના દિવસેય મેં સુજ્ઞને કહેલું.

"વટવાની આ ઘોંઘાટિયા ગંદી ચાલીમાં તને શેં ફાવે છે ? હજીય જોડાઈ જા મારા ધંધામાં ! દુનિયા ચંદ્ર પર પહોંચી ગઈ, ને તું હજી આ ગોબરી ચાલીની બહાર નીકળીને શાંત જગ્યાએ રહેવા ય નથી જઈ શકતો !" અને ઉતરમાં સરળ મોહક હસીને અમને વિદાય આપતાં સુજ્ઞએ કહેલું.

"જાચં કર ચાંદ કી મિટ્ટી કો ભલા ક્યા હાંસિલ ?
અપની મિટ્ટી કો તો ઈન્સાનને પરખા હી નહીં."

અને જે દિવસે મારી દુકાન મોટી થયેલી હતી, સેટેલાઈટ રોડ પર નવું ટેનામેન્ટ લીધેલું હતું ને નવા ચમકતા કાઈનેટીક હોન્ડા સ્કૂટર પર હું સવાર હતો ત્યારે... પત્ની હજી 'પારેખ્સ'માંથી શોપિંગ કરી આવીને સ્કૂટર પર બેસવા જતી હતી ને ખભે બગલથેલો લટકાવી સીંગદાણા ફાકતા જઈ રહેલા સુજ્ઞએ પાછળથી આવી દોસ્તાના ઉષ્મા ભરેલો ધબ્બો મારી મને ચમકાવી દીધેલો.

"અરે વાહ રે પ્રવાહ બચ્ચુ ! શું વાત છે ? તેં તો વાળેય બધા રંગીને કાળા કરી દીધા છે ને કાંઈ ! કેમ દેખાતો નથી ?" અને મેં સુજ્ઞને મારી ટેનામેન્ટ પ્રગતિ-કથા કહી સંભળાવેલી...

"... દૂર 'સેટેલાઈટ'ના પીસફૂલ એરિયામાં રહેવા ચાલી ગયો ને એટલે એ બાજુ નથી અવાતું. ફ્લેટમાં તો હું કંટાળી ગયેલો. ઉપરવાળો ઠોકે ને નીચેવાળો રોકે, સાલી જરાય શાંતિ નહીં."

"સરસ સરસ ! પણ હવે તારા પેટને તારી પ્રગતિ (!) ની ગતિએ આગળ વધતું અટકાવ પ્રવાહ, નહીં તો ટેનામેન્ટના દરવાજા મોટા કરાવવા પડશે. અને સુલુભાભી પણ તારા કરતાં 'પ્રગતિ'માં કંઈ પાછળ નથી રહ્યાં." સુજ્ઞએ અમને બંનેને મજાકી સ્વરે કહ્યું ને મેં સ્કૂટર સ્ટાર્ટ કરેલું...

... અને વરસ દહાડા પહેલાં પેલા દિવસે સુજ્ઞ મને થલતેજ ટી.વી. સ્ટેશન પાસે ઓચિંતો મળી ગયો, ત્યારે તો હું એમ.એલ.એ. હતો, અનેક ધંધાઓનો અને ડ્રાઈવ-ઈન રોડ પરના સ્વતંત્ર બંગલાનો તથા આ 'બ્રેઝા' કારનો માલિક પણ. 'બ્રેઝા' છેક એની પાસે જઈને ઊભી રાખતાં એ સહેજ ચમકીને ઊભો રહી ગયો હતો, ને પછી 'રે-બાન' ગોગલ્સમઢ્યા ગરદન ફૂલેલા મારા ગોળમટોળ ચહેરાને ઓળખી જતાં મુક્ત હસીને એ બોલેલો, "અરે વાહ પ્રવાહ ! રાજકારણના કીચડમાં પડ્યા પછી તારી પ્રગતિનો પ્રવાહ કંઈ વિદ્યુતવેગી છે ! ફરી મળીશ ત્યારે મને બોલાવવા કદાચ તારા પ્લેન યા હેલિકોપ્ટરને તારે નીચે ઉતારવું પડશે. પણ એનાથી ઉપર તો ન જ જતો રહેતો પાછો ! નહીં તો હું ત્યાં આવીશ ત્યારે આપણે બેઉ પાછા બરાબર થઈ જઈશું. તારા ટેનામેન્ટની તબિયત કેવી છે ?"

"શીટ ! એમ.એલ.એ. તો વળી ટેનામેન્ટડીમાં રહેતો હશે ? હવે તો સ્વતંત્ર બંગલો જ લીધો છે. હજાર વારના પ્લોટમાં ચારસો વારના બાંધકામવાળા. આજુબાજુ કોઈ અડોશ-પડોશનો કકળાટ જ નહીં. એકદમ 'પીસફૂલ' (શાંત) ! ચાલ આવે છે ને ઘેર ?" મેં મગરૂર સ્વરે કહેલું.

"નહીં યાર ! હમણાં જ ટી.વી. સ્ટેશન પર બાળકોનો એક કાર્યક્રમ કરાવીને નીકળ્યો, અને અત્યારે સાંજે પાછાં આપણી ચાલીના બાળકો વાર્તા સાંભળવા માટે મારી રાહ જોતાં હશે. લે આ મારી બસ આવી." કહેતાં પાતળિયો કફની-

ઝભ્ભાધારી સુજ્ઞ સ્ફૂર્તિથી દોડીને બસ-સ્ટોપ પર આવી ઊભેલી બસમાં ચડી ગયો. એ પછી...

... એ પછી છેક આજે હું અમારી જુની ચાલીના દરવાજે પગ મૂકી રહ્યો હતો.

મને જોઈને આશ્ચર્યથી આનંદિત થઈ ગયેલી, પિસ્તાલીસમાં વર્ષેય પચ્ચીસની પાતળી નમણાશ ધરાવતી, સુજ્ઞની પત્ની સૌમ્યા, મને ચાલીના બીજા છેડે આવેલા નાનકડા મેદાનમાં લીમડાના ઝાડ નીચે ખાટલો પાથરી હળવા હળવા વાયરામાં બપોરની મીઠી ઊંઘ ખેંચી રહેલા સુજ્ઞ પાસે લઈ ગઈ ને સુજ્ઞને જગાડ્યો.

''અરે અરે પ્રવાહ ! આજે ઊલટો વહીને ચાલીના અંધારે આવી ગયો કંઈ ?'' આંખો ચોળતાં ઊભા થઈ ગયેલા સુજ્ઞએ ઉષ્માભર્યા સ્વરે મને આવકારીને ખાટલા પર બેસાડ્યો, અને અમારા બંને માટે ચા-નાસ્તો બનાવવા રૂમની દિશામાં જઈ રહેલી સૌમ્યાને રોકીને સુજ્ઞએ કહ્યું,

''ચા પહેલાં પ્રવાહનું મોઢું મીઠું કરાવજે સુમી !'' અને પછી મારી ભણી જોઈ સુજ્ઞ બોલ્યો,

''આજે સારા દિવસે તું આવ્યો પ્રવાહ ! સવારે જ મારા નાના બાબાનું એમ.બી.બી.એસ.નું રિઝલ્ટ આવ્યું છે. એ ફર્સ્ટ-ક્લાસમાં પાસ થઈને ડોક્ટર થઈ ગયો. મોટો તો વડોદરામાં કેમિકલ એન્જિનિયર છે, એ તું જાણે છે. બોલ કેમ આવવું પડ્યું આ બાજુ ? તારા જેવા બિઝી રાજકારણી કમ બિઝનેસમેનને અમસ્તી ફૂરસદ તો મળે જ નહીં ને આ બાજુ આવવાની ?''

''સાચી વાત છે સુજ્ઞ ! હું બિઝી નહીં પણ 'ઓવર બિઝી' છું. ગુંડાગર્દી અને આડી લાઈને ચડી ગયેલા મારા બંને છોકરાઓ મોજમજામાંથી ઊંચા નથી આવતા અને રાજકારણની શતરંજ તથા 'ધંધા'ઓના મોટામસ પથારાને પહોંચી વળતાં હું એકલો તો હાંફી જાઉં છું યાર ! એમાં ને એમાં મને અનિદ્રાનો રોગ થઈ ગયો છે - ઈન્સોમેનિયા ! હું રાત્રે પણ ઊંઘી નથી શકતો. મારા બંગલાનું નામ 'પીસ પેલેસ' છે, પણ મારા મનને જરાય શાંતિ નથી. તને ભરબપોરે આ લીમડા નીચે આટલા ઘોંઘાટ અને અવાજો વચ્ચે ઘસઘસાટ ઊંઘતો જોઈ મને તારી ઈર્ષ્યા આવે છે સુજ્ઞ. હું તો 'પીસપેલોસ'ના આલિશાન એરકન્ડિશન બેડરૂમમાંય આખી રાત પાસાં ફેરવતા જાગતો રહું છું. હમણાં એક તાંત્રિક-જ્યોતિષીએ મને કહ્યું કે, એ અમુક વિધિ કરી આપશે અને હું અંબાજીની આઠ પૂનમ ભરવાની માનતા પૂરી કરીશ તો મારી અનિદ્રાની બીમારી દૂર થઈ જશે ને મનની 'પીસ' (શાંતિ) પણ મળશે. એટલે કંપની માટે તને મારી સાથે અંબાજી લઈ જવા આવ્યો છું. તું આવીશ ને ? યુ આર એ ગૂડ જોયફૂલ કંપની !''

''એનો તો સવાલ જ નથી પ્રવાહ ! આ ફકીર તો હમણાં ખાટલા પરથી ઊભો થઈને તારી સાથે ચાલી નીકળશે. પણ તું જો એમ માનતો હોય કે, અંબાજીની માનતા માનવાથી યા ત્યાં જવાથી તને પીસ મળશે ને તારો અનિદ્રાનો રોગ દૂર થશે તો એ તારી ભૂલ છે.''

''તો પછી શું કરવું ? હું ઊંઘી નહીં શકું તો પાગલ થઈ જઈશ સુજ્ઞ !''

''અરે પાગલ તો તું છે જ. તારે જોઈએ છે 'પીસ' અને તું પોતે એટલા બધા 'પીસીઝ' (ટુકડાઓ)માં વહેંચાયેલો છે પ્રવાહ કે 'પીસ' (શાંતિ) તારા સુધી પહોંચે કઈ રીતે ? કેમ કે 'પીસ'એ કોઈ પીસફૂલ બંગલામાં યા અંબાજીના દ્વારે મળતી ચીજ નથી. એ તો મનની અંદરની મિલકત છે, અને તું હંમેશાં 'પીસીઝ'માં વહેંચાઈને બહાર જ દોડતો રહ્યો છે. લોહીલુહાણ નપાવટ કીચડિયું રાજકારણ કાળા નાણાં - ધોળા નાણાં, બંગલો, કાર, શરાબ, સ્ત્રીઓ, પદ-પ્રતિષ્ઠા, હોટેલ્સ - ક્લબ્સ ! અંદરથી કેટકેટલા ટુકડાઓમાં વહેંચાયેલો છે તું રે ? ભાગદોડના આ બધા ટુકડાઓ જતા કરી તું 'સમગ્ર' બની જિંદગીના પ્રવાહમાં લાપરવાહ, મસ્તીથી વહેતું એક સરળ ઝરણું નહીં બની શકે, ત્યાં સુધી કોઈ 'પીસ પેલેસ' કે કોઈ માતાજી તને અંદરની 'પીસ' નહીં આપી શકે કે તારો અનિદ્રાનો રોગ દૂર નહીં કરી શકે. અને જો તું 'હોવાપણા'નો એકમાત્ર હળવો ફૂલ સરસ અસ્તિત્વ એકમ બની શકીશ તો આ લીમડાના ઝાડ નીચે, આ ઘોંઘાટમાં, આ ખાટલામાંય તને પીસફૂલ નિદ્રા આવી જશે પ્રવાહ.''

આખરી મંઝિલ જે બધાની જ છે તે મૃત્યુ તારું પણ હોય તો પછી આ બાહ્ય દોડનો કંઈ અર્થ ખરો પ્રવાહ ? યાદ છે ! આપણે છોકરાઓ સ્કૂલમાં ટોલ્સ્ટોયની વાર્તા 'એક માણસને કેટલી જમીન જોઈએ ? ભણાવતા હતાં એ ? જિંદગી ચાલનાર અને દોડનાર બધાને પહોંચાડવાની તો છે આખરે એક જ જગ્યાએ. તો પછી 'પીસીઝ'માં વહેંચાઈને હાંફભરી દોડમાં રીબાવા કરતાં મસ્તીભરી પીસફૂલ ચાલે ચાલીને જ મૃત્યુની મહાપીસની મહેફિલમાં શામિલ શા માટે ન થવું ? બાકી તારી મરજી. હું તો તારી સાથે અંબાજી આવવા તૈયાર જ છું પ્રવાહ. પણ તારી જિંદગીની આ બાજી એ અંબાજીની નથી. એ તારી અહમ-બાજીની છે, અને તારે જાતે જ રમવાની છે એ.'

-અને એ જ ક્ષણે મેં નિર્ણય કર્યો કે, હું હવે યાત્રાએ જઈશ પણ અંબાજીની નહીં, 'અંદર'ની યાત્રાએ જ્યાં વેરાયેલાં મારા અસ્તિત્વના બધા 'પીસીઝ' હોવાપણાનો એક અખંડ આનંદપૂર્ણ પીસફૂલ પીસ બનવાની રાહ જોઈ રહ્યા છે.

- તો હવે તમને મારા મિત્ર સુજ્ઞ વિશે પહેલા પેરેગ્રાફમાં મેં કહેલી વાત સમજાઈ ને ?

*૩૦૧, જીશન રેસીડેન્સી, ખોજા સોસાયટી,*
*વેદ મંદિર પાસે, કાંકરિયા, અમદાવાદ-૩૮૦૦૨૨.*
*મો. ૯૯૭૯૨૦૪૨૪૨*



# હાજરાહજૂર

*- સુમંત રાવલ*

**શી**વુકાકાના મરણ વખતે હું રામપર ગયો હતો, તે વખતે ઉમાકાકી ભારેપગે હતાં. પચાસ વરસના શીવુકાકા અને ચાલીસ વરસના ઉમાકાકી, પાછલી ઉંમરે એમના ઘેર પારણું બંધાવવાનું હતું. છેવટે મોટી ઉંમરે ફળ મળ્યું. કાકીના પેટમાં જીવ સળવળતો ત્યારે કાકા પેટ પર હાથ મૂકતા અને સળવળાટનો હથેળીમાં અનુભવ થતા ખુશ થતા હતા, પોતે ગળાના કેન્સરથી પીડાતા હતા. આજકાલના મહેમાન હતા પણ જતા જતાં પોતાની નિશાની પત્નીના પેટમાં છોડતા જતા હતા એનો એમને આનંદ હતો.

શીવુકાકાના મરણને દસ વરસ થઈ ગયાં... ઉમાકાકીએ દીકરો જણ્યો... એ પણ હવે દસ વરસનો થઈ ગયો... આ દસ વરસથી હું રામપર જઈ શક્યો નહોતો, એનો મને પારાવાર અફસોસ હતો. કાકી ફોન પર આગ્રહ કરતા... 'ભૂલી ગયો દીકરા, કે તારે એક વિધવા કાકી પણ છે !'ગણપતનું મોં જોવા પણ આવ્યો નહીં, હવે તો આવ... તું ન આવ તો તારી વહુ ને મોકલ...

'અમે બંને સાથે આવીશું...' હું તેમને રાજી રાખવા કહેતો રહેતો, પણ જઈ શકતો નહોતો. કાકી આર્થિક રીતે સાધન સંપન્ન હતાં. કાકાને કેન્સર થયું એટલે કાકીના ભવિષ્ય માટે બધું ગોઠવતા ગયા, બે મજલાનું પાકું મકાન, ગામની બજારમાં ત્રણ દુકાનો, જેનું ભાડું કાકીને દર મહિને મળતું રહેતું. સીમમાં થોડી જમીન હતી જે ભાગીયાને વાવવા આપી દીધી. કશી વાતે દુઃખ નહોતું, ફક્ત દુઃખ હતું તો દીકરાનું.. જેમ જેમ ગણપત મોટો થતો ગયો તેમ તેમ ઉપાધિ વધતી ગઈ. તે માનસિક રીતે વિકલાંગ હતો, મોટો થતો ગયો અને તેની બુદ્ધિ નાના બાળક જેવી જ રહી ગઈ... દરેક ફોન વખતે એ પોતાની વેદના ઠાલવતા... 'મને ગણપતની ચિંતા રહે છે...' હું દિલાસા આપતો 'ચિંતા ન કરો, સરકારે એના માટે સ્કૂલો અને હોસ્પિટલની વ્યવસ્થા કરી છે, જ્યાં રહ્યા પછી એ સાજો નરવો થઈ બહાર આવશે.'

'તારા કાકા ગયા પછી આ એકમાત્ર મારો સહારો હતો હવે એ સહારોય તુટી ગયો છે... જીવવાનો કશો આધાર રહ્યો નથી...' કાકી ડીપ્રેસ્ડ થઈ જતાં...

'હું છું ને હું તમારો દીકરો નથી...?' હું હિંમત આપતો રહેતો.

'હું તમારા ઘેર નાનેથી મોટો થયો છું... પાંચ વરસનો હતો અને તમે મને માધાપરથી ગોદમાં ઉઠાવીને રામપર લઈ આવ્યા હતાં, મને તો ખબરે ય નહોતી કે મારા મા-બાપ બીજા છે. મેં તમને જ મારા મા-બાપ માની લીધા હતાં. વીસ વરસનો થયો પછી મેં પગભર થવા ઘર છોડ્યું...'

'અને અમનેય છોડી દીધા...'

'એવું ના બોલો કાકી...'

'દસ વરસથી મો દેખાડ્યું નથી... સંભાળે ય નથી લીધી કે તારા વિધવા કાકી જીવે છે કે મરી ગયાં...'

'કાકાના મરણ વખતે આવ્યો, હવે કાકીના મરણ વખતે ય આવજે...'

'કાકી...!' હું ચીસ પાડી ઊઠ્યો... કાકીના શબ્દોથી મારું હૃદય ચચરી ઊઠ્યું... મેં ફોન મૂકી દીધો...

યાદ આવી ગયું... કાકાના કેન્સરના સમાચાર પણ ઓફિસમાં ફોન દ્વારા મળ્યા હતા, કાકા આજકાલના મહેમાન હતા અને મને ઝંખી રહ્યા હતા, હું સઘળા કામ છોડી રામપર દોડી ગયો, મને જોઈ રહ્યા, ગળા ફરતો પાટો હતો. પથારીમાં પડ્યા હતા. મને જોતા આંખોમાં ઝળઝળિયાં આવી ગયાં, 'આવી ગયો દીકરા...'

ત્યાં કાકી આવ્યાં, તેમના ઉપસેલા પેટ તરફ જોતા કાકા બોલ્યા.

'ભગવાન જો એક માસ જેટલી જિંદગી આપે તો દીકરાનું મોં જોઈને મરું...' એટલું બોલી તે અટકી ગયા. કાકાની આંખથી આંસુની ધાર ટપકી ગઈ...

હું સ્ટુલ પર બેઠો અને કાકાના માથા પર હાથ ફેરવતા કહ્યું. હું... હું... તમારો દીકરો નથી ?

આંખમાંથી વહેતા આંસુની ધાર છેક કાનપટ્ટી સુધી પહોંચી ગઈ હતી... મેં રૂમાલ વડે ધાર લૂછી નાખી...

એ રાતે અચાનક મારા ઓરડાનું બારણું ખુલ્યું, મેં પથારીમાં બેઠા થતાં જોયું તો કાકી હતાં. કાકી તમે અડધી રાતે ?

ત્યાં એ મારી પથારી નજીક આવ્યા. પછી કહે શેખર... તારો હાથ આપ... મેં હાથ લાંબો કર્યો તેમણે મારો હાથ પકડીને પોતાના ઉપસેલા પેટ પર મૂક્યો અને પૂછ્યું શું લાગે છે ?

મેં ઉત્તર ન આપ્યો એટલે તેમણે ચોખવટ કરી 'દીકરી હશે કે દીકરો ?'

'દીકરો...!' મેં કહ્યું, પણ અંદરથી થોડો ડર હતો...

તેમના ચહેરા પર સંતોષની આભા પ્રસરતી જોવા મળી !

સદનસીબે દીકરો જ આવ્યો. કાકીએ ફોન પર ખુશખબર આપ્યા... 'બહુ રૂપાળો છે... અને ડાહ્યો છે... કનડગત કરતો નથી. બેય માણસ રમાડવા આવો...'

ચોક્કસ આવીશું... મેં કહ્યું.

મેં તો નામ પાડી દીધું... ગણપત.. કેવું લાગ્યું ?

સરસ ! કાકા શીવશંકર, કાકી ઉમાદેવી અને દીકરો ગણપત એટલે આખું કૈલાસધામ તમારા ઘરમાં આવી ગયું !

મેં મજાક કરી... કાકી હસ્યાં... પછી ગંભીર અવાજે કહ્યું 'તારા કાકા જીવતાં હોત તો દીકરાને જોઈ કેટલા રાજી થાત...!'

દિવસો પસાર થતા ગયા. મારા હસ્તક બે ત્રણ ટેબલનો ચાર્જ હતો. જગ્યા ખાલી હતી, કામનું ભારણ હતું એટલે હું ગણપતને રમાડવા ન જઈ શક્યો... રેખા જઈ આવી. તેણે કહ્યું ત્યારે મને ય દુઃખ થયું... કાકી નારાજ હતાં, કહેતાં કે શેખર સ્વાર્થી થઈ ગયો છે... પોતાની બઢતી અને પગારભથ્થાંના વધારા સિવાય બીજામાં રસ નથી. મને કહે... રેખા... તને તો સાચવે છે ને !

ધીમે ધીમે વરસો પસાર થતાં ગયાં તેમ તેમ કાકીની ચિંતા વધતી ગઈ... ગણપતનું માથું મોટું હતું પણ મગજ નાનું, પગ કામ કરતા નહોતા, અને હાથ પણ કામ કરતા નહોતા, કાકી જાતે કોળિયા દઈ ખવરાવતાં, ખાવાનું મોડું થાય ત્યારે ચીસાચીસ કરી મૂકતો... ખોરાક અને વજન બંને વધતાં જતાં હતાં. તેને ઉંચકવા કાકીએ ખાસ માણસો રાખ્યા હતા... પાંચ વરસનો થયો એટલે કાકીએ વ્હીલચેર લીધી. જેના પર બેસાડી તેને રોજ સાંજે બહાર ફરવા લઈ જતાં... પગ દોરડી જેવા હતાં... હાથમાં પણ તાકાત નહોતી... ગણપતિ જેમ પેટ બહાર નીકળી ગયું હતું. તેનો કાયમી પોષાક હતો, ઢીંચણ સુધીનો ચડ્ડો અને ટૂંકી બાયવાળું પ્હેરણ...

કાકીએ પથ્થર એટલા દેવ કર્યા અનેક માનતા બાધા આખડી... એક શહેરથી બીજા શહેરની હોસ્પિટલના ખાસ ડોક્ટરોને બતાવ્યું, ખૂબ જ દવાદારૂ કર્યા... છતાં કશું કારગત ન નીવડ્યું. કાકી જાતે નવરાવે તો જ ન્હાય... રોજ કાકી બાથરૂમમાં લઈ જઈ ઉઘાડો કરી જાતે નવરાવે. બીમાર પડે તો દવાખાને લઈ જાય, સારવાર કરે, નાની મોટી ઈજા થાય કે ગડગુંમડ થાય તો કાકી જાતે પાટાપીંડી કરે. એક રૂમમાં તો એની દવા અને ટિકડા માટેનો કબાટ હતો... મેન્ટલી ટ્રીટમેન્ટ કરવા એક બહેન આવતા હતાં... તે સિવાય ફિઝીયોથેરેપી પણ થતી



રહેતી... પણ અંગોમાં ચેતન આવતું નહોતું. એને ચેતન આવતું નહોતું અને કાકીનું ચેતન જતું રહેતું હતું. રેખાએ કહ્યું કે કાકીએ ગણપતની પાછળ પોતાની જાત ઘસી નાખી છે... તમે એકવાર જઈ આવો... પણ હું જવા નીકળતો ત્યારે કૈંક ને કૈંક અડચણ આવી જતી હતી... શહેરમાં મેં પ્લોટ ખરીદ્યો હતો, ત્યાં મારું મકાન બંધાતું હતું, કચેરીમાંથી છૂટી રોજ સાંજે બાંધકામ જોવા જવું પડતું... બિલ્ડર નવો હતો...! ગમે તેમ પણ રામપરનું નામ કાને પડતું ત્યારે હૃદયમાં ઊંડો ધ્રાસ્કો પડતો. કાકીને દુઃખી જોતાં મન અચકાતું હતું. મારી પાસે તેમને દિલાસો આપવા જેવા શબ્દોય નહોતા.

બીજા પાંચ વરસ નીકળી ગયાં... ગણપત પણ દસ વરસનો થઈ ગયો... કાકી ફોન પર કહેતા કે મારે જાતે તેના માથાના વાળ કાપવા પડે છે, હજામ આવે તો રાડો પાડે છે. મારું કહ્યું માને છે... મોટો થશે દાઢી મુછ ઉગશે ત્યારે દાઢીય કરવી પડશે... ક્યા જાઉં ? શું કરું ? આ દીકરો નથી ઉપાધિ છે. ફોનમાં કાકીનું ડુસ્કું સાંભળી હું ઉદાસ થઈ જતો...

'તું આવ તો થોડી વાતો કરી મારા માથા પરનો ભાર હળવો કરું...'

કાકીના આ શબ્દોએ મને હચમચાવી દીધો, ઓફિસમાં તે દિવસની રજા મૂકી હું બસમાં બેસી ગયો... રામપર ઊતરી હું સીધો ઘેર પહોંચી ગયો... દસ વરસમાં રામપર બદલાઈ ગયું હતું. પણ કાકીનું ઘર બદલાયું નહોતું. એજ ફળિયું, ફળિયામાં હીંચકો, ઓસરી, બે ઓરડા, ડાબી તરફ રસોડું... કાકી મને જોઈને સંચા પરથી ઊભા થઈ ગયાં, આંખો પરથી બેતાળા ઊતારી લીધાં ત્યારે આંખોમાં મોતી જેવા આંસુ ચમકતાં હતાં !

'કાગડો બોલતો'તો એટલે મનમાં થતું કે શેખર આવશે ત્યાં સાચું પડ્યું... આવતા પે'લા ફોને ય ન કર્યો...'

'તમને સરપ્રાઈઝ આપવું હતું !' મેં કહ્યું ત્યાં મારી નજર વ્હીલચેર પર બેઠેલા ગણપત પર પડી, ખુલ્લો ચડો પહેરી. અને શરીર પર બનીયન ધારણ કરી એ બેઠો હતો...

'ગણપત મને ઓળખે છે ?' હું તેની નજીક ગયો, માથા પર હાથ મુક્યો, ત્યાં એ મને જોઈ રહ્યો.

'મને ઓળખે ખરો ?'

'ના... એક મને જ ઓળખે છે...' કાકીએ કહ્યું. મેં કાકીનો ચરણ સ્પર્શ કર્યો.

'પોતાની જાતે કશું કરે ખરો ?'

'હા, પોતાની જાતે ખાતા શીખી ગયો છે... તેના હાથ એટલું કામ કરે છે... થાળીમાંથી કોળિયો લઈને મોમાં મૂકવાનું કામ ! એક ભાઈ આવે છે તે કલાક તાલીમ આપે છે, પોતાની જાતે જાજરૂ જવું, શરીર સાફ કરવું... સ્નાન કરવું... એ બધું પ્રેમથી શીખવે છે...'

'વ્હીલચેર ને બદલે ટ્રાયસીકલ પર બેસતા...'

'ના... ના... ઈલેક્ટ્રિક વાહન ચલાવતા શીખ્યો નથી એમાં જોખમ છે, ક્યાંક ઉથલી પડે... આ વ્હીલચેર પણ માંડ

માંડ ચલાવી શકે છે.'

મેં કાકાના ફોટા પર બાઝી ગયેલી ધૂળ નેપકીન વડે લુછી નાખી... પછી ગણપતને પૂછ્યું ફોટા તરફ આંગળી ચીંધતા પૂછ્યું કોણ છે આ ?

બાઆઆપા! તે માંડ માંડ બોલ્યો..

'ખેર... બાપાને તો ઓળખે છે...' મને યાદ આવ્યું, એક વખત કાકા મારો હાથ પકડીને રામપરની નિશાળે ભણવા લઈ જતા હતા. તેમના કારણે જ હું ભણી શક્યો, જેટલી વાર નિશાળેથી ભાગીને ઘેર પહોંચી જાઉં એટલી વાર એ હાથ પકડીને ફરીથી મને નિશાળે મૂકી જતા હતા...

'હા, શેખર દીકરા એ વખતે હું નવી નવી પરણીને આવેલી અને રાતે તેં કાકા ભેગા સુવાની જીદ કરેલી...'

કાકી જોરથી હસી પડ્યાં... 'કેવા દિવસો હતા...'

'દિવસો નહીં કેવી રાતો હતી !' મેં સુધાર્યું... અને કાકી વધુ જોરથી હસી પડ્યાં.

ઢળતી સાંજે અમે જમીને સામસામા દીવાન ખંડના સોફા પર બેઠા... કાકીની બાજુમાં ગણપત બેઠો હતો અને અમારી વાતો ચાલતી હતી... રાત રંગીન બનતી જતી હતી. અચાનક મને જૂનું ઘર યાદ આવી ગયું...

'કાકી સઈ શેરી વાળું જૂનું ઘર યાદ છે... જ્યાં માટીનો ચુલો હતો, અને ચુલામાં બળતણ ભરી સળગાવી તમારે રાંધવું પડતું હતું...' કાકીએ આંખોની કીકી સ્થિર કરી યાદ કર્યું... 'યાદ છે ને... બળતણ માટે અડાયા છાણાં વેચાતા લેવા પડતાં હતાં... અને સુકા લાકડાય ખરીદવા પડતાં, ઘરમાં નળે ય નહોતા એટલે સવાર સાંજ પાદરના કૂવે પાણી ભરવા જવું પડતું હતું... બધુંય યાદ છે. તું આવ્યો અને બધું તાજુ થઈ ગયું !'

'એ વખતે ગામમાં વીજળી દીવા નહોતા, ટમટમિયાં હતાં...'

'હા... હા... સુધરાઈનો વાળંદ નીસરણી લઈ રસ્તા પરના ટમટમિયામાં કેરોસીન પૂરતો અને સળગાવતો... વીજળી દીવા બહુ મોડા આવ્યા અને રાંધણ ગેસ તો હજુ પાંચ વરસ પહેલાં જ...'

રાત પડી ગઈ એટલે કાકીએ ઊભા થઈ સ્વીચ પાડી, છત પરના ઝુમ્મરની રોશની ઝગમગી ઊઠી.

ખંડ ઝળહળી ઊઠ્યો.

કાકી સોફા પર બેઠા કે તરત જ ગણપતે તેમના ખોળામાં માથું મૂકી દીધું.

'બહુ વે'લો ઊંઘી જાય છે ?'

'હા... મારે આ રીતે પંપાળવો પડે, લાડ કરાવવા પડે...' કાકી ના ખોળામાં તે ઊંધો સૂતો હતો અને કાકી પીઠ થાબડતાં હતાં... 'તનેય આવા લાડ કરાવતી...' પછી ઉમેર્યું, મોટો થયો એટલે તેં તો ખોળો છોડી દીધો... આ તો હજુ મોટો જ ક્યાં થયો છે...'

'બધુ સારું થઈ જશે...' મેં આશ્વાસન આપ્યું...

'બધું સારું થઈ જશે, પણ ગણપત સારો નહીં થાય...'

'એને મારી કસોટી લેવા ભગવાને મોકલ્યો છે...'

ગણપત નસ્કોરા બોલાવવા લાગ્યો..

'હવે ઊંઘી ગયો...' કાકી એ તેને બે હાથ વડે ઉંચક્યો અને અંદર ઓરડામાં લઈ ગયાં, પછી પાછા ફર્યાં, થાકી ગયા હોય તેમ લાં...બો શ્વાસ લઈ સોફા પર બેઠાં... હું જોઈ રહ્યો, કાકાના ગયાં પછી પૂરી વૈધવ્ય પાળતાં હતાં. ચાંદલા વિનાનું કોરું કપાળ. માથા પરથી બધા વાળ ઉતરાવી દીધા હતા. શરીર પર ભાતીગળને બદલે કાળો સાડલો ધારણ કર્યો હતો, બંગડી વગરના હાથ અને ચૂંક વગરનું નાક અને ઈયરીંગ વગરના કાન... અરે પગની આંગળીમાંથી 'વેઢ' પણ કાઢી નાખ્યા હતા... મારું ધ્યાન પગની આંગળીઓ પર ગયું અને યાદ આવી ગયું...

'કાકી તમને યાદ છે, કાકાએ તમારા પગની આંગળી પર ચાવીના ઝૂડાનો ઘા કર્યો હતો અને તમે ચીસ પાડી ગયા હતાં...'

કાકીના સુકા ગાલમાં લોહી ભરાયું હોય તેમ ઉપસી આવ્યા અને ચૂપ રહેતા હોઠ મલકી ઊઠ્યા...

'હા... પરણીને આવી ત્યારે હું થાંભલીને પીઠ ટેકવીને પગ લાંબા કરીને બેસતી... જૂના ઘરમાં અને પગની આંગળી હલાવ્યા કરતી... તારા કાકા ટોકતા આ ટેવ છોડી દે, પણ ટેવ છુટતી નો'તી. એક દિ' આંગળી હલાવતી બેઠી હતી, પગ લાંબા કરીને... ત્યાં તારા કાકાએ ચાવીના ઝૂડાનો છૂટો ઘા કર્યો, બરાબર ડાબા પગની આંગળી પર વાગ્યો, રાડ નીકળી ગઈ પણ પછી એ ટેવ છૂટી ગઈ...'

પછી ફોટા સામે જોયું અને મોં મલકાવ્યું.

'તારો કાકો પણ મારો તો વર.. એ રાતે કલાકો સુધી મારી આંગળી પંપાળ્યા કરી અને પૂછ્યા કર્યું. 'ઉમા... બહુ વાગ્યું !' 'પછી નીચા નમીને પગની આંગળીઓને બકી ભરી...



હું શરમાઈ ગઈ...' બોલતાં બોલતાં કાકીનું મોં લાલચોળ થઈ ગયું... કેટલા વરસે ગાલ પર સુરખી આવી હતી...

'તારા કાકા હતા પાકા શિવભક્ત ! રોજ સવારે સ્નાન કરી હાથમાં લોટો લઈ શિવપૂજા કરવા શિવ મંદિરે જાય... ત્યાંથી નમન લેતા આવે અને મને કહે આંખે હોઠે કાને અડાડ... હું આંખે હોઠે કાને અડાડું... એકવાર તેમણે પરાણે મારા પેટ પર અડાડ્યું, એ વખતે મેં ચોળી પહેરેલી, પેટ ઉઘાડું હતું, નમન અડાડતા કહ્યું જા... શીવશંકર તને દીકરો આપશે... મેં કહ્યું ચાલીસની થઈ તમે પચાસના હવે કંઈ થાય તો ગામ લોકો હાંસી કરે... પણ ખરેખર ચમત્કાર થયો... કૂળ ફળ્યું. પણ કૂળ કાચું મળ્યું...'

'સમય જતા કાચું ફળ પાકુ થઈ જશે...' મેં ફરી આશ્વાસન આપતા કહ્યું.

'હવે શું રાખ પાકું થાય !' તેમનું મોં પડી ગયું. એટલે મેં વાત બદલી નાખી... 'કાકી, તમને યાદ છે એકવાર કાકા બગીચાના માળી પાસે ખાસ ફૂલોનો ગજરો બનાવીને લાવ્યા હતા...'

કાકીની આંખો ચમકી... 'શેખર... તને તો બધું યાદ છે... તે દિવસે અમારી લગ્નતિથિ હતી.'

'હા, મને યાદ છે, તમે નીચા નમી સાવરણા વડે ફળિયું વાળતા હતાં અને કાકાએ કેડમાંથી તમને પકડી લીધા, તે વખતે હું બારણા પાછળ સંતાઈને આ બધું જોઈ રહ્યો હતો...'

'લુચ્ચા !' કાકીએ આંખો કાઢી,

'મને ખબર છે... હું તને જોઈ ગઈ હતી. પણ તારા કાકાએ તો મારા માથાના વાળમાં ગજરો ભરાવી મને ગોળગોળ ફેરવતા ગાવા લાગ્યા, હેપી બર્થ ડે ટુ યુ !'

કાકી આંખો મીંચી ગયા અને જાણે ભૂતકાળના એ દશ્યો બંધ આંખો સામે દેખાતા હોય તેમ ક્યાંય સુધી આંખો મીંચી બેસી રહ્યાં, મેં પણ તેમને 'ડીસ્ટર્બ' ન કર્યા.

પણ આંખો ખોલી ત્યારે આંખોમાં આંસુની મચક હતી ઝુમ્મરની રોશનીમાં યાદો આંસુના ટીપાં બની ને ટપકી પડી !

'મને બહુ પ્રેમ કરતા હતા...' ફરી ફોટા સામે જોયું. 'ક્યારેય આ ફોટાની ફ્રેમમાંથી બહાર નીકળતા નથી પણ શેખર તેં આજે એમને ફોટાની ફ્રેમમાંથી બહાર કાઢી દીધા !'

તારી નજર ભીંત ઘડિયાળ પર પડી... 'ઓ ! બાર વાગી ગયા... સમય કેટલો ઝડપથી વહી ગયો... વાતોમાંને વાતોમાં ખબરેય ના પડી !' મેં કહ્યું.

આજ તો ભલે સવાર પડી જાય... કાકીએ કહ્યું... તેમની આંખમાં તો ઊંઘનું નામોનિશાન નહોતું, પણ મને જોકા આવી રહ્યા હતા... મોડી રાત સુધી વાતો ચાલતી રહી, કાકા-કાકી પરણ્યા ત્યારથી લઈને છેક કાકાના અસ્થિકુંભ હું ગંગામાં પધરાવવા ગયો ત્યાં સુધીની કથા યાદ કરી લીધી... ભૂતકાળના કૂવાની માટી ખોદાતી ગઈ... અને તળિયેથી મીઠા પાણીની સરવાણી ફૂટી નીકળી. આખો કૂવો છલકાઈ ગયો, ક્યારેક કાકી હસી પડતાં તો ક્યારેક સાડલા વડે આંખો લુછી લેતા હતાં... કાકીનો સંસાર કોમેડી અને ટ્રેઝેડી મિશ્રિત હતો...

'શેખર દીકરા... તું આવ્યો અને આજે પહેલીવાર રાતે ટી.વી. સિરિયલ જોવી ન પડી...'

'આપણા જીવનની સિરિયલ જ સાચી સિરિયલ છે જેમાં કશું ગ્લેમર નથી, જૂઠું નથી.. ચકાચૌંધ નથી.'

છેવટે રાતના એક વાગે અમે ઊભા થયા, કાકી ગણપતના ઓરડામાં ગયાં, અને હું મારા ઓરડામાં. સવારે કાકી મોડા જાગ્યાં.

બીજે દિવસે પણ રોકાઈ ગયો. કાકીએ પરાણે રોકી રાખ્યો... ઘોડાગાડી બાંધી રૂપાળી બાના મંદિરે ગયો, રામપરથી પાંચ કિલોમીટર છેટે હતું. ટેકરી પર મંદિર હતું અને નીચે તળેટીમાં રૂપાળી નદી વહેતી હતી. ગણપતને પણ સાથે લઈ ગયા, ગણપત ઝાડની ઘટામાં ઉડા ઉડ કરતા પંખીઓને જોઈ રહ્યો, મેં તેને વ્હીલચેર પર બેસાડી થોડો ફેરવ્યો... કાકી વિચારમાં પડી ગયાં... તારા કાકા ગયા પછી પહેલીવાર આ ટેકરી પર આવી છું 'તારા કાકા સાથે તો અનેકવાર આવતી હતી, પણ એમના મરણ પછી જીવ નહોતો ચાલતો...'

સાંજે પાછા ફર્યા.. રાતે ફરી મહેફિલ જામી ગઈ. મોડી રાત સુધી દીવાનખાનાનું ઝુમ્મર રોશની પાથરતું રહ્યું, થોડી થોડી વારે કપ રકાબી ખખડતાં રહ્યાં. દિવાનખાનું ખડખડાટ હસતું રહ્યું.

સવારે હું બેગ લઈને પરત ફરતો હતો ત્યારે કાકી બારણા સુધી વળાવવા આવ્યાં. મેં ચરણ સ્પર્શ કર્યા, કાકી મલક્યાં, 'આવતો રહેજે દીકરા...' તેમના ચહેરા પર અનોખી ચમક હતી. 'તું આવ્યો અને આ મરું મરું થઈ રહેલું ઘર જીવતું થઈ ગયું !' વર્ષો પછી તે મારા ધણીને જીવતો કરી દીધો, ઓલ્યા વળગાડવાળા કે 'છેને કે મરેલો માણસ પંડમાં આવી ગયો... એમ તે મારા ઘરધણીને મારા પંડમાં લાવી દીધો... હાજરાહજૂર કરી દીધો !' એટલું બોલતા તેમની આંખોમાં જરાતરા આંસુ ચમકી ઊઠ્યા, અને હોઠ પર એક તોફાની સ્મિત ફરકી ગયું !

---

*"શક્તિ શિવાલય", છબીલા હનુમાન પાસે,*
*માધવનગર, મુ.પો. સુરેન્દ્રનગર-૩૬૩૦૦૧.*
*મો. ૯૪૦૮૨૧૦૨૯૩*






# મત્સ્યાખ્યાન

*- રમેશ ત્રિવેદી*

**મી**ના ગાર્ડન - ચેરમાં બેઠી હતી.

ઢળતી સાંજ, લોન પર ધીમે ધીમે ઊતરી રહેલું અંધારું.

આસોપાલવ, સરુ, બોગનવેલ, ફુવારાના જલશીકરો, અને... મીનાએ પાંપણો ઢાળી દીધી.

બંગલાના વરંડાની અડોઅડ થઈને પસાર થતી સડક, વીજળીના થાંભલા, વાહનોની સતત અવર-જવર, હેડલાઈટોના અજવાળાના લિસોટાથી અંજાઈ જતી થાકેલી, અધખુલી આંખો, અને થોડીવાર પહેલાં પસાર થઈ ગયેલું સરઘસ. બેનરો લઈને ચાલતી સ્ત્રીઓ, મોંએ બાંધેલી પટ્ટી, અકળાવતું મૌન, થોડી થોડી વારે એક સાથે હવામાં વીંઝાતા મુઠ્ઠી બંધ હાથ... બેનરો પર લખાયેલાં સૂત્રો : 'નારી શક્તિ ઝિંદાબાદ !' 'નારીનું સન્માન કરો !' બળાત્કાર બંધ કરો : લાંબી સર્પાકાર સડક, શ્વેત વસ્ત્રોમાં સજ્જ થયેલી સ્ત્રીઓ, અને... મીનાએ ધીમેથી પાંપણો ખોલી.

પોર્ચ સામે જોયું, ટ્યૂબલાઈટનો પ્રકાશ, ફુદાંઓની ઊડાઊડ. લાંબુ બગાસું ખાઈ આળસ મરડી એ ઊભી થઈ, પગ ઉપાડ્યો, ધીમાં થાકેલાં ગણીગણીને મૂકાતાં ડગલાં સાથે એ આગળ વધી. ઠંડા પવનની લહેર, મોગરાની મહેક ને છતાં મનમાં કશીક અકળામણ !!' એ પોર્ચનાં પગથિયાં ચઢીને હાંફ ચઢી જતાં ઘડીક ઊભી રહી. પછી ડ્રોઈંગ રૂમ ને ઝળાહળાં થતો વિશાળ ઝુમ્મરનો પ્રકાશ, અંજાઈ ગયેલી આંખો... એ સોફા પર બેસી પડી. થાકેલી આંખો ફરી ઝુમ્મર સામે મંડાઈને એ ફરી અકળાઈ ઊઠી : 'આજે કદાચ હિઝ હાઈનેસની પધરામણી થવાની લાગે છે. કદાચ મોડી રાતની ફ્લાઈટમાં આવી ચડે, કદાચ એ ગગનવિહારી મહાશય એકાદ રાતનું રોકાણ પણ કરે, ને પછી થોડીક હસવા-બોલવા-ચાલવાની ઔપચારિકતા, પોલિશ્ડ દીવાલો વચ્ચે પિયાનોની લોન્ગપ્લે રેકર્ડનું બજી ઊઠવું, બ્રિઆર - પાઈપ, ઈમ્પોર્ટેડ તમાકુની તીવ્ર વાસ, બ્રીફકેસ, ફાઈલોનું ખૂલવું, પાનાંઓનું ફરફરવું... ને પછી સ્લિપિન્ગ-પિલ્સ, વાઈનના ઘૂંટ. ભીંસાવું-ગૂંગળાવું અને ફરી નેક્સ્ટ-ડે-મોર્નિંગ એરાઉન્ડ ધ વર્લ્ડ ફોર અ વીક... ન્યૂયોર્ક, પેરિસ-રોમ અને... ફરી આગમન, ઈમ્પોર્ટેડ પરફ્યૂમ્સ, વ્હાઈટ હોર્સનો કેફ, અને ફરી... મીનાએ સાડીના પાલવ વડે કપાળ પરનો પરસેવો લૂછી નાખ્યો, પૂરા કદના આયના સામે જોયું, ક્યાંય સુધી સ્થિર નજરે જોઈ રહી. મ્લાન સ્મિત કર્યું. સૂક્કા હોઠ, ફિક્કી આંખો ને લાંબા કાળા વાળ, અને પોતાના જ છતાં સાવ અજાણ્યો લાગતો ચહેરો ! એ સૂનમૂન બની અપલક તાકી રહી...'

...બાએ ખાટી-બડસ છાશ નાંખી માથું ચોળ્યું હતું... બાની રાજકુમારીના બે-ચાર સોનેરી વાળ ઉતર્યા હતા ને પછી તો બાપરે ! બાનો જીવ તાળવે ચોંટી ગયો જાણે. એણે ટૂચકું કર્યું હતું. એક રામપાતર લઈ એમાં અંગારા ભરી, સૂક્કા મરચાં નાખ્યાં, પછી માથા પરથી સાતવાર ઉતારી, હનુમાન ચાલીસા બોલતાં બોલતાં ઘરના બધા જ ખંડના ઓરડે ફરી વળેલી...

...શેરીમાં લાંબી ખીચડિયા દાઢીવાળો બાવો આવેલો, બાવા પાસે ઉજણી નંખાવી હતી, પછી ભવિષ્ય યે જોવડાવેલું. બાવાએ પિંજરામાં પૂરાયેલી દેવચકલીને બહાર કાઢેલી, એણે પોતાની નાજુક ચાંચ વડે એક પત્તુ. ને એમાં - 'બંગલો, ગાડી ને રાજરાણીનું દોમદોમ સાહ્યબી ભર્યું અઢળક સુખ !' બા તો હરખપદુડી તે રડી પડેલી. મીનાએ ઊંડો શ્વાસ ખેંચ્યો.

એ ધીમેથી ઊભી થઈ, થોડુંક ચાલીને આયના પાસે ગઈ. વિખરાયેલા વાળની લટને કપાળ પરથી ખસેડીને ચૂપચાપ આયના સામે જોઈ રહી. ક્યાં ગઈ ભૂરી ભૂરી આંખોની પાછળ સંતાઈ બેઠેલી પેલી છોકરી ? હા, એ છોકરી તો ફળિયા આખામાં ધમાચકડી મચાવીને નાનાં મોટાં સૌને તોબા તોબા પોકારાવતી હતી, સામે ભલેને માથાભારે જણ હોય પણ એ કોઈથીય ગાંજી જતી નહોતી, એકવાર પિત્તો ગયો તો તો પછી સામેનાનું આવી જ બન્યું સમજો. ગળચી પકડવી, ચામડીએ તીક્ષ્ણ નખના ઉઝરડા પાડવા, વાળ ખેંચીને થરથરાવી મૂકે તેવી ચીસ પાડવી, ને પછી તો ગુસ્સે થયેલી બાની સામે એટલી જ ઊંચી ત્રાડ, ગાળો, શિખામણો... અને પછી તો ગામ છોડીને મામાને ત્યાં અમદાવાદ કોલેજ કરવા... અરે ! પત્તો જોઈએ છે એ દુબળી પાતળી ને નમણી છોકરીનો... કોઈ તો મોબાઈલમાં વાઈરલ કરો એનું એ અલ્લડપણું ! એનો ક્ષણિક હસતો, ક્ષણિક ગુસ્સાયેલો છતાં માસૂમ ચહેરો... કોલેજમાં એકવાર ડિબેટ... નારીશક્તિને લગતો વિષય હતો. ને એમાં એ છોકરીની દમદાર દલીલો. ને આખુંય ઓડિટોરિયમ તાળીઓથી ગાજી ઊઠેલો હીપ... હીપ... હૂર્રે !... દે ધનાધન !... કોલેજની સ્ટુન્ડટ - યુનિયનની રસાકસીભરી ચૂંટણીમાંય ભારે રંગ જામેલો... કોલેજની લોબીમાં એક મિજાજી છોકરાએ એને ચૂંટણીમાંથી નોમિનેશન પાછું ખેંચવા ધમકી... ને એ જ ક્ષણે છોકરીનો અસ્સલ મિજાજ ગયો... જેવો એણે પેલા નબીરાને તમાચો ઘસી દેવા ડાબો હાથ... ત્યાં જ એની ફ્રેન્ડે એને વારી દીધેલી... ને છતાં છોકરીનો લાલઘૂમ આંખો, એકવડિયું ધ્રૂજતું શરીર... પણ સામે પેલો તુંડમિજાજી નવાબજાદો ય ગાંજ્યો જાય તેમ ક્યાં હતો !? એણે ચેલેન્જ આપેલી કે, એની સામે ઊંચકાયેલા હાથને એ... કોઈપણ ભોગે...

મીના ફિક્કું હસી. એને થયું : પેલી છોકરી ? એનું શું થયું ? એ મ્લાનમુખે ફરી હસી. ઘીસી પીટી હિન્દી ફિલ્મોમાં કે પછી ટી.વી. સિરિયલોમાં તાલમેલ વગર આવે છે તેમજ... હા, તેમજ બાપને અચાનક લકવો પડ્યો. નોકરી છૂટી ગઈ, મધ્યમ વર્ગીય માએ કમર તો કસી... બે ત્રણ ઘરનાં કચરા-પોતાં-વાસીદાં- પણ મુઠ્ઠી હાડકાનું શરીર ખખડી ગયું. ને છેવટે એનું ઓશિયાળું મોં, સૂનમૂન આંખો, અને બાપુજીનો ટેકો શોધતાં અસહ્યાં હાથ...

મીના ગંભીર બની ગઈ. કાપડના બિઝનેસમાં ભારે ખોટ ને મામા ??... પછી તો કેવો જોગાનુજોગ ! ફિલ્મી સ્ટોરીમાં બને છે તેવું જ બન્યું ને ! જે ઓફિસમાં સર્વિસ મળી એ !? એનો સાહેબજાદો !...

મીનાએ લાંબુ બગાસુ ખાધું. એ ખૂબ જાળવીને ઊભી થઈ. ધીમાં ધીમાં મૂકાતાં ડગલાં, અને એ ડાઈનીંગ રૂમમાં પહોંચી

ગઈ. ખાસ યુનિફોર્મમાં સજ્જ બાઈએ એનો હાથ પકડી લીધો. એ ડાઈનિંગ ટેબલ પાસેની ખુરશી પર બેસી પડી. એણે જોયું તો એનો એ જ રોજિંદો બધો રજવાડી ઠાઠમાઠ... ચાંદીની પ્લેટો, છરી-કાંટાને ચમચીઓનો આછો ખખડાટ ને શિસ્તબદ્ધ નોકર-ચાકરોની માત્ર બોલતી આંખોના ઈશારા... હોઠો પર કરમાયેલું સ્મિત... દિવસ દરમિયાન એની રખાતી કેવી ખાસ કાળજી ! સમયસરનાં સૂપ-નાસ્તા-ફ્રૂટસ-દવાઓ-વિટામીન-ટેબલેટ્સ... મેડિકલ ચેકઅપ - લેડી ડોક્ટરનાં સૂચનો... અને એ પ્રમાણે જ બધું એકદમ કોઈપણની સરતચૂક વગર... 'મેડમ, વિલ યુ પ્લીઝ હેવ યોર સપર ! પ્લીઝ... કમ ઓન...' બાજુમાં ઊભેલી આયા એ સહેજ ઝૂકીને પોલિશ્ડ સ્મિત કર્યું. ને એણે જમવા અંગે અરુચિ પ્રગટ કરી.

'આઈ શેલ હેવ ઈટ આફટર અ વ્હાઈલ !' ને એ સાથે જ સહેજ પણ ખલેલ ન પડે તેની કાળજી રાખતી આયા તરત જ જાદુઈ મહેલના દરવાજામાં અલોપ !!

મીનાએ માત્ર ટામેટા સૂપ પીધો. એ ડાઈનીગ રૂમમાંથી બહાર આવી. બાલ્કનીમાં પહોંચી ગઈ. ખુરશી પર બેસીને આંખો મીંચી દીધી.

શહેરમાં બે દિવસમાં જ બળાત્કારનો આ બીજો કિસ્સો... ગયા મહિને વહેલી સવારે ટ્રેનમાંથી ઉતરેલી બાઈ એની બાળકીને લઈ રિક્ષામાં બેઠેલી... ને પછી ?? રિક્ષામાં બેઠેલા નરાધમે એને ચપ્પાની અણીએ... દૂર એકાન્ત જગાએ...

ઊફ ! ને ફરી પાછી ગઈકાલે ગોઝારી ઘટના... એ પણ વહેલી સવારના અંધારાની કાલિમા... ખુલ્લામાં શૌચક્રિયા માટે ગયેલી સાતેક વરસની બાળકી... ને એની સડી ગયેલી લાશ પોલીસને ત્રણ દિવસે અવાવરા કૂવામાંથી... ને પછી તો ભારે ઊહાપોગ, સરઘસો, ભાષણો, બૂમબરાડા, શહેરમાં એક દિવસના સજ્જડ બંધ... દોડતી થયેલી ગાડીઓ, જીપો, ઝૂંપડપટ્ટીમાં ચાલતી રોકકળને શાંત પાડવા થતી હિલચાલ, આર્થિક સહાય... કેટલો મોટો ખળભળાટ છાંપા... ટી.વી.માં !!

કોઈનો પગરવ !! મીનાએ આંખો ખોલી.

'બેનજી, અમાર ઈહા લખમીજી... પધારી.'

માળી બે હાથ જોડી ઊભો હતો.

'એમ કે ! લક્ષ્મીજી પધાર્યાં !! બધાઈ હો...' - કહેતી એ ઊભી થઈ. બાજુના ખંડમાં ગઈ. પાછી ફરી,

'મા... બેટી... ઠીક છે ને !!.'

'હા, બેનજી, આપકી કિરપાસે... ઠીક હૈ...'

'લ્યો, હમણાં થોડા પૈસા રાખો...' - કહી એણે હાથમાંની સો સોની નોટો માળીને આપી,

માળી ગળગળો થઈ ગયો. હાથમાંથી નોટો સામેથી નજર ખસેડી, ચુપચાપ ચાલ્યો ગયો.

એ બારણા સામે જોઈ રહી - ચુપચાપ.

બિચારી બા !... બબ્બે કસુવાવડો, ને એ પછીય ? ત્રણ ત્રણ છોકરીઓ !! બાપુજી તો ભાંગી પડયા હતા, પણ બા !!...

'તમે જોજોને ! એ... આ છોડીઓ જ છેવટે કામ લાગશે...' આજે બાનો ફોન હતો. 'દીકરી, તું કે'તી હોય તો... તારા છેલ્લા દા'ડામાં... તારી જોડે...' ને એ રડી પડેલી : 'શું કરું ? તારા બાપ હાવ પાંગળા... કોઈ પાણી પાનારુંય નથી ઘરમાં મારા વના !' પેલી બે તો મૂઈ ! મા-બાપને રેઢા મેલીને... લંડન... ન... અમ્બેરિકા... બુન, મું જોર્ણું છું કે મી એ તને અમારા સવારથમાં ખારાઉસ દરિયામાં ધક્કેલી, દીધી... મું તો રાત-દા'ડો ભગવાનને એક જ અરજી, કર તારું હૈયું ઠારે એવો એક... બાનું વાક્ય પૂરું થાય તે પહેલા એણે તરત મોબાઈલની સ્વીચ ઓફ કરી દીધીને મનોમનઃ 'ના, બા... મારે તો બસ, મારા જેવી... એક... હા, એક... માંડ થોડું ખાધુંને પછી મીના શયનખંડમાં પ્રવેશી. વિશાળ પલંગ, ડન્લોપની ગાદી ને ખંડના બારણામાંથી દેખાતું એકવેરિયમ જળમાં શેલાશ લેતી રંગબેરંગી માછલીઓ ! એ ઘણીવાર ક્યાંય સુધી એની સામે ખુરશી નાંખીને બેસી રહેતી, નજરથી માછલીઓની સાથે ગોષ્ઠિ માંડતી, અને... ક્યારેક તો એ આખેઆખી એકવેરિયમમય બની જતી... એ આડી પડી કે તરત ઝબકી ઊઠી !

અરે ! કોઈ એકવેરિયમ પાસે ઊભું છે કે શું ?

હા, બીજું કોણ હોય કે. કે કરોડપતિ ઉર્ફે હિઝ હાઈનેસ વગર ?... એમની પધરામણી થતાં જ પહેલું કામ એમની વ્હાલી સોનેરી માછલી ! બસ, ક્યાંય સુધી એને નિહાળ્યા કરવાની ! પછી ? રજવાડી ખાણી-પીણી ને ઠાઠમાઠ સભર રાત્રિ રોકાણ ! હા, માત્ર રાત્રિ રોકાણ... વહેલી સવારે તો ફલાઇટ... ને પછી...

મીનાએ ફરી શ્રમિત આંખોની પાંપણો ઢાળી દીધી. એને થયું કે કાનમાં વ્હીસપરિન્ગ !? ડીયર, ડાર્લિંગ ! યુરોપ કે અમેરિકા ગમે ત્યાં હોઉં બાકી મારું હાર્ટ... એના ધબકારા... ડીયર, તારી કાળજી તો... રોજેરોજની ડોક્ટર-નર્સ સાથેનો ફોન પર કોન્ટેકટ... તારા બી.પી., સુગર, બ્લડ ટેસ્ટનો રિર્પોટ... તો અચૂક ડેલિ... તારી આ ફસ્ટ ડિલેવરી... ને મારી પ્રેઝન્સ ન હોય એ થોડું વિચિત્ર તો... પણ શું કરું ? આઇ હેટ માય બિઝનેસ... બટ... મીનુ ડાર્લિંગ, ડોક્ટરે ડેઈટ આપી છે... ત્યારે જ ન્યૂયોર્કમાં મિટિંગ ! ઊફ ! બિઝનેસ... આઇ હેટ. લ્યો, સપનું આવ્યું ખરું ! ને ?...

મીના ચત્તીપાટ શબવત્ પડી રહી હતી, આંખો મીંચીને. અને ધીમું કમ્પતો હાથ પેટ પર ફરી રહ્યો હતો.

એ અચાનક ચમકી ઊઠી. એને થયું કે મોં એ પટ્ટી બાંધેલી સ્ત્રીઓનું સરઘસ ફરી એકવાર... સૂત્રો લખાયેલાં બેનરો સાથે ભારેલા અગન જેવી આંખોથી જાણે દઝાડતું હોય તેમ આગળને આગળ વધતું હતું. ને એમાં સૌથી આગલી હરોળમાં આ કોણ ? અરે !?... આ તો !?... આંખો ખૂલી ગઈ.

બાજુના ખંડમાં ઝુમ્મરનો ઝળહળાટ, ને એકવેરિયમ... સોનેરી... મીના એકિટસે જોતી પડી રહી, ને ઓશિકા પાસે મૂકેલો... મોબાઈલ ફોન ક્યાંય સુધી બજતો જ રહ્યો...

*૩૩, રોયલ વ્યુ સોસાયટી,*
*કડી-કરણનગર રોડ, કડી (ઉ.ગુ)૩૮૨૭૧૫*
*મો. ૯૪૨૭૯૦૯૯૦૨*



# વિટમણા...

*- ભી. ન. વણકર*

"**શં**કર... હવે, ક્યાં સુધી ઊંઘીશ ?"

"થોડુંક, ઊંઘવા દેને મા." કહેતાં શંકરે પડખું ફેરવ્યું.

"વલોણાનું ય મોડું થાય છે, બેટા ! પછી આંબાવાડિયે ક્યારે જઈશ ?"

શંકર ઊઠીને બારણું ખોલી બહાર ગયો. બગાસું ખાઈ, ખુલ્લા આકાશ તરફ જોયું. તારાઓ ય ઝાંખા પડી રહ્યા છે, પાડોશીની ઓસરીમાં ઉગરી મા પ્રભાતિયું ગાઈ રહ્યાં છે. "જાગ ને જાદવા, કૃષ્ણ ગોવાળિયા, તુજ વિના ધેનમાં કોણ જાશે ?"

મા એ ફરી બૂમ પાડી, "શંકર..."

મા નો અવાજ સાંભળી આંગણામાં બાંધેલી "ધામણી" ઊભી થઈ, રેંકવા લાગી.

શંકર ઝટપટ તૈયાર થઈ, મા સાથે વલોણું વલોવવા લાગ્યો. ઘડીકમાં તો પરસેવે રેબઝેબ થઈ ગયો. વલોણું પૂરું થતાં જ, પરસેવો લૂછ્યો. રવૈયે ચોંટેલું માખણ શંકરે આંગળી વડે લઈ ચાખ્યું, તેને થયું, "કનૈયો અમથો માખણ ચોર કહેવાયો હશે ?" શંકર મનોમન હરખાયો.

"મા, હવે હું જાઉં ?"

"બેટા ઊભો રહે, થોડીક છાસ તો પીતો જા !"

"...અને, શંકરે ઊભા ઊભા જ તાંસણું ભરી છાસ પી લીધી. તાંસણું મૂકતાં તેની નજર ગોરસી પાસે પડેલા ખાલી વાસણો ઉપર પડી. વાસ આખાના ખાલી તપેલા, ડોલચાં છાસની પ્રતિક્ષામાં પડી રહ્યાં હતાં."

શંકરે ઊંડી આહ લીધી.

ખભે રૂમાલ અને હાથમાં લાકડી પકડી શંકર આંબાવાડિયે ઉપડ્યો. ઓટલા ઉપર બેઠેલી 'બંસરી' ઊભી થઈ પૂંછડી હલાવતી વાસના ઢાળ સુધી પૂંઠે પૂંઠે ગઈ. શંકરે બંસરીના માથે વ્હાલથી હાથ મૂક્યો. આજુબાજુ જોઈ, ટેવ મુજબ ઢાળ ઉતરતાં હડી કાઢી, માઢના ફળિયા તરફ શંકરે જોયું ના જોયું કર્યું, પણ... ફળિયાનાં કૂતરાં ભસી રહ્યાં હતાં. "શંકર..." ફળિયા તરફની બૂમ સાંભળતાં જ શંકરના પગ થંભી ગયા. તેણે પૂંઠ વાળી જોયું...

"લે, શકરી... ! અટાણે તારે વળી શું કામ પડ્યું ?"

"તને જોયો, એટલે... કેરીઓ ક્યારે ખવડાવીશ ?"

"કેરીઓ ખાવા તો... આંબાવાડિયે આવવું પડે."

"ઠીક, આંબાવાડિયે આવીશ, બસ ! પણ..."

"પણ શું ?"

"પછી કહીશ," કહેતાં શકરી હસી પડી.

"મોડું થઈ ગયું છે..." કહેતાં શંકર ચાલવા માંડ્યો. તળાવના ઢાળ ઉપરથી નેળિયામાં પ્રવેશતાં જ નોળિયો આડો ઊતર્યો. શંકરને સાપની સ્મૃતિ થઈ. દૂર ખેતરમાંથી મહુડાની માદક મહેંક આવી રહી હતી. રેતીના દળમાં આંધળી ચાકરણ વાંકી ચૂંકી વળાંક લેતી જઈ રહી હતી. શંકરને થયું. "આજે દિવસ જ ખરાબ ઊગ્યો લાગે છે."

ગધેડાનો ભોંકાટ સાંભળી, શંકરે દૂર... ડેરા તરફ જોયું. "મૂઆ, આ લોકો.. હવે જાય તો સારું... જાણે બાપની જાગીર ન હોય તેમ પડાવ નાખીને પડ્યા છે. એક જાય ને બીજો ડેરો આવે. વગડાને ય બગાડી નાખે છે." વાડ ઓળંગી નજીક જતાં જ શંકરને આશ્ચર્ય થયું. "અરે ! આ લોકો તો ડેરા તંબુ સંકેલી જઈ રહ્યા છે... હાશ ! શંકરથી મનોમન બોલાઈ ગયું. ડેરાનો પડાવ હતો તે તરફ શંકરના પગ ઉપડ્યા. શંકર દૂરથી જોઈ રહ્યો હતો. ખાટલો, માટલું, પોટલું, છોકરું... સઘળો અસબાબ ગધેડા ઉપર હતો. સ્ત્રીઓ નાનાં છોકરાંને લૂગડાંનાં ખોયાંમાં સૂવાડી, ખોયાં ખભે ભરાવી ચાલતી હતી. પુરુષો ખભે લાકડી રાખી, લાકડીના છેડે લૂગડાનો ખડિયો અને ખડિયામાં કરંડિયો રાખી... સૌની મોખરે વાતો કરતાં કરતાં ઉઘાડા પગે નિરાંતે ચાલી રહ્યા હતા. ઉભડક , ખેતરો વચાળે. શંકરને થયું. "બિચારાઓની અવદશા તો જૂઓ ! ભંઠ અને ગોખરુંય પગ તળે ચગદાઈ જતા હશે ને !" કૂતરાં જીભ લબલબાવતાં આગળ-પાછળ ચાલતાં હતાં. "આ લોકોનું જીવન કેવું વહેતા વાયરા જેવું છે ! આજે અહીં, કાલે બીજે, ના કોઈ ઠામ-ઠેકાણું, મૂંગા જીવતરની વેદનાઓ વેંઢારીને

જીવે છે. ઝાડ, ઝાંખરાં, વાડ, કાંટા, ખુલ્લા આકાશનો તડકો અને બળબળતી ધરતી... આપદાઓ ભરેલાં આયખાં...'' શંકર મનોમન વિચારતો ડેરાના પડાવવાળા ખેતર વચાળે જઈ ઊભો. કાગડાઓ ગદા ગાભાઓ ફંફોળી રહ્યા હતા. સંગથરા બાવળનાં ઝૈડાં, અર્ધ બળેલા લાકડાના ટૂકડા, ફૂટેલાં માટલાંનાં ઠીકરાં, ગધેડાનાં મળ-મૂતરની બદબૂ... શંકરથી સહેવાયું નહીં, ખીજડા નીચે જઈ ઊભો.

શંકર ઘડીભર બેચેની અનુભવી રહ્યો હતો. ''બિચારા અભાવની આગમાં શેકાઈને, કાળાં પડી ગયેલાં અડધાં ઉઘાડાં શરીર, દૂબળાં-ભૂખ્યાં, નાગાં પૂંગા બાળકો, જથર-વઘર ઝટિયાં ને ફાટેલાં વસ્ત્રો પહેરેલ સ્ત્રીઓ, કૂતરાં-ગધેડાં જેવાં પાલતું પ્રાણીઓ સાથે વગડામાં જીવન વિતાવતાં માનવો શું રાંધતાં હશે ને શું ખાતાં હશે ?''.. શંકર મનોમન વિચારી રહ્યો હતો.

ખીજડા ઉપરથી માળામાં બેઠેલી સમડીનું ખરેલું પીછું પડતું જોઈ શંકર સભાન થયો.

વાંદરાઓનું ટોળું હૂકાહૂક કરતાં સાંભળી શંકરને થયું. ''રખે વાંદરાં...'' શંકર ઉતાવળે આંબાવાડિયે જઈ ચડ્યો. વાયરે પડેલી કેરીઓ વીણી માળામાં મૂકી. હુડાઓ ઉડાઉડ કરતા હતા. કોયલ મધુર ટહૂકી રહી હતી. સવારનો તડકો દેહ દઝાડતો હતો.

શંકરે માળા ઉપર ચઢી જોયું, ખેડૂતો ખેતરોમાં એરંડા



ગોદવા જઈ રહ્યા હતા. દૂર નેળિયામાં હળાયું ઊંટ ખોડંગાતું જઈ રહ્યું હતું. શંકરને એકાએક માટલી ખાલી હોવાનું યાદ આવ્યું. માળા ઉપરથી ઉતરી, ખાલી માટલી લઈ, દૂર લીંબુડીઓની વાડીએ ઉપડ્યો. બોર ચાલુ હતો. કૂંડીમાંથી પાણી લેવા જતાં જ બોરવાળાએ કહ્યું, ''અલ્યા, કૂંડીમાંથી પાણી ભરીશ નહીં, નીંકમાંથી લે.'' શંકરને ગુસ્સો ચઢ્યો. પણ લાચાર હતો. નીંકમાંથી પાણી ભરી ચૂપચાપ ચાલતો થયો. માટલી માળામાં મૂકી, શંકર ફરી માળા ઉપર ચઢ્યો. થોરની વાડ ઓથે, આંબાના છાંયડે, ખેતરમાં રોઝડાઓનું ટોળું પૂંછડીઓ હલાવતું ઊભું હતું. શંકરને થયું, ''કુદરતે કેવાં સુંદર શરીર આપ્યાં છે ! પણ... નિર્દોષ જીવોની પૂંઠેય શિકારીઓની આફત હોય છે. સિંહોનાય શિકાર તો થાય છે.''

માળા ઉપર મૂકી રાખેલું જૂનું મેગેઝીન શંકર ઉથલાવવા લાગ્યો, ઘડીકમાં એણે પાછું મૂકી દીધું.

''શં...ક...ર...'' વાડના છીંડા તરફથી ઓચિંતો પરિચિત અવાજ સાંભળતાં જ શંકરે છીંડા તરફ જોયું.

''શકરી ! આવી ગઈ તું !'' કહેતાં શંકર માળા ઉપરથી નીચે ઉતરી, ઉતાવળે સામે ગયો. શકરીનો ચહેરો બપોરના તડકે પરસેવે રેબઝેબ હતો. શકરી ઘડીભર આંબાના છાંયડે ઊભી રહી. ચારે તરફ જોયું. ''પોપટ, કોયલ, કબૂતર, કાબર, કાગડા.. કેવાં કલરવ કરી રહ્યા છે ?'' શકરી આનંદ વિભોર બની, લળીને હસી પડી.

''પણ, તું ઓચિંતી અહીં...?''

''બાપુજી સાથે ખેતરમાં આવી હતી. તડકો થયો એટલે બાપુજીએ જ કહ્યું,'' ''જા બેટા, પેલ્લું આંબાવાડિયું છે ને.. શંકર હશે, છાંયડે બેસજે. પછી હું આવું છું.''

બંને વાતો કરતાં કરતાં માળા પાસે આવ્યાં. શકરીની નજર માટલી ઉપર પડી. શકરીએ માટલી ઊંચકી, પાણી સીધું જ ઘટઘટાવ્યું. ''હાશ ! પાણી તો બહુ જ મીઠું છે, હાં કે ભૈયા !''

શંકરે આજુબાજુ જોયું, શંકરની વિહવળતા શકરી સમજી ગઈ હોય તેમ, ''કોઈનો તને ડર લાગે છે ?'' શકરીએ કહ્યું.

''રખે કોઈ વાતનું વતેસર કરે, એટલે...?''

''તરસી હતી ને પાણી પીધું, એમાં કઈ મોટી વાત ?''

શંકર મૌન રહી, દયાર્દ્ર નેત્રે જોઈ રહ્યો.

"નિશાળમાં તો દર વરસે તને રાખડી બાંધું છું. બા-બાપુજીને ય વાતની ખબર છે, પછી ?"

વગડાઉ વૈશાખી લૂની ડમરીઓ વહી રહી હતી.

"કેરીઓ ખાવા આવી છું, આંબાવાડિયે, ખબર છે ને ?"

"લ્યો ને મારી બૂન... આ કેરીઓ અને ચપ્પુ, પછી કહેતાં નહીં કે શંકરે કેરીઓ ખવડાવી નહોતી."

શકરીએ કેરી છોલી. કેરીની ચીરી ખાતાં, ખાતાં તેની નજર છીંડા તરફ ગઈ... "કોઈ...?"

"લે, મા આવી ગઈ, મારું ભાત લઈને." શંકર હરખાઈને બોલ્યો માથેથી ભાતનો ટોપલો ઉતારતાં જ મા એ કહ્યું, "તું વળી ક્યાંથી આવી શકરી ?"

"મા ના હાથના રોટલા ખાવા" કહેતાં શકરીએ ટોપલામાં જોયું. છાસનું ઢોલચું લઈ શકરી બોલી, "શંકર, હવે તું ખાઈ લે."

"તારે પણ ખાવું હોય તો બેસી જા."

"હું ખાઈશ તો, આપણે બેઉ ભૂખ્યા રહીશું, કહેતો હોય તો..."

ઢોલચી હલાવી, છાલિયામાં છાસ કાઢી, શકરી ઘટઘટાવી ગઈ. માથી સહેવાયું નહીં. "શકરી હવે તારા ચાળા બસ કર" આગ ઝરતા તડકે આવેલી માનો ચહેરો ખેંચાયેલો હતો. "પછી... સૌની નજરે મારો શંકર... નાત-જાતની મોકાણમાં. તને ક્યાં ખબર છે, અમારી આપદા શી છે ?"

શકરીને ચીડ ચઢી. "નાત-જાત ગઈ ભાડમાં. શંકરને બહેન મળી અને મને ભાઈ મળ્યો, એમાં કોઈને ય શું ?"

વેદનાસભર નેત્રે શકરી તરફ ડગર ડગર જોઈ મા મનોમન વિચારે ચઢી, "મૂઈ, આ વિટમણા ક્યારે મટશે?"

ઘૂઘવાટા મારતી ધૂળની ડમરીઓ ઘડીભર આંબાવાડિયાને ધમરોળી રહી હતી.

શંકરે જમી લીધું એટલે માએ ભાતનું ડોલચું અને છાસની ઢોલચી ટોપલામાં મૂકી દીધી.

કેરી ખાતાં ખાતાં શકરીએ વાડના રસ્તે નજર નાખી.

"લે, બાપુજી પણ આવી ગયા." કહેતાં શકરી ઊભી થઈ.

"શંકર ! હું પણ જાઉં. ભેંસને મંદિરના વડલા નીચે છાંયડે બાંધી આવી છું. પણ હવે તડકે... તરસ્યે તોબાહ કરતી હશે." કહેતાં મા એ પણ ટોપલો માથે મૂકયો. બાપુજીની પૂંઠે શકરી અને મા ગામના રસ્તે જઈ રહ્યાં હતાં. ધૂળની ડમરીઓ વચ્ચે અટવાતાં ત્રણેય ને શંકર છીંડે ઊભો, ઊભો... ક્યાંય સુધી જોતો રહ્યો. વગડો સાવ વેરાન બની ગયો હતો.

આંબાના છાંયડે નિરાંતે ઊભેલું રોઝડાનું ટોળું, ઓચિંતુ ધડબડાટી કરતું ભાગતું જોઈ, શંકરે માળા ઉપર ચઢી જોયું. વગડાના ટીંબેથી પવન વેગે મૂંઝિયાના ઊંટ, ટોળા પૂઠે, દોડી રહ્યા હતા. "બિચ્ચારાં !" શંકર મનોમન બોલ્યો. કોણ જાણે કેમ, શંકર અસલામતી અનુભવી રહ્યો હતો. રસ્તા તરફની વાડ ઓથેથી કોઈની બૂમ સંભળાઈ.

"અલ્યા, શંકરિયા શું કરે છે ?"

"કોણ ?... ખોડાકાકા ! બોલો શું કામ છે ?"

"મારે વળી તારું શું કામ હોય, ફાડ્યા ? પેલા અમથાની છોરી કેમ આવી હતી, તારી પાસે ?"

"એમાં પૂછવાનું હોય કાકા ?"

"અલ્યા, દિવાળી ટાણે, મગફળીના ખેતરમાં તમને જોયાં હતાં, આજે અહીં જોયાં એટલે પૂછ્યું. ભણે છે એટલે નાત-જાત ભૂલી ગયો લાગે છે, પણ..." કહેતાં ખોડાકાકા



રસ્તે, રસ્તે ચાલતા થયા. ત્રાંસી નજરે જોતાં.

શંકરને થયું, "આ સમયે, આ અહીં કેમ હશે ? કોણ જાણે ? કેરીઓ ચોરવા કે પછી...? કામધંધા વિનાનો નવરો. રેવલી એની જ દીકરીને ? બિચારીને ભણવાય ના દીધી. નિશાળમાં એક વરસ તે મારી સાથે જ હતી ને ? પુસ્તકો વિના રડતી. આખુંય વરસ મારી ચોપડીઓ વડે ભણી. વાસમાં, મારે ઘેર આવીને મારી નોટો પણ લઈ જતી. અને આપી જતી. ત્યારે એને નાત-જાત નહોતી દેખાઈ ? અને આજે...?"

સમડીઓ આકાશમાં વંટોળ સાથે ચકરાવે ચઢી હતી. સૂરજ ધીમે ધીમે ઢળી રહ્યો હતો. શંકર વાડ તરફ ગયો. "રખે, કોઈ...?" કહેતાં વાડ ઉપરનો ડોડીનો વેલો ખેંચ્યો. વાડમાંથી તેતર નીકળીને દોડ્યું. "બિચારું ગભરાઈને !" શંકર વાડથી દૂર હઠ્યો. કબૂતરી થોર વચાળે માળામાં ઝંપી રહી હતી.

સંધ્યાના રંગો ઝાંખા પડી રહ્યા હતા, ભેળસેળ થૈ. શંકરે ચારે તરફ નજર કરતાં, છીંડું બંધ કર્યું. અંધકારના ઓળા ઘેરાઈ રહ્યા હતા... ધીરે, ધીરે. દૂર વગડાઉ ટીંબે ગાંડા બાવળના ઝૂંડમાં શિયાળવા હુકી હુકી કરી રહ્યાં હતાં.

શંકરને વાતાવરણ બિહામણું લાગી રહ્યું હતું. મકરોડના ઝાડ ઉપર ફરકતી ધજા તેને ડરાવી રહી હતી. શંકરને થયું, "રખે પેલો ખોડિયો..." મનોમન ઉતાવળે ચાલવા લાગ્યો. નેળિયામાંથી તળાવના ઢાળે ચઢ્યો. તળાવની પાળેથી કાચબો કૂદીને ડબાક કરતો પાણીમાં પડ્યો. શંકર ફફડી ગયો. આડુંઅવળું જોયું. આછા અંધારામાં સામેથી કોઈ આવી રહ્યાનો અણસાર વરતાયો. ગામમાં મંદિરનો ઘંટાવર સંભળાતો બંધ થયો હતો. અને હોબાળો સંભળાઈ રહ્યો હતો. શંકરે વાસ તરફ નજર કરી. "કશુંક બન્યું તો નહીં હોય ? ખોડિયો પલિતો ચાંપવામાં માહેર છે. ફળિયું રસ્તામાંજ આવે છે. શકરીને પૂછી લઉં, ખોડિયાએ વાતનું વતેસર તો નથી કર્યું ને ? પણ શકરીને ક્યાં ખબર છે કે ખોડિયો આંબાવાડિયે આવી પૂછપરછ કરતો હતો."

શંકરે રસ્તા સામે નજર કરી. "કોઈ આવી તો રહ્યું જ છે... ખોડિયો હોય તો... અંધારે લાકડી ઝીંકી દઉં." શંકરે મનોમન ગુસ્સો કર્યો. આંખ મસળીને ખોંખારો ખાધો.

શંકરે ફરી વાસ તરફ નજર કરી. "કશુંક અજુગતું તો નહીં બન્યુ હોય ?" હૃદયના ધબકારા વધતાં શંકર ઘડીભર તળાવની પાળે ઊભો રહ્યો.

"ઘેરાઈ રહેલા અંધકારમાં ય કોઈ આવી રહ્યું છે, આવવા દે, એની ય ખબર લઈ લઉં." કહેતાં શંકરે લાકડી જમીન પર ખખડાવતાં આગળ ડગ માંડ્યા.

"કોણ... કોણ છે ?" શંકરથી બોલાઈ ગયું.

"એ.તો... હું છું રમલો, કોણ શંકર ?"

"અલ્યા, આમ અંધારે તું એકલો...?"

"એટલે તો તને લેવા માટે આવ્યો છું ને ? મને થયું શંકરને આજે મોડું કેમ થયું છે ?"

"એટલે કાંઈ અજુગતું થયું છે ?"

"ના, રે ના... પણ..."

શંકરના હૈયે ફાળ પડી. "જે હોય તે, પણ કહી દેને રમલા." શંકર ગુસ્સા સાથે બોલ્યો.

"એ...તો..., મંદિરે... વડલાના છાંયડે, બાંધેલી આપણી ધામણીને કોઈ છોડી ગયું... બઉ શોધી, પણ હજુ એની કોઈ ભાળ મળી નથી." રમલા એ દુઃખી હૈયે કહ્યું.

"વાસ આખામાં એક ભેંસ હતી, તે ય... ચોરાઈ ગઈ..." મનોમન બોલતાં, શંકરથી ઓચિંતુ ડૂસકું લેવાઈ ગયું.

*૫૧૬, ગાયત્રીનગર સોસાયટી,*
*સેક્ટર-૨૭, ગાંધીનગર-૩૮૨૦૨૮.*
*મો. ૯૪૦૮૨૮૮૦૩૫*



# ભ્રમસુખ

*- નીતિન ત્રિવેદી*

**મ**ને આંચકો લાગ્યો. પહેલાં તો વિશ્વાસ બેઠો નહીં : મારી આંખો મારી સગી હતી. એટલે ખાતરી થઈ ગઈ. બીજા તમામ વિચારો થંભી ગયા. ફક્ત આ જ વાત મગજમાં ચક્રવાત થઈને ઘૂમરી લેતી રહી.

હું તો ત્રણ દિવસની રજાઓમાં એકલો પડયો હતો એટલે વળી, આ દૂરના અંતરિયાળ અને ઓછાં જાણીતા, પણ મજાના નાનકડાં હિલસ્ટેશન જેવા લાગતા આ સ્થળે આવી ચડ્યો હતો. સ્થળ સુંદર હતું, પણ ઓછું જાણીતું એટલે રજાઓમાં પણ લોકો તો ઓછાં જ હતાં.

આ હોટલની રૂમમાં મારે રોકાવાનું ઓછું હતું ને બહાર રખડવાનું ઝાઝું હતું, છતાં રૂમ ભાડે રાખવી જરૂરી હતી.

...અને આ હોટલની લોન્જમાં જ મારી નજર એમના પર પડી. મારાથી એમને સાદ દેવાઈ જાત - 'ઓ શિલ્પાભાભી...' પણ એ પહેલાંની પળે કોઈ પુરુષે શિલ્પાભાભીનો હાથ પોતાનો હાથમાં લીધો. અને સાદના બીજા અક્ષરે જોરદાર બ્રેક મારી. સાદનો પહેલો અક્ષર ધીમો હોય એટલે એમના સુધી ન પહોંચ્યો. એમની નજર હજુ મારા પર પડી નહોતી, પણ હવે તો ન જ પડે એ રીતે હું મારી જાતને આઘીપાછી કરવા લાગ્યો.

એ શિલ્પાભાભી હતાં એ તો પૂરી ખાતરી થઈ ગઈ પણ પેલો પુરુષ કોણ ? એ મારા માટે સાવ અજાણ્યો હતો. કદાચ એ એમના પિયર તરફનો હોય પણ એમની ચેષ્ટા કોઈ રીતે સુસંગત લાગતી નહોતી એટલે એવું પણ નહીં હોય.

એમની નજરે નહીં ચડવાની મારી મથામણમાં આંચકો, આઘાત અને આશ્ચર્ય ભળી ગયાં હતાં, એટલે મથામણ લાંબી ચાલી. આ બધું પચાવવા હું એક પિલર પાસેની ખુરશી પર બેસી ગયો. રિસેપ્શન કાઉન્ટર પરથી વિધિઓ પતાવી શિલ્પાભાભી અને પેલો પુરુષ ચાવી લઈ એમની રૂમ તરફ ગયાં. રૂમ અંદરથી બંધ થઈ ગયો.

હું સુન્ન થઈ આ સઘળું જોતો ક્યાંય સુધી બેસી રહ્યો. મારા આખા શરીરમાં ઝડપથી લોહી ફરવા લાગ્યું હતું. નજીકના વર્તુળનો તપન મારો મિત્ર ન હોત તો મેં જે કંઈ અત્યારે જોયું એ સાથે મારે લેશમાત્ર નિસબત ન હોત. એ રીતે આ સ્ત્રી મારી ભાભી પણ ન હોત. અને આટલી મિનિટોની છેલ્લી આ ઘટના એક સ્વાભાવિક ક્રમ હોત.

મને તો અત્યારે અકસ્માતે આ જાણ થઈ ગઈ, પણ તપન ચોક્કસપણે અણજાણ જ હોવો જોઈએ. આ પ્રકરણ તો કોણ જાણે કેટલા સમયથી ચાલતું હશે...!

આંચકો પચાવતાં પચાવતાં મને કેટકેટલાય વિચારો આવી ગયા. મારે શા માટે આટલું ડિસ્ટર્બ્ડ થવું જોઈએ ? પછી થતું કે ના, મારે નિસબત છે. તપન સાથે નિસબત છે. સીધી નિસબત છે. વળી પાછું થતું કે એથી શું ? પછી શું ? અહીં મારી જવાબદારી શી ? તપનને જાણ કરી દેવાની ? એમના પર મારે વીજળી નાંખવાની ? થનારાં વિસ્ફોટ માટે મારે નિમિત્ત બનવાનું ?

મારું મગજ બહેર મારી ગયું. ક્યાંય સુધી મારી આ મનોદશા રહી. પછી તમામ મૂંઝવણોને એકબાજુ હડસેલતો હોઉં એમ મારાથી હાથ વિંઝાઈ ગયો. હું ઊભો થઈ ગયો. ઊંડા શ્વાસ લીધા. શિલ્પાભાભીની નજરે નહીં ચડવા મારે સજાગતા પણ બતાવવાની હતી. એમનાથી રહી ગયેલી નાનકડી ચૂકને કારણે એક ક્ષણમાં મોટી વાત બની ગઈ હતી. સાડી ન પહરી હોત તો એમણે ચોક્કસપણે દુપટ્ટાથી એમનું મોં ઢાક્યું હોત. જો કે એવુંય હોય કે આ દૂરના અંતરિયાળ સ્થળમાં એમને એવું ખાસ જોખમ ન પણ લાગ્યું હોય.

હળવા ટ્રેકિંગ માટે બહાર નીકળવાની તૈયારીમાં હું હતો, એ જ સમયે આ બની ગયું હતું, પણ હવે તો અહીં આવવાનો મારો હેતુ એકાએક બદલાઈ ગયો હતો.મારું સમગ્ર લક્ષ્ય આ શિલ્પાભાભી અને પેલા પુરુષ પાછળ પરોવાઈ ગયું હતું. ચિત્ત



ખળભળી રહ્યું હતું, એ લોકો તરફ મારી નજર પડી એ ક્ષણો ચૂકાઈ ગઈ હોત તો સઘળું સામાન્ય હતું, પણ એ જ ક્ષણોએ સઘળું અસામાન્ય કરી નાંખ્યું હતું.

અવશપણે મારી નજર એ લોકોની ખણખોદ કરતી ફરતી રહેતી હતી અને પેલી રૂમના બારણે જઈ અથડાતી રહેતી હતી. ત્રણ દિવસ બે રાત દરમિયાન એ બંને લંચ-ડિનર કે ક્યારેક લટાર મારવા જ બહાર નીકળેલા. પૂરો સમય રૂમમાં જ ભરાઈ રહ્યાં હતાં. ત્રીજા દિવસે એ બંને ક્યારે હોટેલ ચેક-આઉટ કરી ગયા એ પણ ખબર ન પડી.

હું ઘરે પાછો ફર્યો હતો પણ ચેન નહોતું. મારી પાસે જે કંઈ નક્કર હકીકત હતી એનાથી તપનને વાકેફ કરવો કે કેમ એ દ્વિધા હતી. હું પહેલી જ વખતે આટલી હદે ફંટાઈ ગયો હતો. જો પેલી નિસબતનો તંતુ કપાઈ જાય તો સઘળું પૂર્વવત્ થઈ જાય, યથાવત થઈ જાય. પણ એ તો...

હા, એક વખત તો તપનને ખાસ મળવું જોઈએ એમ લાગતું હતું પણ એને આ મળવું ખાસ લાગવું ન જોઈએ.

મારાથી તપનને શું કહી શકાશે, કઈ રીતે કહી શકાશે - એ પણ અવઢવ હતી. સ્પષ્ટ કહેવું ? ગોળગોળ કહેવું ? સીધો ધડાકો કરવો ? કે પછી એવું કશુંક કરવું કે એ આ દિશામાં ગંભીરતાપૂર્વક વિચારતો થઈ જાય !

મેં મનોમન તપન સાથે અલગ અલગ વાર્તાલાપો કલ્પી જોયા. એના પ્રત્યાઘાતો પણ કલ્પી જોયા. એક નાનકડો ઘટસ્ફોટ એના માટે મોટો વિસ્ફોટ પણ બની શકે.

... પણ હાલ તુરત તપનને કશું ન કહેવું, માત્ર મળવું જ એવું નક્કી કર્યા પછી મનમાં એક વિચિત્ર હળવાશ અનુભવાઈ.

ફોન કરીને હું તપનને ઘરે મળવા ગયો ત્યારે મને એ જ ઉમળકાથી આવકાર્યો. જે ઉમળકો હંમેશા રહેતો. 'અરે આવ આવ યાર ! ક્યાં ખોવાઈ જાય છે વારેવારે તું ?' કહીને એ મને ભેટ્યો.

'ખોવાઈ નથી જતો. તારી જેમ વ્યસ્ત હોઉં છું.' મેં હસીને કહ્યું. વાતચીત કરતાં હું ઘરમાં બધે નજર દોડાવતો સોફા પર બેઠો. 'કેમ ભાભીસાહેબા દેખાતાં નથી ?'

'એ હમણાં હમણાંથી બિઝી રહે છે.' તપન હસ્યો.

'કેમ બિઝી રહે છે ? કોઈ નવો બિઝનેસ શરૂ કર્યો છે ?'

'ના, બિઝનેસ તો નહીં. પણ કેટલાંક સમયથી એ સમાજસેવા પ્રવૃત્તિમાં જોડાઈ છે.'

'ઓહો, બહુ સરસ !' મેં તાજ્જુબીથી કહ્યું.

'હાસ્તો, એને આ એક સારી પ્રવૃત્તિ મળી ગઈ છે. તો ભલે કરે. એને અહીંથી ત્યાં ને ત્યાંથી અહીં દોડતાં પણ રહેવું પડે છે. ઘણી વખત દિવસ-રાતનાય ઠેકાણાં નથી રહેતાં. આમ છતાં એક વાત એ પણ છે કે, મને કશી તકલીફ પડવા દેતી નથી.'

'વાહ, આ તો બહુ સારું કહેવાય.'

'હા, આમાં પડ્યા પછી તો એ મારી બધી સગવડો વધુ સારી રીતે સાચવતી થઈ ગઈ છે. ખાવા-પીવાથી માંડીને એકેય વાતે ઓછું આવવા દેતી નથી. પછી બીજું શું જોઈએ ? તપને સ્મિત કર્યું.'

હું એને તાકી રહ્યો. મને સાચેજ એની દયા આવી ગઈ.

'અને યાર. બીજી ય એક વાત છે.' તપનના ચહેરા પર મદમસ્ત રંગીની ઉછળી. 'કેટલાંય વખતથી શિલ્પા બહુ રિસ્પોન્સ આપતી થઈ ગઈ છે. એ કહેતી હોય છે કે એને વારેવારે દૂરદૂર જવું પડતું હોય છે એ કારણે મને સહેજેય ઓછું ન આવવું જોઈએ. એટલે ઘરે હોઈએ ત્યારે વધુને વધુ નિકટ રહેવાનું. બોલ, યાર ! આથી વધારે જોઈએ શું ? જમાવટ છે જમાવટ.' આંખ મારતા એ બોલ્યો, 'મારે તો બસ હનીમૂન પર હનીમૂન ચાલી રહ્યાં છે.' કહીને મને તાળી દઈ ખડખડાટ હસી પડ્યો.

હું પણ હસ્યો. વિસ્ફોટનું પાપ કરવા કરતાં એમનું આ ભ્રમસુખ અકબંધ રાખવાનું પૂણ્ય કરવા મેં એમની સાથે મેળવ્યા. 'નસીબદાર છો તપન. બધાંના ભાગ્યમાં તારા જેવું સુખ નથી હોતું. અભિનંદન !'

*પ્લોટ નં. ૧૧-સી, કામિનિયાનગર,*
*સિદસર રોડ, જૂના તળાજા જકાતનાકા પાસે,*
*ભાવનગર-૩૬૪૦૦૨. મો. ૯૪૨૮૫૮૯૨૩*



# પોઝિટિવ... નેગેટિવ

*- નટવર પટેલ*

જયરામ ભગતને જ્યારે આ સમાચાર મળ્યા ત્યારે તેઓ ટીંબાવાલા ખેતરે હતા.

'અલ્યા ધનિયા, હાચી વાત સે.' ભગતને હજી વિશ્વાસ બેસતો ન હતો એટલે ફરીવાર પૂછ્યું.

'હા ભગત બાપા, હાવ હાચું કઉં સું. સરપંચ બાપાના સવજી ભૈને એક્સિડંટ થ્યો સે ને ઈમને શેરમાં દવાખાને લઈ જ્યા સે.' ભગતને થયું કે મારે ગામમાં જવું પડશે. ને જરૂર પડશે તો શે'રમાં ય જવાની તૈયારી રાખવી પડશે. સવજીનું બાઈક રસ્તે જતાં એક ઝાડ સાથે કેમ કરતાં અથડાયું ? અથડાયું તો ખરું પણ ઈને એમાં આટલું બધું કેમ કરતા વાગ્યું એ હજી ભગતને સમજાતું નહોતું. જોકે અકસ્માત થાય એટલે ક્યારે કેટલું વાગે એની કદી કોઈને ક્યાંથી ખબર પડે ? પ્રથમ તો ભગતને એમ જ લાગ્યું કે ક્યાંક માધા હારે ઝઘડો થયો હશે ને માધાએ માથામાં લાકડી... ને પછી અકસ્માતનું નામ પડાયું હશે. સરપંચના દીકરા પર કોઈ હાથ ઉપાડી જાય એમાં સરપંચની આબરૂનું શું ? આવું પણ હોય.. એ તો બધું ઘેર જ્યા પછી ખબર પડશે.

રસ્તામાં ભગતને માધા વિશે શંકા-કુશંકા થયા કરતી હતી. હા... માધો... ભૂદર નરશી પરમારનો દીકરો માધો. ભૂદર વરસોથી ભગતની જમીનનો સાથી હતો. ભૂદર ભગતની જમીન વરસોથી વાવતો હતો. ભગત પણ ભૂદરને દીકરા જેવું રાખતા હતા ને ભગતેય સાચા અર્થમાં નરસીં મહેતા જેવા ભગત હતા. સવાર-સાંજ મંદિરે જતા. આંખો દિ' મનમાં રામનામનો જાપ જપતા. એમને મન ઈશ્વરનાં ઘડેલા સૌ માનવીઓ એક સમાન હતા. ખેતરમાંય એ ભૂદરની જોડે કામ કરતા. સાથે બેસી ચા પણ પીતા. ભૂદર શરૂ શરૂમાં સંકોચ અનુભવતો, ત્યારે ભગત કહેતા, 'ભૂદર, મનમાં કોઈની બીક રાખ મા.'

'પણ ભગતબાપા, તમને આં ને ઉં આં ? ને ગોંમમાં સરપંચબાપાને ખબર પડહે તો મારી ધૂળ ખંખેરી કાઢહે !' ને ભૂદરની વાત સાચી હતી. સરપંચે એને ઘણીવાર ધમકાવ્યો હતો. 'અલ્યા ભૂદરિયા, તારી જાતના... જરા માપમાં રે'જે. આખા ગામને અભડાવા બેઠો સે તે.' 'સરપંચબાપા, એમાં મારો ઉં વાંક ? ઉં તો ભગતબાપાને ઘણું કઉં સુ પણ એ જ...' 'હા, એ ભગતડો જ એવો સે. હંધીય ખબર સે મને. ઈ જ ગામ વટલાવવા બેઠો સે.'

પણ સરપંચ ભગતને મોડે કશું કહી શકતા ન હતા. ભગતનું ગામમાં બહુ માન હતું. ભગત ભૂદરના વાસના લોકો હારે પણ સારાસારી રાખતા. એમના મહોલ્લામાં જાય, એમના ખાટલે બેસી ભક્તિની વાતો કરતા. ક્યારેક વરસે એકાદવાર હરિજનવાસમાં જઈ ભજનો પણ ગાતા. સરપંચને આ બધું જરાય પસંદ નહોતું. ગામમાં લોકોને ખોટેખોટું ભંભેરી ગામમાં ભગતને એકલા પાડી દીધેલા. પણ ભગતને તો 'ભલું થયું ભાંગી જંજાળ, સુખે ભજશું શ્રીગોપાળ' એમ માની પોતાની ધૂનમાં મસ્ત રહેતા.

સરપંચનો દીકરો સવજી તો ગુંડાગીરી અને છળકપટમાં બાપના માથે છાણાં થાપે એવો હતો. તે ગામમાં વાતવાતમાં લોકો હારે ઝઘડતો. દલિતોને તો ગાળો ય દેતો ને ધમકી પણ આપતો. એમાંય ભૂદરના માધા પર તો એ દાંત કચકચાવતો હતો. માધો પણ કંઈ ગાંજ્યો જાય એવો ન હતો. આખા વાસમાં એનું કોઈ નામ ન લે. એય સવજીને છઠ્ઠીનું ધાવણ યાદ કરાવી દે તેવો બળૂકો હતો પણ એના જ મહોલ્લાના લોકોનો એને સાથ મળતો ન હતો. એ લોકો માથાભારે સવજીથી ડરતા હતા. કારણ...? એમને એમના જ ખેતરોમાં મજૂરી કરી ખાવાની હતી ને !

વળી, બે મહિના પછી ગ્રામપંચાયતની ચૂંટણી આવી રહી હતી. આ વખતે સરપંચની બેઠક દલિતોને ફાળે આવતી હતી. માધો સરપંચ થવા તલપાપડ થઈ રહ્યો હતો. પણ સવજી એમ કંઈ એની મનમાની થવા દે ખરો ? સવજીએ માધાના મહોલ્લાના પસાને સરપંચ માટે તૈયાર કરવા માંડ્યો હતો. પસો સ્વભાવે ગરીબડો અને સવજી કે' એટલું જ પાણી પીએ તેવો હતો, સવજી તો આ ચૂંટણી ટાણે એક કાંકરે બે પંખી મારવા ઈચ્છતો હતો. પસાને આગળ કરી તે જ પંચાયતમાં સર્વેસર્વો રહેવાનો હતો ને માધાનું નાક ઘસીને કાપવા ઈચ્છતો હતો... ને ત્યાં સવજીને જીવલેણ અકસ્માત થયો એટલે...

ભગત આ બધું યાદ કરતાં કરતાં ગામના ચોરે આવ્યા. ત્યાં ઘણા લોકો એકઠા થયા હતા. એક જુવાનિયો મોબાઈલ પર વાત કરી રહ્યો હતો. સવજી સાથે ગયેલા કોઈ વડીલે ફોન કર્યો હતો. લોકોને જુવાનિયાના એકતરફી સંવાદો સંભળાતા હતા ને એ પરથી મનમાં વાતના તાર મેળવતા હતા. સૌ વાતચીતનો તાળો મેળવવા ઉપર-તળે થઈ રહ્યા હતા.

ફોન બંધ થયો કે એક જુવાનિયે પૂછ્યું, 'મનજી, શું કે'શે ?'

'કે'શે કે સવજીભૈને લોઈ બૌ વઈ ગયું સે એટલે ભાનમાં નથી. ઈમને તાત્કાલિક લોઈ ચડાવવું પડશે.'

સૌ જુવાનિયા બોલી ઊઠ્યા, 'એવું હોય તો હું જાઉં લોઈ આપવા.' 'લોઈ આપનારા તો દવાખાનેય ઘણા સે પણ ઈમાંથી કોઈનું લોઈ સવજીભૈને માફક આવે એવું નથી.' 'હેં ભૈ ? એટલે શું ? લોઈ એટલે લોઈ ? એમાં માફક કેવું ન નામાફક કેવું ?' એક વડીલ બોલ્યા. 'કાકા, સવજીભૈનું લોઈનું ગ્રુપ ઓ નેગેટિવ પ્રકારનું સે. હવ દાક્તર ઈમ કે'શે કે ઈમને આવું ઓ-નેગેટિવ પ્રકારનું જ લોઈ આપવું પડે. ને દવાખાનામાં આ પ્રકારનો બાટલો જ નથી.' 'અમે બધા જઈએ. કદાચ કોઈનું લોઈ આવું નીકળે તો...?'

'પણ હાંભળો તો ખરા ? દાગતર કે'શે કે આવું લોઈ માંડ લાખમાં એકાદ જણાને હોય છે. કોઈ એવી વ્યક્તિ મળે તો જ એનું લોઈ સવજીભૈને ચડાવાય...' 'તો પસી મોટા શેરમાં તપાસ કરાવોને ?' કોક બોલ્યું. 'એય દાગતરને પુછાવ્યું તો કે'કે આવું લોઈ અમે સંગ્રહ કરતા નથી. એ તો આવો કોક દરદી આવે તાણ

ફોન કરી બોલાવી લઈએ...!' ગામના પાદરે ચર્ચા થતી રહી. ભગત બધું સાંભળી રહ્યા. ઓ નેગેટિવ લોહી...! ભગતના મનમાં લાઈટ થઈ. આ તો કેડમાં છોરુંને ગામમાં ઢંઢેરો પીટવા જેવી વાત છે. એવું એક પણ જણ મારા ધ્યાનમાં સે પણ સરપંચ માનશે ખરા...?

ભગતના માનસપટ પર એ આખ્ખોય પ્રસંગ ચિત્રપટની જેમ ભજવાઈ ગયો. એકવાર ખેતરમાં કામ કરતાં કરતાં ભૂદરને કોદાળી વાગેલી. ઘા ઊંડો હતો. તત્કાળ તેને દવાખાને લઈ ગયેલા. માધો પણ બાપની હારે હતો. ભૂદરને લોહી આપવાની જરૂર પડેલી. માધો કે'કે સા'બ મારું લોઈ લઈ લો. સાહેબે માધાનું લોહી ચેક કરાવ્યું ને નવાઈ પામ્યા. તેમણે ભગતની હાજરીમાં કહ્યું, 'ભગત, આ ભાઈનું લોહી તો અમૂલ્ય છે. એને એમ વેડફી ના દેવાય.' ડોક્ટર શું કહેવા માગે છે. એ ભગતના ગામઠી ભેજામાં ન ઊતર્યું. તેઓ ડોક્ટરના મોઢા સામે જોઈ રહ્યા. માધોય અડબંગની જેમ ઊભો હતો. ડોક્ટરે ફરી સમજાવતાં કહ્યું. 'આ ભાઈનું રૂધિરજૂથ 'ઓ' નેગેટિવ છે, જે બહુ જૂજ વ્યક્તિનું હોય છે. આવા પ્રકારની કોઈ વ્યક્તિ આવે તો જ અમે આવું લોહી કાઢીએ ને આપીએ બાકી... આવા બ્લડગ્રુપ વાળાનું નામ-સરનામું લઈ લઈએ ને પછી તાત્કાલિક બોલાવી દર્દીને આપીએ.'

ભગતને આ વાત યાદ આવી ગઈ. તેમને મનમાં દ્વિધા થઈ પણ... માધો લોહી આપવા તૈયાર થશે ખરો ? કદાચ એને તૈયાર કરું પણ સામે વીંછીના ડંખ જેવા સરપંચ માનશે ખરા ?.. એ બધી વાત પછી... પે'લા માધાને બોલાવી તો લઉં ને વાત તો કરું... ભગત બોલ્યા, 'અલ્યા જવાનિયા, જટ સરપંચને ફોન જોડી મને આપ.' ને ફોન જોડાયો. ભગતે ફોન કાને માંડ્યો. 'નાનજીભૈ, ચંત્યા ના કરો. મારા ધાનમાં એવો એક માણહ સે... હા, હા એને લઈ ઝટ દવાખાને આવં સું.'

સરપંચે એનું નામ જાણવાની પણ તસ્દી ન લીધી... એમના મનમાં તો દીકરાની ચિંતા હતી ને! ને પછી ભગતે દૂર જઈ માધાને ફોન કર્યો. માધો ખેતરે હતો. 'માધા, બાઈક લઈ ઝટ આઈ જા. શેરમાં જવાનું સે... રસ્તામાં બધી વાત કરું સું.' માધો દોડતો આવ્યો ને કહે, 'ભગતબાપા, તમે તમારે મને હકમ કરો.. હું કરવાનું સે ઈ ના પૂછો. હેંડો બેહી જાવ...'

ભગત બાઈક પર માધાની પાછળ બેસી ગયા. દૂરથી ચોરે બેઠેલા લોકોએ આ જોયું. સૌના મનમાં તર્કવિતર્ક થવા માંડ્યા. માધો.. ભગત.. ક્યાં ઊપડ્યા ? રસ્તામાં ભગતે વાત ઉઘાડી. 'જો માધા, આજ તારા હાથે એક પુન્યનું કામ થવાનું સે. ના ન પાડતો હોં, ભૈ ?' 'બાપા, તમને તમારા માધા પર વસવાહ નથ બેહતો ?'

'ભૈ, તને હું નાનપણથી ઓળખું સું ને તું તો મારા દીકરા જેવો સે. પણ વાત એવી હોય એટલે તને બાંધવો તો પડે ને ક્યાંક તું મારું વેણ અંડોળે તો...'

'ભગતબાપા એ હું બોલ્યા ? તમે કાં'તો મારું મોંથું ઉતારી દઈ દઉં... કો', શી વાત સે... ?'

ને ભગતે ધીમે રહી સવજીને થયેલા અકસ્માતની વાત કરી. ને પછી કહ્યું, 'માધા, આજ સરપંચના દીકરાને તારા લોઈની જરૂર પડી સે. એને તારા સિવાય કોઈનું લોઈ માફક નહી આવે. દવાખાનેથી દાક્તરે કીધું સે.' વાત સાંભળી માધો વિચારમાં પડી ગયો. બાઈકની સ્પીડ પણ ઘટી ગઈ. 'માધા, શું થયું ?' 'બાપા, મને કાંય નથ થયું પણ વચારું હુ કે સરપંચબાપા માનશે ખરા ?'

'માધા, દીકરાના જીવન-મરણનો સવાલ હો ત્યાં પથ્થરદિલ માનવીય પીગળી જાય ભૈલા.' થોડીવારે દવાખાનું દૂરથી દેખાયું. 'માધા, ઈમ કર તું થોડે દૂર લીમડા નીચે બાઈક પાર્ક કરી ઊભો રે હું અંદર જઈ...'

'સમજી ગ્યો બાપા...' ને ભગત અંદર ગયા. સરપંચ તરત દોડતા આવ્યા. 'આવો ભગત, એ જવાનિયો મળ્યો ? ક્યાં સે...'

'નાનજી ભૈ, એક મિનિટ આ બાજુ આવો...' ભગત સરપંચને દૂર ખૂણામાં દોરી ગ્યા ને પછી ટૂંકમાં બધી વાત કરી. એ જવાનિયો માધો છે એ સાંભળતાં જ સરપંચ ભડક્યા. મન ખૂન્નસથી ભરાઈ ગયું. એટલામાં ત્યાંથી ડોક્ટર પસાર થયા. ભગતે એમનેય ઈશારો કરી બોલાવી વાત કરી. ડોક્ટર સરપંચને સમજાવતાં કહે 'જુઓ ઊંચ-નીચની વાત છોડો. હાલ તમારા દીકરાની જિંદગીનો સવાલ છે. થોડા જ સમયમાં જો લોહી નહીં મળે તો અમે ઓપરેશન પણ નહીં કરી શકીએ... ને પછી જે થાય એની જવાબદારી તમારી...'

સરપંચ નીચું જોઈ ગયા. કશું ન બોલી શક્યા. ભગતે એમના ભારેખમ મૌનને જ સંમતિ માની લીધી. હાક મારી ભગતે માધાને અંદર બોલાવી લીધો. માધો બેઉ હાથ જોડી બોલ્યો, 'સરપંચ બાપા, મારા મનમાં સવજી ભૈ માટે લગારેય ખાર નથી. ને હુંય લોઈ આપી કાંય ઉપકાર નથી કરતો બાપ... ને એનો ઢોલેય નંઈ પીટું. સમય આવે માનવી માનવીના કામમાં નો આવે ઈ અવતાર જ ખોટો...' ને સરપંચે ભગતને ઈશારો કર્યો. છૂટકો જ નહતો. અહીંથી મોટા શહેરમાંથી મંગાવેલ બ્લડના બાટલાને આવતાં હજી બે કલાક જાય એમ હતા. ને પછી તો દવાખાનાનું ભારેખમ વાતારવણ હળવું ફૂલ થઈ ગયું. સૌને હાશ થઈ.

સવજીને બે દા'ડા પછી ઠીક થયું ત્યાર પછી જ ભગતની અને એના અંગત મિત્રોની હાજરીમાં સરપંચે જ સાચી વાત દીકરાને કહી. 'જો બેટા, માધો ન માન્યો હોત તો આજ તું...' કહી સરપંચ આડું જોઈ ગયા.

પછી ભગતે હાક મારી 'માધા... અંદર આવ.' માધો આવ્યો ને સવજીથી દૂર હાથ જોડી ઊભો રહ્યો. સવજી ધીમેથી બોલ્યો, 'માધા, નજીક આવ ભૈ...!' ને માધો નજીક ગયો કે તરત સવજીએ એના બેઉ હાથ પકડી લીધા. સવજીની આંખોમાં પશ્ચાતાપનાં મોતી જેવડાં આંસુ દડદડી પડ્યાં. માધો પણ પછી તો રડી પડ્યો...! આવું વિરલ દશ્ય જોઈ ત્યાં હાજર સૌની આંખો ભીંજાઈ ગઈ. રૂમનું ભારેખમ વાતાવરણ પ્રેમના રસકટોરાથી છલોછલ થઈ ગયું.

નેગેટિવ બ્લડગ્રુપે આજ એક પોઝિટિવ કામ કરી દેખાડ્યું હતું !

---

*એચ-૫૦૩, નિશાન રેસિડેન્સી, આનંદ પાર્ટીપ્લોટ રોડ,*
*ન્યૂ રાણીપ, અમદાવાદ-૩૮૨૪૭૦.*
*મો. ૯૮૯૮૪૭૦૮૮૧*




# આ રીતે અવાતું હશે...?

*- દશરથ પરમાર*

**સા**મેના પાત્રની અનુકૂળતા કે પ્રતિકૂળતાને સહેજ પણ લક્ષ્યમાં લીધા વગર કુલ બે વાર એનું આગમન થયું. આગમનના બે બંને પ્રસંગોમાં આકસ્મિકતા એટલી ભરપૂર હતી કે, એને લગભગ અણઘડતામાં જ ખપાવવી પડે. જો કે એને આકસ્મિકતા કે અણઘડતા - જે ગણવી હોય તે પણ એ યજમાન પક્ષે જ ગણાવી જોઈએ. કેમ કે આગંતૂક માટે તો એ પૂર્વનિયોજિત હતું. વીસ વરસની કઠિન અને કઠોર પ્રતીક્ષાનું પરિણામ. ગઈકાલે રાતે શોભનાના એક દૂરના કાકા અચાનક ભેટી ગયા હતા. એમની પાસેથી પાકું સરનામું મળી ગયું હતું - નરોડા હાઈવે.. કૃષ્ણનગર સોસાયટી, બ્લોક નંબર ૩૫, નજીકમાં કોઈક આંતરરાષ્ટ્રીય વિશ્વ વિદ્યાલય હતું. એટલું જરા વધારે યાદ રાખવું પડતું હતું. વિસ્તાર એણે જોયેલો હતો, એટલે કોઈને પૂછવાનું તો હતું નહીં. બગલથેલો ખભે કરીને નીકળી જ પડવાનું હતું. કેટલાંય વર્ષોથી, ગામમાંથી જ સવારે પાંચ વાગ્યે ઉપડીને સીધી અહીં આવતી સરકારી બસ, ભવિષ્યમાં આ રીતે પોતાના પ્રિય પાત્ર સાથેના ઐતિહાસિક મિલનનું નિમિત્ત બનશે, એવું તો એણે સ્વપ્નેય વિચાર્યું નહોતું. એના જેવા ઊંઘણશી માટે એ બસ પકડવાનું ઘણું પડકારરૂપ હતું, પણ એ કામ એણે ખૂબીપૂર્વક પાર પાડ્યું હતું.

ચોમાસું તો ક્યારનુંય ડેરા-તંબૂ ઉપાડીને પાછું ચાલી ગયું હતું, પણ આગલા દિવસે ભારે સુસવાટા અને કડાકા-ભડાકા સાથે કમોસમી માવઠું થયેલું. કરા પડ્યા હતા. શિયાળો એકદમ બેસી ગયો હતો. રાતના અંધારામાં ઝબોળાઈને આવેલા સૂર્યનેય ટાઢ લાગતી હતી કે શું તે મોડે સુધી ઢગલો એક વાદળોમાં લપાઈને બેસી રહ્યો હતો. પરિણામે, વાતાવરણમાં પથરાઈને પડેલી ઠંડીને મોકળું મેદાન મળી ગયું હતું. અને ધુમ્મસની આડમાં એ પળે-પળે બળકટ બનતી જતી હતી. આવી સ્થિતિમાં એ સવારના સાત વાગ્યાથી રાહ જોઈને બેઠો હતો - સોસાયટીના મેઈન ગેટની સામેના પાનના ગલ્લે, ઠંડીમાં ઠૂંઠવાતો, ટૂંટિયું વાળીને, આંખો એકધારી આ તરફ માંડીને...! આમાં એનો કોઈ દોષ નથી. ઊંચાં-ઊંચાં બિલ્ડીંગોની આસપાસ સંતાઈ જવા કે જાસૂસી માટે આનાથી ઉત્તમ વ્યવસ્થા એ ગામઠી જીવને બીજે ક્યાયં દેખાઈ નહીં હોય, એટલે બીજું કરે શું ? ઉલટાનો, યોગ્ય મોકાની રાહ જોતાં-જોતાં ગલ્લાવાળાની 'ભૂ' જેવી ચાને પણ 'અફલાતૂન' કહીને ત્રણ વાર ઠઠાડી ગયો હતો, એ વધારામાં. નજરચૂક ન થાય તે રીતે દૂરથી જોતો રહ્યો હતો : ધૂંધળાશમાં લપેટાયેલો વરંડો.. પાળ પર કતારબંધ ગોઠવાયેલાં ફૂલ-છોડનાં કૂંડાં... અને બે કૂંડાં વચ્ચેની જગ્યામાં હરફરતા-હિલ્લોળાતા ઢગલો એક કાળાભમ્મર વાળ...

શોભના હમણાં જ નાહી હતી. ઢીલો અંબોડો બાંધ્યો હતો, એમાંથી કેટલાક વાળ ક્રાંતિ કરીને છટકી જવા મથતા હતા. વારેઘડીએ આગળ આવી જતા વાળના જથ્થાને એક હાથથી એ પાછા ખદેડી મૂકતી હતી. સાડીનો એક છેડો કમરે ખોસ્યો હતો. હાથમાં સાવરણી હતી. પાંચમા નોરતાનો ઉજાગરો ભીતર ખૂબ ઊંડે ધરબાઈને કદાચ પડ્યો હોય તો પડ્યો હોય બાકી શરીરના કોઈ ખૂણા પર એની અસર ક્યાંય વર્તાતી નહોતી. થોડીવાર પહેલાં જ દીકરાને નાસ્તો-દફતર-પાણીની બોટલ વગેરે પકડાવી ટાટા-બાય-બાય કરી, સ્કૂલમાં ધકેલીને ઘરમાં આવી હતી, ત્યાં વળી ડોક્ટર સાહેબ એમની બેગ ઝૂલાવતા સોસાયટીથી દસ-બાર કિલોમીટર દૂરની, એમની દસ બાય બારની ઓરડી - જ્યાં તાવ-શરદી-ખાંસીથી ખખડતાં કેટલાંક હાડપિંજરો વહેલી સવારથી જ એમની રાહ જોઈને બેસી રહેતાં - તે તરફ જવા તત્પર થયા. શોભનાએ જેવું એમને ''જય અંબે'' કહ્યું કે બીજી જ ક્ષણે અડધા ખુલ્લા કાચમાંથી હાથ બહાર કાઢી, ઊંચો કરી, હવામાં ફરકાવી પોતાની મારૂતિ ફ્રન્ટીને ઉડાડતા એ પણ સોસાયટીના ઝાંપા બહાર નીકળી ગયા...

દરવાજો બંધ કરવા જતી હતી ત્યાં જ એની નજર સામે પડી.

- કો... ણ... ? તું...? અત્યારે... અહીં...?

- અહીં એક કામ હતું તે આયો'તો. પતી ગ્યું એટલે થ્યું, આટલે આયો છું તો મળતો જઉં : એકસામટા પ્રશ્નોનો, આ ટૂંકો, સીધો ને સરળ, ઘણા સમયથી ગોખી રાખેલો ઉત્તર.

- બહુ, સરસ... અંદર આવ.. જો ને, કેટલો બદલાઈ ગયો છે...? પહેલા તો ઓળખી જ ન શકી...! કેટલા વર્ષે મળવાનું થાયું...? પછી હોઠ ભીડીને આંગળીના વેઢાઓ સામે જોઈ જાતે જ જવાબ આપતાં પૂછ્યું : વીસેક તો ખરાં જ, નહીં...?

- હા, તું હાઈસ્કૂલ છોડીને ગઈ એ પછી પે'લી જ વાર : અંદર પ્રવેશી, જાતને સોફામાં પરાણે ગોઠવતાં એ પ્રગટપણે એમ બોલ્યો. બાકી, ગઈ કાલ રાતે સૂતાં પહેલાં છેલ્લે નક્કી તો એમ કરેલું કે શોભના આવો સવાલ પૂછેઃ ત્યારે સામે કહેવાનું હતું એને કે, મને તો બધું મોંઢે યાદ છે, પણ તેં જે કહ્યું એ તો ચાલુ વર્ષમાંથી, ભૂતકાળના છેલ્લા મિલનના વર્ષની સીધી બાદબાકી થઈ, શોભના..! એ વિશાળ સમયખંડને મહિનાઓ - દિવસો - કલાકો - મિનિટો - સેકંડોમાં વિભાજિત કરીને બતાવી શકે એવું કોઈ કેલ્ક્યુલેટર તારા ધ્યાનમાં હોય તો એમાં ગણી જોજે, સાચું પરિણામ એમાંથી મળી જશે..!

- કેવું છે ગામમાં...? : શોભનાનો નવો સવાલ.

- ગામમાં તો શું હોય....? લે'ર, પાણી ને ભજિયાં...!

- મોટીબાના ગયા પછી અમારે તો કોઈ રહ્યું નહીં, એટલે એ દિશાનાં બારણાં જ બંધ થઈ ગયાં, પણ...: એ થોડી ખચકાતી હતી. હવે પછી પૂછવાના પ્રશ્ન અને એના ઉત્તર, બંને માટે ખૂબ તાકાત ભેગી કરવી પડે એમ હતી, એટલે એણે થોડો વિરામ લીધો. આંખો બંધ કરી. ઊંડો શ્વાસ ખેંચ્યો. અને ફટાફટ પૂછી નાખ્યું :

- મો...ટો મા...ઢ...? : આટલું પૂછીને એ તરત અવળું તાકી ગઈ.જેને રોકવાના પ્રયાસો કર્યા હતા એમાં એ નિષ્ફળ ગઈ, એટલે કપાળે ટપલી મારી :

- અરે...! હું તો સાવ રવેરા જ રહી.! પાણી આપવાનું ભૂલીને મોટા માઢની કથા કરવા બેસી ગઈ તે..!

વાત પલટીને ઉત્તરની અપેક્ષા રાખ્યા વગર એ ઝડપભેર કીચન તરફ ધસી ગઈ. જતાં-જતાં બોલાયેલા શબ્દોની ભીનાશ હજીય હવામાં તરતી હતી.

- જઉં છું એ બાજુ. રોજ સવારે, નિશાનના સમયે. માઢના મોટાં બારણાં સામે તાકી રઉં. લાગે કે સફેદ શર્ટ, વાદળી સ્કર્ટ અને બે ચોટલાવાળી એક પાતળી, શ્યામ છોકરી દફ્તર ખભે રાખી હડી કાઢીને હમણાં બા'ર નીકળશે. અને પાછળ રાડો ને કૂકવા કરતી એની મોટીબા. પણ બીજી જ પળે સામે હોય-માઢના ખાલી ખૂણાઓમાં રવડતો કો'ક ડોસા-ડોશીના ખાંસવાનો અવાજ. અને ઢોર વગરની ગમાણોમાં બખોલ કરીને લપાયેલાં કૂતરાંનો ઘૂરકાટ.. : એનો સંવાદ મનમાં ને મનમાં ચાલતો રહ્યો.

ખાસ્સીવારે શોભના પાછી આવી ત્યારે હાથમાં ટ્રે હતી. આ આસમાની સાડીનો કમરે ખોસેલો છેડો ખૂલી ગયો હતો. આછા પવનમાં વાળ જોરજોરથી ફરફરતા. એક હાથે ટ્રે પકડી રાખીને એ પેલા નફ્ફટ વાળને હળવેથી પાછળ ધકેલી મૂકતી હતી. આવા દૃશ્યનું એની કલ્પનામાં ક્યાંય સ્થાન નહોતું. એટલે એ એવી નજરને ત્યાંથી ખસેડી, ગ્લાસ મોઢે માંડતાં કહ્યું :

- માઢ જેવું તો હવે ક્યાં રહ્યું છે કશુંય...? બધાં "નવાં ઘર" બાજુ નીકળી ગ્યાં - હાઈસ્કૂલના પાછળના ભાગે નવાં ઘર થ્યાં એની તો ખબર હશે જ.

- હા, બધેય હવે તો એ જ દશા છે... એ જવા દે... તારે કેવું ચાલે છે ? આઈ મીન... ઘેર બધાં ?

હવે આનો શો ઉત્તર આપવો ? એને ભયંકર ક્ષોભ થતો હતો. આ લઘરવઘર લૂગડાં - અસ્તવ્યસ્ત વાળ - મહિનાની વધી ગયેલી દાઢી અને મેલોઘાણ બગલથેલો... શરૂઆત ક્યાંથી કરવી ? જીવનનાં એક અતિ ઉજ્જવળ પરંતુ ભૂતકાલીન હિસ્સાનો ભીષણ વર્તમાન સાથે ક્યાંય મેળ ખાતો નહોતો, એટલે વચ્ચેના કાલગ્રસ્ત સમયખંડ પરથી કૂદકો મારીને છેવટે એ સીદો વર્તમાન પર આવી ગયો :

- બસ, બે વીઘા જમીન છે તે ભાગિયો અવેરે છે. વરસે દા'ડે આવીને હિસાબ કરી જાય. હિસાબમાં તો શું ?

જે કંઈ પાકે એમાંથી થોડું અનાજ, ધૂળ-માટી-કાંકરા સમેત, આંગણે આવીને ઠલવી જાય છે બાપડો !

- કેમ બે જ વીઘા ? તમારો તો... ? : શોભનાને ખબર હતી કે એ લોકોને ત્રીસ વીઘા જમીન હતી, આખાયે ગામમાં સૌથી વધારે.

- તને તો ક્યાંથી ખબર હોય... ? નવી મા ને ઓરમાન ભૈએ ભેગા મળીને મને ટાઢા પાણીએ નવડાયો...!

- કેમ શું કર્યું એમણે...?

- બાપા હતા ત્યાં લગી તો બધું બરાબર ચાલ્યું. પણ હું કોલેજના છેલ્લા વરસમાં હતો. ને એ પાછા થ્યા. મઈના- દા'ડા પછી પેલાં લોકોનું પોત પ્રકાશ્યું. કોર્ટમાંથી નોટિસ કઢાઈ - તમારા ભાગની તો ફક્ત બે જ વીઘા છે, બાકીની જમીન ખાલી કરો...! ઘરનુંય એવું જ કર્યું. મને જૂનામાં પડતો મેલી, એ બે જણ રાતોરાત નવાં ઘરોમાં જતાં'ર્યાં..

- પછી...?

- પછી શું ? હું તો મહાન પ્રણય - ગાથાઓના સર્જક પંડિત પન્નાલાલના શરણે હતો. ઓળખ્યા ? ધોરણ નવ - માનવીની ભવાઈ - ખાંડણિયામાં માથાં રામ....? કાળુ-રાજુ...? એસ. એસ.સી. - મળેલા જીવ...! કાનજી-જીવી...? એક પા લોઈના કોગળા તો બીજી પા પ્રીતના ઘૂંટડા ? યાદ છે....?

- મારાથી તો આ બધું નથી સંભળાતું, ભૂરા...! બંધ કર...!

એના કાન અચાનક સરવા થઈ ગયા. એ શું બોલી હતી ? ભૂરા ? શાળાજીવનનું સંબોધન... ? આ ઝભ્ભા-લેંઘા અને વિખરાયેલાં જટિયાંમાં એને ભૂરો ક્યાં ભળાયો હશે ? એણે શોભના તરફ નજર નાખી. કેવળ ઝાંખો-ઝાંખો ઝળહળાટ.. આમ થવાનું કારણ તે ઉજાગરાને લીધે આંખોમાં આવેલી નબળાઈ...? કે પછી... ?

- આ તો કશું નથી, શોભના. એમ તો હજી આગળ ઘણું છે : એણે ઝભ્ભાની ચાળ વડે આંખો સાફ કરી.

- ના, એ બધું પછી. અત્યારે તો તારે માટે ચા બનાવી લાવું. અને હા, હવે આવ્યો છે તો જમીને જજે, હોં ! ડૉક્ટર સાહેબ બપોરે આવશે. આપણે બધાં સાથે.

- ના, તું જમવાની ભોડાકૂટ રે'વા દે ! જવાય તો હજુ એક-બે સગે-વહાલે જવાનો વિચાર છે, ફરી કો'કવાર આઈશ ત્યારે વાત... અતારે તો આદુ-ઈલાયચીવાળી મસ્ત ચા પિવડાવીને, અહીં બેસ. અને મને સાંભરે રે... તને વીસરે રે - માટે તૈયાર થઈ જા, બસ..!

- એવો ને એવો જ રહ્યો, ભૈસા'બ...! આ ચોપડીઓ જ - શોભનાએ કીચન તરફ જતાં-જતાં, પડખે પડેલા થેલામાંથી

ડોકિયાં કરી રહેલાં પુસ્તકો તરફ આંગળી ચીંધતાં છણકો કર્યો - આવું બધું બોલતાં શીખવતી હશે, નહીં ?

એ બોલ્યો નહીં. ટિપોઈ પર પડેલું અંગ્રેજી પેપર હાથમાં લઈને ખાલી-ખાલી પાનાં ફેરવવા લાગ્યો. રસોડામાં થતો વાસણોનો ખખડાટ અને આદુ છીણવાનો અવાજ એને સ્પષ્ટ સંભળાતો હતો. થોડીવાર પછી ઉકળતી ચાની સુંગધ પણ વહી આવી. એ જોઈ રહ્યો. ઉઘાડા પગે ચાલીએ તો ડાઘા પડી જાય તેવો સફેદ-મોંઘોદાટ માર્બલ-દીવાલો પરના અંગ્રેજી રંગો-ન સમજાય તેવાં આધુનિક પેઈન્ટિંગ્સ - સઘળું સુવ્યવસ્થિત, કોની પસંદગીથી થતું હશે આ બધું ? શોભનાની કે પછી એ ડોક્ટર-વરની...? ના, શોભનાની તો ન જ હોય. એ સારી પેઠે ઓળખતો હતો - મા વગરની, મોટીબા પાસે રહીને ભણતી એ તોફાની છોકરીને. એનાં મોટીબા કાયમ બૂમો પાડ્યા કરતાં : આ છોડીથી તો હાથ ઘશી જૈ, ભૈ'શાબ...! અલી ફેરા ઈનો બાપ આવઅ એકઅ કે'વું સઅ કઅ લૈ જા આંયથી..! ઈનામાં સે'જેય ભલીવાર નહીં બળ્યો. હાવ રોલા જેવી સઅ...! અલી, આંય તો બધું ચાલશે.. પણ કાલ્ય પૈણીનં હાહરે જયે તે ત્યાં હું કર્યે...?

કપ-રકાબી ખખડ્યાં. થોડીકવારમાં જ શોભના, મોટા માઢમાંથી તૈયાર થઈને નીકળતી એસ.એસ. હાઈસ્કૂલની ધોરણ દસની વિદ્યાર્થિનીની અદાથી, બંને હાથમાં રકાબીઓ અને એમાં ચાના કપ ગોઠવી બેઠકખંડમાં પાછી પ્રગટ થઈ. એ હવે ખાસ્સી સ્વસ્થ લાગતી હતી. કપ ટિપોઈ પર મૂકતાં એણે પૂછી લીધું :

- સાથે નાસ્તો કે એવું કંઈ...?

- ના, તને તો ખબર છે, મને પે'લ્લેથી જ એવી આદત નથી...! એણે ટિપોઈ પરથી કપ ઉઠાવી, ચા રકાબીમાં રેડતાં કહ્યું. હાથ ઠંડીને લીધે ધ્રૂજ્યો કે કેમ તે સમજાયું નહીં. પણ રકાબી સહેજ સળવળી અને એમાંથી થોડી ચા નીચે ઢળી. એને સંકોચ થયો. હતું કે શોભના મોઢું બગાડીને હમણાં દોડતી કીચનમાં જશે, કપડાનો ટૂકડો લઈને આવશે. અને -

પણ એવું થયું નહીં. શોભનાએ કમરે ખોસેલો રૂમાલ હાથમાં લીધો. બીજી જ પળે વાંકી વળી. અને એટલો ભાગ રૂમાલ વડે સાફ કરી નાખ્યો. એને આશ્ચર્ય થવા લાગ્યું : એની મોટીબા પાસેથી 'રવેરા' અને 'રોલી' અને 'ડોબા' જેવાં ઢગલાબંધ પ્રમાણપત્રો પ્રાપ્ત કરી ચૂકેલી સાવ ગામડિયણ છોકરીનું, સાંગોપાંગ ગૃહિણીમાં રૂપાંતર ક્યારે થયું હશે ? અને કેવી રીતે ?

એ ફૂંકી ફૂંકીને, નિરાંતે ચા પીતો હતો ત્યાં જ ડોરબેલ રણક્યો. એ ભડક્યો. કોણ હશે ? શોભનાએ હાથમાંનો કપ ટિપોઈ પર મૂક્યો. અને માફી માગતી હો એવા ભાવથી એની સામે જોઈ, એ તરફ છલાંગ લગાવી.

- અરે...! ઉષાબહેન ? બહુ દા'ડે ભૂલાં પડ્યાં ને કાંઈ...? શું કહ્યું...? તારાબહેન...? સાત નંબરવાળાં.. ? યુ. એન. મહેતામાં...? ક્યારે...? હા, હા...! ઘેર મહેમાન છે, પિયરથી... પણ આવીશને... તમે ચિંતા ન કરો... તે ભલેને ગયાં બાકીનાં. હું બેઠી હોઉં પછી તમારે એકલાં શું કામ જવું પડે...?

અધખુલ્લા બારણામાંથી શોભનાની પીઠ દેખાતી હતી. તૂટક-તૂટક આવી રહેલા અવાજોને સાંભળતો એ વાંકો નમીને શોભનાના શરીરના હલનચલનને તાકી રહ્યો. મામલો ખૂબ ગંભીર હશે. એનું મન માનતું નહોતું. એ થથરી રહ્યો હતો, બહારની ઠંડીથી નહીં. અંદર ઉદ્ભવેલી કંપારીથી. રાત થોડી અને વેશ ઝાઝાં હતાં. ભારે કપરું કામ. એ માટે કાળના અગણિત કાળા લઠ્ઠ પરદા હટાવીને હાઈસ્કૂલના એક ભૂરા-પાતળા છોકરાએ પ્રગટ થવાનું હતું. અને બે પિરીયડ વચ્ચેના પાંચ મિનિટના વિરામમાં, ટાંકીના એક જ નળ નીચે પાસપાસે હથેળી ગોઠવીને પાણી પીતાં-પીતાં કોણી લગી લંબાયેલી પાતળી-પારદર્શક ધાર ઝીલતી વખતે કે બપોરની મોટી રિશેસમાં સાથે-સાથે અડવાણા પગે ઘેર જતાં-આવતાં કે પછી શાળાના મેદાનમાં ખો-ખો રમતી વખતે હળવેથી ખભાને સ્પર્શીને "ખો" આપતાં કે પછી મોટા માઢના નાકે લેસનની નોટોની આપ-લે કરતી વેળાએ અનાયાસે સ્પર્શી ગયેલી કંપતી આંગળીઓની સાક્ષીએ કહેવાની રહી ગયેલી વાતને આટલા ઓછા સમયમાં કઈ રીતે વ્યક્ત કરવી...? શબ્દો છટકીને વેરણછેરણ થઈ જતા હતા. જેને બરાબર જાણ્યા-પારખ્યાનો ફાંકો હતો એ વાગ્દેવી અચાનક આટલો વામણો બનાવી મૂકશે એવી એને અપેક્ષા નહોતી. પરંતુ નિર્દેશકનો આદેશ થયો હતો - ચાલો. તમારી ભૂમિકા અહીં ખતમ થાય છે. સમેટો તમારી જાતને અને કરો એક્ઝિટ ફટાફટ...!

કીચનનો દરવાજો બંધ કરીને શોભના પાછી ફરી ત્યારે બેઠકરૂમ ખાલી હતો. એ દોડતી બહાર આવી. વરંડાની પાળ પર કોણી ટેકવી, ડોક લંબાવી ખૂબ દૂર સુધી નજર નાખી. કોઈ દેખાતું નહોતું. એ વિચારવા લાગી - કે'તો'તો કે હજી તો ઘણી વાતો કરવી છે, ને આમ કશું કીધા-કારવ્યા વગર ક્યાં જતો રહ્યો આ ગાંડિયો..?



બનાવ બન્યો એની શોભનાને તો ખૂબ મોડેથી જાણ થઈ હતી.

છઠ્ઠા નોરતાની રાત. દેશી ઢોલના તાલે બરાબરનો સમો બંધાયો હતો. આ વખતે પાછું એક નોરતું કપાઈ ગયું હતું. સાતમનો ક્ષય હતો. એને સરભર કરી લેવા લોક એક પળ પણ બગાડવા નહોતું માગતું. શોભનાને એમાં ઝાઝો રસ નહીં. આખા દિવસની થાકી-પાકી એ સૂવાનું કરતી હતી, પણ એક-બે પડોશણો એને ખેંચીને લઈ ગઈ હતી. સોસાયટીના

પ્રમુખની પત્ની તરીકે નાછૂટકે જોડાયેલી એ, ગરબાના લયમાં રમમાણ થવા જતી હતી, ત્યાં જ એક બહેનપણીએ ધ્યાન દોર્યું :

- અરે.. ! શોભનાબહેન, જોયું...? તમારા ઘર આગળ ટોળા જેવું દેખાય છે તે...? કાં'ક થયું લાગે છે...!

વળતા ચક્કરે શોભનાએ પણ કોમન પ્લોટની માંડવીમાંથી નજર ચગચગાવી. વાત સાચી હતી. તાળી પાડવા માટે હવામાં ઊંચકાયેલા હાથને વચ્ચેથી પાછો વાળ્યો. અને લાઈનભંગ કરી બહાર નીકળી. આ ડોક્ટર સાહેબનો સ્વભાવ ખૂબ આકરો છે. નાની અમથી વાતમાંય ઝઘડો કરતાં વાર ન કરે...! બહુ સાચવવું પડે છે, ભૈસા'બ...!

એ ઘર તરફ ચાલી. થોડે દૂરથી દેખાયું. ટોળું જ હતું, નાનકડું. મહદંશે સોસાયટીના પુરુષો. પ્રમુખસાહેબ, શર્ટની બાંયો કોણી સુધી ચડાવી, ટોળાની આગેવાની લઈને રસ્તા વચ્ચે ઊભા હતા. અને સામે નતમસ્તકે ઊભેલો મેલાંઘેલાં લૂગડાંવાળો થરથરતો એકલો અટૂલો પાતળો પુરુષ. ઠેકઠેકાણેથી ફાટી ગયેલાં વસ્ત્રોએ, સ્ટ્રીટ લાઈટના દૂધિયા અજવાસને છેક ચામડીના પહેલા સ્તર સુધી પહોંચવાની સુંદર વ્યવસ્થા કરી આપી હતી. અને એને લીધે એનો ઉજળો વાન, હતો એનાથી પણ વધારે ઉજળો લાગતો હતો.

કોઈ ઊંચા અવાજે કહેતું હતું કે -

- લાગે તો છે સારા ઘરનો, ચોર ન પણ હોય...!

- એમ કોઈના કપાળે ક્યાં ચોર કે શાહુકારની છાપ મારેલી હોય છે...? આજે બપોરે જ મેં આવા એક જણને સોસાયટીના નાકેથી જતા જોયો હતો. દિવસે કદાચ રેકી કરવા આવ્યો હોય. અને હવે...

- આમ ખભે થેલો.. .દાઢી... અને તમે બીજું કંઈ માર્ક કર્યું, ડોક્ટર સાહેબ ? થેલામાં ચોરસ બોક્સ જેવું લાગે છે. નજીકમાં હાઈ-વે છે. પેલા લોકોની વસ્તી. અને પાછો નવરાત્રી જેવો તહેવાર. કશું કહેવાય નહીં. અંદર બોમ્બ નહીં ભર્યા હોય એની શી ખાતરી ? ઝડતી લો, સાલાની...

- ના, એમ આપણાથી હાથ ન લગાડાય. પોલીસને જાણ કરો. હમણાં ખબર પડશે...

- આમાં પોલીસને બોલાવવાથી તો વાત વણસી જહેં, યાર...! ઉલટાનું બકરું કાઢતાં ઊંટ પેહી જહેં...!

- જે થવાનું હોય તે થાય : એક જણ વળી ઉત્સાહમાં આવી ગયો. આપડે કોઈનાથી બીતા નહીં... ! કરતો એ હડી કાઢીને એ તરફ ધસ્યો. ચૂપચાપ ઊભેલા પેલા માણસનો થેલો એના ખભા પરથી ખેંચવા લાગ્યો. સામેના પક્ષેથી પણ બચાવ અર્થે યથાશક્તિ પ્રયાસ થયો. બેય તરફથી થયેલા બળ-પ્રયોગને લીધે થેલાના પટ્ટાએ વિદ્રોહ કર્યો. અને પટ્ટ દઈને મૂળમાંથી છૂટો પડી ગયો. સળેકડી જેવા હાથ પર ટિંગાઈ રહેલા થેલાનું મોઢું ખૂલી ગયું. અંદરથી ત્રણ-ચાર પુસ્તકો ખર... ખર... કરતાં ખરી પડ્યાં. બે-ત્રણ જૂની નોટબુક અને પીળા પડી ગયેલા થોડાક કાગળો પણ છુટ્ટા પડીને ઠંડી હવામાં મુક્ત ઉડ્ડયન કરવા લાગ્યા...

ટોળામાં હાસ્યનું મોજું ફેલાઈ વળ્યું.

- અલ્યા, આ તો ખોદ્યો ડુંગર નં નેંહર્યો ઉદર...! જવા દ્યો, ભૈ...! કોક ગાંડા જેવો લાગે છે...! મૂકી આવો 'લ્યા દરવાજા બાર... અને બાકીનાં બધાં હેંડો-હેડો પાછાં માંડવીમાં...'

ટોળું વીંધીને એકદમ આગળ ધસી આવેલી શોભનાની આંખો ફાટી ગઈ. મોઢેથી એક નિસાસો સરી પડ્યો.

- અરેરે, બાપડા જીવની આ દશા...? કોણે કર્યું આ કારસ્તાન...?

એક જણ આ અજાણ્યા આગંતુકને, કૂતરાને ખદેડતો હોય એમ હોડ-હોડ કરતો, છેક ઝાંપા સુધી વળાવી આવ્યો, ટોળું વિખેરાઈ ગયું. રહી ગઈ કેવળ શોભના. અને ઊંધું ઘાલીને, ભાંગેલા પગે મેઈન ગેટમાંથી બહાર જઈ રહેલો એક ચીંથરેહાલ પુરુષ...! સુદ છઠનો ચંદ્રપ્રકાશ એની આસપાસ આછા ઉજાસની એક આભા રચતો હતો. શોભના અસહાય નજરે એ બાજુ જોઈ રહી. એ દેખાતો બંધ થયો એટલે ધીમેથી નીચે બેસી પડી. ફાટી ગયેલાં પુસ્તકો અને હવામાં ફરફરતાં, આમતેમ ઊડેલા ભેજવાળાં પાનાં એકઠાં કર્યાં. ઉપર ચોંટેલી ભીની રેત ખંખેરી. જાળવીને પાછા થેલામાં ભર્યા. થેલો છાતી સરસો દાબી, કોમન પ્લોટ તરફ જવાને બદલે ઘર તરફ ચાલતા-ચાલતાં એનાથી બબડી જવાયું : સાવ ગાંડિયો જ રહ્યો. આ રીતે અવાતું હશે...?

---

*૬, પુષ્પકુંજ સોસાયટી, ગુરુકુળ હાઈસ્કૂલ સામે,*
*કાંસા રોડ, વિસનગર-૩૮૪૩૧૫ (ઉ.ગુ.)*
*મો. ૯૪૨૭૪૫૯૩૦૫*



# મરતાં પહેલાં...

*- અલતાફ પટેલ*

**આ**જે મહંમદદાદાની ચોથી વરસી હતી. દર વર્ષે મોહન એમની કબર પર આવતો. ફૂલો ચઢાવતો. મસ્જિદમાં જઈને મદ્રેસામાં કુરઆન શરીફ પઢાવીને મહંમદદાદાના આત્માની શાંતિ માટે દુઆ કરાવતો. મહંમદદાદાને યાદ કરીને ઘણીવાર રડી પડતો. એમની પ્રેમાળ સ્મૃતિ કેમેય આંખ સામેથી ખસતી નહોતી.

બેટા એની તે કઈ ખાસ વાત છે કે તું અહીં કબર પર નિયમિત આવી જાય છે. મને તારો રડમસ ચ્હેરો જોઈને ખરેખર ખૂબ દુઃખ થાય છે, દયા પણ આવે છે.

કબ્રસ્તાનની દેખભાળ કરતાં રસુલચાચાએ ઘણા સમયથી મનમાં વલોવાતી વાતનું રહસ્ય જાણવા મોહનને ઢંઢોળ્યો.

કબ્રસ્તાનમાં હમણાં ઠંડી ઠંડી શીતળ હવા ચાલી રહી હતી. કબ્રસ્તાન જેને શહેરે ખામોશાં કહે છે તેની પ્રતીતિ ખરેખર અહીં આવનારના મનમાં થયા વિના રહે જ નહીં. અદ્‌ભુત નીરવ શાંતિ...

રસુલચાચા તમે કદાચ મીઠા તળાવ સામે આવેલ લુંદા લાલ રંગનું મકાન નહીં જોયું હોય.. આજુબાજુ ગુલમોહર ને લીમડાના વૃક્ષોની શૃંખલા છે... ત્યાંથી થોડે દૂર એક ગ્રીન કલરની મસ્જિદ છે યાદ આવ્યું ?

રસુલચાચા ઘડીક વિચારીને બોલ્યા : હા બેટા જોઈ લીધી... મસ્જિદ સામે એક જૂના જમાનાનું એક વિક્ટોરીયા ગાર્ડન પણ છે...

હા બસ એજ... એ મીઠા તળાવની પાસે કેટલાક જૂના લાકડાના બાંકડા ગોઠવેલા છે. ત્યાં દર સવારે અને સાંજે મહંમદદાદા બેસે. તમને એ પણ ખબર હશે કે આ કહેવાય છે મીઠું તળાવ પણ છે ગોઝારું, કેટલાય લોકોએ આ તળાવમાં જીવાદોરી ટૂંકાવી. ઘણા લોકોને મહંમદદાદાએ સમજાવી સમજાવીને ઉગારી લીધેલા. આ તળાવ પાસેથી રાત્રે તો ભાગ્યે જ કોઈ જાય. એવા એવા ભયંકર અવાજો આવ્યા કરે, સામાન્ય લોકોના તો કાળજાં થથરી જાય. પણ મહંમદદાદા ભારે નીડર. કશાયથી બીએ તે બીજા. રાત્રે પણ તળાવનો આંટો મારી લેતા. મોડે સુધી અગાશીમાં બેઠાં બેઠાં તાક્યા કરતા. એમના સાયરાબેગમ તો જવાનીમાં જ જન્નતનશીન થઈ ગયેલાં. બીજી શાદી માટે તેમને મિત્રો ને કેટલાક સગાં સમજાવતા તો એક જ રટણ લઈ બેઠેલા : બસ સાયરા કે સિવા કોઈ ના ભાયે.. અબ કીસીકે લીયે દિલમાં જગા નહીં... પાંચે ટાઈમની નમાજ પડે. કુરઆનનું પઠન કરે. જે મળે તેને બેસાડી ઈસ્લામની વાતો કરે. બાળકો હતાં નહીં. બધાં સગાં ભાગલા સમયે પાકિસ્તાન જતા રહેલા પણ મહંમદદાદાને ભારતભૂમિ પ્રત્યે ભારે લગાવ. અહીંની સંસ્કૃતિ ને માનવતા, અહીં આબોહવાની અનેરી સુગંધ એમને હૈયે એવી વસી ગયેલી કે ક્યારેય પરદેશનું ભૂત એમને વળગેલું નહીં. પોલીસ ખાતામાં ઉચ્ચ હોદ્દા પર રહેલા પણ કડકાઈ તો નામે નહીં. મોઢેથી કદી અપશબ્દો બોલે નહીં, પણ એમની આંખમાં જબરદસ્તનું ખેંચાણ. ભલ ભલા ગુનેગારોને પારખી લ્યે, તેમને સુધારે, તેમને સીધો રસ્તો દોરી મદદરૂપ થાય. અન્યાય તો જરાય સાંખી ન લ્યે. સૌને સમજાવતા કહેતાઃ અલ્લાહપાક ફરમાવે છે કે, કોઈપણ વ્યક્તિને ખરાબ કે બુરો ન કહો તેના કામને બુરુ ગણો...

મોહન હજુ કાંઈ આગળ વાત વધારે ત્યાં તો રસુલચાચાનો દીકરો ચાના બે કપ લઈ આવ્યો.

પીઓ બેટા... તમારે બહાને હુંય બે ઘૂંટડા ભરી લઉં. હજુ તો ચાની રકાબી નીચે મૂકે ત્યાં તો કબ્રસ્તાનમાં બીજો જનાજો આવ્યો. રસુલચાચા બેટા મેં અભી આયા જાના મત.. કહેતાં ઊભા થઈ ગયા... સાથે સાથે મોહને પણ ઊભા થઈ જનાજાને કાંધો આપ્યો... એ વાતની મોહનને ખબર હતી કે જનાજાને કાંધો આપવાથી બધા ગૂના અલ્લાહપાક માફ કરી દે છે. ખૂબ જ પૂણ્યનું કામ છે. પછી એ જનાજો કોઈ શત્રુનો કેમ ન હોય...

દફનવિધિ પતી એટલે રસુલચાચા આવ્યા. બેટા આપકો દેરી તો નહીં હો રહી ?

નહીં ચાચા આજ વરસી હૈ ઈસ લિયે દુકાન બંધ રખ્ખી હૈ... કુછ ફકીરબાબા એક ઘંટે બાદ આયેગે ઉન્કો ખાના ખીલાના હૈ... મેં આપકે લીયે ભી કુછ ફલ લાયા હું... કહેતાં એક પ્લાસ્ટીકની થેલી રસુલચાચાના હાથમાં મૂકી... અરે બેટા એસા ખર્ચ મત કીયા કરો..

બાબા ઘર મેં ઔર મેરી બીબી કે સિવા હૈ કૌન... મેરે મા-બાપ તો કબસે ગુજર ગયે...

ચોમાસાના દિવસો હતા. વાદળાં ઘેરાયાં હતાં.

કબ્રસ્તાનમાં જ રસુલચાચાની ઝૂંપડી હતી એટલે મોહનને ચિંતા નહોતી.

હાં તો બાબા... અસલ વાત તો હવે છે. એ દિવસોમાં શેર બજારમાં મને જબરો ચસ્કો લાગેલો. મેં શેર બજારમાં ઝંપલાવ્યું. બિન આવડત, બિન અનુભવે મને ખૂબ રડાવ્યો એટલું જ નહીં ફસાવ્યો. માથે ભયંકર દેવું થઈ ગયું. મારી પત્ની પિયર ચાલી ગઈ. સમાજમાં બધે બાજુથી ફિટકાર ને નામોશીએ જબરો ઘેરો ઘાલ્યો. મારી ભૂખ ને ઊંઘ બંને રિસાઈ ગયાં. રાત-દિવસ રડતો, ડૂસકાં લેતો બેસી રહેતો. એક દિવસ પેપરમાં મીઠા તળાવમાં એક વ્યક્તિના આપઘાતના સમાચાર જાણ્યા ને મને પણ મીઠા તળાવે દોડી પડતું મૂકવાનો સતત વિચાર સતાવવા માંડ્યો ને છેવટે એક રાત્રે તો ચૂપચાપ મારી પત્નીને માફી પત્ર લખી, તકિયા નીચે મૂકી સીધો મીઠા તળાવે દોડી આવ્યો.

બાબા એક કબર ખોદકે તૈયાર રખ્ખો. બીસ સાલકે નવજવાન કી હૈ. દો ઘંટે જનાજા આનેમેં લગેગે... એણે માપ આપ્યું. ચાચાએ કહ્યું. ફીકર મત કરો... કામ હો જાયેગા... એક વ્યક્તિ ઉતાવળી ઉતાવળી આવીને ચાચાને કામ સોંપી ચાલી ગઈ...

ચાચા તમને રાત્રે આ કબરો વચ્ચે બીક નથી લાગતી... કોઈ ભયંકર અવાજો રાત્રે સાંભળ્યા છે ખરા...

ટેવાઈ ગયો છું બેટા... આજ રોજી છે... મારા કુટુંબીજનો... તેમણે આંગળી ચીંધી સામેના ખૂણાની કબરો બતાવી... એમની આંખોમાં આંસુ તગતગી રહ્યાં. મારો પંદર



વરસનો દીકરો કમળામાં... કહેતાં ચાચા ખરેખર રડી પડ્યા. મોહને તેમના ખભે હાથ મૂક્યો... ચાચા અલ્લાહની મરજી. શાંત થઈ જાવ. એક દિવસ બધાને જ અલ્લાહની રહેમતે જવાનું છે કોઈ વહેલા કે કોઈ મોડેથી પણ જવાનું જરૂર...

હા બેટા વાત તો તારી સાચી છે. મોત સે કીસકો રુસ્તગારી હૈ, આજ ઉન્કી તો કલ અપની બારી હૈ... શું કરું ક્યારેક ક્યારેક સબર ખૂટી જાય છે. વ્હાલો મારો દીકરો મારી આંખો ચિરાગ અચાનક ચાલ્યો ગયો ત્યારથી આંખ સામેથી ખસતો જ નથી. સર્વત્ર અંધકાર નજરે ચઢે છે.

વરસાદના ફોરાં શરુ થયાં. વાતાવરણમાં તાજગી હતી પણ ઉદાસીનતા પણ એટલી જ... અમે ત્યાંથી બેઠા થઈ ચાચાની ઝૂંપડીમાં આવ્યા. કાથીનો એક ખાટલો ઢાળેલો તેમાં અમે બેઠા.

ચાચા તમે માનો છો એ રાત મારા માટે છેલ્લી રાત જ હતી. મને કંઈ જ સમજાતું નહતું. બસ એક જ ધૂન અને તે મરી જવું. આ ફાની દુનિયાનો ત્યાગ. હું તળાવમાં કૂદકો મારવાની તૈયારીમાં જ હતો ને પાછળથી કોઈકે મને પકડી લીધો ને તળાવથી દૂર લઈ આવ્યા. એક વૃદ્ધ જેના હાથ ધ્રૂજતા હતા. અંધારામાં પણ એમનો ચ્હેરો નૂરાની લાગતો હતો. મોટી મોટી આંખો વેદનાસભર હતી. મેં એમનો હાથ છોડાવવા ખૂબ પ્રયત્ન કરી જોયો. બળજબરી કરી પણ તેમનો પંજો એવો કસાયેલો કે હું કશું કરી શક્યો નહીં. મેં જોસથી બૂમ પાડી : છોડી દો મને... મરવા દો... મારે જીવવું જ નથી.

હા બેટા તું તારે નિરાંતે મરી જજે પણ સામે પેલું ઘર દેખાય છે ત્યાં જઈને બેસીએ. મારે થોડું કામ છે તે પતાવીને મરી જજે. એકાદ બે દિવસ મરવાનું મોડું થશે તો શું વાંધો ?

ના... ના... દાદા મારે તો હમણાં મરવું જ છે હમણાં જ...

તે મારો હાથ ખેંચીને તેમના ઘરે લઈ આવ્યા. ઘર નાનકડું હતું. સાદું હતું પણ રાચરચીલું સુંદર ગોઠવેલું. સામે મક્કા મદીનાનો એમના કહેવા મુજબ એમણે જાતે બનાવેલું દીવાલે ચિત્ર હતું. એમણે બીજી કોઈ વાત ન કરતાં દીવાલ પર આંગળી ચીંધી કહ્યું : સવાર સવારમાં મક્કા મદીના જોઈ અલ્લાહ પાસે દુઆ માગતો રહું છું. પહેલાં મારા મા-બાપ જીવતા હતાં ત્યારે તેમનો ચ્હેરો જોઈને નોકરી પર જતો હતો. અમારા

પ્યારા આકા તાજદારે મદીના મહંમદ પયંગરસાહેબ હંમેશા કહેતા : મા-બાપનો ચ્હેરો જોવાથી જન્નત મળે... માના ચરણોમાં જન્નત છે... ને જન્નતનો દરવાજો પિતા ખોલશે. માટે એમની સામે એક પણ શબ્દ ઉચારવા નહીં. એમના હૃદયને કદી ઠેસ પહોંચાડવી નહીં, એમને જેટલી ખુશીઓ આપશો, સેવા કરશો તેનો બદલો અલ્લાહપાક અચૂક આપશે.

એમની વાતો સાંભળી હું શાંત થયો. એ ફ્રીઝમાંથી લીંબુંના શરબતનો ગ્લાસ લઈ આવ્યા. મારા હાથમાં મૂકતા કહ્યું : અલ્લાહ પાક ફરમાવે છે કે, આ શરીરના માલિક તમે નથી. આ શરીર ને આત્મા એમની આજ્ઞાઓનું પાલન કરવા માટે છે. હાથે કરીને જે મોતને ભેટશે તેના પર મોટો અઝાબ ઉતરશે. માટે બેટા, મરવું શા માટે... હિંમત રાખી કલ્યાણ કામો કર. અલ્લાહ તને જરૂર મદદ કરશે. એ રહેમો ગફુર છે... તે કદી કોઈનો રસ્તો બંધ કરતો નથી. નિરાશામાં એ આશાનો પ્રકાશ વેરી દ્યે છે. ઈરાનના મહા ચિંતક રુમ સાહેબનું કહેવું છે કે રહેમત હક્ક બહાના મી જોયદ... રહેમત હક્ક બહા નમી જોયદ... એટલે કે અલ્લાહપાક તો તેમની કૃપા વરસાવવા માટે બહાનાં શોધે છે કે મારો બંદો સહેજ પણ નેકી કરે છે તો હમણાં કૃપા વરસાવી દઉં. તેના માટે એ કોઈ બદલો ચાહતા જ નથી...

સાચું કહું તો એ રાતે મારા મગજમાં એમના વિચારો જાણીને અજબનો ચમકારો થયો. મારા શરીરમાં એક મીઠી કંપારી પ્રસરી ગઈ. હું વિશાળ હૃદયના દાદાને પગે પડી ખૂબ રડ્યો. એમણે મને ખૂબ સમજાવ્યો. મારી આપવીતી જાણી. ખભે હાથ મૂકી કહ્યું : બસ બેટા મોહન, આટલી જ વાત... એમાં મરવાનું શું... તારા મહંમદદાદા તારી પડખે આવી ગયા છે, બધું થાળે પાડી દઈશ પણ આજ પછી મરવાનો વિચાર કદી કરતો નહીં મને વચન આપ...

મેં એમને વચન આપી એમના હાથ ચૂમી લઈ સહેજ અચકાતા હિંમતથી ઘુમરાતો પ્રશ્ન ન પૂછી જ લીધો... દાદાજી, આપ ધારતા તો એક મુસ્લિમના જીવનના દાતા બની શકતા હતા... મને હિન્દુને... ?

તે ઘડીક વિચારમાં પડી ગયા... પછી મારા ખભે હાથ મૂકી સસ્મિત કહે : અરે મોહન આ કેવી વાત કરે છે તું... સાચો મુસલમાન દરેકનો મદદગાર બની જાય... એ જાતિ, કૌમને ન જુવે... ઈસ્લામ તો ખયરુનનાસ છે... સૌની ભલાઈ, કલ્યાણ જ ઇચ્છે છે... અલ્લાહપાકે કુરાન શરીફમાં દર્શાવ્યું કે મેં મારા પ્યારા નબીને રહેમતુલ આલગીન એટલે કે સૌ પર કૃપા કરવા માટે તો આ પૃથ્વી પર મોકલ્યા છે. એમના ઉચ્ચ, પવિત્ર સંસ્કાર ને આજ્ઞાઓનું પાલન થાય તો આ પૃથ્વી પર ચોક્કસ જન્નત ઉતરી આવે...

મેં માથું નમાવી એમનો આદર કરતાં કહ્યું : હા દાદાજી આપ કહો એમાં સત્ય હકીકત જ હોય...

રાત બહાર જામી હતી. વરસાદ થંભી ગયેલો. આકાશમાં તારા ટમટમતાં દેખાવા માંડેલા. મહંમદદાદાએ કબાટમાંથી એક મોટો થેલો કાઢીને મારી પાસે બેઠા. બધું મારા હાથમાં મૂકી દીધું. મારી ઉંમર આજે પંચ્યાણુ વર્ષની થઈ. ક્યારે ગબડી પડું બેટા કંઈ કહેવાય નહીં. જો મોહન બેટા, આ બધું હવે તારું જ છે. મારું હવે અહીં કોઈ નથી. મારી શોપીંગમાં એક દુકાન છે. હમણાં જ શરુ કરી છે. તને કાલે બતાવીશ. સંભાળીને પ્રમાણિકતાથી જીવજે. કોઈને છેતરીશ નહીં. મારી વાત એક ખાસ યાદ રાખજે કે કોઈને પણ છેતરવાથી તુરત લાભ થઈ પણ જાય છતાં ગમે ત્યારે એ હરામ ધનનો દંડ ચૂકવવો જ પડે... લાલચથી દૂર જ રહેજે બેટા...

એ આખી રાત મને ઊંઘ ન આવી. દાદાના જ વિચારો આવ્યા. સવારે અગિયાર વાગ્યાના સમયે એ મને લઈને સરકારી કચેરીઓમાં લઈ ગયા. દસ્તાવેજો મારા નામે કરી દીધા. મને શોપીંગમાં દુકાન બતાવી. ચાવી પણ આપી. અમે ઘેર આવ્યા ત્યારે ઝોહરની નમાજનો સમય આવ્યો. એમણે નમાજ પઢી. હું ચૂપચાપ તાકી રહ્યો. ઊભા થઈ મને ફૂંક મારી. એમની આંખોમાં





અશ્રુ હતા. ગળગળા સાદે બોલ્યા : સાચું કહું મારો દીકરો હુમાયુ બિલકુલ તારા જેવડો હો... તને જોયો તો પળે પળે તેને યાદ કરું છું. આઠ વર્ષની ઉંમરે જ બીમારીમાં જન્નતનશીન થઈ ગયો. એની યાદમાં તારા દાદી પણ ગુજરી ગયા. બધાં મને એકલો મૂકીને ગયાં. મારું કોઈ નથી દીકરા...

એટલું બોલતાં બોલતાં તો દાદાજી ધ્રૂસકે ધ્રૂસકે બાળકની જેમ રડી પડ્યા. હું એમને ભેટી પડ્યો. મારી આંખો પણ ભીની થઈ ગયેલી.

એ રાત એમની છેલ્લી રાત હતી. બહાર કાળા ડિબાંગ વાદળો, વીજળીનો ભયંકર ચમકારો... મેં અગાશીમાં આવી જોયું તો દૂર તળાવના બાંકડા પર એક વ્યક્તિ બેઠી હતી. મેં દાદાજીને જગાડી કહ્યું દાદાજી... આવા ભયંકર તોફાનમાં કોણ સામે બેઠું છે.

દાદાજી બેઠા થયા. માળીયા પરથી એક જૂની પેટી બહાર કાઢી. તેમાંથી તેમણે એક રીવોલ્વર કાઢી એમના ખીસ્સામાં મૂકી : બેટા, તે આજે એ વ્યક્તિને જોઈ. છેલ્લા કેટલાય દિવસથી આવે છે. તે કદાચ સાંભળ્યું હશે એ ટાઈગર દાદો છે. ઘણા ખૂન ને ઘણા ગુના કરી ચૂક્યો છે. કોઈના હાથમાં આવતો નથી. કાનૂનના પંજામાંથી પણ પૈસાના જોરે છટકી જાય છે... આપણા સમાજનો મોટો શત્રુ છે...

એટલું બોલી મેં ખૂબ રોકવા પ્રયત્ન કર્યો પણ રોકાયા નહીં. તે સડસડાટ નીચે ઉતરી પડ્યા... હું આંખો બંધ કરીને પથારીમાં પડ્યો ભગવાનનું સ્મરણ કરવા માંડ્યો. થોડીવારે જ ગોળીના ત્રણ રાઉન્ડ કાને અથડાયા... તળાવમાં જોસથી ધુબાકો સંભળાયો... દાદાજીનું શું થયું હશે. એ વિચારમાં ધ્રુજી જ રહ્યો હતો ને દાદાજી થોડા સમયબાદ સીડી ચઢીને ઉપર આવ્યા. મારા માથે હાથ મૂક્યો. મને ભેટ્યા... પછી કલ્મો પઢ્યા : લાઈલા હા ઈલ્લલાહ મુહમ્મદરુ રસુલુલ્લાહ... (નથી કોઈ અલ્લાહ સિવાય બંદગી કરવાને, મહંમદ રસુલુલ્લાહ અલ્લાહના રસુલ, સંદેશવાહક છે...) એમના નૂરાની ચ્હેરા પર નૂર ફરક્યું.. સવારે અલ્લાહપાકના દરબારમાં તે પહોંચી ગયા... હું એમની છાતી પર માથું મૂકી ધ્રૂસકે ધ્રૂસકે રડી પડ્યો... જેણે મને જીવતદાન આપ્યું ચાચા એ ફરિશ્તાને હું કેવી રીતે વીસરી શકું... ચાચા આપ જ કહો...

કબ્રસ્તાનમાં જબરો સોપો પડી ગયેલો... ડમરાના ફૂલોની ખુશ્બુ હૃદયને વલોવી રહી હતી.

એટલામાં રસુલચાચાનો દીકરો આશ્ચર્યચકિત મને પૂછવા માંડ્યો : હે ચાચા જાન, આપ કીસીસે બાતે કર રહે થે...

મેં કહ્યું, બેટા આપકે વાલિદ રસુલચાચા સે... એ ગંભીર બોલ્યો : ઉન્કે મરને કો દસ મહિને બીત ગયા... આપકો પતા નહીં.. એણે આંગળી ચીંધી દૂર એક કબર બતાવી કહ્યું : વો રહે મેરે વાલીદ...

મેં ભારે હૈયે ત્યાં જઈને ગુલાબના ફૂલો કબર પર મૂક્યાં...

જિંદગી કા સફર અલતાફ કહેકશાં (આકાશગંગા) કહાં હોતા હૈ

કુછ પાક કદમોં કા કરિશ્મા મગર આસાન બના દેતા હૈ...

*૬૫૮-૧, અમન સોસાયટી, આમીર-મસીહા - રૈયાન,*
*સેક્ટર-૨૯, અમન સોસાયટી, ગાંધીનગર.*
*મો. ૯૪૨૬૩૫૬૭૫૯*

# કસબ...!

*- અતુલકુમાર વ્યાસ*

**ભા**દરવની મેઘલી રાતે ટેકરી પર શિવાલયની અડોઅડ આવેલી ઓરડીના બંધ બારણાની સાંકળ એકધારી ખખડવા માંડી. બહાર લોકોનો કોલાહલ સમાતો ન હતો. વીશુ મહારાજ પલંગેથી સડક કરતાંક ઊઠીને ઓરડીના બંધ બારણાની સાંકળ ખોલી : ''કોણ છે... ભાઈ..?''

''બાપુ- ગામમાંથી એક ચોર ભાગતો ટેકરી ચઢી ગયો.'' માનસિંહે કહ્યું : ''છેક આંય શિવાલય લગી દેખાતો હતો પછી ઓઝલ થઈ ગયો.''

બાપુએ સ્વીચ પાડી શિવાલય અને એના પટાંગણમાં પ્રકાશ પડે એવી બત્તી કરી. ને બોલ્યા : ''આ આસપાસના વિસ્તારમાં જોઈ લ્યો ક્યાંય હોય તો..'' ગામ લોકોના હાથમાં ટોર્ચ અને લાકડીઓ સાથે સળિયા અને બીજા હથિયાર પણ હતાં.એકાદ ક્ષણ રોકાઈને વિશુ મહારાજે કહ્યું : ''ઈ અટાણ સુધી નો હોય ટેકરીના સામા તળે ઊતરીને નદીના કોતરોમાંથી બે ચાર ગાઉ નીકળી ગયો હોય !''

ગામ લોકો બેટરીનો પ્રકાશ ફેંકી આસપાસ અને ટેકરીના બીજા તળ તરફ જ્યાં સુધી પ્રકાશ જોય ત્યાં સુધી તપાસ કરી પણ ચોર સરકી ગયો હતો. આખરે સૌ ટેકરી ઊતરવા માંડ્યા. માનસિંહે એના બે ભાઈ બંધને કહ્યું : ''બિચારા બાપુને નાહકના મોડી રાત્રે ઊંઘમાંથી જગાડ્યા.'' પછી ટેકરી ઊતરતા સાદ પાડીને કહ્યું :''બાપુ, ઓરડીનું બારણું અંદરથી બંધ કરીને નિરાંતવા ઊંઘી જાવ.'' વિશુ બાપુ મનોમન હસ્યા : ''આ બાવાની ઓરડીમાં ચોર આવીને શું લઈ જાશે.?''

''ચોર..? એ શબ્દ વિશુબાપુના મનમાં ગોકીરો મચાવતો હતો.''

''વિશુબાપુ'' એ નામે તો એને ગામ ઓળખતું હતું.!

એ તો ભગવા કપડાંમાં સંતાવા માટેનું જ નામ. સાધુ ન હતો ત્યારે તો એ વનરાજ હતો. આ પંથકનો સૌથી મોટો ઘરફોડ ચોર...! જીવનના રસ્તે કેટલીય જેલો આવી હતી, હવે એ ભગવા કપડાની જેલમાં સુરક્ષિત હતો. સજા કાપીને ઘેર આવતો ત્યારે એની મા જીવી એને શીરો કરી ખવરાવતી ને પછી ચોરી છોડી દેવા એને સમજાવતી. મહેનત મજૂરી કરી પેટિયું રળી ખાવાની સલાહ એને ગમતી નહીં એટલે પાછો નાસી જતો. છેલ્લી સજા કાપીને એ ગામડે આવ્યો એની એકેએક પળ યાદ હતી.

ભાદરવા વદ અગિયારસની કાળી ડિબાંગ મેઘલી રાતે વનરાજ શેરીમાં દાખલ થયો. ખૂણો શોધીને જંપી ગયેલા એની શેરીના કૂતરાં એના પગરવથી જાગીને માથું ઊંચકી એની સામે જોઈ લેતાં. વનરાજનો ચહેરો વાંચીને પાછા જંપી જતાં.! આખી જિંદગીમાં કેટલી ચોરીઓ કરી એની વનરાજને નોંધેય ન હતી. એની ચોર ટોળકીનો સરદાર હતો. ગમે એવા જસતી અને અલીગઢનાં ય તાળાં તોડવા એટલે વનરાજ માટે એક ચપટીનો ખેલ હતો. દોલો, વીહો ખુમાન અને વીરજી એ ચાર એની ટોળકીમાં, ચોરીનો માલ બરાબર વહેંચાતો. ને બધાયની ફરજો પણ વહેંચેલી હતી. દોલો શહેરની સોસાયટીના અને ગામના ધનવાન માણસોની માહિતી લઈ રાખતો. જ્યારે વનરાજ કોઈ ઘર કે દુકાનનું તાળું તોડીને અંદર ઊતર્યા હોય ત્યારે બારણાંની આગળ વીહો અને પાછળ ખુમાન રહેતા. છેલ્લી ચોરીમાં પકડાઈ ગયો ને જેલ થઈ ગઈ... માને મૂકીને જેલમાં જવું પડ્યું... બિચારી બા. એને ક્યાં ખબર હતી કે એના આ દીકરો ચોર નહીં મહાચોર છે.!

ગામના બીજા નાકે આવેલી એક શેરીમાં એની મા જાગતી પડી હતી. ધીમું ઝગમગતું ફાનસ એની અંધારી ઓરડીના અજવાસિયામાંથી ગામડાની શેરીમાં પડતું હતું. વનરાજે ધીમેથી આગળિયો ખોલ્યો. પણ સામા ખાટલે ખાંસતી પડેલી એની મા જીવી એની જ રાહ જોતી પડી હોય એમ ખાટલેથી જ સ્હેજ માંથું ઊંચકીને બોલી : ''કોણ, વનુ..? આવી ગયો મારો વનરાજ..'' ''હા, માડી - '' વનરાજ એની નજીક આવીને જીવીના તૂટલ ખાટલા પાસે નીચે બેસી ગયો : ''અરે રે. માડી તું તો બવ બીમાર દેખાશ, સાવ અડધી થઈ ગઈ છો. તું ક્યારની ખાટલે પડી છો.?''

''હોળી પછે શરીર લથડ્યું છે વના-'' જીવી માંડ બોલી શકતી હતી : ''હવે તો જન્મારાના દિવસો એક એક પળી ગણીને કાઢું છઉં. તને મરતા પહેલાં એક વાર જોઈ લેવાની ઈચ્છા હતી એય ઠાકોરજીએ પૂરી કરી દીધી.'' જીવીને શ્વાસ ચઢી ગયો, પણ હાંફતાં હાંફતાં ય બોલી : ''હવે મોતનો ભો નથી, મારો વાલો દોરી ખેંચી લે આ સુવાસની પીડાથી છૂટી જાઉં...!'' બોલતાં બોલતાં જીવીની આંખો બંધ થઈ જતી હતી.

વનરાજનું કાળજું કંપી ગયું.! જે જાત તોડીને દાડિયા કરતી એ માનું ખડતલ શરીર એની સામે ખાટલીમાં દેખાતું ય નહોતું. વનરાજને બે વરસની સજા પડી ત્યારે તો એ જીવી હરતી ફરતી હતી. દાડિયા કરતી. એને જેલમાં ખબર મળ્યા હતા કે એની મા બીમાર પડી ગઈ છે પણ ઈ સાવ આમ પથારીવશ હશે એની એને ખબર નહોતી. જેલમાંથી સારી વર્તણૂકના લીધે ચાર મહિના વહેલો છૂટીને એ એના ચોરીના ભાગ માટે એના સાગરિત દોલાને મળવા જતો હતો ત્યારે એના ગામના

સુંદરજી નાયકનો દીકરો મહેશ એને મળી ગયો એણે વાત કરી હતી : "વના, તારી મા જાજું ખેંચે એમ નથી. આજ કાલ જેવું છે. તને જેલમાંય કહેડાવ્યું હતું પણ તું ન્યાંથી છૂટી ગયો હતો. વેળાસર તું ગામડે જઇને મળી આવજે…"

આખી જિંદગી એ માને કાંઈ સુખ આપી શક્યો ન હતો એનો રંજ વનરાજને હતો પણ કમ સે કમ મરતી માને મોઢું બતાવી આવવાની તડપથી એ અમદાવાદથી તાત્કાલિક ગામડે દોડી આવ્યો હતો. એની મા આ ગામડામાં ઝૂંપડા જેવી ઓરડીમાં અંધારા ઓઢીને જિંદગીના દિવસો નહીં, એક એક પળ ગણતી હતી.!

વનરાજની આંખો ભીની થઈ ગઈ. એની સામે એની મા આંખો મીંચીને પડી હતી.

જીવીએ આંખો ખોલી : "વના મારી એક વાત માનીશ…?" જીવી ઉચ્ચક શ્વાસે બોલી : "માનીશ…?"

"બોલ માડી-" વનરાજે કહ્યું : "તારા જીવને વિહામો થાય એવું હું શું કરું બોલ-"

"દીકરા હવે આખો જન્મારો ચોરી નો કરતો.!" જીવી ડોશી બોલી : "ચોરી બહુ ખરાબ દીકરા."

"માડી હું"- વનરાજ કશું જ બોલી ન શક્યો, પણ જીવી ડોશી બોલી : "તું બવ મોટો કીમિયાગર ચોર છો ઇ હું જાણું છું… દીકરા પણ મારા માથે હાથ મૂક અને ચોરી છોડવાનું પણ લે તો મારો જીવ છૂટે…!" "ભલે, માડી - હવે છોડી દઈશ…" વનરાજે કહ્યું ને ડોશીએ નિરાંતની આંખો મીંચી, વનરાજને યાદ આવ્યું : અમાસે તો અભેપર ગામના મુખીને ઘેર ખાતર પાડવાનો ભેરુબંધ સાથે વદાડ છે.. એનું શું…?

- પણ વનરાજની હા કાને પડીને ડોશીનો પ્રાણ છૂટી ગયો.

વનરાજે નક્કી કર્યું… વર્ષોથી રાત્યુની રાત્ય સુધી ભલભલા ઘર ફોડવામાં જેણે સાથ આપ્યો ઈ ભેરુબંધો સાથે વદાડ તોડાય નહીં પણ આ છેલ્લી જ ચોરી…! પછી ઈમને



કહી દઈશ કે હવે ચોરી બંધ…!

ડોશીનું કારજ પતે ઈ પહેલાં ભારદવાની અમાસે અભેપરના મુખીનું ઘર ફેંદવાનું હતું… એ મુખીની સાથે વનરાજને બીજો ય એક હિસાબ હતો. એ હિસાબનું નામ સોનલ…! સોનલ એટલે છેક પગથી માથા લગી ઝગમગતી રૂપ રૂપની પૂતળી ! એના નામની જેમ જ અંગે અંગમાંથી સોનું ટપકતું હોય એવું ચમકીલું અને ઘાટીલું મનમોહક રૂપ ! એ સોનલ એને બહુ ગમતી… ગામના એક સુખી સંપન્ન ઘરનું સંતાન… નખશીખ રૂપ રૂપનો અવતાર…! ને હાડતી ય એવી કે જેવા તેવા માયકાંગલા તો એને આડા ઉતરતા ય ડરે એવી છોકરી… પણ એકવાર કૂવે હેલ ભરીને આવતી સોનલને વનરાજે આંતરી હતી. એનો હાથ પકડીને કહ્યું હતું : "સોનલી, તું મારી હારે લગન કરી લે તને સોને મઢાવી ને રાખીશ… તારાથી ઉંચકાશે નહીં એટલું સોનું પહેરાવીશ…"

"કોઈકના ચોરેલાં ઘરેણાં મને પહેરાવીશ…?" સોનલે કટાક્ષ કરીને એનો હાથ છોડાવી લીધો હતો… ને એની સામે કરડાકી ભરી આંખો ફાડી ફાડીને કહ્યું હતું : "ખબરદાર, મને હવે પછી કોઈ દહાડો આંતરી છે તો, આ હેલ માથામાં મારી મારીને પૂરો કરી નાંખીશ સમજ્યો ? છોડ મને…" એમ કહીને વનરાજને ધક્કો મારી ચાલતી થઈ ગયેલી ને વનરાજ એકાદ પળ તો સાવ નમાલો બની ખડો રહ્યો ! એના મનમાં વસી ગયેલી એ સોનલ એટલે અભેપરના મુખી પરસોત્તમના દીકરા સુરેશની ઘરવાળી…! એ જાણ્યું ત્યારે જ મનોમન નક્કી કર્યું હતું કે એક દિ એ પરસોત્તમ મુખીનું ઘર ફેંદવું એ નક્કી…!

અમાસની કાળી ભમ્મર રાતે એ લપાતો છુપાતો મુખીના ઘરની પાછલી દીવાલે સરકતો છેક ફળિયાની અરધડી દીવાલ ઠેકતો અંદર કૂદ્યો : બારીના અજવાસિયામાં સાવ ઝાંખો પ્રકાશ હતો. ટમટમતો દીવડો ઓંસરીમાં હશે… એનું અજવાળું છેક ઓરડામાં પડતું હતું… અજવાસિયાની બારીના સળિયા દોઢ વેંતના ગણેસિયાનો લાગ કરીને સિફતથી ખેસવતાં વનરાજ ઘોડો પલાણે એમ ધીમેથી બારીમાંથી ઓરડામાં ઊતર્યો. ઓસરીનું બારણું આડું કરેલું હતું ને સામે પેડલી ઉપર પટારો ! આજ તો પરસોત્તમ મુખી તું લુંટાઈ ગ્યો જાણ ! વનરાજને વિચાર આવ્યો. એને ગમતી સોનલ જેણે લઈ લીધી એના ઘરમાં હશે એટલું સોનું આજે સફાચર પણ એજ વખતે ખૂણામાં પડેલ ખાટલે સળવળાટ થયો. એની સામે એક જવાન સ્ત્રીની નાભિ ખૂલી ગઈ ! ઓઢણીનો છેડો ઊંચે સરકી ગયો હતો. બંધ આંખોની નીચે નમણું નાક અને આછા અજવાળે ચમચમતાં રતુમડા હોઠ… અને મોહક કલેવરને જોઈને એક પળ વનરાજ એની સામે તાકી રહ્યો. એ યુવતીના મોઢા પરથી એનો હાથ હટ્યો… ને વનરાજ એની સામે તાકી રહ્યો… ઓહ… ! આ તો સોનલ… ! જેના રૂપની પાછળ એકવાર ગાંડો થયો હતો… એ સોનલ…!

 

આની હારે સંસાર તો નથી મંડાયો પણ એના રૂપને ભોગવી લેવાનો આનાથી રૂડો અવસર ક્યારે મળે...? આખો જન્મારો ચોરીઓ કરી.. આમે ય હવે આ છેલ્લી જ ચોરી છે... પછી કોઈના ઘર ગણવા નીકળવું નથી.. પણ આ સોનલીએ એની સામે કરેલા છણકાનો બદલો લેવાનો આવો મોકો નસીબ બીજીવાર તો નહીં જ આપે...! વનરાજે ઓરડાનું અધખુલ્લું બારણું બંધ કર્યું. એટલે ફાનસનું અજવાળું બારણાની તિરાડમાંથી રોકાઈને આવતું થયું... એ ઢોલિયાની સાવ લગોલગ આવીને એકાદ ક્ષણ સુધી સોનલની ભરપુર કાયાને જોયા કર્યું. ઢોલિયે બેઠો... ને પછી ખાટલે ઝૂકીને એના દેહને બાથ ભીડીને સોનલને ભીંસમાં લીધી એટલે સોનલ ગભરાઈને જાગી ગઈ : "અરે, કોણ છે મૂવા... તું..." સોનલ માંડ માંડ બોલી : "છોડ મને તારું મોઢું કાળું કર જા અહીંથી..." "સોનલ એના ચહેરાને ઉઝરડા પાડતી. વનરાજને આઘો ઠેલતી હતી... પણ વનરાજની ભીંસ વધતી ચાલી. વનરાજને લાગ્યું કે હે સોનલ ચીસો પાડશે, તો ઘરના સૌ જાગી જશે... એટલે એણે સોનલના મોઢે હાથ સાથે ચાદર ડૂચાની જેમ દબાવી દીધી. આમેય સોનલ આ આગંતૂકના અચાનક આક્રમણથી અધમરી થઈ ગઈ હતી... સોનલનો શ્વાસ રુંધાવા માંડ્યો હતો... એટલે એ ગૂંગળાતી હતી. વનરાજે સૂસવાટાભર્યા અવાજે એના કાનની લગોલગ હોઠ ફફડાવી કહ્યું : "મૂંગી મરી રહેજે નહિતર તું મરીશ ને ઘરમાંથી બીજા ય બે ચાર ઓછા થશે." સોનલના નિઢાલ શરીરે વનરાજની રાક્ષસી તાકાત સામે હાર કબૂલી લીધી ! તાળાં અને નકુચા તોડવા માટે ભેટમાં ખોસેલો ગણેસિયો ઝપાઝપીમાં નીચે પછડાયો, એના અવાજથી વનરાજના વજન તળે કચડાયેલી સોનલ ચમકી : "કોણ છે...! અલ્યા તું વનરાજ તો નહીં.. હા, ઈ જ લાગે છે, મૂવો વનરાજ...?"

"અલી ગાંડી બાઈ - આ ટાણે આવી ઓળખાણું આપવાની હોય... ?" કહીને વનરાજ મૂંગો થઈ ગયો પણ વનરાજના અવાજને ઓળખી ગયેલી સોનલે કહ્યું : "ઘરમાં ખાતર પાડવાથી શરૂઆત કરી હવે બૈરાની આબરૂં લૂંટવાના પાપ સુધી પહોંચી ગયો...? વનરાજ...?"

પણ વનરાજનો સ્વાર્થ પૂરો થઈ ગયો હતો. એ ચૂપચાપ જે બારીમાંથી આવ્યો હતો એ બારીએથી બહાર નીકળી ગયો. મનોમન સંતોષ હતો. શેરીના નાકે ભાઈબંધો રાહ જોતા હશે... એની પાસે જઈને કહીશ કે આજ તો આખી જિંદગીની મોજ પૂરી થઈ જાય એવી ચોરી કરીને આવ્યો છું... વનરાજ જે બારીમાંથી બહાર નીકળી આવ્યો ત્યાં એક નજર મારી એણે દોટ મૂકી... શેરીની બહાર અને મુખીના ઘરની આસપાસ ડ્યુટી બજાવી રહેલા એના ચારેય ભેરુબંધ દોલો, વીહો, ખુમાણ અને વીરજી કોઈ બહાર ન હતાં. નક્કી કોઈ જાગી ગયું હશે... એટલે જ એ સૌ નાઠા...! સૌ ચોરીનો માલ વહેંચવા જ્યાં મળતા ત્યાં જ મળ્યા.

વીહો બોલ્યો : "સારું થ્યું વના, આજે પરસોત્તમ મુખીના ઘરેથી આપણે નીકળી ગ્યા..."

"કાં...?" વનરાજે આશ્ચર્યથી પૂછ્યું, એને લાગ્યું હતું કે પોતે ચોરી કર્યા વિના એ પાછો ફર્યો છે એ જાણીને આ વીહો અને બધા ભાઈબંધ એના ઉપર તૂટી પડશે. એના બદલે અહીં ઊંધું સાંભળવા મળ્યું હતું.

"એ મરણાં વાળું ઘર છે... સમજ્યો...?" "વીરજી બોલ્યો : બાર દહાડા સુધી ન્યા ચોરી કરીએ તો દેવીનો કોપ થાય, ચોરી કરવી પણ એના ય નિયમ તો માનવા પડેને ભાઈ...!"

ખુમાન બોલ્યો : "આજે પરસોત્તમ મુખીનો દીકરો સુરેશ પાછો થયાને ચાર દિવસ થયા...!"

"હેં...? !...!" વનરાજ પથ્થરનું શિલ્પ થઈ ગયો... ઓરડાના અંધારે સૂતેલી સોનલ એતો સુરેશની વિધવા...! જેના દેહને અંધાધૂંધ અભડાવીને એ આવ્યો...? એક વિધવા બાઈની લાજ લૂંટી ? જાત માટે નફરત અને ફિટકાર ઊગી નીકળ્યો...! ચાર દિવસ પહેલાં જેનો ધણી મર્યો છે ઈસ્ત્રીના દેહને અભળાવવાનો અપરાધ થઈ ગયો ! આ પાપ ક્યારે ધોવાશે ?

વીરજી બોલ્યો : "હજી તો સુરેશને છોકરું છૈયું ય નથી... બિચારા મુખીનો તો વંશવેલો અટકી ગયો, દીકરીએ ય દીવો ન રહ્યો... માથે આભ ફાટ્યું કહેવાય...!" વનરાજ ભાઈબંધો સામે કાંઈ બોલી ન શક્યો... પણ આત્મા કોરી ખાતો હતો... આ શું થઈ ગયું... ? સોનલ તો ગામની દીકરી, એને બહુ ગમતી હતી... એ સાચું પણ એની નામરજી હતી... તોય... એને ફના કરી ? ચોરી કરવાથી પાપ લાગે છે એવું એણે કદીય માન્યું નહોતું પણ આજે ભાદરવી અમાસે એણે જે કાળા કામો કર્યા એ તો પાપ જ હતું... નર્યું અને ચોખ્ખુંચણાક પાપ...!

- ને પછી વનરાજ સંસારથી ભાગ્યો. ચાર રાત્રિ સુધી અભેપરની સીમમાં બેસી રહ્યો. ગળા નીચે અન્નનો દાણો ઊતરતો ન હતો. ફક્ત પાણી પીને આ શિવાલયના ઓટલે



પડ્યો રહ્યો... આ સંસારથી સાધુત્વના ભગવા લૂગડાં સુધી આવીને એની ભોમકા પૂરી થઈ ગઈ ! અભેપરમાં આવેલા શિવાલયે સાધુની વહેતી જમાતે રોકાણ કર્યું હતું. એની સેવા વનરાજે કરી. જમાતના મહંતે એને દીક્ષા આપી... પછી વિશુ મહારાજ તરીકે અહીં જ રોકાઈ રહ્યો. હવે સંસારથી ખરેખરી વિરક્તિ જાગી હતી. તેવીસ વર્ષથી આ શિવાલયમાં શિવ ઉપાસના કરતો હતો. જીવનમાં ભગવો રંગ ખરેખર પ્રગટ્યો હતો, પણ જીવતરની કડવી યાદો ક્યારેક આમ જાગી જતી ત્યારે ઉદાસ થઈ જતો. ગામમાં ચોરી કરીને ભાગતો ચોર એને એની ચોવીસ વર્ષ પહેલાંની જિંદગી યાદ અપાવી ગયો. હવે વનરાજમાં ચોર રહ્યો ન હતો. આ શિવ મંદિરની ટેકરીની તળેટીમાં વસેલા અભેપરમાં તો એને લોકો વીશુબાપુ તરીકે જ ઓળખતા હતાં.

પરોઢના પ્રકાશનો શેરડો ઓરડીના અજવાશિયામાંથી અંદર ડોકાતો હતો ત્યારે વિશુબાપુની આંખો ખુલી. પરવારી સ્નાન કરી, એક પગે ઓમ નમઃ શિવાયની દસ માળા કરવાનો વિશુ મહારાજનો દરરોજનો ક્રમ હતો. એ માળા પતી પછી વિશુ મહારાજ સામે પડેલી પાટે બેઠા બે ચાર ગામલોકો એમની સામે આવીને બેઠા હતા. કોઈ બોલ્યું : "બાપુ ઓલ્યો ચોર પકડાઈ ગ્યો હો...?"

"કોણ...?" વિશુબાપુએ પૂછ્યું : "રાત વાળો...?"

"હા -" ભાનુભાઈ ડોક્ટર બોલ્યા : "ઈ તો માળો ભારે પાવરધો નીકળ્યો... હોં....?"

"ઈ તો ચોર કોને કહેવાય, ઈ તો જબરા જ હોય ને ?" બાપુ હસીને બોલ્યા.

"બાપુ ઈને પોલીસે પકડ્યો, હજી બાવીશ વરસનું છોકરું છે ને આટલી નાની ઉંમરમાં પચાસ ચોરી કરી હોવાનું કબૂલ્યું... બોલો..." ભાનુભાઈ ડોક્ટર બોલ્યા : "માળો ગજબનો કારીગર હતો... માણસો ઊંઘતા રહી ગ્યાને ઈણે ઝાડું મારી લીધું એવી ય કેટલીય ચોરીઓ કરી છે..."

"તમને ઈ ખબર છે ઈ સારા ઘરનું સંતાન છે..." નરભેરામ માસ્તર બોલ્યા : "આ તો ઈના સંસ્કાર જ નાનપણથી નબળા નહિતર ઈને સાત પેઢી બેઠાં બેઠાં ખાય એવું છે...!"

"તો ચોરિયું શું કામ કરે...? માસ્તર...?" ભાનુભાઈએ પૂછ્યું... વિશુબાપાએ સૂર પૂરાવતા કહ્યું : "ચોરી કરવાનો હેતુ તો પારકું ધન ઓળવી લેવાનો જ ને...?"

"બાપુ ઈ ના વડવાઓની અસ્કયામતો એટલી છે કે, ઈને આવા કામ કરવા જ ના પડે...?" માસ્તર બોલ્યા એટલે ભાનુભાઈ ડોક્ટરે પૂછ્યું : "કાં, ઈ કાંઈ રાજા રજવાડાનો કુંવર છે...? માસ્તર -"

"હા - રજવાડું જ છે !" માસ્તરે કહ્યું : "ઈ પરસોત્તમ મુખીના સુરેશનો દીકરો છે, મુખીનો પોતરો જ આવો રાશિ પાક્યો છે..."

માસ્તરની વાતથી વિશુબાપુને આવતી ઉધરસ ગળામાં જ ઠંહકાઈ ગઈ...! માસ્તરના એ શબ્દો વિશુબાપુને લમણે ફરી અથડાયા કે એના તો સંસ્કાર જ નાનપણથી નબળા ! નક્કી એ તો આ વનરાજ નામના મહાચોરનું જ લોગી ! સોનલ દુઃખાણી એના ચોથા દિવસે એના ઢોલિયામાં કરેલાં પાપનું ફરજંદ...! અને વિશુબાપુથી ધૂનમાં ને ધૂનમાં જરા મોટેથી જ બોલાઈ ગયું : "બાપનો કસબ ઉતર્યો છે ઈનામાં...!"

"એનો બાપ ચોર નહોતો... બાપુ - એણે તો બાપની છાંયા ય નથી લીધી... સુરેશ મર્યા પછી તો નવ મહિને આ રાક્ષસનો જનમ થયો..." ભાનુભાઈ ડોક્ટર બોલ્યા : "સુરેશે તો આનું મોઢું ય જોયું નથી. ઈ સુરેશ તો મુખીને દેવનો દીધેલ દીકરો હતો."

"કોઈ મરતા ને મર ન કહે એવા સાધુ પુરુષના ઘરમાં આ નપાવટ પેદા થયો." માસ્તર બોલ્યો : "ને મુખીની હારોહાર ઈ ના બાપનુંય નામ બોળાવે... એવો પાક્યો...!"

એ બાપનું નામ નથી બોળાવતો... વિશુને વિચાર આવ્યો - એના બાપ વનરાજે નામ બોળાવ્યું છે !!

- ને વિશુબાપુને એવી બકારી ચઢી કે... ઠોં... ઠોં... કરતાં છાતી ઠાંસોઠાંસ થવા માંડી... જાણે એ હમણાં ફાટી જશે. આસપાસ બધુંય ઘુમરાવા માંડ્યું... વિશુબાપુ ઉધરસના ઉબકા ખાતા જ ઓરડીમાં આવીને ચોકડીમાં ઓકવા માંડ્યા...

આજે ઓરડીની ચોકડીમાં એને આખી જિંદગી ઓકી કાઢવી હતી... !

*ઈ-૨૦૧, એટલાન્ટિક રેસિડેન્સી, કૃણાલ ક્રોસ સર્કલ,*
*વિદ્યામંદિર સ્કૂલ પાસે, ગોત્રી-વડોદરા-૩૯૦૦૨૩.*
*મો. ૯૯૨૫૮૨૫૩૯૫*



# સંસ્કાર બોલે છે...

*- નટવર ગોહેલ*

**એ**કાએક પવનના સપાટા સાથે બારીનો પડદો ધ્રૂજી ઊઠ્યો અને ટેબલ પર ગોઠવેલો તપનનો ફોટો ટેબલ પર જ આડો પડી ગયો. પુસ્તકને સોફા પર મૂકી તન્નાએ ફોટો ઉઠાવી તો લીધો પણ અંદરથી એક હળવો ચિત્કાર જ નીકળી ગયો : ઓહ, પ્રભુ...! ફોટો સ્હેજમાં રહી ગયો, કાચ...

સહજ બનતા વાર લાગી પણ ફોટાને છાતી સાથે ચાંપતા પુનઃ અંદરથી એક લાગણી પડઘાઈ આવી : જોતજોતામાં બાર માસ પસાર થઈ ગયા તારી વિદાયને !

આંખો સજળ બની ગઈ. તન્નાની આંખો પણ ભીનાશથી ટેવાઈ ગઈ હતી. અતીતના પૃષ્ઠો પર અંકાયેલી યાદોની મરમરી તસવીરો સડસડાટ સપાટી પર આવી.

'સંસ્કાર બોલ્યા વગર રહે નહીં...' આ તકિયાકલામ શબ્દો તન્નાને બહુ ગમતા, દિવસમાં એકવાર તો તપન બોલી નાખતો.

છાપાવાળાને છ વાગે છાપું નાખવાનું કહ્યું હોય અને તે બીજા દિવસે પોણા છએ નાખી જાય તો તપન તરત કહી દેતો : 'જોયું તન્ના ! આજે પોણા છએ છાપું નાખી ગયો. માણસને કેટલી વાર કહેવાનું ? એકવાર કહો અને તે આદેશનું પાલન કરે એટલે વાત પતી, સંસ્કાર બોલ્યા વગર રહે નહીં તે આનું નામ !'

તપને છેક બપોરે કહ્યું હોય : 'સાંજે ડીસમાં પાતરા અને ખમણ જોઈએ' અને સાંજે થાળીમાંથી બંને વ્યંજનોની સોડમ ઊભરાતી મળે ત્યારે તે બોલ્યા વગર રહે નહીં : 'ઓહો, મારી ઇચ્છાનો પડઘો ઝિલાઈ ગયો લાગે છે.'

'તપન, માણસને એકવાર કહેવાનું હોય...' સ્મિત લહેરાવીને તન્ના કહેતી : 'વારંવાર ના કહેવાનું હોય પેલી કહેવત છે ને ?'

'હા, તેજીને ટકોરો અને ગધેડાને ડફણાં !' આમ કહી તપન અટકી પડતો. મરક-મરક હોઠ મલકાવી તન્નાના ખભે ચહેરાની હડપચી ટેકવી તે કહી દેતો : 'તન્ના આ સંબંધ છે હૃદયથી હૃદય સુધીનો ખરું ને ?'

'હવે વાતના વડાં પકવવાનાં નથી. પાતરા અને ખમણને ન્યાય આપવાનો બાકી છે.' તન્ના કહેતી પણ તપન રાબેતા મુજબ કહી દેતો : સંસ્કાર બોલ્યા વગર રહે નહીં' અને તે સાંભળી તન્ના ખિલખિલાટ હસી પડતી. તેનું હાસ્ય પણ તપનને સ્પર્શી જતું.

'તન્ના એક વાત કહું ?' આમ કહી તપને તન્નાને પોતાની તરફ ફેરવી, તેના લલાટ પર હોઠ ચાંપીને કહી દીધેલું : 'તને જોયા પછી કશું જ ખાવાનું મન થતું નથી, કેમ કે પેટ ભરાઈ જાય છે. આ ચહેરો, આ સદાબહાર સ્મિત અને ફરકતી પાંપણો અને તેની નીચેની આંખોની કીકીઓ... નૈસર્ગિકતાના કોઈ રંગો બહાર શોધવા જવાની જરૂર નથી !'

પુનઃ પવનનો સપાટો આવ્યો. યાદોની તસવીર સરકી ગઈ. બહાર હવે વરસાદ શરૂ થઈ ગયો હતો. બારમાસ પૂર્વેની ઘણી યાદો અકબંધ હતી. ૪૫ વર્ષનું સંસારી જીવન માધુર્યથી છલોછલ હતું. એકેએક ક્ષણ માણી હતી, પ્રમાણી હતી. લાગણીઓનો આસવ કદી ઓસરે જ નહીં.

તન્નાએ તસવીરને ટિપોઈ પર ગોઠવી. બારી બંધ કરવા આગળ વધી. ગાર્ડન પાસેના આવાસની ખૂબી જ એ હતી કે બહારનું સઘળું આંખોમાં ભરાઈ જતું.

એણે જોયું આસોપાવલના વૃક્ષ નીચે ઊભેલું યુગલ વરસાદથી ભીંજાઈ ન જવાય તે માટે શરીરને પરાણે સંકોરી રહ્યું હતું.

તેને યાદ આવી ગયું. આવી જ એક સાંજની રમણીયતાનું દૃશ્ય. તપન અને તન્ના એકબીજાની પાસે બેઠાં હતાં. એકદમ લગોલગ અને અણધાર્યો વરસાદ તૂટી પડ્યો. હૃદયની સંવેદનાઓથી તેઓ ભીંજાયેલા જ હતા, ત્યાં વળી વરસાદે પૂરું કર્યું.

'તું તો સાવ પલળી ગઈ.'

'અને તું... ?'

'હું પણ...'

બંને પલળતાં-પલળતાં જ વાતો કરતા રહ્યાં. એ દિવસો જ તન-મનથી ભીંજાવાના અને તરબતર થવાના હતા.

'ચાલ, આપણે લાલુભૈયાનાં દાળવડાં ખાઈશું. ?' તપને કહ્યું હતું અને તેની ઓફર સાથે જ તન્ના મલકાઈ ગઈ હતી. 'અરે, યાર ! તેં તો મારા મનની વાત કરી દીધી.'

લૉ ગાર્ડનના પાછળના ગેઈટ પાસે લાલુ ભૈયાની લારી હતી. વરસાદી માહોલ હોય એટલે ભઈ વાહ, દાળવડાની મોસમ ખીલી ઊઠે. લોકોને કતારમાં ઊભું રહેવું પડે.

જેઠ ઉતરતાં - ઉતરતાં તો તપન ચાર-પાંચ વખત દાળવડાના પડીકાં ઘરે લઈ આવે, તન્નાને ખવડાવીને પ્રસન્નતાઓ ઓડકાર ખાય. તન્નાના ચહેરા પરની ખુશી એવી કે તેના અંગે અંગમાં હરખની હેલી ફરી વળે.

એકવાર દાળવડા ખાતાં-ખાતાં જ તન્નાએ તપનને ખૂબ પ્રેમ અને લાડથી કહી દીધું હતું : 'ખવડાવીને ખાય એ માણસની શું વાત કરવી બોલ...? કહું તને ?'

'બોલને ?' આમ કહેતા તો તપનની આંખોમાં શરારતી આસવ ઉપસી આવ્યો હતો, ધીમેથી પત્નીના ચહેરા પર હાથ પસરાવીને ઉમેર્યું હતું : 'તું જ્યારે મારા વખાણ કરવા માટે જીભ ઉપાડે છે ત્યારે મારા કાન તારી દિશામાં ઊઘડી જાય છે...'

એ શરમાઈ ગઈ હતી.

'અરે, હવે તું નાનો નથી.' આમ કહીને તન્નાએ કહ્યું : 'આપણો દીકરો સંગત પણ...'

'એ સાચું પણ...' તન્નાને આગોશમાં લઈ લેતા કહેલું : 'આ માણસની તું શું વાત કરવાની હતી, એ તો કહે ?'

તે શરમાઈ ગઈ.

'બોલને, હોઠ પર બેસી ગયેલા આ મૌનને ઉઠાડી મૂક...' તપને તેના હોઠ પર આંગળી મૂકીને કહ્યું હતું : 'તું જ્યારે બોલતી હોય છે ત્યારે કેવળ હું જ નહીં - આસપાસનું સઘળું થંભી જાય છે. બોલ, તું શું કહેતી હતી ?'

'ખવડાવીને ખાય એ માણસના સંસ્કાર બોલે છે...!' તન્નાએ તપનની બાહુમાંથી ખસી જતા કહ્યું હતું : 'કોઈ જોઈ જશે'

બંને હસી પડ્યાં હતાં.

તપન સાથેના સંસારની મીઠાશ તન્નાના અતંરમાંથી ઓસરી ન હતી. પ્રત્યેક દિવસ યાદોમાં પસાર થતો. ૪૫ની વય પર સ્થિર થયેલ તન્નાનું અસ્તિત્વ તપનની યાદોમાં જ ઝૂલ્યા કરતું હતું. કેમેય કરીને તે તપનને ભૂલી શકતી ન હતી.

તપન-તન્નાનો દીકરો સંગત પણ, યુવાન સંધ્યા સાથે પરણી ચૂક્યો હતો. બંને મીઠડાં હતાં. વાણી, વર્તન અને વ્યવહારમાં આ એક આદર્શ યુગલ હતું. અસલ બાપ ઉપર ગયો છે તપન. ચહેરે મહોરે એકદમ સમાન, અવાજ અને હાલ-ચાલનો ઠસ્સો પણ અદ્દલ તપન જેવો. એની મુખાકૃતિ જરાયે અલગ નહીં.

તપનની યાદમાં ડૂબેલી તન્નાએ ફરીથી તસવીર સામે જોયું. ટેબલની એક તરફ સંગત અને સંધ્યાની પણ તસવીર હતી. કેટલું સુંદર યુગલ. ઓહ, નજર લાગી જાય તેવું જોડલું છે.

બહાર વરસાદ ચાલુ હતો.

આવી જ એક વરસાદી સાંજે તપનનું બાઈક રસ્તા પર સ્લીપ ખાઈ ગયું હતું અને તે સંસારમાંથી વિદાય લઈ ગયો. કેવી વસમી હતી એ સાંજ. સંધ્યા, સંગત અને તન્ના સ્તબ્ધ થઈ ગયાં હતાં. સમય જાણે થીજી ગયો હતો. કેવળ આંખો જ વરસી રહી હતી. તન્નાની મનોદશા જોઈને સગા સ્નેહીઓ પણ હતપ્રભ થઈ ગયાં હતાં.

'સારસ અને સારસી જેવું અણમોલ જોડલું - આમ એકાએક નંદવાઈ ગયું. સ્વપ્નાં સઘળાં વેર-વિખેર થઈ ગયાં. આંગણ-પ્રાંગણના હવામાનમાં ખેલતું-કુદતું હરણા જેવું હાસ્ય ઓઝલ થઈ ગયું.'

સંગત તન્નાના ખભા પર હાથ મૂકીને ફક્ત મૂક ચહેરે આશ્વાસન આપી રહ્યો, શબ્દ વગરની પણ વાણી હોઈ શકે છે, તેની આંખો કહી રહી હતી : બસ, મમા રડો નહીં ! હું છું ને !

તન્નાએ કશું કહ્યું નહીં, કશું જ કહી શકે તેમ ન હતી. તેણે કેવળ સંગત સામે જોયું હતું. શબ્દવિહોણી લાગણી કેવળ આંસુઓ વાટે જ દડી રહી હતી.

તન્ના કહેવા જતી હતી : તું ભલે તારા પપ્પાની પ્રતિકૃતિ હોય, પણ, તારા પપ્પા તો પપ્પા જ હતા, એવો પુરુષ, એવો માણસ આ પટ પર હવે ના મળે દીકરા ! પણ, તન્ના કશું જ કહી શકે તેમ નહતી.

તપન-તન્ના ઘણું ઓછું સાથે રહ્યાં પણ છલોછલ સાથે રહ્યા. ભરપુર સાથે રહ્યાં. અનરાધાર વરસ્યાં અને ભીંજાયાં.

વિચારોની હારમાળામાં અને યાદોના ઝરૂખામાં ઓતપ્રોત તન્નાની સમાધિસ્થ અવસ્થા ટેલિફોનના રણકારથી તૂટી...

આંખો ભીની થઈ ગઈ હતી. તેણે ફોન ઉઠાવ્યો.

'મમા... વરસાદ કેવો છે ?'ઓફિસમાંથી સંગત વાત કરી રહ્યો હતો : 'હું અને સંધ્યા ઘરે આવીએ તે પછી આપણે દાળવડાં ખાવાનો પ્રોગ્રામ બનાવીશું.'

'દાળવડાં...!'

તન્નાના હોઠ પરથી શબ્દો ઉતરી આવ્યા. સંગતે પુનઃ લાલુભૈયાનાં દાળવડાંની યાદ તાજી કરાવી દીધી.

'મમા, શું કહ્યું ?' ફરી સંગતનો અવાજ રણક્યો : 'સંધ્યાની ઈચ્છા પણ છે...' પછી ધીમેથી ઉમેર્યું : 'વરસાદી માહોલમાં જરા અલગ ટેસ્ટ મળે તો મજા પડેને મમા...?'

એ હસ્યો.

'ભલે, દીકરા પણ...' આમ કહી તન્ના અટકી. મૌન ક્ષણનું હતું પણ તે સામા છેડે સંગતને ખટકવું : 'મમા, ના નહી - સાથે આવવું જ પડશે. પ્રોગ્રામ મસ્ત જવો જોઈએ.'

'તું અને સંધ્યા એકલા જ જઈ આવોને દીકરા..' તન્નાનો અવાજ ભારે હતો એમાં વેદનાની ભીનાશ હતી.

'ના, મમા ! અમે એ રીતે એકલાં જઈ શકીએ નહીં. સારું નહીં લાગે. સંધ્યાને માઠું લાગી શકે છે !'

'તમે આવો પછી...'

બાળકોનું મન તો રાખવું પડે ને ?

★★★

વરસાદી સાંજની ઠંડી હવામાં લાલુભૈયાનાં દાળવડાંની સોડમ પ્રસરી ગઈ હતી. સંગત-સંધ્યા અને તન્ના દાળવડાંને ન્યાય આપી રહ્યાં હતાં.

સંધ્યા અને સંગત ખુશ હતાં. બંને તન્ના પાસે ઊભાં હતાં અને આગ્રહપૂર્વક તન્નાને ખવડાવી રહ્યાં હતાં.

તન્નાને તપનની યાદ સતાવી રહી હતી. ઘણા સમય પછી તન્ના એકલી આવી હતી. હા, ગાર્ડનના દરેક બાંકડા પર બંનેની યાદો સમાયેલી હતી.

'બહેનજી, તમે ઘણા સમય બાદ આવ્યાં છે, મારા તરફથી દાળવડા થઈ જાય...' આમ કહી લાલુભૈયાએ ઊમેર્યું : 'સાહેબની નાણાકીય સહાયથી આ લારી ખરીદી હતી.'

'નહીં, ભૈયાજી ! આપનો આભાર !' તન્નાએ વિવેક દાખવતા કહ્યું હતું.

પાછા ફરતી વખતે સંગતથી બોલાઈ ગયું : 'ભૈયાજીની વાણીમાં કેટલો બધો વિવેક હતો નહીં ? સંસ્કાર બોલ્યા વગર રહે નહીં.'

એ છેલ્લા વાક્યએ તન્નાની આંખોને સજળ બનાવી દીધી.

*ડી-૬૬, માયા રોહીદાસ ટેનામેન્ટ, કાશી વિશ્વનાથ સોસાયટી, વિભાગ-૧ની બાજુમાં, ઈસનપુર, અમદાવાદ. મો. ૯૮૨૪૯૨૧૫૮૦*





# આંસુની ઓળખ...

*- નીલમ દોશી*

**સા**વ જ અણધારી રીતે એ આ ઘરમાં આવી ગયો હતો. એ સાંજની પહેલી મુલાકાતની વાત... એ દિવસે સોનુ સ્કૂલેથી પાછો આવ્યો ત્યારે એની સાથે એક અજાણી વ્યક્તિને જોઈ સેલિનાએ સવાલોનો મારો ચલાવ્યો હતો.

આપનો પરિચય ? અને એક સ્પષ્ટતા... ખોટું બોલવાવાળા લોકો માટે મને નફરત છે.

યુવક એકાદ ક્ષણ આ યુવતી સામે જોઈ રહ્યો.

''મારી વાત માનવી કે ન માનવી એ તમારે નક્કી કરવાનું છે. હું ગ્રહનિકાલ થયેલી એક વ્યક્તિ છું.''

''ગ્રહનિકાલ ? સમજાયું નહીં ?''

''જેમ તમે લોકો દેશનિકાલ કે એવું કશુંક કહેતા હો એ રીતે.''

''તમે લોકો અર્થાત્ ?''

''અર્થાત્ હું આ ગ્રહનો... તમારી પૃથ્વી પરનો માણસ નથી.''

''મને મશ્કરી પસંદ નથી.''

''આ મશ્કરી નથી. હકીકત છે. સોરી, હું તમને વધારે માહિતી તો નહીં આપી શકું. અમને મનાઈ હોય છે. પણ એકાદ નાનકડી ભૂલ થતા અમને આવી કોઈ સજા કરવામાં આવે છે. જેથી અમારે બીજા કોઈ ગ્રહમાં એટલો સમય રહેવું પડે છે. એટલે કે, તમારા માટે હું એલિયન ગણાઉં.''

ક્યાંય સુધી બંને વચ્ચે સવાલ જવાબ ચાલી રહ્યા.

આખરે સેલિનાને સંતોષ થયો. તેની આંખોમાં અપાર અચરજ ઊમટ્યું હતું. પણ ભાવનાઓને ભીતરમાં જ ધરબી રાખવા કદાચ તે ટેવાયેલી હતી.

'One More Question... તમારા કહેવા મુજબ તમને એક કલાક પૂરતી જ ગ્રહનિકાલની સજા થઈ છે. એક કલાક તો મારા ખ્યાલથી પૂરો થવા આવ્યો. નાઉ યુ કેન ગો.'

'હા, પણ એ એક કલાક અમારો... અમારા ગ્રહનો... અહીંનો નહીં.'

'અર્થાત્ ?'

'અમારો એક કલાક એટલે પૃથ્વી પરનું તમારું પૂરું એક વરસ. ગુરુત્વાકર્ષણના મોટા તફાવતને લીધે આવું થાય છે.'

યુવકે આખી ગણતરી વિગતવાર સમજાવી.

ધ્યાનથી સાંભળતી સેલિનાની આંખો નર્યા વિસ્મયથી પહોળી થતી રહી.

'ઓહ... મતલબ પૂરાં એક વરસ સુધી તમે અહીં રહેશો...?'

'ગભરાશો નહીં, આપને તકલીફ નહીં આપું. હું બીજે ક્યાંક...'

'અધવચ્ચે જ ન જાણે કેમ પણ સેલિનાથી કહેવાઈ ગયું.'

'તમે અહીં રહી શકો છો. એક વરસ સુધી.'

'રીયલી ? થેંક્ન્યુ. સાચું કહું તો મને મારો નાનકડો દોસ્ત, સોનુ બહુ ગમી ગયો છે.'

'પણ તમારા આવવાથી સોનુના એજ્યુકેશનમાં કોઈ...'

'એની ચિંતા ન કરો. એને શિખવવાની જવાબદારી મારી. અમારો ગ્રહ અહીં કરતા ઘણો જ એડવાન્સ છે. અહીંની ભાષા શીખતા મને તમારી પાંચ મિનિટ લાગેલી.'

ક્યાંય સુધી બંને વચ્ચે વાતો થતી રહી. આખરે સેલિનાને દોસ્તની વાત પર શંકા કરવાનું કોઈ કારણ ન દેખાયું. ''

અર્જુનને દેખાતી પક્ષીની માત્ર એક આંખની જેમ સેલિનાને સોનુના અભ્યાસ સિવાય બીજું કશું દેખાતું જ નહોતું. જીવનના બધા રસ સૂકાઈ ગયા હતા. સમયની એક ફૂંકથી એક ચુલબુલી યુવતીમાંથી એક જવાબદાર ગૃહિણીની ભૂમિકામાં તે મુકાઈ ગઈ હતી. વ્હાલા બહેન-બનેવી પાછળ મન મૂકીને નિરાંતે બે આંસુ સારવાનો સમય સુદ્ધાં તેને ફાળે નહોતો આવ્યો. સઘળાં આંસુઓને ભીતરમાં જ શમાવીને તેણે સોનુંને પાંખમાં લીધો હતો.

પણ હવે કદાચ કાળે ફરી એકવાર કરવટ બદલી હતી. અહીં આવ્યાના બીજા જ દિવસથી દોસ્તે ફક્ત સોનુનો જ નહીં, પૂરા ઘરનો કબ્જો લઈ લીધો છે. સોનુ તેની પાસે ખૂબ ઉત્સાહથી શીખી રહ્યો છે. ઘરના પણ બધાં જ કામ દોસ્તે ઉપાડી લીધા છે. મિનિટોમાં એ બધા કામ પૂરી ચોકસાઈથી કરી શકે છે. ફક્ત અભ્યાસમાં જ નહીં, સ્કૂલની દરેક પ્રવૃત્તિમાં સોનુની પ્રગતિ જોઈને સેલિના તો સાવ હળવી ફૂલ. કોઈ અજાણ્યા ગ્રહ પરથી આવેલા આ દોસ્ત એલિયનને લીધે પાંચ વરસ પછી આવેલી આ હળવાશની પળોએ સેલિનાનું મૂળ સ્વરૂપ તેને પાછું બક્ષ્યું છે. ગંભીર ગૃહિણીનું ફરી એકવાર નટખટ, ચંચળ, હસતી, ગાતી, ચુલબુલી યુવતીમાં રૂપાંતર થતા વાર ન લાગી.

એક સાંજે ગુમાવી દીધેલી સુગંધનો સળવળાટ તેની છાતીમાં... અને અકાળે ખરી ગયેલાં શમણાંઓને, અબોટી ઈચ્છાઓને પાંખો ફૂટી. સોનું તરફથી નિશ્ચિત બનેલી સેલિનાની ચેતના જાણે કેસૂડાના રંગે રંગાઈ રહી. ગુલાલ ભરેલી તાસકમાંથી સરી પડ્યું કોઈ ઝાલરટાણું. સમય નામના સારથિનો આ કેવો ચમત્કાર. સોનુ માટે તો જાણે દિવસો સોનેરી અને રાત રૂપેરી.

સોનુ તો હવે વૃક્ષો સાથે વાતો કરતા, વાયરા સાથે કલ્પનાની પાંખે વિહરતા, પતંગિયા સાથે ઊડતા કે ફૂલો સાથે ખીલતા શીખી ગયો છે.

રોજ સાંજે ત્રણેની ત્રિપુટી દરિયાની ભીની રેતીમાં દોડતી, બલૂન ઉડાડતી, હસતી ગાતી અચૂક જોવા મળે. કદીક દરિયાના પાણીમાં ઊભા રહીને એકમેક પર પાણીની છોળો ઉડતી રહે, તન, મન ભીંજાતા રહે. સેલિનાના ગળામાંથી પંખીના ટહુકાની જેમ ગીતો ગૂંજતા રહેતાં. હસીને લોટપોટ થઈ જતાં કે ગીતો ગાતાં માસીને શરૂઆતમાં તો સોનુ બાઘાની જેમ જોઈ રહેતો. સેલિનાનું મન એની પોતાની યે જાણ બહાર મોર બનીને થનગની ઊઠ્યું. સોળે કળાએ ખીલી ઊઠેલી એક ભરપૂર જિંદગી જીવાતી હતી. જાણે પાંચ વરસનું સાટું વળી રહ્યું હતું.

કદી વનભ્રમણ, કદી બોટિંગ, કદી પર્વતો, ઝરણાઓની મુલાકાત તો કદીક કોઈ ઉદ્દેશ વિના અજાણી કેડીએ રખડપટ્ટી. સૂર્યોદય અને સૂર્યાસ્તના રંગો રોજ એક નવી સવાર લાવતા. આ વરસે તો મેઘરાજા પણ મન મૂકીને વરસી પડ્યા છે. વરસતા વરસાદને ઝીલવાની મજા આજ સુધી સોનુએ ક્યાં માણી છે? હવે સોનુ, સેલિના અને દોસ્તની ત્રિપુટી આભના આ નર્યા નીતરતા નીરને ઝીલવા નીકળી પડે છે. અત્ર, તત્ર, સવર્ત્ર ઘેરા લીલા રંગની બિછાત. જડ અને ચેતન બધા ભેળા થઈને મેઘની સરગમ ગાતાં હતાં. ક્યાંક કોઈ ભેદ નહીં, વાદ વિવાદ કે વિસંવાદ નહીં, તરલ, સરલ રોમાંચથી ભર્યુંભર્યું જીવન. વરસાદની મોસમ આવી સરસ હોય, ભીની માટી આવી મઘમઘતી હોય ?

દોસ્ત સામે પણ રોજ રોજ જીવનના અપાર, નિતનવા, કદી ન જોયેલા, ન જાણેલા વિસ્મયકારી રૂપો ઊઘડી રહ્યાં છે.

એ સાંજે સેલિનાને એક કૌતુક જોવા મળ્યું. તેની બહેનપણીના લગ્નમાં જવાનું હતું. દોસ્ત પણ તેની સાથે હતો. આખું વાતાવરણ જોઈ તે મંત્ર મુગ્ધ. વિદાય વખતે બધાની ભીની આંખો, આંસુઓ તે નકરા અચરજથી જોઈ રહ્યો. શું છે આ બધું? કોઈ કારણ સિવાય તેની આંખો પણ ભીની બની કે શું? એને પોતાને

નવાઈ લાગી... બાપ દીકરીને ભેટીને વહાલનો જે દરિયો વહી રહ્યો. દોસ્ત સ્તબ્ધ... અને સાથે સેલિના પણ... શું દોસ્તે આવું કદી જોયું જ નહીં હોય ?

કદીક કંઈક પૂછવાનું મન થાય છે પણ સેલિના કશું પૂછતી નથી. મિત્ર જવાબ ન આપી શકે એવું કશું પૂછવાનું તેને મન નથી થતું.

બે ચાર દિવસ પછી સેલિના સાથે તે બાળકોની હોસ્પિટલમાં ગયો હતો. નાનાં બાળકો, જેઓ આ દુનિયામાં થોડા સમયના જ મહેમાન હતાં... તેમની ઝિંદાદિલી જોઈને, મેઈક એ વીશ વાળા લોકોને નિસ્વાર્થભાવે તેમની ઈચ્છાઓ પૂરી કરતા જોઈને દોસ્તની ભીતરમાં કશુંક ખળભળી રહ્યું હતું.

એક દિવસ સેલિના એની સાથે કોઈ સેવાભાવી સંસ્થાની મુલાકાતે ગઈ હતી. ત્યાં રક્તપિતથી પીડાતા દર્દીઓની જે ભાવથી સેવા, માવજત થઈ રહી હતી એ જોઈ દોસ્તની આંખમાં પ્રગટેલી ચમક પારખવા સેલિના મથી રહી.

કદીક બીમાર પતિની સેવા કરતી પત્નીને, તો કદીક ઝૂંપડપટ્ટીમાં બાળકોને ભણાવતા કોલેજિયનોને, તો ક્યાંક પ્રણયની મસ્તીમાં ડૂબેલા યુગલોને તે ન જાણે કેવી યે રીતે નીરખી રહેતો. આવા દશ્યો પોતે કદી જોવા નથી પામ્યો. આ બધી સંવેદનાઓ તો તેને માટે સાવ અપરિચિત, નવી નક્કોર...

સેલિનાની જેમ દોસ્ત સામે પણ જીવનના અપાર, નિતનવા રૂપો ઊઘડી રહ્યાં હતાં. તેની ભીતરમાં એક દ્વન્દ સાથે રોજ એક નવી સવાર અનેક આશ્ચર્યો લઈને ઊઘડતી હતી.

અરીસામાં એક ચકલી ચાંચ મારી મારીને પોતાના હરીફને હંફાવવામાં પોતાને જ થકવી રહી હતી. દોસ્ત પણ કદાચ પોતાના જ પ્રતિબિંબને ખોતરી રહ્યો હતો.

સમય દોડી રહ્યો હતો. એક વરસ તો આંખ ઝપકતાં ઊડી ગયું એ ખ્યાલ સેલિનાને છેક છેલ્લી રાત્રે આવ્યો... તેના મનમાં અજંપાના બેબાકળા હરણાંઓ દોડી રહ્યાં.

શું ખરેખર દોસ્ત ચાલ્યો જશે ? હંમેશ માટે ? ના, ના...

આખી રાત સેલિના જાત સાથે સંઘર્ષ કરતી રહી. શું કરી શકે તે આ દોસ્તને રોકવા માટે ? જીવનના કેલિડોસ્કોપમાં સર્જાયેલું રંગીન, મોહક ચિત્ર કાલે વિખેરાઈ જવાનું ? તેની બંધ આંખોમાં ભીના ભીના વાદળોની ભીનાશ...

એ સવારે હજુ તો પ્રભાતનું પહેલું કિરણ સુદ્ધાં ફરક્યું નહોતું. ઝાંખાપાંખા અંધકાર અને ઉજાસનું અદ્ભુત સાયુજ્ય રચાયું હતું.

અચાનક હીંચકાની ઘૂઘરીનો મંદ, મીઠો રણકાર કાને અથડાતા સેલિના ઝબકી પડી.

સામે નજર કરી તો ફળિયામાં હીંચકા પર બેઠેલો દોસ્ત આકાશ સામે એકીટશે જોઈ રહ્યો હતો.

આજે દોસ્ત આટલો વહેલો ? હમણાં તો સપનામાં પોતાની સાથે હતો. આટલી વારમાં બહાર ?

કશુંક બબડતી સેલિના ધીમેથી ઊભી થઈ. ઘસઘસાટ ઊંઘતા સોનુ પર એક નજર નાખી તે બહાર નીકળી.

દોસ્તનું ધ્યાન ન જાણે ક્યાં હતું ? તેની હાજરીની દોસ્તને જાણ સુદ્ધાં ન થઈ. સેલિનાને જરા ઓછુંઆવી ગયું. સેલિનાને જોઈ હીંચકાની સામે ઊભેલો આસોપાલવ મર્માળુ સ્મિત વેરી રહ્યો. આસોપાલવને વ્હાલથી વળગીને કોઈ અનામી વેલી ઉપર ચડી રહી હતી. વેલીને વૃક્ષ વિના કદી ચાલ્યું છે ખરું ? સેલિનાના મનમાં જો વીજળીનો ઝબકારો અને કોઈ અદ્રશ્ય મોતી પરોવાઈ ગયું. તે ધીમેથી દોસ્તની બાજુમાં હીંચકા પર ગોઠવાઈ, દોસ્ત ચોંકી ઊઠ્યો.

'ઓહ... સેલિ, તું અત્યારમાં ? આટલી વહેલી ?'

'કેમ વહેલા ઊઠવાનો ઈજારો તેં એકલાએ રાખ્યો છે ?' સેલિના મીઠું હસી પડી. દોસ્ત તેની સામે જોઈ રહ્યો.

આમ બાઘાની જેમ આકાશમાં શું જોઈ રહ્યો છે ?

થોડી મૌન ક્ષણો...

વાતાવરણમાં ઠંડીનો કંપ, ચમકારો હતો. ઘાસની નીલમણિ બિછાત પર ખરતા પીળાશ પડતા સૂક્કા પાંદડાઓનો ઝીણો રવ પવનની લહેરખીઓ સાથે એક અદ્ભુત લય રચી રહ્યો હતો. આખું વાતાવરણ કોઈ સંતને ભલે પવિત્ર લાગે એવું હોય પણ સેલિનાને તો અત્યારે એ રોમેન્ટિક, માદક, મદહોશ કરી દે એવું દેખાતું હતું.

તેણે ફરીથી દોસ્ત સામે જોયું. કંઈક સમજવા મથી રહી.

પણ દોસ્તની નજર તો આસમાનમાં સ્થિર.

'શું જુએ છે ? કોને શોધે છે આસમાનમાં ?'

'કોઈને જ નહીં, અમારે વળી શોધવાનું શું ?'

'એટલે ? સમજાયું નહીં.'

'સાચું કહું તો મને યે પૂરું સમજાતું નથી કે મને શું થાય છે ?'

સેલિનાના ચહેરા પર ચંદ્ર વિનાની રાત્રે પણ ચાંદનીનો ઉજાસ...

'દોસ્ત, તે પહેલે જ દિવસે કહેલું કે અમને વધારે માહિતી આપવાની મનાઈ છે, એથી આજ સુધી મેં કશું જ નથી પૂછ્યું. અને આજે પણ તારા મુલક વિશે કંઈ નહીં પૂછું. પણ એક અંગત સવાલ પૂછી શકું ?'

'તને ના પાડવાની હિંમત મારામાં હવે છે એમ તું માની શકે છે ?'

સેલિના દોસ્ત સામે જોઈ રહી.

'તારા જીવનમાં ત્યાં તારી સાથે બીજું કોણ છે ? તારા લગ્ન...'

સેલિના વાક્ય પૂરું ન કરી શકી...

'સેલિ, અમારે ત્યાં આવી કોઈ ભાવનાઓ જ નથી. લગ્ન જેવી સંસ્થા જ નથી. અમારે તો છે માત્ર સગવડો અને ભૌતિક સાધનોની ભરમાર. લાગણી કે સંવેદનાનો પરિચય તો મને અહીં આ ગ્રહ પર, તમારી પાસેથી થયો. અમારા ગ્રહ પર આંસુ, વિરહ, મિલન, ખુશી, ઉદાસી વગેરે સંવેદનાઓનો સદંતર અભાવ... કોઈ પરિચય, કોઈ નાતો જ નથી અમારે આ બધા શબ્દો સાથે.

અચાનક સેલિના સાવ સીધા સપાટ શબ્દોમાં બોલી ઊઠી,

'કાલે તારો છેલ્લો દિવસ એમ ?'

દોસ્તનું માથું હકારમાં હલ્યું.

'તારે નથી જવાનું, ક્યાંય નથી જવાનું, ક્યારેય નથી જવાનું કહી દીધુંને એકવાર.. શું સમજ્યો ?'

દોસ્ત કોઈ જવાબ આપ્યા સિવાય તેની સામે જોઈ રહ્યો. તેના ચહેરા પર કળી ન શકાય તેવી લાચારી...

અચાનક સેલિના દોસ્તને બે હાથે ધડાધડ મુક્કા મારતી મોટેથી ચીખતી રહી.

'એકવાર કહ્યું ને નથી જવાનું એટલે નથી જવાનું. સમજાય છે મારી વાત ? મારા હાથનો માર ખાઈશ.'

તેની આંખો વરસતી રહી, હાથ ચાલતા રહ્યા.

થોડીવારે થાકીને સેલિના અટકી... 'દોસ્ત, તેનો અવાજ રૂંધાયો.'

'સેલિ, તને ખબર છે ? અહીંથી જઈને હું મારા દેશવાસીઓને શું ભેટ આપવાનો છું ?'

દોસ્ત આંખો બંધ કરીને જાણે એકલો એકલો બોલી રહ્યો હતો.

'હું ત્યાં જઈને તેમને આ બધી સંવેદનાઓની ઓળખ કરાવીશ. વિરહ, મિલન એટલે શું ? ખુશી, ગમ, પીડા, વ્યથા, સેવા, કરૂણા, સમર્પણ એટલે શું ? હું તેમને આંસુની ઓળખ આપવાનો છું.'

'ના... ના... નો વે...' સેલિના ચિત્કારી ઊઠી.

દોસ્તને કશું સમજાયું નહીં. તે બાઘાની જેમ તેની સામે જોઈ રહ્યો.

*બીરલા કોલોની, બંગલા નં. ૨,*
*પોરબંદર-૩૬૦૫૭૬.*
*મો. ૯૪૨૭૭૯૭૫૨૪*

# શાંતિ બંગલો

- *અવિનાશ પરીખ*

**શાં**તિ બંગલો.

શહેરના આધુનિકતમ વિસ્તારમાં આવેલા પચાસ વર્ષ પુરાણા બંગલામાં બે વૃદ્ધ જીવો વસતા હતા. માણેકલાલ અને રાધાબહેનના બે પુત્રો યુ.એસ.માં હતા. તેમની પુત્રી કેનેડામાં સ્થિર થઈ હતી. એંસીના પડાવ ઉપર વૃદ્ધ દંપતીની જીવનગાડી આવી પહોંચી હતી. જીવનની સદી વટાવવાની બંનેની નેમ હતી.

તંદુરસ્તી સારી હતી.

જીવનની પાટી ઉપર નિયમિતતાનું લેબલ લાગેલું હતું. આ એકધારા નિયમિત જીવને બંનેને અસાધારણ તંદુરસ્તીનું દાન આપ્યું હતું. પૌત્રો અને પૌત્રીઓ લગ્નને લાયક થઈ ગયાં હતાં. તેમના સંતાનોને રમાડવાની આ આશાવાદી યુગલની મહેચ્છા હતી.

એક રવિવારની સવારે રાધાબહેન અચાનક માંદા પડી ગયાં. એક દીર્ઘ અવધિ બાદ રાધાબહેને માંદગીના મુખદર્શન કર્યાં. તેમને ફરજિયાત પલંગ પકડવાનો વારો આવ્યો. જીવનની શાંત યાત્રા ઉપર આવી પડેલો આ ગતિરોધક અટકાવ તેમને ન ગમ્યો.

પંદર દિવસની દાક્તરી સારવાર બાદ રાધાબહેને સ્વસ્થતા ધારણ કરી. પુનઃ જીવન સર્વિસ રોડ ઉપરથી મુખ્ય માર્ગ ઉપર આવી ગયું. પણ, કદાચ માંદગી ઘર ભાળી ગઈ હતી. એક સાંજે માણેકલાલ અસ્વસ્થ બની ગયા. ડોક્ટરને બોલાવવામાં આવ્યા. માણેકલાલની તપાસ થઈ.

હાઈપર એ સી ડી ટીનો ભોગ તંદુરસ્ત માણેકલાલ બન્યા હતા. પછી તો પરેજીઓનું વર્તુળ તેમની આસપાસ રચાઈ ગયું. સ્વાદિષ્ટ વ્યંજનોની આદત ધરાવતી જીભને સાદા ભોજનો  ચાખવાનો વારો આવ્યો. માણેકલાલ માટે આ અસહ્ય હતું.

પછીના થોડાક મહિનાઓ સુધી માંદગી બંને જણ સાથે ખોખોની રમત રમતી રહી. જીવન વ્યવહાર જાણે ખોરવાઈ ગયો. ઠાકોરજીની સેવામાં વિક્ષેપ પડવા માંડ્યો. મોર્નિંગ વોકનો સમય ખોરવાઈ ગયો. સાત્વિક ભોજન બંનેમાંથી કોઈના જ ગળે ઉતરી રહ્યું નહોતું. મિત્રો કહેતા કે ઉંમર પોતાનું કામ કરી રહી હતી. માણેકલાલ અને રાધાબહેને પ્રથમવાર અનુભવ્યું કે ઉંમર પણ જીવનશૈલી ઉપર પ્રભાવ પાડી શકે છે. હા, જાતે ઘરકામ કરવાની રાધાબહેનની જીદ અડગ રહી. આ બાબતમાં પતિના મતને પણ તેમણે પ્રાધાન્ય ન આપ્યું.

વિદેશોમાં વસતાં સંતાનો દરરોજ ફોન કરતાં અને ચોવીસ કલાક માટેની આયા રાખવાનું સૂચન કરતાં. રાધાબહેન ટસના મસ ન થતાં. પૈસો હતો, સાહ્યબી હતી, પણ, આયા રાખીને જીવનના વર્ષો ઘટાડવાની તેમની લેશમાત્ર ઈચ્છા નહોતી.

માને સમજાવવા સઘળાં સંતાનો ખાસ વિદેશથી આવ્યાં. મા ઉપર કોઈપણ પ્રભાવ પાથર્યા વગર સહુએ પરત જવું પડ્યું. જતાં જતાં સહુ એક સૂચન કરતાં ગયાં. અભ્યાસ કરતી કે નોકરી કરતી સંસ્કારી યુવાન-યુવતીને પેઈંગ ગેસ્ટ તરીકે શાંતિ બંગલોમાં સ્થાન આપવાનું તે સૂચન હતું.

માણેકલાલ અને રાધાબહેને આ પ્રસ્તાવ હસીખુશીથી સ્વીકારી લીધો હતો. સંતાનોને પણ સંતોષની લાગણી થઈ હતી. સંતાનો તો આ વખતે મા-બાપને સાથે લઈ જવાની નેમ સાથે જ આવ્યાં હતાં. તેમના મા-બાપે સ્પષ્ટ શબ્દોમાં ઘર અને દેશ છોડવા માટેનો ઈરાદો જાહેર કરી દીધો હતો.

તે દિવસે શુક્રવાર હતો.

વિશાળ ઓટલા ઉપરના હીંચકા ઉપર માણેકલાલ સવારના છ વાગ્યે છાપાંમાં તેમણે આપેલી પેઈંગ ગેસ્ટ માટેની જાહેરાત વાંચી રહ્યા હતા. તે વખતે રાધાબહેન ચાના બે પ્યાલા અને નાસ્તો લઈને આવ્યાં અને પતિ સન્મુખ ખુરશીમાં ગોઠવાઈ ગયાં. ચા અને નાસ્તો હીંચકા ઉપર હતાં.

માણેકલાલે છાપું બંધ કર્યું.

તે બોલ્યા, “આજે સાંજ સુધીમાં તો ઢગલાબંધ યુવતીઓના ફોન આવી જવા જોઈએ. જાહેરાત જ એટલી આકર્ષક છે કે સલામતી ઈચ્છતી કોઈપણ છોકરી આ ઓફર સ્વીકારી લેશે.”

“જાહેરાત મેં લખી આપી છે, હોં...” રાધાબહેન હસ્યાં.

તે વખતે જ માણેકલાલના ફોનની ઘંટડી રણકી. પોતાના મોબાઈલ ઉપર વાત કરીને માણેકલાલે પત્ની તરફ

જોઈને મલકાટ વેર્યો. પતિ તરફ રાધાબહેનની નજર હતી.

"જાહેરાત વાંચનાર છોકરી જ ફોન ઉપર હતી ને ?" રાધાબહેને પૃચ્છા કરી

માણેકલાલે હકારમાં મસ્તક હલાવ્યું. "એક છોકરી આઠ વાગ્યે આપણને મળવા આવી રહી છે" "આટલી ઉતાવળ !"

"રાધા, દસ વાગ્યે તેની નોકરી શરૂ થાય છે. રાતના આઠ વાગ્યે પૂરી થાય છે. નવ પછી હોસ્ટેલમાંથી નીકળવાની છૂટ નથી. તેથી તેણે આઠ વાગ્યે મળવા માટે પરવાનગી માગી છે. મેં હા પાડી છે." માણેકલાલના સ્વરમાં નિર્ભેળ ઉત્સાહ હતો.

"ચહેરો જોઈને હા ન પાડી દેતા."

"અરે, પસંદગી તારે જ કરવાની છે."

"હું તો આકરી કસોટી કરીશ." રાધાબહેને મુખ ઉપર બનાવટી કરબ વીંટ્યો.

"છોકરી ડરી ન જાય તેનું ધ્યાન રાખજે." માણેકલાલ હસ્યા.

"તમે ડર્યા છો... મારાથી કદી ? હું દરેકથી ડરીને ચાલું છું. સમજ્યા ?" એક ઉપાલંભ રાધાબહેનના સ્વરમાં હતો.

પત્નીની વાતથી માણેકલાલ હસ્યા વગર ન રહી શક્યા.



બરાબર આઠના ટકોરે યુવતી હાજર થઈ ગઈ. ઘઉંવર્ણી, સુદઢ બાંધાની, આકર્ષક યુવતી, ગુલાબી રંગના પંજાબી સુટમાં સોહામણી ભાસી રહી હતી. પ્રાથમિક પરિચયમાં તેણે પોતાનું નામ કુંજલ અને ઉંમર તેવીસ બતાવ્યાં. માણેકલાલ અને રાધાબહેન હવે મૂળ વાત ઉપર



આવવા માગતાં હતાં.

માણેકલાલે કહ્યું, "તારા માતા-પિતા વિષે માહિતી આપ. તું હોસ્ટેલમાં રહે છે એનો અર્થ એમ થાય છે કે તે બંને અન્ય ગામમાં રહે છે."

કુંજલે થોડી ક્ષણોના મૌન બાદ સ્વસ્થ ભાવે જણાવ્યું. "છ વર્ષ પહેલા મારાં માતા-પિતા એક માર્ગ અકસ્માતમાં માર્યા ગયાં હતાં. તે વખતે હું મારા ગામમાં બારમા ધોરણમાં અભ્યાસ કરી હતી. અભ્યાસમાં હું તેજસ્વી હતી. મારા પિતાની કરિયાણાની નાની દુકાન હતી. ઠીકઠાક ચાલતી. હું માતા-પિતાની એકમાત્ર પુત્રી હતી."

કુંજલ અટકી.

માણેકલાલે પત્ની તરફ જોયું.

રાધાબહેનના મુખ ઉપર કુંજલ માટે અનુકંપા છલકાઈ રહી હતી. તે ભીની નજરે કુંજલને નિહાળી રહ્યાં હતાં. માણેકલાલ પામી ગયા હતા કે, કુંજલનો શાંતિ બંગલોમાં પ્રવેશવાનો માર્ગ ખૂલી ગયો હતો.

કુંજલ આગળ વધી. પિતા અલ્પ બચત મૂકી ગયા હતા. મારું ભાવિ મને અંધકારમય ભાસી રહ્યું હતું. ગામમાં યા અન્ય ગામમાં મારા કોઈ જ સગાં નહોતાં. મારા દૂરનાં એક ફોઈ સુરતમાં હતાં. તેમણે મારી જવાબદારી ઉઠાવવા માટે નન્નો ભણી દીધો હતો."

કુંજલના સ્વરમાં વેદના ઉદય પામી હતી. તે પોતાની લાગણી વ્યક્ત કરવા ઈચ્છતી નહોતી. થોડી ક્ષણોમાં તેણે સ્વસ્થતા ધારણ કરી લીધી. તેની આંખોમાં સહજતાના ભાવ હતા.

તેણે કહ્યું, "મારી શાળાના આચાર્ય પંડિત સર મારી વહારે ધાયા. બારમું ધોરણ મેં તેમના ઘરે રહીને પૂરું કર્યું. પંડિત સરની પુત્રી મારા ક્લાસમાં જ હતી. તે મારી બહેનપણી હતી. મને પંડિત સાહેબે અમદાવાદની કોલેજમાં પ્રવેશ અપાવ્યો. મારા માટે હોસ્ટેલમાં પ્રવેશની વ્યવસ્થા કરી આપી. એક સંસ્થાની શિષ્યવૃતિ પણ મને મેળવી આપી. હું બી.કોમ. થઈ ગઈ. સારા ટકાથી ગ્રેજ્યુએટ થઈ હોવાથી એક મલ્ટિનેશનલ કંપનીમાં મને એકાઉન્ટ આસિસ્ટન્ટની નોકરી પણ મળી ગઈ. આ કંપનીએ ત્રણ મહિના બાદ ફિનાન્સ મેનેજમેન્ટનો ડિપ્લોમા પણ કરાવ્યો. હું અધિકારી બની. આજે આ કંપનીમાં મારી ત્રણ વર્ષની નોકરી થોડાક સમયમાં પૂરી થશે."

કુંજલે પોતાની વાત કદાચ પૂરી કરી નાખી હતી.

માણેકલાલે પત્ની તરફ સૂચક દૃષ્ટિ કરી. રાધાબહેન પતિનો ઈશારો પામી ગયાં. તેમણે કુંજલ તરફ સ્નેહભીની નજર કરી.

તે બોલ્યાં, "તો હવે હોસ્ટેલ કેમ છોડવી છે ? ત્યાં તેં તારી જિંદગીના મહત્ત્વનાં પાંચ વર્ષ પસાર કર્યાં છે."

કુંજલ મુસ્કુરાઈ. "મારે ઘરની હૂંફ જોઈએ છે. હોસ્ટેલે મારું રક્ષણ જરૂર કર્યું. ઘરમાં સાંપડતી માનસિક રાહત મને ત્યાં એક દિવસ માટે પણ પણ ન મળી. તમારી જાહેરાત વાંચીને મારા હૃદયે કહ્યું કે મને જે ઘરની ઝંખના હતી તે ઘરની વ્યવસ્થા ઉપરવાળાએ કરી આપી છે."

રાધાબહેનની વૃદ્ધ આંખોમાં ચમક પથરાઈ ગઈ. તેમના સમગ્ર બદનમાં માતૃત્વના ફૂવારાઓ નર્તન કરવા માંડયા. કુંજલે તેમના હૃદયમાં ઘર કરી લીધું હતું.

કુંજલ બોલી, "મારા ચારિત્ર્ય વિષે તમે હોસ્ટેલ અને મારી ઓફિસમાંથી જાણકારી પ્રાપ્ત કરી શકો છો. આ અત્યંત જરૂરી છે."

બનાવટી ક્રોધ વ્યક્ત કરતા માણેકલાલે કહ્યું. "તારે એ અંગે સૂચન કરવાની આવશ્યક્તા નથી. સમજી તું ?"

કુંજલે પોતાના કાન સ્મિતસહ પકડી લીધા. રાધાબહેને તેને પોતાની પાસે બોલાવી. કુંજલ પોતાના સ્થાનેથી આવીને રાધાબહેન સમીપ આવીને ઊભી રહી ગઈ.

રાધાબહેને પૂછ્યું, "કયારથી રહેવા આવે છે તું ?"

કુંજલ હરખઘેલી થઈ ગઈ.

તેણે અચકાતા સ્વરમાં પૂછ્યું, "પેઈંગ ગેસ્ટ તરીકે રહેવાના મારે કેટલા પૈસા ચૂકવવાના રહેશે, આન્ટી...?"

રાધાબહેને પતિ તરફ જોઇને સ્મિત વેર્યું. કુંજલ સહેજ વિચારમાં પડી ગઈ. માણેકલાલે ઊંડા વિચારમાં ડૂબી જવાનો ડોળ કર્યો. તે કૃત્રિમ ગણતરી કરવા માંડ્યા. કુંજલ કયો આંકડો બોલાશે તેના અનુમાનમાં ડૂબી હતી.

માણેકલાલ સહજ બનતા બોલ્યા, "તને રહેવા માટે એક ખંડ નહીં, આખો, ચાર રૂમનો બંગલો મળશે. તું પેઈંગ ગેસ્ટ તરીકે નહીં, અમારા કુટુંબની સભ્ય બનીને રહીશ. હા, તારે અમારી સંભાળ લેવાની રહેશે. અમારા સંતાનો તેમ ઇચ્છે છે. બોલ, છે મંજૂર ?"

કુંજલ હજુ દ્વિધામાં હતી.

તે બોલી, "તમે રકમ કહો, અંકલ બાદમાં જ હું મારો નિર્ણય જણાવી શકીશ."

"તારે સાવ મફતમાં રહેવાનું છે, ગાંડી. તને અમે અમારા અંગત સ્વાર્થ માટે રાખવાના છીએ. તેથી, પૈસાની વાત તું ભૂલી જા. અને હા, હિન્દી ફિલ્મોની નાયિકાની જેમ ભાવુક પણ ન બની જતી. હકથી તું રહેવા આવ જા." એક આત્મીયતા હતી માણેકલાલના સ્વરમાં.

કુંજલ જતી રહી. તેણે પ્રસ્તાવ સ્વીકારી લીધો હતો. બીજા દિવસે શનિવાર હતો અને રજા હતી. કુંજલ તેથી શનિવારે જ સ્થળાંતર કરવા માંગતી હતી. માણેકલાલ અને રાધાબહેન પણ તેમજ ઇચ્છી રહ્યાં હતાં.

માણેકલાલે પત્નીને પૂછ્યું, "કુંજલને કોનો બેડરૂમ આપીશું, રાધા ?"

એક ક્ષણનો પણ વિચાર કર્યા વગર રાધાબહેને ઉત્તર આપ્યો, "કોનો વળી ! આપણી દીકરીના બેડરૂમમાં જ કુંતલ દીકરી રહેશે."

માણેકલાલ પત્નીની પ્રસન્નતાથી પ્રસન્ન હતા.



કુંજલ શાંતિ બંગલોમાં જ નહીં, શાંતિ બંગલોના માલિકોના હૈયામાં પણ દૂધમાં સાકર ભળે તેમ ભળી ગઈ. આવવાના પ્રથમ દિવસથી જ તેણે રસોડાનો હવાલો સંભાળી લીધો હતો. બંને વૃદ્ધોના આહાર ઉપર તે પૂરતું ધ્યાન આપવા માંડી હતી. માણેકલાલ તો કુંજલની રસોઈના વખાણ કરતા જ થાકતા નહીં.

ટેલિફોનના બીલ, ચેનલ ફી, ઈલેક્ટ્રિક બીલ, ટેક્ષનાં ભરણાં... આ બધું જ તે ઓનલાઈન કરી આપતી. માણેકલાલના ડ્રાઈવર પાસે તેણે કાર શીખી લીધી હતી. રાધાબહેનને તે વાર-તહેવારે હવેલીમાં દર્શન કરવા લઈ જતી. માણેકલાલ ક્લબના મેમ્બર હતા. લાંબા સમયથી તેમણે કલબમાં જવાનું બંધ કરી નાખ્યું હતું. કુંજલે તેમની ક્લબની મુલાકાતો પુનઃ ચાલુ કરાવી દીધી હતી. તે અઠવાડિયામાં



એકવાર માણેકલાલને લઈને ક્લબમાં અચૂક જતી.

નોકરી અને ઘરનું સંતુલન કુંજલે આબાદ રીતે સાધી લીધું હતું. પોતે યોગના આસનો દરરોજ કરતી. બંને વડીલોને તેમને લાયક આસનો શીખવી દીધા હતા. માણેકલાલ સાથે તે સવારના છ વાગ્યે બંગલાના કમ્પાઉન્ડમાં જ મોર્નિંગ વોક કરી લેતી. રાધાબહેનને અઠવાડિયામાં ત્રણવાર ફરજિયાત ચાલવાની ફરજ તે નિષ્ઠાથી પાડતી.

ઘરકામ જાતે કરવાનો આગ્રહ રાખનાર રાધાબહેને કુંજલના આગ્રહ આગળ ઝૂકી જઈને કામવાળી રાખી લીધી હતી. આ કામના બદલામાં રાધાબહેનનો છૂટી ગયેલો વાચનશોખ કુંજલે પુનઃ પ્રસ્થાપિત કરાવી આપ્યો હતો.

કુંજલ સ્નેહાળ યુવતી હતી. બેઉ વડીલો તેના પ્રેમપાશમાં બંધાઈ ચૂક્યાં હતાં. બદલામાં કુંજલને પણ માણેકલાલ પિતાનો અને રાધાબહેન માતાનો ભરપૂર પ્રેમ પ્રદાન કરતાં.

જોતજોતામાં કુંજલે શાંતિ બંગલોમાં બે વર્ષ પૂરાં કર્યાં. તેના જીવનનો આ ગાળો સંપૂર્ણ સુખનો ગાળો હતો. તેણે જે ગુમાવ્યું હતું તે બમણા વ્યાજ સાથે પરત પ્રાપ્ત થયું હતું.

એક રવિવારની સાંજે ત્રણેય જણ હવેલીમાં દર્શન માટે ગયાં હતાં. દર્શન કરીને સહુ નિરાંતની પળો એક બાંકડા ઉપર બેસીને પસાર કરી રહ્યાં હતાં. માણેકલાલ અને રાધાબહેન એકિટસે કુંજલને નીરખી રહ્યાં હતાં. બંનેની નજરમાં કુંજલ માટેની ભરપૂર લાગણી ઉછાળા મારી રહી હતી.

કુંજલ આ પામી ગઈ.

તે શાંત સ્વરમાં બોલી, ''તમે મારા માટે જરૂર કંઈક વિચારી રહ્યા છો.''

માણેકલાલ તરત જ બોલ્યા, ''બે દિવસથી હું અને રાધા તારા લગ્ન અંગે વિચારી રહ્યાં છીએ.''

કુંજલ ચમકી ગઈ.

''દીકરી, છોકરો સુખી ઘરનો છે. આપણા ઘરથી તેનું ઘર પાંચ મિનિટના જ અંતરે છે. આખા કુટુંબ સાથે અમારો ઘરોબો છે. તારે માટે આથી વધુ ઉત્તમ સ્થળ શોધ્યે નહીં જડે.'' રાધાબહેન ભલામણના પંથે હતાં.

કુંજલથી ડૂસકું મૂકાઈ ગયું. તે બોલી, ''મારે આજીવન તમારી સાથે રહીને તમારી સેવા કરવી છે.''

''ભાવનામાં વહી રહી છે તું...!''

''ના અંકલ... મને આમ તગેડી ન મૂકો. હું નિરાધાર થઈ જઈશ.''

રાધાબહેને કુંજલના ખભે પ્રેમાળ હાથ મૂક્યો. ''સંસારનો નિયમ તોડાવો ન જોઈએ. અને તું અહીં, અમારી સાથે કેટલું રહી શકીશ ! આજે નહીં તો કાલે અમે આ દુનિયામાં નહીં હોઈએ.''

કુંજલ પોતાના અશ્રુઓને રોકી ન શકી.

★★★

કુંજલ પરણી ગઈ. અરૂણ તેનો પતિ હતો. ઉદ્યોગપતિ અરૂણ ખૂબ જ સંસ્કારી યુવક હતો. તેનો બંગલો શાંતિ બંગલોથી પાંચ મિનિટના અંતરે હોઈ તે ખુદ પોતાની પત્નીને લઈને માણેકલાલ તથા રાધાબહેનને મળવા રોજ આવતો. કુંજલ સુખી હતી. તેના સુખથી રાધાબહેન વિશેષ સુખી હતાં. માણેકલાલ કુંજલને યાદ કરીને એકાંતમાં આંસુ સારી લેતા. રાધાબહેન જાહેરમાં કુંજલને યાદ કરીને દરરોજ રડવાનું ચૂકતા નહીં.

કુંજલ પતિ સાથે અઠવાડિયા માટે લંડન ગઈ હતી. તેના જવાના બીજે દિવસે જ રાધાબહેન માંદા પડી ગયાં. તેમને હોસ્પિટલમાં દાખલ કરવામાં આવ્યાં. નિદાન બાદ જાહેર કરવામાં આવ્યું કે તેમના હૃદય સુધી લોહી પહોંચતું નહોતું. સઘન સારવારની આવશ્યકતા ઊભી થઈ હતી. આ પરિસ્થિતિ માણેકલાલ માટે મનોબળ તોડનારી સાબિત થઈ.

તે પણ માંદા પડી ગયા. હોસ્પિટલમાં પત્નીના ખંડમાં જ તે દાખલ થયા હતા. પતિ-પત્નીએ પોતાના સંતાનોને બાદમાં જણાવવાનો નિર્ણય લઈ લીધો. કુંજલને પણ આ સમાચાર આપવામાં ન આવ્યા.

એક સાંજના પતિ-પત્ની ખંડના સોફા ઉપર નિરાંતની પળો માણી રહ્યાં હતાં. બંનેને કુંજલની યાદ આવી રહી હતી.

માણેકલાલ બોલ્યા, ''આપણા સંતાનો વિદેશ ભણવા ગયા અને પછી પરત જ ન આવ્યાં. ત્યાં જ પરણ્યાં અને ઠરીઠામ થયાં. તેમની સાથે પસાર કરેલા દિવસો પણ હવે તો યાદ નથી. મને સ્મરણમાં રહે છે કુંજલ સાથે પસાર કરેલા બે વર્ષ, ભલે કુંજલ આપણી દીકરી નથી. તેનું સ્થાન આપણા હૃદયમાં કાયમી ધોરણે સ્થાનબદ્ધ થઈ ગયું છે.''

પતિની વાત સાંભળી રાધાબહેન ચોધાર આસુએ રડી રહ્યાં હતાં.

---

*૨, વૃંદાવન, સ્ટેટ બેંક સોસાયટી,*
*ભાવસાર હોસ્ટેલ પાસે, નવા વાડજ,*
*અમદાવાદ-૩૮૦૦૧૩. મો. ૯૮૨૫૯૧૨૩૧૭*

# અછૂત

- *માવજી મહેશ્વરી*

ટ્રેક્ટર રેતી ઠાલવીને જતું રહ્યું. રેતીના ઢગલાને જોઈ રહેલી ચંદ્રિકાની છાતીમાં જાણે ફરી ધડાકો થયો.

નાગજી તું સારા માણસનો દીકરો થાવા નીકળ્યો છે. તને જરાય શરમ ન આવી ? તમારા બધાયના માપ મારી કને પડ્યા છે. ઉઘાડા પાડીશ ને તો કોઈને મોં બતાવવાને લાયક નહીં રહો. ધોળાં લૂગડાં પે'રીને ધરમી થવા નીકળી પડ્યા છો તે નાગજી તું આ હદે ગ્યો ?

ચંદ્રિકાની છાતી હાંફ હાંફ થવા માંડી. ઊંડી ઊતરી ગયેલી આંખોમાંથી અંગારા વરસવા લાગ્યા હતા. લમણાની નસો ફાટફાટ થતી હતી.

પણ ચંદ્રિકાની કે તેના ગુસ્સાની કોને પડી હતી ! આસપાસ હતું ય કોણ ? હરીફરીને પોતે અને પોતાનું ઘર ભેજ સંઘરી સંઘરીને જાહલ થઈ ગયેલ ભીંતો. જૂનાં નળિયાં. આંગણામાં ઊભેલો તોતીંગ લીમડો, અંદરના ઓરડાના ગોખલામાં રાખેલી માતાજીની મૂર્તિઓ ! બીજું આવે તોય કોણ આવે ? અને હવે તો શા માટે ?

ચંદ્રિકાની અંદર વાવાઝોડું ફૂંકાઈ રહ્યું હતું. પવનના ભયંકર સૂસવાટાથી ગામના એકે એક ઘરના નળિયાં ઉડતાં હતાં. ઝાડ મૂળસોતાં હચમચતાં હતાં. પણ ગામને જરાય પડી ન હતી. કે ન્હોતી વાવાઝોડાની બીક ! એક ચંદ્રિકાને આ વાતની ખબર હતી. બરાબર ખબર હતી.

ચંદ્રિકાએ બપોરથી ઉચાટ અને વાંજિયો ગુસ્સો છાતીમાં ભરી ઓરડા અને આંગણા વચ્ચે આંટા માર્યા. કોઈ રસ્તો દેખાતો ન હતો. આખરે તે થાકીને ઓશરીની ધાર પર બેસી ગઈ. વાછંટને લીધે આખીય ઓશરીનું લીંપણ ભીંજાઈ ગયું હતું. ઓશરીમાં ગળી ગયેલા વાણવાળો એક ખાટલો પડ્યો હતો. ખાટલા નીચે સૂતેલું કૂતરું જાણે ચંદ્રિકાને અચાનક દેખાયું. કૂતરાએ ભીનું લીંપણ ખોદી નાખેલું. જેટલી ઝડપ પોતાનામાં બચી હતી તે બધીય વાપરીને તેણે લાકડી ઉપાડી, કોઈ અકળ રીતે કૂતરાને ગંધ આવી ગઈ હોય તેમ તે ચંદ્રિકાનો ઘા બચાવી નાસી છૂટ્યું. ચંદ્રિકાનો લાકડીવાળો હાથ ધ્રૂજવા લાગ્યો. તેણે કૂતરાએ ખોદી નાખેલા લીપણ સામે જોયું. એકાએક કૂતરાની વાસ આવી. ભીંજાયેલા કૂતરામાંથી આવતી ગંદીવાસ ચંદ્રિકાએ પોતાના બેય હાથ મસળી નાખ્યા. તેણે ધ્રૂજતા હાથે ગોળામાંથી પાણી ભર્યું અને જ્યાં કૂતરો સૂતો હતો ત્યાં રેડી દીધું. ખદખદી ગયેલા લીંપણ પરથી સરતું પાણી ખાડામાં ભરાઈ ગયું. તે ધ્રૂજતી હથેળીનો ટેકો લઈ ફરી ઓશરીની ધાર પર બેસી ગઈ.

ચંદ્રિકાનું ઘર ફળિયાને સાવ છેડે. એના ઘરની ઉગમણી બાજુ નકરા બાવળિયા ઊગી નીકળ્યા હતા. જંગલ જેવું થઈ ગયું હતું. ચંદ્રિકાનું ફળિયું. કહેવાનું ફળિયું, બાકી બધું ઉજ્જડ! હા, કોઈક સમયે સામસામે આઠ આઠ મકાનોની બે હાર હતી. ચંદ્રિકા જ્યારે પરણીને આવી હતી ત્યારે ફળિયું ગાજતું હતું. પણ ધીમે ધીમે એક પછી એક ઘરને તાળાં લાગવા માંડ્યાં. કેટલાક તો બીજે મકાન બનાવવા નળિયાં સહિત લઈ ગયા. જાણે કોઈ શાપ લાગ્યો હોય તેમ ફળિયું ખાલી થઈ ગયું. રહી એકલી ચંદ્રિકા. પછી તો એ ચંદુડીના ફળિયા તરીકે ઓળખાવા લાગ્યું. ચંદ્રિકા ન છૂટકે બધું જોવા લાગી. સાંભળવા લાગી.

ચંદ્રિકાનું ફળિયું જ્યાંથી શરૂ થતું ત્યાં મોટો ચોક હતો. ચોકમાં એક દેશી ઘાટનું જૂનું મંદિર હતું. મંદિરનું બારણું એકદમ ચંદ્રિકાના આંગણા સામે એટલે ચંદ્રિકાના આંગણામાં બેઠી હોય કે હરે ફરે ત્યારે મંદિરના જાળિયામાંથી ભગવાનની મૂર્તિ આછી આછી દેખાય. સાંજે પૂજારી દીવા કરી જાય, તે દીવા મોડે સુધી ટમટમ્યા કરે. ચંદ્રિકાએ ટમટમતાં દીવા જોવા ખૂબ ગમે. રાતે ફળિયામાં સૂનકાર છવાઈ જાય પછી ચંદ્રિકા ઓશરીની ધાર પર બેસી ટમટમતા દીવા જોયા કરે.

એજ જગ્યાએ બેસીને તે ગુસ્સાથી રાતીચોળ થયેલી આંખે મંદિરને જોઈ રહી હતી, ભૂકરિયા પત્થરની બનેલી મંદિરની દીવાલો પર સીમેન્ટનું પ્લાસ્ટર કરવામાં આવેલું હતું. જોકે જૂનું પ્લાસ્ટર વરસાદથી માર ખમી ન શક્યું. બે દીવાલને જોડતો ખૂણો ધસી પડ્યો. બાકોરામાંથી આવતા અજવાળામાં ભગવાનની મૂર્તિ સ્પષ્ટ દેખાતી હતી.

ચંદ્રિકાએ આખાય આંગણામાં નજર ફેરવી લીધી. આંગણું ચોખ્ખુંચણાક દેખાતું હતું. ચંદ્રિકાએ આજે બપોર સુધીમાં બધું જ સાફ કરી નાખ્યું હતું. ફળિયાની જમીનનો ઢાળ ચંદ્રિકાના ઘર તરફ. એટલે વરસાદ પડે ત્યારે બધોય કચરો ચંદ્રિકાના ઘર પાસે ભેગો થાય. વરસાદ રહી જાય એટલે ચંદ્રિકા સાવરણો ઉપાડે અને બધું વાળી ઝૂડીને સાફ કરી નાખે. એનું એને જરાય દુઃખ નહીં. કોઈ આ બાબતે કહેતું ત્યારે ચંદ્રિકા કહેતી "પાણી તો ઢાળ તરફ જ વહેવાનું ને."

આજે પણ એણે એ રીતે જ કચરો સાફ કરી નાખ્યો હતો. એનું ચિત્ત પ્રસન્ન થઈ ગયું હતું. આછો તડકો નીકળ્યો હતો. ગામમાં ખેતરો વાવવાના હાકોટા પડકારા થતા હતા. જોકે મંદિરનો ખૂણો પડી ગયો છે તેવી ખબર ફેલાઈ ગઈ હતી. કેટલાક લોકો જોઈ પણ ગયા હતા. મંદિર આગળ ઓશરી જેવી ચાલી અને પગથિયાં હતાં. પગથિયાંની બેય તરફ ઓટલા હતા. દર પૂનમની રાતે ગામના થોડાક જણ એ ઓટલા પર ભજન

કરવા બેસતા. ચંદ્રિકા ભજનો ગાવા આવતાં લોકોને ભાવથી ચા પિવડાવતી.

પણ એ બધી જૂની વાતો, આજકાલના છોકરાને ક્યાંથી ખબર હોય ?

બપોર ઢળ્યે પાવડો લઈને રગડેલા પથ્થર સરખા કરતા ત્રણેક જુવાનિયા જેવા છોકરાઓ સાથે તેણે વાત કરી ત્યારે એમણે કહેલું. ''એ તો ફાળોય થઈ ગયો ને આજે સાંજે રેતી આવી જશે. કાલે કડિયો બધું સરખું કરી નાખશે.''

ચંદ્રિકાને ઘડીભર લાગ્યું કે મંદિરનો બીજો ખૂણો પડ્યો કે શું? તેણે જરા છણકો કરતાં કહેલું ''તો મારી પાસે કેમ ન આવ્યા ફાળો લેવા ?''

ત્રણેય છોકરા એકમેક સામે જોઈ ચૂપ થઈ ગયા. ચંદ્રિકા એના સ્વભાવ પ્રમાણે બોલી ગઈ ''તમારી માઉના એઠા, બોલતા કાં નથી ? કેટલા દેવાના છે હમણાંજ દઈ દઉં. મારા ભગવાનનું ઘર પડી ગયું છે.''

એક ઠરેલ લાગતા છોકરાએ જરા અચકાતા કહી નાખ્યું. ''ચંદુ માસી, નાગજીકાકાએ તમારો ફાળો લેવાની અમને ના કીધી હતી.''

ચંદ્રિકાને લાગ્યું જાણે મંદિર ઉપર વીજનો કડાકો થયો. આખુંય મંદિર જમીનદોસ્ત થઈ ગયું. ભગવાનની મૂર્તિ કાટમાળ નીચે દટાઈ ગઈ. પોતાનાથી આ દશ્ય જોવાયું ન હોય તેમ અવાચક થઈ ગઈ. આંખો કશું જોઈ શકતી ન હતી. મન કશુ ંવિચારી શકતું ન હતું. એ વીલા પગે પાછી આવી અને ઓશરીની ધાર પર બેસી ગઈ. એની ચકળવકળ આંખો અંદરના ઓરડામાં ઢાળેલા પહોળા પલંગને, પલંગ પર પાથરેલા મેલા ગાદલાને જોઈ રહી. જાણે રહી રહીને સમજાયું હોય તેમ પછી એકલી એકલી બબડતી રહી.

નાગજી આખરે તું જાત પર ગયો ને ? તેં આ છોકરાઓને કીધું કે, મારા પાસેથી ફાળો ન લેવો ? મારા પૈસાથી ભગવાન અભડાઈ જવાના હતા ? નાગલા તું ભૂલી ગયો કે રાતોની રાતો એજ મંદિરના ઓટલે બેસીને ભૂખાળવી આંખે મને જોઈ રહેતો ? મારી આગળ તું કરગર્યો છો, આ ચંદુડીના ઘરની ધૂળમાં આળોટવા તૈયાર થઈ ગયો હતો એ યાદ છે? તું એય ભૂલી ગયો કે મારી ઉજળી ચામડીની માયામાં તારું બધુંય લખી દેવા તૈયાર થઈ ગયો હતો. ત્યારે મેં જ ના પાડી હતી. તારી બાયડી છોકરાઓની દયા ખાઈને ! તું સરપંચ થા એના સારું મેં નકોરડા ઉપવાસ કર્યા હતા ને તારી જીતના નશામાં તે તારા ભાઈબંધોને મારી પાસે મોકલ્યા ! એ બધું ભૂલી ગયો તું ? આજે એજ ચંદુનો પૈસો તને પાપ લાગ્યો એમ ? મારું ઘર તને અછૂત લાગ્યું ? મારું ?

હતાશ ચંદ્રિકાએ આંખો નીચે આંગળી ફેરવી. આંખો નીચે ઉપસી આવેલા કાળા કૂંડાળા હવે સ્પષ્ટ દેખાવા લાગ્યા હતા.

ચંદ્રિકા જ્યારે અરીસામા ંજોતી, કાળા કૂંડાળાને જોઈ રહેતી પછી જાણે મોં ફેરવી લેતી હોય તેમ અરીસાથી દૂર થઈ જતી. ગામમાં ચંદ્રિકા એટલે ધરમશીની વિધવા. ધણીને છોકરું ન આપી શકનાર એક સ્ત્રી અને તેય ભડકે બળતા રૂપની માલિકણ સ્ત્રી. ધરમશીના યુવાનીમાં જ ગયા પછી ચંદ્રિકા સચેત થઈ ગઈ હતી. તેણે જાળવ્યું. ગામના ખૂણે ખાંચરે, શેરી ગલીએ, સીમ-તળાવે આંખોમાં ભોકાતા કાંટા તેણે ખૂબ સહ્યા. પણ એક દિવસ નાગજીએ એવો તો ધક્કો માર્યો કે તે ભેખડ પરથી છેક તળિયે જઈ પડી. તળિયે નકરું અંધારું. તેણે સહી સલામત બહાર નીકળવા ખૂબ ફાંફા માર્યા. પણ છેવટે લાગ્યું કે બીજાની મદદ વગર બહાર નહીં નીકળી શકાય.

ભેખડ પર કેટલાય હાથ મદદ કરવા તૈયાર જ હતા.

પછી ગામમાં ધીમે ધીમે ચંદ્રિકાનું ચંદુ થયું. અને ચંદુમાંથી ચંદુડી થઈ ગયું. ચંદુડી એટલે આકડે મધ ! ચંદ્રિકા એટલે ગામની મિલકત. ગામમાં મોઢા એટલી વાતો. પણ ભીતરના ભેદ તો ચંદ્રિકા જ જાણતી હતી.

ચંદ્રિકાની આંખોમાંથી તેની જાણ બહાર આંસુ વહી નીકળ્યા. પાંસળીમાં ઘૂસી ગયેલી ફાંસની જેમ પીડા આપતા પ્રશ્નો થવા લાગ્યા. મારો પૈસો મંદિરમાં શા માટે ખપ ના લાગે ? મનેય કામ જોઈતું હતું. કામ કરવાની ત્રેવડ પણ હતી પણ જ્યાં ગઈ ત્યાં એક જ સવાલ. ''તારે કામ કરવાની શી જરૂર છે ? હું બેઠો છું ને''

જાણે સહ્યું ન ગયું હોય તેમ ચંદ્રિકાએ આભ સામે જોયું. ધૂમાડા જેવા કાળામેશ વાદળો રહ્યા સહ્યા અજવાળાને ગળી જવા આવી ચડ્યાં હતાં. ફળિયામાં ટ્રેક્ટરનો અવાજ પથરાયો. ચંદ્રિકાની આંખો એ તરફ ખેંચાઈ. ટ્રેક્ટરના ડ્રાઈવરે ટ્રેક્ટરને આગળ પાછળ કર્યું અને ટ્રોલી ઊંચી કરી. ચોકમાં ભીની રેતી ટુકડે ટુકડે નીચે ઠલવાતી રહી.

ચંદ્રિકાને લાગ્યું જાણે એ રેતી પોતાના ઉપર ઠલવાઈ રહી છે. પોતાનો શ્વાસ રુંધાય છે. ફેફસાં અંદર ને અંદર તરફડે છે. પોતે કશું જ કરી શકતી નથી અને...

*પ્લોટ નં. ૧૯૯/ક, મહાદેવનગર,*
*અંજાર-કચ્છ-૩૭૦૧૧૦.*
*મો. ૯૮૨૫૭૨૫૫૯૬*

# ચરિત્ર ચિતરણ

*- ડૉ. સુરમ્યા જોશી*

વાદળ, ઝાડ, રસ્તાઓ, પુલ, માણસો, વાહનો, આકાશ... બધું ઝડપથી પસાર થતું જતું હતું અને નાનકડો છોકરો આ બધું અપલક જોયા કરતો હતો. ક્યારનો આ બાળક એની માના ખોળામાં, બારીની પાસે બેઠો હતો. માતાની બાજુમાં બાળકના પિતા હશે, હા, એમજ હતું. આ નાનકડો પરિવાર ક્યાંકથી આવી રહ્યો હતો, કે પછી ક્યાંક જઈ રહ્યો હતો, તે કળાતું નહોતું પણ એટલું ચોક્કસ હતું કે તેઓ જે પરિસ્થિતિમાંથી આવ્યા હતાં કે પછી જ્યાં જઈ રહ્યા હતાં, ત્યાં બાબત કંઈક ગંભીર હોવી જોઈએ. પતિ-પત્ની બંનેના ચહેરા પર જેને અત્યંત કહી શકાય તેવું ગાંભીર્ય હતું. 'એક ત્રીજી શક્યતા એ પણ હોય કે બંને વચ્ચેની સ્થિતિ જ ગંભીર હોય ? કંઈક અણબનાવ, કે પછી છેક છૂટાછેડાની હદ સુધી પણ વાત પહોંચી હોય !! બંને કેવાં નાનાં, સારા અને સંસ્કારી જણાય છે ! ભગવાન ના કરે કંઈ 'એવું' હોય ! અને આ નાનકડો છોકરો ! આઠ-દસ વર્ષનો માંડ હશે. અરે પ્રભુ !'

એક ટ્રેનના કમ્પાર્ટમેન્ટ, ડબ્બામાં ઉપલી બર્થ ઉપર આડા પડેલા એક વડીલ સદગૃહસ્થ, નામે રમણીકભાઈ મારફતિયા, ઉપર પ્રમાણે વિચારી રહ્યા હતા. આમ તો તેઓ બે-એક કલાકથી ઊંઘતા હતા. પંદરેક મિનિટ પહેલાં એમની આંખ ખુલી અને એમણે માથેથી ચાદર ખસેડીને ડબ્બાનું અવલોકન કર્યું.

જ્યારે એમણે ઊંઘવાની શરૂઆત કરી ત્યારે નીચે, સામેની સીટ ઉપર બે મધ્યમવયનાં ભાઈઓ, એક કાકા અને એક સ્ત્રી બેઠેલાં હતાં. બહુ સ્પષ્ટ હતું કે વચમાં કોઈ સ્ટેશને પેલા ચાર જણ ઉતરી ગયા હશે અને આ નાનું પરિવાર આવીને બેઠું હશે. જ્યારથી જોયા ત્યારથી આ ત્રણેય જણ તદ્દન મૌન બેઠાં હતાં. ના તો પતિ-પત્ની અંદર અંદર કંઈ વાત કરી રહ્યાં હતાં, કે ના તો બાળક કંઈ વાત કરતું હતું. બારીની બ્હાર દોડી જતાં વૃક્ષો અને વાદળા જોઈને પણ કૌતુકવશ બાળક સામાન્ય રીતે માને કે પિતાને એ બતાડે કે એ વિશે કંઈ પૂછે પણ અહીં તો એવું પણ નહોતું.

'શું ત્રણેય જણ મુક-બધિર હશે ! પણ એવું હોય તો ઈશારાની ભાષામાં એટલે કે સાંકેતિક રીતે પણ વાતો કરે. એવું પણ બનતું હોય છે કે, 'તેવી' સમાન વ્યક્તિઓ જ્યારે એક સાથે હોય ત્યારે સહુથી વધુ સાંકેતિક સંવાદો કરે', એટલે વળી એ શક્યતા પણ સ્વીકારવા જેવી ના લાગી.

ટ્રેન દોડ્યે જતી હતી, સમય જતો હતો અને રમણીકભાઈ મારફતિયાનું કૂતુહલ પણ ટ્રેનની ગતિની જેમ તેજ રફતારથી વધી રહ્યું હતું. પોતે જ બર્થ ઉપર સૂઈ રહેલા. હતા તેની નીચેની સીટ ઉપર કોણ બેઠેલું છે તે જોઈ શકાતું નહોતું. અલબત્ત જો નીચે વાંકા વળીને જૂએ તો જોવાય ખરું પણ... ના, એમ કરવું કંઈ શોભે નહીં એમ વિચારને માંડી વાળ્યું. પણ આતો રમણીકભાઈ ! એમનું ચિત્ત પાછું સ્થિર રહ્યું નહીં. પોતાને પોતે એમ મનાવી લીધા કે, 'કેમ ! મા'રે હવે નીચે ના બેસવું હોય ! તો જોવું તો રહ્યું ને કે બેસવાની જગ્યા છે કે નહીં ?? હા... આ બરાબર ગળે ઉતરે એવી વાત થઈ.' વળી પાછી અવઢવ થઈ કે, 'નીચે ડોકિયું સૂતા સૂતા જ કરવું કે બેઠા થઈને !' પછી પાછું આળસમાં વિચાર્યું કે આમ પડ્યાં પડ્યાં જ જરાક ડોકી વાંકી નીચે નમાવીને નજર કરી લેવાય.. બસ, પછી શું !! રમણીકભાઈએ એમ ને એમ ડાબા પડખે સૂતા રહીને જ સીટની ધાર પકડી રાખીને ડોકી વાંકી લંબાવીને નીચેની સીટ ઉપર નજર કરી.

સીટ તો ભરેલી હતી. બે ભાઈઓ, રબારી જેવા જણાતા હતા તે, બેઠાં બેઠાં જ ગોઠણ પર માથું ટેકવીને ઊંઘતા હતા. ત્રીજા એક ભાઈ જે ઘણા જાડા, તેમણે બાકીની સીટ રોકે એટલી જગ્યામાં ફેલાઈને બેસીને છાપું ખોલી રાખ્યું હતું અને એમાં મોં ખોસીને કંઈક વાંચતા હતા. બરાબર એ ભાઈની સામેની સીટ ઉપર, પેલા નાનકડા છોકરાના પિતાની બાજુમાં, એક ભારેખમ શરીરવાળા બહેન હતાં જે કદાચ છાપું વાંચી રહેલા ભાઈની સાથેનાં હશે એમ લાગ્યું. તે જ સીટના છેડા ઉપર બે દક્ષિણ ભારતીય મહિલાઓ સાંકડે-માંકડે લગભગ આડી બેઠી હતી અને સામે પેસેજ વાળી સીટ ઉપર બેઠેલા ભાઈ સાથે પુષ્કળ વાતો કરી રહી હતી, કદાચ કોઈની પંચાત કરી રહ્યા હોય એમ જણાતું હતું. 'ચા...લો, હમણાં તો નીચે ઉતરવાની તસ્દી લેવા જેવી નથી. સારું જ થયું કે પડ્યાં પડ્યાં જોઈ લીધું. નાહક બેઠો થયો હોત ને !' રમણીકભાઈએ પોતાની બુદ્ધિને પોતે જ બિરદાવી. 'ટ્રેનમાં ઘણું ખરું બેઠાં બેઠાં કે જો શક્ય હોય તો લાંબા થઈને જ ઊંઘી જવાનું મોટાભાગનાં મુસાફરો પસંદ કરતાં હોય છે,' રમણીકભાઈની વિચારયાત્રા વળી પાછી આગળ વધી. 'પણ આ ત્રિપુટી નથી ઊંઘતી, નથી વાતો કરતી !!' વિચારતાં વળી પાછી એક નજર એ લોકો ઉપર ફરી ત્યાં તો રમણીકભાઈ ચમક્યા !!! પેલો ના'નો છોકરો એમને એકિટસે જોઈ રહ્યો હતો.

ઘડીક તો એમને પરસેવો વળવા જેવું થઈ ગયું. નજર ત્યાંથી ખસેડી લીધી. મનમાં થયું, 'છોકરું ક્યારનું એમને જોતું હશે ! હા - પોતે આખાય ડબ્બાનું ચરિત્ર ચિતરણ માંડ્યું'તું ત્યારનું જ કદાચ ! પણ પછી પોતે પાછા ઝડપથી સ્વસ્થ થઈ ગયા. મનમાં સ્મિત ગોઠવીને પેલા છોકરા સામે જોયું, પણ એણે તો પાછું બારી બ્હાર જોવા માંડ્યું'તું. 'ઓહ !!', રમણીકભાઈને જાણે પરાજયનો ભાવ થઈ આવ્યો. પાંચ મિનિટમાં છ વખત

એમણે સ્હેજ સ્હેજ વારે એ બાળક સામે જોયું હશે, પણ કંઈ વળ્યું નહીં. એ તો બારી બ્હાર જ જોતો'તો અને એનાં મા-બાપ ચુપચાપ બેઠાં'તાં.

'અત્યારે થયો એટલો અજંપો તો પોતાને કદી નહીં થયો હોય...', રમણીકભાઈ વિચારી રહ્યા. ત્યાં તો કિચૂડાટ કરતી ટ્રેન ઊભી રહી. 'હવે તો પોતાને વાંકા વળીને બારી બ્હાર જોવા માટે કોઈ બહાનું કે કારણ જોઈએ જ નહીં ને !!!' રૂઆબભેર તેઓ બેઠા થયા, ચાદર બાજુ પર ખસેડતા'તા જ ત્યાં તો, "ઓ ભલા માણસ... ક્યાં છો ? જરા બારણે ઊભા તો રહીએ ! આ તો મને ડબ્બાનો નંબર ખબર હતો એટલે, બાકી..." બોલતાં બોલતાં એમની જ વયના એક સદ્‌ગૃહસ્થ બરાબર એમની બર્થ પાસે નીચે ઊભા રહ્યા અને પોતાની બેગ રમણીકભાઈના પગ પાસે ટેકવીને પછી અંદર તરફ ધકેલી ત્યાં તો ટ્રેન પાછી ઉપડી.

"અરે ! જયુભાઈ તમે !!" રમણીકભાઈનું મ્હોં પહોળું થઈ ગયું અને મોટ્ટેથી ઉદ્‌ગાર સરી પડ્યા, ને જયુભાઈ બગડ્યા. 'કેમ આટલું બધું આશ્ચર્ય રમણીકલાલ ? હું અહીંથી જોડાવાનો જ હતો ને ? તમને ઉંમરની અસર કે પછી કંઈ બીજો લોચો છે ?' બોલતાં બોલતાં પોતે પોતાની જ રમૂજ પર ખુશ થઈને જયુભાઈએ હાસ્ય ભરેલા ચહેરે આખ્ખા ડબ્બામાં નજર ફેરવી.

હા, આ શ્રી ધનંજય રાણા, હુલામણું નામ 'જયુભાઈ'. બંને મહાનુભાવો એક સમારંભમાં તેમનાં વક્તવ્ય દ્વારા પોતપોતાની પ્રતિભાના સિક્કા પાડવા જઈ રહ્યા હતા. આ બે જણની વસ્તી એકદમ જ વરતાઈ ગઈ હોય એમ બાકીના તમામ પેસેન્જર એમને જોઈ રહ્યા હતા, તેમાં તો રમણીકભાઈને છોભીલા પડી જવા જેવું થયું. પણ 'આ તો જયુભાઈનો મજાકીઓ સ્વભાવ છે.' તેવું જાણતા હતા તેથી પોતે સહેજે છોભીલા ના પડ્યા અને રૂઆબ જાળવી રાખીને વળતું હાસ્ય કર્યું, પછી જવાબ તૈયાર કરીને કહી જ દીધો કે, "જરા આંખ મળી ગઈ'તી તેમાં ખ્યાલ ના રહ્યો, અને ઉપરની બર્થ પરથી બોર્ડ પણ ના વંચાયને !"



Ahmedabad Railway Station (West India). Transit point for travelers to Dwarka and the Rann of Kutch Salt Flats

"અરે હા... હા... ભાઈ, તમેય શું ભલા માણસ મને સફાઈ આપો છો ! આ તો બે ઘડી ગમ્મત." કહેતાં જયુભાઈએ આસપાસ જોયું. પેલા, છાપું ફેલાવીને બેઠેલા, ભારે શરીરવાળા ભાઈને છાપા પર ટકોરા મારીને સ્હેજ ખસવા કહ્યું અને હજી એ ખસે એ પહેલાં તો બેસવાની તૈયારી પણ કરી લીધી અને પછી પોતે ત્યાં ગોઠવાયા.

હવે ચેલેન્જ રમણીકભાઈને હતી. પોતે ઉપર શી રીતે બેસી કે સૂઈ રહે ! એમનાં જોડીદાર તો નીચે બેસી ગયા ! પણ પોતે નીચે બેસશે ક્યાં ? દ્વિધા થઈ, અને થોડીવાર સુધી દ્વિધાને ટકાવી રાખીને વિચારમાં પડવું એ તો રમણીકભાઈનું ગમતું કામ ! પણ ત્યાં તો નીચેથી સાદ આવ્યો, "અરે લાલજી ! આવો ! આ બહેન થોડાં સંકોરાશે, ત્યાં બેસાશે." લ્યો, દ્વિધાને ઘડીકેય ટકવા ના દીધી. રમણીકભાઈએ ઉપરની બર્થ ઉપરથી પગથિયાં ઊતરવા પડ્યાં. પછી નીચે આવીને ઊભા રહ્યા અને પેલા બહેને કમને સંકોરાવું પડ્યું. રમણીકભાઈ જયુભાઈની સામે બિરાજ્યા. આખુંય નાટક પેલા બે રબારી ભાઈઓ કોઈ જ હાવભાવ વગર જોઈ રહ્યા હતા. બધું પત્યું એટલે પાછા બંને ઝોકે ચડી ગયા. 'સુખી જીવ છે ને !', રમણીકભાઈએ પાછું ચરિત્ર ચિતરણ કરી જ નાખ્યું.

"ક્યાં જવાનું ?", જયુભાઈએ પૂછ્યું.

'અરે ! આમ કેમ ? જોડે તો જઈએ છીએ !' એવું વિચારતાં રમણીકભાઈએ એમની સામે જોયું પણ વળી પાછું છોભીલા પડવા જેવું જ થયું. જયુભાઈનો પ્રશ્ન, સ્વાભાવિક રીતે જ, એમને નહોતો. એ તો પેલા નાનાં છોકરાંના પિતા સામે જોઈને પૂછી રહ્યા હતા.

'હા, આ ઠીક થયું. ક્યારનું પોતાનું કુતુહલ વધ્યે જતું હતું. આ જયુભાઈએ વાત આરંભી તે ઠીક થયું.' રમણીકભાઈને એકદમ જ આનંદ થઈ ગયો. જાણે કે મઝા પડી ગઈ. પણ મઝા બહુ ટકી નહીં. પેલા ભાઈએ કંઈજ પ્રતિભાવ કે પ્રત્યુત્તર ના આપ્યો.

જયુભાઈના ભવાં સ્હેજ સંકોચાયાં. પછી એમનેય એજ વિચાર આવ્યો જે એમના જોડીદારને આવ્યો કે 'ભાષા નહીં સમજતા હોય ?' અને આ તો જયુભાઈ, એમ કેડો મૂકે !! તરત જ ઈશારાથી એજ વસ્તુ ફરી પૂછી. ફરી એજ બન્યું. કોઈ પ્રતિભાવ નહીં.

હવે એ પણ મૂંઝાયા અને એમણે ત્યાં જ વાત પડતી મૂકી હોય એમ રમણીકભાઈ તરફ નજર ઘૂમાવી અને બોલ્યા, 'બધું આયોજન સરસ છે. આપણે પહોંચીએ એટલે લેવા આવ્યા હશે, મંડળવાળા. પહેલા તમારું પછી મારું પ્રવચન છે. વિષય પણ આપણા ગમતા છે એટલે મઝા આવશે.'

"હા, સારું ને ! બધાં મિત્રોને મળાશે. સત્સંગ થશે." બોલતાં રમણીકભાઈએ વાતને પુષ્ટિ આપી. ત્યાં તો વળી પાછો આંચકો આવ્યો ને ગાડી ઊભી રહી.




પેલા ભારે શરીરવાળા ભાઈ અને એમની સામેની સીટવાળા બહેન, દક્ષિણ ભારતીય જણાતાં બીજા બંને બહેનો અને એમની સાથે વાતો કરી રહેલ ભાઈ, બધાં આ સ્ટેશને ઉતરી ગયાં. હા... શ... અનુભવતાં બંને મિત્ર મોકળાશથી બેઠા. પેસેજવાળી બે સીટમાંની બાકીની સીટ ઉપર બેઠેલ યુવક જેને આસપાસના કોઈની હાજરીની પડી જ નહોતી, તેની ઉપર રમણીકભાઈની નજર હમણાં જ પડી અને નજર એની ઉપર મંડાણી.

સામેની સીટ ખાલી થતાં જ યુવકે બંને પગ એ સીટ ઉપર લાંબા કરીને પછી ખૂબ જ શિષ્ટ રીતે આળસ મરડી. કાનમાંથી મશીન કાઢ્યું અને પોતાના બંને હાથ ચહેરા પર પસવાર્યા. પછી એક હાથે વાળના ઝુલ્ફાને અમસ્તા જ સરખા કર્યા અને ડબ્બામાં 'આમ જ' નજર ઘુમાવી.

'ખાસ્સો દેખાવડો છે ને !' રમણીકભાઈએ ચરિત્ર ચિતરણ આરંભી દીધું. 'કોઈ સિનેમાના હીરો જેવો લાગે છે. પણ કાનમાં મશીન ?! ઓહ... ગાયનો સાંભળતો હશે.'

યુવકનું અવલોકન કરતાં કરતાં એની સાથે વાતચીત શરુ કરવાની અદમ્ય ઇચ્છા તો થઈ આવી, અને કદાચ એમણે મોકો ઝડપી જ લીધો હોત, પણ ત્યાં તો સ્ટેશનેથી ડબ્બામાં ધાડું ચઢ્યું.

બે દંપતી, એક બહેન અને છ છોકરાં ડબ્બામાં આવ્યાં. કલબલાટ ફેલાઈ ગયો. જે ઝડપથી, ચતુરાઈથી અને મસ્તીથી તે બધાં સામાન સાથે ફટાફટ ગોઠવાઈ ગયાં તે જોઈને રમણીકભાઈને પોતાની ચતુરાઈ પર ઘડીભર 'કોમ્પલેક્સ' થઈ આવ્યો.

છમાંથી ચાર છોકરા અને બે છોકરીઓ હતી. 'અંદાજિત છ થી દસ વર્ષની ઉંમરના હશે બધાં', રમણીકભાઈએ તરત જ અનુમાન કરી લીધું. તેમની અને જયુભાઈની બાજુમાં અને પેલા યુવાનની સામેની પેસેજવાળી સીટ ઉપર એમ થઈને બધાં ગોઠવાયાં. ટાબરિયાઓમાંના બે છોકરાઓ જે પેલા યુવાનની સામે બેઠા'તા તે તો આ ફિલ્મસ્ટાર જેવી વ્યક્તિને જોઈને અભિભૂત થઈ ગયેલા.

યુવાન આ બધી ધમાલથી અકળાયેલો. સામેની સીટ ઉપર લંબાવેલા પગ એણે લઈ લેવા પડ્યા અને સીટની નીચે, એક તરફ લંબાવવા પડ્યા. પોતાના ઝુલ્ફા એણે હાથ વડે સંકોરીને પાછા ઝટકાવ્યા. છોકરાં ફરી ફીદા થઈને જોઈ રહ્યા.પછી એણે કાનમાં મશીન ભરાવ્યું અને આંખો મીંચીને ગાયનો સાંભળવામાં પડ્યો. રમણીકભાઈની ત્રાંસાણમાં એની સીટ પડતી હતી એટલે તે બિલકુલ જ જોઈ શકાતો હતો. એકાએક જ એમને પોતાની વહી ગયેલી યુવાની બાબત અફસોસ થઈ આવ્યો. એમણે હાથની અદબ ફીટ વાળી. 'અમારા વખતમાં જીન્સનાં પાટલૂન અને ટીશર્ટ ક્યાં હતાં જ !' એમ પણ થઈ આવ્યું, ત્યાં જ આંચકા સાથે ગાડી ઊપડી.

જયુભાઈ પણ નવા આવેલા મુસાફરોનું અવલોકન જ કરી રહ્યા હતા. 'બધાં છોકરાં આ બે દંપતીનાં હશે ?' એવો પ્રશ્ન એમને થઈ આવ્યો. જો કે એમને એવો પ્રશ્ન થવો શા માટે જોઈએ ? એ પ્રશ્ન અસ્થાને છે. આ તો બંને મહાન વ્યક્તિઓ ! જે અવલોકન, માનસિક વિશ્લેષણ જેવાં કાર્યોમાં વિશેષ આનંદ અનુભવતી હતી. તેથી આ તો બહુ મહત્ત્વનો પ્રશ્ન ને ! પણ એમને ઝાઝું વિચારવા મળ્યું નહીં. પપ્પા, મમ્મી, માસી, માસા એવાં સંબોધનો કાને પડ્યાં. કોણ કોણ શું બોલ્યું ? એટલું બધું બારીકાઈથી જોવામાં સભ્યતા નડે, એટલે એમને સમગ્ર ચિત્રથી જ સંતોષ માનવો પડ્યો.

પેલા જૂના મુસાફરોમાંના માતા-પિતા હજી સ્થિતપ્રજ્ઞની જેમ જ ખોવાયેલી દૃષ્ટિ બા'રીની બ્હાર માંડીને બેઠાં હતાં, પણ બાલસહજતાથી બાળક બધાને જોવા માંડ્યું હતું. થોડી વાર એણે એ તરફ જોયું પછી પાછું નીચું જોઈને બેસી રહ્યું. રબારી જેવા બંને ભાઈઓએ નવા ચહેરાઓ ને જોયા અને ફરી પાછા આંખો મીંચીને બેઠા.

છએ ટાબરિયાં ઘણાં સતપતિયાં હતાં. તે દરેકમાંથી કોઈનેય પોતાની સીટથી સંતોષ નહોતો. થોડીક જ વારમાં તો કેટલીય વખત એમણે જગ્યાની અદલાબદલી કરી નાંખી. એમ કરતાં કદાચ પેલો યુવાન આંખો ખોલીને પોતાની 'સ્માર્ટ' દૃષ્ટિ એમની ઉપર નાંખે એના પ્રયત્નો પણ કર્યા પણ એ વ્યર્થ રહ્યા.

જયુભાઈનું ધ્યાન, સામે બેઠેલા નાના કુટુંબ પર હવે કેન્દ્રિત થયું. એમને પણ રમણીકભાઈ જેવો જ વિચાર આવ્યો. ગાંભીર્યની નોંધ એમણે પણ લીધી. 'કોઈ સ્વજનની વિદાયની પીડા, અપાર પીડાને કારણે જ કદાચ આ કુટુંબ આટલું વિષાદમાં હતું ? બની શકે કે અશ્રુઓ વહી વહીને ખૂટી ગયા હોય ? દિલને આશા બંધાવી શકે તેવા દિલાસાથી પણ હવે તેઓ પર થઈ ગયા હોય ? અને એ આઘાત, બાળકને પણ અસર કરી ગયો હોય એટલો બધો વસમો હોય !'

એક બોલ ગબડતો ગબડતો આવ્યો અને પગે અથડાયો તેમાં જયુભાઈ અને રમણીકભાઈનું ધ્યાન એ તરફ ગયું. પેલાં ટાબરિયાંઓએ હવે પોતાનાં રમકડાં કાઢીને ફેલાવ્યાં હતાં. એક



છોકરો સીટની નીચે પેઠો ને બોલ શોધી કાઢીને પાછો રમવા માંડ્યો. બાકીનાં બધાં છોકરાં પણ એમાં જોડાયાં. છોકરીઓએ રીંગ લઈને કેચમકેચ રમવા માંડી. રીતસરની ધમાચકડી મંડાઈ.

અત્યાર સુધી આંખો મીંચીને બેસી રહેલા બંને રબારી ભાઈઓ પણ ધ્યાન ભંગ થયા. જૂના મુસાફરોમાંનાં માતા-પિતાએ માત્ર એક વખત એ તરફ જોઈને પછી પાછી નજર વાળી લીધી, પણ એમનો નાનો દીકરો પોતાની જગ્યાએ બેઠો બેઠો એ બધાં છોકરાંઓની રમત બાલસહજતાથી જોઈ રહ્યો હતો અને નિર્દોષ આનંદ અનુભવતો હતો અને આ સમગ્ર ચિત્રને જયુભાઈ અવલોકી રહ્યા હતા.

બાલસહજ સ્વભાવના પણ કંઈ કેટલાય પ્રકાર હોય છે ને ! એમાં જ્યારે આડાઈ, વિચિત્ર જાતના તોફાનો કરવાની વૃત્તિ અને અવળચંડાઈ મોખરે હોય ત્યારે એમાંની બાલસહજતાને કાબુ કરવી જરૂરી હોય છે. પણ માતા-પિતાની એ તરફની દૃષ્ટિ ઝાંખી જ ઘણું ખરું તો હોય છે. અહીંની બાલમંડળી પણ કંઈક એવી જ હોઈને અવળચંડાઈ પર ઊતરી આવી હતી.

એમનાથી અલગ, પોતાનાં માતા-પિતા સાથે બેઠેલા અને એમની રમત જોઈને નિર્દોષ આનંદ માણી રહેલા પેલા છોકરાને પોતાની ભેળો રમવા બોલાવવાનો એક પણ પ્રયાસ એ લોકોએ કર્યો નહીં. બધું લક્ષ્ય માત્ર એને હેરાન કરવામાં પરોવાયું. વળી પેલા હીરો જેવા દેખાતા યુવાનનું ધ્યાન ખેંચવાની વૃત્તિ પણ પ્રબળ બનેલી તેથી આખરે એક વખત જોરથી બોલ એના ઘૂંટણે અથડાવા દીધો, પરિણામે એણે એકદમ જ આંખો ખોલીને જોયું. છોકરાંઓએ હસવાનો પ્રયત્ન કર્યો, પણ એણે માત્ર ભવાં સંકોચ્યાં, કાનમાંથી મશીન કાઢ્યું અને પછી પોતાના ફેશનેબલ ખભા થેલામાંથી એક ચોપડી કાઢીને વાંચવા માંડ્યો.

વળી પાછો પેલા નાનાં છોકરાંને હેરાન કરવાનો વારો આવ્યો અને ટોળકીએ બોલની ફેંકાફેંકી કરવા માંડી. ગબડાવતાં ગબડાવતાં છેક એના પગ સુધી છેડે જવા દઈને તરત જ ઝપટ મારીને લઈ આવવાનો.. વિગેરે અટકચાળા કરવા માંડ્યા. તે બધી વખતે એક પણ વાર એની સામે જોવાનું નહીં, એ વાતનુંય ધ્યાન રાખ્યું અને એમની સાથેના વડીલોએ આ બધી માથાભારે પ્રવૃત્તિઓ પ્રત્યે તદ્દન જ દુર્લક્ષ્ય રાખ્યે રાખ્યું.

નાના છોકરાનાં માતા-પિતા સાચેજ અત્યંત સભ્ય અને સુસંસ્કૃત હોઈને એમણે તો શાંતિ જ રાખી. છોકરાની માએ હેતથી એને વાંસે હાથ ફેરવીને પોતાની પાસે ખેંચીને બેસાડ્યો.

એકાએક જ ડબ્બામાં સોપો પડી ગયો. એક મિનિટ મા ક્યાંકથી મધુર 'પાવા'ના સૂર રેલાયા. બધાનું જ ધ્યાન એ તરફ ફર્યું. પેલા બે રબારી જણાતા ભાઈઓમાંના એકે આ સૂર છેડ્યો હતો. બરાબર એમની સામે બારી પાસે બેઠેલા પેલા નાના છોકરાને એમણે 'પાવો' ધર્યો. સ્હેજવાર એ તરફ જોઈને છોકરાએ એની મા અને પિતા સામે જોયું. બંનેએ આંખોથી હા પાડી અને ડોકું હકારમાં જરાક નમાવ્યું. છોકરો ધીમે રહીને સીટ પરથી ઊતરીને પાવો લેવા આગળ વધ્યો, ત્યાંજ પેલી બાલમંડળીમાંના એક છોકરાએ દોટ મૂકીને 'પાવા' પર ઝાપટ મારી. પણ રબારીએ ઝાટકા સાથે પોતાનો હાથ પાછો ખેંચી લીધો. માત્ર સ્હેજ કડકાઈ આંખોમાં ઉતારીને નકારમાં ડોકું હલાવ્યું, હાથ વડે એને આગળ વધતો રોક્યો અને પાછા જતા રહેવા ઈશારો કર્યો. ડઘાઈ ગયેલો તોફાની છોકરો પાછો ખસ્યો અને જઈને પોતાની જગ્યાએ બેસી ગયો.

ડબ્બામાં હવે તદ્દન શાંતિ પથરાઈ રહી. રબારીએ પોતાનો હાથ લંબાવીને નાના છોકરાને સીટ પરથી નીચે ઉતાર્યો, પોતાની બાજુમાં બેસાડ્યો અને 'પાવો' વગાડતા શિખવાડવા માંડ્યું. એના નાનકડા હાથ ગોઠવાવ્યા, ફૂંક મારતા શિખવ્યું, થોડીવારમાં બાળક હળવા હળવા સૂર કાઢવાના પ્રયત્નમાં પરોવાયું, ટ્રેન ચાલ્યા કરી, ડબ્બામાં શાંતિ પથરાયેલી રહી.

સ્ટેશન આવ્યું ને ટ્રેન ઊભી રહી. પેલાં માતા-પિતા અને છોકરો સીટની નીચેથી સામાન કાઢીને ઊતરવા માટે ઊભાં થયાં. છોકરાએ રબારીને 'પાવો' પાછો આપ્યો. એમણે 'પાવો' લઈને પછી છોકરાનાં શર્ટનાં ખીસ્સામાં ખોસ્યો અને બંને આંખો મિચકારીને વ્હાલથી એના વાંસામાં ધબ્બો માર્યો. નાનકડા ખીસ્સામાં તો 'પાવો'માંય નહી, એટલે છોકરાએ બંને હાથે એ પડતાં ઝીલ્યો અને ધીમેથી મલક્યો.

આભાર છલકતી આંખો અને આછાં સ્મિત સાથે માતા-પિતા બાળક સાથે ચાલ્યાં. પેલા હીરો જેવા યુવાનની પાસેથી તેઓ પસાર થયાં ત્યારે એણે પોતાનાં અણમોલ સ્મિત સાથે પ્રેમથી છોકરાના વાળ વિખેર્યા.

થોડીવારે ટ્રેન પાછી ઉપડી. ખાલી થયેલી સીટ ઉપર ખસીને, બારી પાસે રમણીકભાઈ અને એમની બાજુમાં જયુભાઈ બેઠા. ટ્રેન દોડતી રહી. વાદળ, ઝાડ, રસ્તાઓ, પુલ, માણસો, વાહનો, આકાશ... બધું પસાર થયા કર્યું...

*૫૩-સી, હસ્તિનાપુર કોલોની,*
*કારેલીબાગ,*
*વડોદરા-૩૯૦૦૧૮.*





“વાળું વેળા”

હર્ષદ થાપા

# છેલ્લી બસ

- ડૉ. સ્વાતિબહેન નાયક

**અ**ચાનક રાજુને પીઠમાં સખત દુઃખવા માંડ્યું. એ નીચે ઘૂંટણિયે બેસી પડ્યો. આંખ મીંચાઈ ગઈ. પરસેવાનો રેલો ને આંખનું ખારું ટીપું ભેગાં થયાં... ને રાજુને બે પાંખો ફૂટી... કાળા રંગની પાંખ... રાજુએ પાંખો પ્રસારીને એ ઊડવા લાગ્યો. ઊંચે આકાશમાંથી નીચેની દુનિયા બહુ નાની લાગતી હતી. નાનકડું શહેર, નાનકડી ગાડીઓ, રસ્તા જાણે ધૂળમાં દોરેલી આડી અવળી લીટીઓ... ને શે'રની પડખે એનું ગામડું... લીલાકુંજાર ખેતર... વાડી... લહેરાતા મોલ... બળદને ઘૂઘરા બાંધેલા તેના રણકાર સાથે ભળી જતો કૂવે પાણી ખેંચતી સ્ત્રીઓના કાચની લાલ બંગડીઓનો રણકાર. લાલ કાળા સાડલામાં લપેટાયેલી એની મા... માનો ખાલી ખોળો જોઈ રાજુને થયું લાવ ઘડીક એમાં સૂઈ લઉં... એટલે પાંખો સંકોરી નીચે ઊતરવા માંડ્યું. ત્યાં અચાનક પાંખો જ ગાયબ...!!! કોણ જાણે ક્યાં ઓગળી ગઈ... ને એ ઘૂંટણિયે પડ્યો નીચે... ઘૂંટણમાં દુઃખતું હતું. ને વળી કો'કે વાળ ખેંચ્યા...

'અબે સાલા... કામ તો હોતા નહીં તેરેસે... પૈસા એડવાન્સ ચાઈએ... ચલ ઊઠ... સુબહ સુબહ ટેમ ખોટી મત કર... કામ પે લગ... અભી ચાર બોરી ઔર હૈ... દો તો ધનિયા-લસુન કી હૈ, હલકી હૈ... ચલ ચલ ચલ... હાથ-પૈર ચલા... નૌટંકી સા...લા...' બોલીને ગળું ખંખેરી ગળફો જોરથી થૂંકીને ગફુરચાચો જતો રહ્યો... રાજુએ આસપાસ જોયું... કાંદાની ત્રીજી બોરી... ઉપાડતાં એની પીઠમાં ભારે પીડા થઈ હતી ને એ બેસી પડેલો... ચક્કર આવેલા... કે જાણે ઊંઘ... 'જે હોય તે આપણને તો ગામડું મસ્ત દેખાયું... આખું કિશનપુર... ને પાછી મા હો દેખાઈ... આજનો દા'ડો હારો જવાનો... હવાર હવારમાં મા દેખાઈ... ચાલ રાજુ... ચલાવ હાથ' મનમાં બબડીને રાજુએ ફરી પ્રયત્ન કરી ગૂણ ખભેથી સરકાવીને પીઠ પર ગોઠવી... પીડાનો સણકો ઊઠ્યો ન ઊઠ્યો ત્યાં બાજુમાં કાશીકાકીએ આવીને ટેકો કર્યો... પાછળથી સ્હેજ ઊંચકવા લાગ્યું. ને બોલી - 'ચાલ-વે'લો...' રાજુ ઉતાવળે ચાલ્યો ને ગૂણ દુકાને ગોઠવી આવ્યો... કાશીકાકીને જોઈ ગફુરચાચાએ હાથમાં મસળેલો ચૂનો તમાકું ગલોફામાં દબાવી હાથ ખંખેરી કહ્યું... 'અરે ચિકની ચમેલી... અપના બોજ તો ઉઠા ઠીકસે... બચ્ચે કો કાયકો...'

'અબે તારી માને કે'જે... આવડા છોકરા પાહે આટલું કામ લેતા હરમાતો નથી?' બોલી કાશીકાકીએ પાછી રાજુને ત્રીજી ગૂણ ઊંચકવામાં ને દુકાને ગોઠવવામાં મદદ કરી... બાકીની બે તો લીલા ધાણા-લસણની જ હતી એટલે રાજુ એકલો જ ઊંચકી લાવ્યો. કાશીકાકીએ ચા મંગાવેલી તે એનેય થોડીક પિવડાવી, 'પોયરા, બો કહર ની કરવાની, જાતને પેલ્લી જોવાની. જાત હારી ઓહે તો કામ થહે.'

બાજુમાં ઊભેલો કનુ સાંભળી ગ્યો ને એણેય ગફુરચાચાની જેમ આંખ મીંચકારી કાશીને જોઈને કહ્યું - 'જો રાજીયા, આ કાશીએ કેવી હાચવી છે ઈની જાત... હીરોઈન માફક. શું ફીગર, શું લાગે છે ! બાકી કાશી તું બો મસ્ત દેખાય બાસ.'

કાશીએ એક સડેલું બટાકું જમીન પરથી ઊંચકી એને માર્યું ને બોલી 'કનીયા તારી મા ને જો, તીનું ફિગર જો.'

બોલીને કાશી એનો ટોપલો ગોઠવવા લાગી. આખી શાકમાર્કેટમાં કાશી સૌથી રૂપાળી. ચાળીસની ઉંમર હશે પણ લાગે ત્રીસની... મોટો ગોળ ચાંદલો... તેલ નાંખીને ઓળેલા વાળ... અંબોડો... ને એમાં ખોસેલું મોગરાનું ફૂલ ને દાઢીએ ત્રોફાવેલું ત્રેલડાનું છૂંદણું. આંખે કાજળની ધાર... એ સાદું લુગડું પહેરતી તોય વ્યવસ્થિત છેડો ગોઠવીને... એટલે બધામાં અલગ તરી આવતી... ને શાક લેવા આવતા ઘરાકને 'આવો સેઠ... તમને વીણી વીણીને હાજી તુવેર આપું... લીલી કાકડી છે સેઠ... તારા જેવી મસ્ત...' કહીને મીઠું બોલીને શાક ખપાવી દેતી. સૌથી પહેલા કાશીનો ટોપલો ખાલી થાય. બધા કાશીને હીરોઈન કહેતા. ને એની ટાપટીપની મજાક ઉડાવવાની તક મળે તો તરત ઝડપી લેતા... એની નજીક જવાનો પ્રયત્ન કરતા... પણ કાશી એમ કોઈને પડખે ફરકવા દે એવી નો'તી. રાજુ એના પડોશના ગામનો એટલે એના માટે એને જરાક લાગણી... ગામડાનું માણસ શહેરમાં આવી કેવું સોરાય એની એને જાણ હતી. એટલે એ અવારનવાર રાજુને મદદ કરતી... ક્યારેક રોટલો ખવડાવતી ક્યારેક ચા પિવડાવતી.

રાજુએ ચા પીને નળ આગળ જઈ હાથ-મોં ધોયા. વાળમાં ભીના આંગળા ફેરવ્યા. એની બદામી આંખો પર છાલક મારી... આંખો બળતી હતી... શરીર દુઃખતું હતું. કદાચ તાવ રહેતો હતો બે-ત્રણ દિવસથી... કાશી એને જોઈ રહી હતી... તે મનમાં બબડી... કેવો રૂપાળો ઉતો... ને કેવો થેઈ ચાયલો બચારો...'

રાજુ ગયા વરસે શાક માર્કેટમાં નોકરીએ લાગ્યો ત્યારે તંદુરસ્ત કહી શકાય એવું શરીર હતું. લાંબા સીધા વાળ... તાપમાં ઘઉંવર્ણો થયેલો ગોરો રંગ... ફૂટું ફૂટું થતો મૂછનો આછો દોરો... ભોળી લાંબી બદામી આંખો... નાનું ગોળ નાક... અવાજ હજુ ઘેરો થયો નહોતો. ન બાળકમાં ને ન મોટામાં... રાજુ બાર તેરનો... પણ લાગતો પંદર-સત્તરનો... એટલે બાળમજૂરીવાળા ઝંડો લઈને આવે તો આરામથી ઉલ્લુ બનાવી શકાય... તો જ નોકરી મળે ને... બાકી કોને એની નવરાશ હોય કાયદાથી રાજુને સંતાડવાનો... ને પૈસા આપવાના...? 'અબે પૈહા ચઈતા હો તબ તો દોડતા આતા હૈ... અબી દેખ કામ કે ટેમ પે કાશી કે સાથ ચાય કા મજા લે રીયા... દુકાન કોણ ગોઠવવાનું... તારો બાપ ? ઝાડુ પકડ, સાફ કર દુકાન અને ટોપલા ભરી દે... એ તારી હગી કાશી તો અમણા આવો સેઠ... આવો સેઠ... કરીને ટોપલો વેચીને જતી રે'હે... આપડી દુકાનનું જો...' ગફુરચાચો પાછો બરાડ્યો... એનું પાન ખાધેલું મોં રાજુને લોહી પીધેલા રાક્ષસ જેવું દેખાતું... ગામડે રામાયણ બેસે ત્યારે રાક્ષસની વાત આવતી... ઋષિમુનિના યજ્ઞમાં હાડકા નાખે... ગફુરચાચો કાયમ કાશીની પાછળ પડી રહેતો... રાજુ જરાક એની પાસે જાય કે બૂમાબૂમ ચાલુ...

'ચાચા અબઘડી ગોઠવી દેઉં… આપડી દુકીન હો. હાંજ લગીમાં તો ઉપડી જવાની જો તું…' કહી રાજુએ કચરો વાળી દુકીન ગોઠવી દીધી. બટાકા પરથી ધૂળ લૂછી. આદુ ધોઈને છૂટું સૂકવેલું તે ટોપલામા ભરી દીધું. મરચાના ટોપલામા આગળ ઉપરની બાજુ મરચાં સીધાં ગોઠવી વચ્ચે લીંબુ મૂક્યાં… બાજુમાં ટામેટાની મસ્ત ટેકરી ને એની બાજુમાં લીલું લસણ ને કોથમીર… લીલા કાંદા… ફૂદીનો ને પછી રીંગણ…

દુકાન ગોઠવીને રાજુ પોતે જ સામે જઈને જોઈ આવતો જાણે ચિત્રકાર ચિત્રને જુએ એમ એ શાકભાજીની રંગ ગોઠવણી જોતો ને મન માને તો ઠીક બાકી ટોપલા ફેરબદલ કરીને દુકાન આકર્ષક બનાવતો. દૂધી-કારેલા જેવા નીરસ શાક પણ એની ગોઠવણથી ગ્રાહકને લલચાવી શકતા… ને બીજી દુકાન કરતા ચોખ્ખાં આદુ-બટાકા જોઈ ગ્રાહક અનાયાસ એની દુકાન તરફ વળી જતું.

'અબે દેખતા કાયકુ હૈ… ટમાટર પે તેલ લગા… ભીંડી કો પાની સે નીકાલ..' ગફુરે પાછો હુકમ છોડ્યો. રાજુએ ખૂણે મૂકેલું તેલ લઈ ટામેટા પર લગાડવાનું નાટક કર્યું. એને શાકભાજી પર દવા છાંટવીય ગમી નહોતી ગામડે. અહીં તો શાકવાળા ગ્રીસ લગાડતા… લીલો રંગ છાંટતા. લીલો રંગ તે વળી ઉપરથી છાંટવો પડે ? હરિયાળી તો ઊગે… લાલ ટામેટા જેવો સૂરજ માથું કાઢે તે પહેલા તો મા ભેગા વાડાએ જઈ લહેરાતી હરિયાળી જોવું રાજુને એક તહેવાર જેવું લાગતું. છોડ પર ઉગેલા શાક તોડતાં ય અચકાતો. મા કહે એટલે પછી ઝટઝટ શાક તોડી ટોપલો ભરી માને માથે મૂકી આપતો ને મા આમતેમ ગામડે જઈ વેચી આવતી. બાપુએ ખાકટલો પકડ્યો પછી મા બહુ બહાર જતી નો'તી એટલે રાજુએ પરાણે શહેરની વાટ પકડેલી. લહેરાતી હરીયાળી વચ્ચેના નાનકડા ઘરને બદલે ગંધાતી ખોલીની ઓરડીમાં બીજા ચાર છોકરા ભેગાં રહેવાનું ને મજૂરી કરી ખાવાનું. પહેલા તો રવિવારે દુકાન બંધ હોય એટલે રાજુ ઘરે જતો રહેતો. પણ પછી તો એ રવિવારે બપોર સુધી દુકાન ચાલુ રાખે ને સાંજે સફાઈ કરાવે…

એટલે જ તો બે મહિનાથી ગામડે જવાયું નહોતું. એટલે રાજુને જરાય ગોઠતું નહોતું. વાડીના શાકભાજી પર હાથ ફેરવ્યા વગર જાણે એની અંદર કંઈક સૂકાતું જતું હતું… શાકમાર્કેટની વાસ એના લીલપ શ્વસેલા નાકને પરેશાન કરી મૂકતી… આજુબાજુ ગોઠવેલાં શાક વચ્ચેથી એની વાડીના છોડ ઊગીને એને પૂછ્યા કરતા… 'ક્યારે આવવાનો ?' ને રાજુ એની જાતને પટાવી કહેતો… 'આ ફેરા તો ચાર દા'ડા રજા લેઈ લેમ…' પણ શેઠને પૂછવા જવાતું જ નહીં…

'આવ સેઠ, કૂમળી કાકડી લેઈ જા. મીઠ્ઠી તુવેર-વટાણા… તાજાં વેંગણ… ઘરવાળી ખુશ થેઈ જહે… લાવ થેલી… રૂપિયો ઓછો આપજે બસ… એટલામાં હુ પૈહાદાર થેઈ જવાના… 'કાશીની જીભ મધમાં બોળાઈને રસ છલકાવવા માંડી… ગફુરે પાછું એના તરફ જોઈ બૂમ પાડી…' એ કાશી… મને હુ આપવાની ? મૈ આઉં ક્યા ? કાશીએ એના તરફ જોયા વગર ઘરાકને કહ્યું 'કારેલા બો હારા છે સેઠ.. લેઈ જા…'

રાજુ નવો નવો આવેલો ત્યાર એને કાશી જરાય ગમતી નહીં. 'આમ એકલી બૈરી ગામ આખાના મરદ હાથે વાત કરે ને પાછા લટુડા પટુડા… આનાથી દૂર હારા…' બબડી એ એના તરફ જોતો ય નહીં. પણ પછી ખબર પડી કે કાશીના વરને પણ બાપુની જેમ ટીબી છે. ત્યારે એ સમદુઃખિયા વચ્ચે સંબંધનો દોરો બંધાયેલો… કાશી ગામડેથી આવતી એટલે ગમે તેમ પણ રોજ ગામની હવા લઈને આવતી… રાજુને એના શાકભાજીમાંથી એની વાડીની સુગંધ આવતી… ને એના સાડલામાં એને મા દેખાતી… તોય ગફુરચાચો ને કનીયો ગમે તેમ બોલે ત્યારે એ કહેતો… 'કાકી આ બધાને મોઢું ની આપવાનું… બધાની દાનત ખોરી… તને એકલી જાણીને…'

ને કાશી ફલાવરના દડા જેવું ખિલખિલ હસીને કહેતી, 'આવા ઢીલી કાછડીનાથી કોણ બીએ ? દાતરડું જોયું કે ? ટોપલામાં હાથે જ. જે દા'ડે વધારે લૂલી ચલાવી કે ભેજામારી કરી તે દા'ડે દાતરડું બતાવી દેવાનું. જો રાજીયા, આ દુનિયા બો ખરાબ. ઢીલાનું કામની મલે. જરાક ઢીલા પઈડા કે ગીયા… વાહી ટામેટા જેવા ગણીને લોક લાખી આવે ઉકરડે…'

'પણ તું આમ હાજ્જી તીયાર થેઈને આવે તીમાં લોક તને… તને… તને હારી ની માને…' રાજુને કાશીની સામે ખરાબ શબ્દો બોલતા સંકોચ થતો તે જોઈ કાશી હસી પડતી ને કહેતી ઈમની આંખે ભડકા ઊઠે તીમા આપડે હું ? આપડે હજ્જા લાગીએ તો હાક વે'લું વેચાઈ જાય… વેલી ઘરે જામ તો તારા કાકાને જોમ… ખવાડું ને વાડીએ જામ… બે હાક વધારે લવાય… પાંચ રૂપિયાનો ફાયદો થાય… હમજ પડી…? તારે હો હજ્જા રે'વાનું… તાજા હાક જેવા… ભોંયમાંથી ઉખળે તો હો લીલા… આપડે તો વાડીના પોયરા… આ બધા હાક વેચાતા લાવે… આપડે તો જમીનમાં ઉગાડીએ… જલમ આપીએ હાકભાજીને… 'કાશી શાકભાજીને છોકરાં જેવું વ્હાલ કરતી એને પેટે છોકરા ન્હોતા એટલે કદાચ… એની કૂખની વાડી હરિયાળી થાય તે પહેલા એના વરને ટીબી થયો. અચાનક જાણે જિંદગીમાં સુકારો લાગ્યો. કાશી લીલી કોથમીર જેવી ને એનો વર દા'ડે દા'ડે કાતરાએ ખાદેલી પાપડી જેવો દુણાતો જતો હતો. જિંદગીનાં ગાડાના બે પૈંડા વચ્ચેનો તાલમેલ ખોરવાયો ને તોય કાશી હંમેશા હસતી રહેતી, આખી માર્કેટમાં બધાને વાત કરવાનું મન થાય એવી.

'અબે રાજુ બટાકાની બોરી ખાલવ… બટાકા સાફ કર… ગોઠવ… ને કોલ્ડ સ્ટોરેજમાંથી કેરી કાઢ…' ગફુરચાચાની બૂમ પડીને રાજુ કામે લાગ્યો… કાશીના લહેકા સંભળાતા હતા… અને રાજુને કોણ જાણે કેમ આજે મા-બાપુ બહુ યાદ આવતાં હતાં. બાપુની દવા ય પહોંચાડવાની હતી. રાજુએ મોકો જોઈને ગફુરને પૂછ્યું… 'ચાચા કલ છુટ્ટી દોગે ? મા પાહે જવું છે… બાપુની દવા…'

'અબે છુટ્ટી બો જોઈએ તને… કામ કર શામકો દેખેંગે… દેખ અબી ત્યોહ ર કે દિન હૈ… સફાઈ કરની હૈ…' ગફુરને કામ લેતા બરાબર આવડતું હતું.

'છેલ્લી બસમાં પાછો આવી લાગા… ચાચા આ ફેરા જવા દે… બાપુની દવા આપી આમ… ને મારો ઈસાબ… થોડાક રૂપિયા હો… બિયારણ લાવવા જોઈતા છે.' રાજુએ કાલાવાલા કર્યા… કાશી સાંભળતી હતી. તેણે કહ્યું… 'આપી દે ને બચાડાને રૂપિયા. કેટલું કામ લેય ઈની પાહે… એક દા'ડો જવા દે… તારી દુકાન મેં ગોઠવી આપા…'

'અબે નૌટંકી… રોના બંદ કર… તુ જા કે આતા નહીં જલદી… છેલ્લી બસ ચૂકી ગ્યો કરીને…' ગફુરે કહ્યું…

'ના, પાક્કું... છેલ્લી બસ લગીમાં તો કામ પૂરું કરી લાખા... જાયને વાડીએથી હાક તોડવા લાગા... બાપુને દવા પાવા... ને પાછો આવી લાગા...' બોલતાં બોલતાં રાજુને ફરી અંધારા આવી ગયા... પાછી કાળી પાંખો... પાછું ઊડવું ને એજ ગામડાના દૃશ્યો... બાપુનો ખાટલો... માનો ખાલી ખોળો... એજ ચકરાવો. 'મા હું આવું છું...' કહી નીચે ઉતરવા જાય ત્યાં જ પાંખો ગાયબ... પાછો ધબ્બ દઈને ઘૂંટણિયે પડ્યો... ગફુરચાચો ચિલ્લાયો... 'ક્યા ગિરતા રહેતા હૈ... બારબાર...'

કાશીએ જોયું તે દોડી. 'રાજીયા, ખાધેલુ કે કાંઈ ? કાલે રાતના હુ ખાધેલું ? અલા કનીયા આ પોયરો ભૂખો રેય તે ભાન કે.. હુ ખવડાવેલું રાતના ઈને ?'

'કેળા... તારે ખાવા ઓય તો તુ બી આવજે ખોલી પર...' કહીને કનીયો ખીખી કરતો હસ્યો... રાજુને ઉબકો આવ્યો ને દોડ્યો. સવારની ચાને બિસ્કિટ નીકળી ગયાં... કાશીએ ઠંડુ પાણી મંગાવી પિવડાવ્યું ને બોલી... 'હારુની મલે આ શે'ર. પૈહાને પૂજે ને માણહને વાપરે... પોયરા તું અમથો અઈઆ કુટાય કરે... 'ગફુરચાચો અકળાયો...' અબે કાશી તારું હુ જાય...? બો લાગતુ ઓય તો લેઈજા તારે ઘેર... રાતના... રોજ રાતકુ લે જાનેકા સુબહ વાપિસ... તેરા મરદ ખાટ પકડ કે બેઠા હૈ... તો યે કામ આયેગા.'

આજુબાજુના દુકાનવાળામાંથી કેટલાક ભલા હતા.. રોજના આવા ચીડ ચડે એવા સંવાદો સાંભળી એ લોકો અકળાતા પણ કાશી કોઈ દી અકળાઈ નો'તી તે આજે અકળાઈ...

'તારી તો અમણા કે'ઊ તે... ચૂપ મર... વધારે ઉસીયારી નો કર...ની તો આ દાતૈડી જોઈ કે ? ને કનીયા... તને બો મરદાનગી આવી ગેઈને કંઈ? પોયરાને કાંઈ થયું તો જીવતો દાટી દેવા... ચાલ રાજીયા... પોટલું બાંધ... આજે જ તારે ગામડે મૂકતી જામ તને... એક બસ બદલવી પડે તેજ ને... કાલે રજા પાડીને પરમ દાડે આવતો રેજે. જોમ કોણ નાં કેય તે...'

રાજુ હજુ ઘૂંટણિયે પડેલો હતો. એણે ડોકું ઊંચું કરી ગફુર તરફ જોયું... ગફુરે સળીથી દાંત ખોતરતાં કહ્યું - 'ઠીક છે ચલા જા... પર કલ કી છેલ્લી બસ... લેટ કીયા તો દુસરા લડકા મિલતા હૈ મેરેકુ...'ને એના પગારમાંથી અડધા રૂપિયા આપીને કહ્યું... 'બાકી... તું આને કે બાદ...'

રાજી થતો રાજુ ઊઠ્યો ને એના કપડા લઈ આવ્યો... ક્શી જોડે ઊપડ્યો બસમાં... ને ત્રણ કલાકમાં તો ઘેર... સૂકાઈ ગઈ હતી... લાકડે લુંગડું વીટ્યું હોય તેવું શરીર. આંખ ફરતે કુંડાળા... કરચલી પડવા માંડી હતી. રાજુને જોઈને વળગી પડી... કેટલાય દા'ડાથી પાણી વગર સૂક્કી થયેલી વાડીમાં અચાનક પાણી છંટાયું હોય તેમ બેય મડદામાં જીવ આવ્યો... 'રાજીયા તું તો ગીયો તે ગીયો... આ ફેરાતો કેટલા દા'ડે આઈવો કરીને મા રડવા લાગી... કાશીની આંખ ભીની થઈ... રાજુએ માને કહ્યું 'મા, આ કાશીકાકી, બઉ હારી... મેં એક ફેરા તને નો'તું કીધું ? તી આ જ... 'મા બાપુની આભાર ભરેલી નજર કાશી તરફ નોંધાઈ... સંબંધના બીજ વવાઈ ગયા...'

કાશીએ થેલો મૂકી કહ્યું... 'ચાલ ત્યારે રાજુ... મારી બસનો ટેમ થીયો... તું તારે નિરાંતે વાત કર... મેં તો બસ પકડી લેવા... કાલે છેલ્લી બસ પકડીને આવજે... મેં તો ની મલા. પરમદાડે હવારે મલા તને... ને પછી રાજુની માને કહ્યું...' માડી તારો પોયરો બો હારો... બો પૂન કરેલા તેં...' કહીને કાશી જતી રહી... રાજુએ થેલામાંથી દવા કાઢીને આપી... 'આ સરકારી ઓસ્પીટલમાં મલે. પણ રોજ લેવાની. ચૂકવાની ની. એવું ડાગતર કેતા ઊતા... ને મા આપડી વાડીમાં રોપવા બીયા લાવેલો છું. કાકડીના ને પપમનાં ને ધાણા... મેથી હો... કાલે હવારમાં જહુ હેં ?'

રાતનો સમય રોટલા ખાઈને બાપુની સેવામાં ગયો. સવારે આદત પ્રમાણે રાજુ ને મા ઊઠી ગયાં... વાડીમાં ગયાં ને બિયારણ રોપી શાક તોડી ઘડીક બેઠાં... નાનકડો વાડો... એમાં કતારબંધ રોપેલી રીંગણી... ટામેટી... વચ્ચે મેથીની ભાજીના ચોકઠાં... એમાં વળી મરચા ને નાનકડો ટીંડોડાનો માંડવો... રાજુએ આંખમાં આખું દૃશ્ય ભરી લીધું... ને માને કહ્યું... 'મા થોડાક રૂપિયા ભેગા થાય કે આવતો રેવા... આપડે થોડાક વધારે હાક ઉગાડહુ' માએ પાલવથી રાજુના કપાળે પરસેવો લૂછતાં કહ્યું... 'હારુ... તારે જેમ કરવું ઓય તેમ કર... તું હારો છે ને ? તને તાં આબદા પડતી ઓય તો નખે જતો... આપડે જીવવા જોગું તો ઉગાડી લેહું... ને બો થહે તો ગામમાં મજૂરીએ જહુ... અવે તો ગામમાં હો કામ મલી રેતું છે... બાપુ બેઠો થઈ જાય તો...'

બેય ક્યાંય સુધી દૂર તાકતાં બેઠાં રહ્યાં...પછી ઘરે જઈ ચોખા રાંધીને ખાધા... બાપુથી ખવાતું નહોતું. માએ ચોખાને મસળી, ઉકાળી, મીઠું નાખી રાબ બનાવી પિવડાવી. માંડ ચાર-પાંચ ચમચી પીવાઈ હશે... માએ માંડ એક રોટલો ખાધો... રાજુએ ઘણા દિવસ પછી ધરાઈને ખાધું... બપોરે બેય મા દીકરાએ વાતો કરી... ત્યાં તો બસનો ટાઈમ થઈ ગયો.

'મા... છેલ્લી બસ આવે જ ની તો કેટલું હારું.' રાજુ એ કહ્યું... મા હસી ને બોલી 'બસ તો આવવાની જ... આપડે જાવું કે ની જાવું એ આપડે જોવા પડે... આ કંઈ હરગાપુરીની બસ થોડી છે કે જવા જ પડે...'

'જાવું તો પડહે... પઈહા હો બાકી... ને કાળુબાપો હુ કેતો... ઉતો ? ઉધાર ની ચુકવે તો વાડો લેઈ લેવા તે...? આપડે ની આપહુ... વાડો તો બાપ જેવો... હાચવી રખહુ. મેં અઈયા જ રેઈ ને હાક ઉગાડા.'

મા નિસાસો નાખી બોલી, 'આવડો અમથો વાડો... ઈમાં તારું પુરું ની થાય... ને કાળુબાપો ની લેહે તો સરકારી રોડ બનવાનો તી લેઈ લેહે... આપડું કોણ હાંભળે ? તું જરાક મોટો થઈ જાય એટલે ચૂકવી દેહું દેવુ... ને નવી નાલ્લી વાડી લેહુ...'

રાજુએ પાછું પોટલું બાંધ્યું ને થેલો તૈયાર કર્યો. થેલાના તળીયે એક બિયારણનું પડીકું રહી ગયેલું. તે માને આપતા બોલ્યો... 'આ લે... આ પરદેસના બી છે... વાવી દેજે... મોટા મોટા ફૂલ થાય... ફોટામાં જો... આવા...'

માએ કહ્યું... 'પરદેસના બી આપડે તાં ની ઊગે. ને ઊગે તો વેલા કરમાઈ જાય.. ઈને ઈની ભોંય જ ફાવે...'

'એક ફેરા રોપી તો જો... વખતે ઊગી જાય... ઈને હો ઊગવાનું મન તો ઓહે ને...' રાજુ એ બીની કોથળી માના હાથમાં મૂકી... બાપુ સામે જોયું. એમની આંખોની લાચારી રાજુની આંખમાં ઊતરી... એ તરત મોં ફેરવી ગયો. અને ચાલવા માંડ્યો. ત્યાં તો બાપુને શ્વાસ ઊપડ્યો. રાજુ થેલો મૂકી પાછો એની પાસે ગયો... ગરમ પાણી પિવડાવ્યું. બામ ઘસ્યો... થોડું ઠીક લાગ્યું પણ છેલ્લી બસ ચુકાઈ ગઈ...




'ગફુરચાચો મારી લાખવાનો. કાલે તો ગાળ ખાઈને મરવાનો રાજ્યા' રાજુએ જાતને તૈયાર કરવા માંડી. બીજા દિવસે પાછી બાપુની તબિયત બગડી. શરીર ખવાતું જતું હતું. મા લાચાર થઈ જોયા કરતી હતી. રાજુથી પૂછાયું જ નહીં મા ને કે નોકરી પર જાઉં ? મા બાપુ તરફ જોવા સિવાય કંઈ કરી શકતી ન્હોતી.

થોડા દિવસ એમ જ નીકળી ગયા. કાળુબાપો ઉઘરાણીએ આવ્યો... ત્યારે જ બાપુને ખાંસી ઉપડી. લોહીને ગળફા... રાજુ એ થૂંકદાની ધરી ને એમની પીઠ પર હાથ ફેરવતો ઊભો રહ્યો. એ જોઈ કાળુબાપાને યાદ આવ્યું : ગઈ રાતે એમને પિત્ત ચડેલો... ઉલટીઓ થઈને માંડ થોડીક નિરાંત થયેલી. પણ દીકરો ગોપાલ શે'રમાંથી આવેલો. સૂતેલો હતો... તેણે બૂમ પાડેલી 'આ ઘરમાં કોઈ નિરાંતે ઊંઘવા ય નથી દેતું...'

કાળુબાપો રાજુને માથે હાથ મૂકીને જતો રહ્યો... જતાં જતાં કહેતો ગયો... 'બાપની ચાકરી કરજે હોં... ને થોડા થોડા કરીને આપી દે પઈહા... આવતા મઈના હુધીમાં મારે મારા પોઈરાને આપવાના છે.'

દેવું ચૂકવવાનું હતું. એટલે શહેર ગયા વગર છૂટકો ન્હોતો. થોડીક બચત હતી. પણ બીજા દસેક હજાર ખૂટે... ને ગફુરચાચો... એના પગારના બાકી નીકળથા ય આપે તો... ભલું પૂછવું... કેમ રજા પાડી ? કહીને નય આપે... છતાં મન મક્કમ કરીને રાજુએ પાછું શહેર જવાનું નક્કી કર્યું.

માર્કેટમાં પહોંચતા જ એજ વાસી શાકભાજીની થાકેલી સુગંધ... એ જ કાળી ચાની રકાબી.. એ જ ગફુરચાચાની કટકટ... એજ કનીયાના ચેનચાળા... બધું એજ ભોગવવાનું હતું... ને રાત્રે ગંધાતી ખોલીના ભૂખ્યા અંધકારમાં વાસના ભૂખ્યાઓથી બચીને ઊંઘવાનો પ્રયત્ન કરવાનો હતો. ઘડીક તો એને થયું કે ન જ જાય... પણ દેવું ચૂકવે તો જ વાડો છૂટો થાય.

બીજે દિવસે શહેર જવાની તૈયારી કરી એ સૂતો. જાગ્યો ત્યારે માએ રોટલા તૈયાર રાખેલા. લીલા કાંદાના શાક ની સુવાસ ડબ્બામાં ભરીને જવા નીકળે ત્યાં જ કાશી આવતી દેખાઈ...

'કાકી તું ? મેં, તો આવવા નિકડતો જ ઉતોં.' કહી રાજુએ એનો ટોપલો ઉતાર્યો.

કાશીકાકી એ કહ્યું 'રાજીયા મને તો એમ કે તું કામ પર ની આવવાનો.'

'કાકી... કામ ની કરા તો ખાવા હું ?' કહી રાજુ હસી પડ્યો. વટાણાની ખુલ્લી ફાટ જેવા એનાં હોઠ અંદર દાણા જેવા દાંત દેખાડતા હસ્યા.

'થોડુંક ભણી કાઢતે તો...' કાશી એનાં તરફ હેતાળ નજરે જોતાં બોલી...

રાજુ બેફિકર હસીને બોલ્યો... 'કાકી રૂપિયા ગણતા આવડી ગયું તે બસ... અવે ભણીને કરવું હુ... મેં ગાળ બોલતો ની મલે. માવો તમાકુ ખાતો ની મલે. રોજ નાઈધોઈ રોજી પર આવતો છું. ને કોઈ ખોટું કામ કરતો ની મલે... તો ભણીને અવે બીજું હુ કરવાનો... ટેબલ પર બેહીને કામ ની થાય આપડાથી... આપડાથી તો લીલોતરી ઉગાડાય... જે છે તે હારુ છે... બસ... દેવું ચૂકવી દેમ એટલે વાડો છૂટે... પછી ઈમાં હાક ઉગાડી વેચા... અતારે તો...'

કાશીને યાદ આવ્યું ગફુરે બીજો છોકરો રાખ્યો હતો એ રાજુ પર બહુ ગુસ્સે થયેલો... ગફુરે કહેલું. 'ઉસ્કુ બોલા થા. નઈ આયા તો પૈસા ભુલ જાના... અબ આને દે ઉસે.'

રાજુને કહેવું કે ન કહેવું એ અવઢવમાં એણે રાજુના બાપુની ખબર પૂછી. થોડીવારમાં બંને બસસ્ટેન્ડ તરફ જવા નીકળ્યા. 'હવારની છેલ્લી બસ નવ વાગે આવે... ચુકી ગયા તો રામ રામ... કાકી વે'લી ચાલ...'

ઝડપથી ચાલીને બસસ્ટેન્ડ પહોંચતા સુધી બંને મૌન રહ્યાં. બસ આવવામાં જ હતી ને કાશીએ પુછ્યું. 'કેટલાક પઈહા બાકી છે ?'

'બાર અજાર' રાજુ એની ઉમર કરતા ઘણો મોટો થઈ ગયો હતો... ઓછું બોલતાં શીખી ગયો હતો. વાડો પારકો થઈ જાય તો... તો તો કાયમ શેર મા રહેવું પડે... એ વિચાર એને અકળાવી રહ્યો હતો... એનાં શાક, એનાં ફુલ... બધું પારકું થઈ જવાનું...

દૂરથી બસ આવતી દેખાઈ કાશીએ ટોપલો માથે લેતાં પહેલા ગળામાં પહેલું મંગળસૂત્ર ઉતારી રાજુના હાથમાં મૂક્યું 'આને વેચી દેજે... તોલાનું છે... હોંની ચોર ઓહે તો હો વિહ અજાર ની તો પચ્ચી હજાર તો આવહે.. ચૂકવી દે ને જા માં પાંહે, શે'રમાં આવવાનું કાંઈ કામ ની મલે... જા, પાછો જા, ગામનો હોની ગીરવે રાખે તો તેમ કર ની તો વેચી દે...'

'પણ તુ હુ કામ ?? ને તારે જ કાકાની દવાની આબદા. ને મંગલસૂત્ર ??ની પેરહેતો લોક ?? ને લોક જવા દે... કાકો હુ કહે ?' રાજુ ગુંચવાઈ ને બોલ્યો.

'જો રાજ્યા... તને પોયરો માનું... તું દેવું વારી ને હાક રોપ... ઉગે એટલે મને આ બસ પર આપી જજે, મેં વેચી આપા.પાછો શેરમાં આવતો ની...' કાશી એ ચઢવાની તયારી કરતાં કહ્યું.

'પણ... આટલા પઈહા મેં વારા કેમ ??' રાજુ હજુ મંગળસૂત્ર લેવા તૈયાર ન હતો.

'ની ચૂકવતો... બસ ?' કાશીએ હેત થી એને જોઈ ને કહ્યું. ને ઉમેર્યું, 'મારે આબદા પડહે તો તારે ઘેર આવી ને રેવા બસ ? તુ... પોયરો જ કેની મારો મને રાખહે ને...??' 'કહી એ પાછું જોયા વગર બસમાં ચઢી ગઈ.'

રાજુય ઘડીક ઊભો રહ્યો ને પછી ઝડપથી ઘર તરફ જવા લાગ્યો. બસ તરફ જોયું જ નહીં છેલ્લી બસ... શે'ર તરફ જતી એ છેલ્લી બસ હતી. રસ્તે વાડો આવ્યો. થોડા દિવસ પહેલા રોપેલા બી ના અંકુર નીકળ્યા હતા. નાનકડા છોડ ઉગું ઉગું થતા હતાં. પરદેશી બીને ભોંય માફક આવી ગઈ હતી.

'પે'લ્લા ફુલ કાશીકાકીને આપા' મનોમન રાજુએ નક્કી કર્યું.

...ને એને પાંખો ફૂટી. ધોળી... ઉજળી. એણે ઊડવા માંડ્યું. ચારે બાજુ લીલોતરી હતી. ને શાકભાજી ની તાજી વાસ... ક્યાંય રંગ ન્હોતો છાંટ્યો તોય બધુ લીલુંછમ...

મા એ પૂછ્યું 'કેમ પાછો આઈવો.'ને રાજુ એ ફરી બાળક થઈ આનંદથી કૂદતાં કહ્યું. 'છેલ્લી બસ ચુકી ગયો...'

---

*૪૫, રૂકમણી સોસાયટી, ટીઘરા જકાતનાકા,*
*ગણદેવી રોડ, જમાલપુર,*
*નવસારી. મો. ૯૮૭૯૪૬૦૬૧૨*

# "કલ્યાણી"

*- રેખાબા સરવૈયા*

શુભ્ર-સ્ફટિક-શી ગંગાના વેગવાન પ્રવાહમાં કલ્યાણીએ પડિયા પર પ્રકટાવેલ દીવો તરતો મૂક્યો. અકથ્ય ભાવ સાથે આંખો મીંચાઈ ગઈ. તર્પણની વિધિ પૂર્ણ થતા જ, દક્ષિણા લઈ આશીર્વચનો ઉચ્ચારતો બ્રાહ્મણ ગયો કે કલ્યાણી એકલી પડી. પાણી અને પવનની વિષમતા વચાળે, સમાયોજન સાધતો દીવો પ્રવાહમાં આગળ વધી રહ્યો હતો. મા-બાપુની સ્મૃતિઓને સાક્ષી રાખીને કલ્યાણી શ્રદ્ધાસભર નજરે એ નીરખી રહી. એક કર્તવ્ય પૂર્ણ થયાની સંતૃપ્તિ કલ્યાણીને થઈ. એ સાથે જ ગંગાના આ ધસમસતાં પ્રવાહને જોઈને એમાં ચાલી જવાની 'ગાંડી' ઇચ્છા પણ જાગી ગઈ.

હૃદયનો વિષાદ ખારું પાણી બનીને આંખ વાટેથી બહાર નીકળે એ કેવું વિચિત્ર ! સમય અને સંજોગોની થપાટો વચાળે સમતુલન જાળવીને કલ્યાણી જીવતી આવી હતી. સમજણની એરણ પર જવાબદારીના ઘણના ઘા ખાઈ-ખાઈને કલ્યાણી ઘડાઈ હતી. ફરજ-કર્તવ્ય - આબરૂ - પારકાનાં મન...! સાચવતાં-સાચવતાં થાકી ગઈ હતી કલ્યાણી. આ ક્ષણો પણ એ થાકનો હુમલો ન જીરવાયો હોય એમ ધબ્બ દઈને એ ઘાટના પગથારે બેસી પડી.

ગંગાના પાણી એની કમર ફરતે વીંટળાઈને શીતળતા આપી રહ્યાં.

ગંગા વિષાદ હારિણી અને જીવનદાયિની છે. એમ એણે વાંચેલું હતું. એની સત્યતા પોતે ચકાસી શકશે ? કલ્યાણીના વિચારોએ જાણે કે ગંગાના પ્રવાહ જોડે હરીફાઈ માંડી. પણ અહીં કલ્યાણીના મનની ગંગા તો પાછા પગે વળીને પોતાની પ્રચંડ થપાટો કલ્યાણીને મારી રહી હતી. ભુતકાળની ભેખડમાં કલ્યાણીનો પગ ક્યાંક અટકાયો હતો.

નાનકડાં શહેરમાં કિલ્લોલતો પરિવાર હતો પોતાનોં. પિતાજી આદર્શ શિક્ષક અને એક ઉમદા માણસ. પ્રથમ સંતાન તરીકે કલ્યાણીના જન્મથી મા દુભાઈ હતી એ સમજણ કલ્યાણીને બહુ મોડેથી પડેલી. પરંતુ પિતાજીના વાત્સલ્યની તો કંઈ હદ જ નહીં. દીકરીને સરસ શિક્ષણ આપી, વિદ્વાન પ્રોફેસર બનાવવાનું એમનું સપનું પણ માનું વલણ કંઈક નોખું પડે. પિયર પક્ષે માને ભાઈ નહીં. તેની નાનીમાની ઘેલછા માની ઝંખના બની ગઈ. પહેલા ખોળે દીકરો જ જોઈએ - ને જન્મ થયો. કલ્યાણીનો...

માને પારાવર રંજ થયેલો. સમજ પડ્યા પછી તો ક્યારેક માનો દીકરા માટેનો મરણતોલ અહોભાવ જોઈને, કલ્યાણીને પોતાના જન્મ બદલ અપરાધભાવ થઈ આવતો. માનું એક પ્રસન્ન સ્મિત પામવા એ જીવલેણ પ્રયાસો કર્યા કરતી. દીકરાનું મોં જોવા માટે મા એ કંઈ જ કસર નહોતી છોડી... દોરા... ધાગા... ભુવા - ભારાડી - બાધા - આખડી... બાપુને આ બધું ગમતું કે કેમ એ કલ્યાણી નક્કી કરી શકતી નહોતી પણ ૩-૩ વખત માને રહેલા ગર્ભના અધૂરે મહિને થઈ ગયેલા ગર્ભપાત પછી તો બાપુ પણ માને રાજી રાખવા માટે આંખ મીંચીને મચી પડ્યા હતા. કલ્યાણીને લાગતું હતું કે, માના જીવનની કૃતાર્થતા કેવલ પુત્ર જન્મથકી જ છે, એનું જીવન ધ્યેય ફક્ત અને માત્ર એક જ - અને એ - પુત્રજન્મ !

આખરે દસ વરસની કરપીણ પ્રતીક્ષા બાદ કૃતાર્થનો જન્મ થયો...! દીકરાનાં નામ ઉપર મરી જતી મા ધન્ય હતી. નાનીમા ઘણીવાર કહેતાંય ખરા... અલી મુઈ, તું તો દીકરાના મુતરનો દીવો કરવાની છે કે શું - પણ દીવો તો કરવો પડ્યો કલ્યાણીએ...

માતા-પિતાનો સાથરો વાળીને...

વ્યવહારુ કામથી સજોડે બહારગામ ગયેલાં મા-બાપનું એક અકસ્માતમાં મૃત્યુ થયાં... કલ્યાણીના પગ પાસે જ કોઈનાં દ્વારા તરતો મુકાયેલો દીવો બુઝાયો. પાણીની જોરદાર થાપટથી ઊંધો વળી ગયો. ગંગાની જેમ કલ્યાણી પણ ખળભળી.

માની આંખોમાં કૃતાર્થને સેવાભાવી ડોક્ટર બનાવવાનું સપનું ઉછરતું હતું તે - મુરઝાયું. તરૂણાવસ્થા અને યુવાવસ્થાના સંક્રાંતકાળે કલ્યાણી પીઢ બની ગઈ. ભાવિનાં રંગીન સપનાંઓને મનવટો આપી દઈને કલ્યાણીની ઇચ્છાઓનું સરનામું બદલાયું. ફેરફુદરડી ફરતાં-ફરતાં એનો પગ મર્યાદાના કુંડાળામાં પડી ગયો. કોઈના ખભે માથું મૂકીને નિશ્ચિંત થઈ જવાની ઉંમરે એના ખભા ઉપર જવાબદરીની ધૂંસરી આવી પડી. સંજોગો કલ્યાણી જોડે સંતાકુકડી રમી રહ્યા.

એક છોકરો તડબૂચના કટકા પડિયામાં ભરીને વેચતો હતો. કલ્યાણી સામે એણે એક પડિયો ધરી લેવા આગ્રહ કર્યો. કલ્યાણીએ અન્ય મનસ્કભાવે પડિયો લઈ લીધો.

'તડબૂચ-કૃતાર્થને અનહદ ભાવતું ફળ ! મા જાતે જઈ માર્કેટમાંથી ચાખીને તડબૂચ લઈ આવતી. છાલ-બિયાં દૂર કરી મોટાં-મોટાં ચોસલાં સુધારીને ઉપર ખાંડ ભભરાવીને રાખતી. નિશાળેથી આવતાં વેંત જ દફતર ફંગોળી કૃતાર્થ મોટો કટોરો ખોળામાં લઈ ટાઢા અને મીઠા તડબૂચ ખાતાં - ખાતાં હિંચક્યા કરતો. એને બહુ મોડી-મોડી એ વાત સમજાણી હતી કે તડબૂચને ઝાઝા બધાં બિયાં પણ હોય અને જાડી-મોટી છાલ અને બિયાં પોતાના ભાગે લઈ, કૃતાર્થને તો ફક્ત મીઠો-મધ ગરભ જ આપ્યો હતો ને !'

કલ્યાણી એક-એક ચોસલું લઈને ગંગામાં પધરાવતી રહી. વેચનારો કિશોર નવાઈથી કલ્યાણીને નીરખી રહ્યો અને ઘડીકવારમાં તડબૂચ વેચવા આગળ-નીકળી ગયો. ઘાટ ઉપર એક બાળકને એના પિતાજી આવ્યા હતા અને બાળકની જીદની વશ બે-ત્રણ કાગળની હોડીઓ પ્રવાહમાં મૂકતા હતા. છોકરો

એ તરતી હોડી જોઈ રાજી થઈને, તાળીઓ પાડતો કૂદતો હતો.

પોતાની નિજી જિંદગીના સપનાંઓ આ જ રીતે, હોડીની જેમ જ તો તરતાં મૂક્યાં હતાં... પરંતુ વ્યવહારના વમળોમાં ક્યારે ડૂબી ગયાં - એ ભાન પણ ન રહ્યું કલ્યાણીને !

માના સપનાનું સરનામું બની હતી. પોતાની આંખો...! દિન-રાત, લગાતાર કૃતાર્થનું ભણતર, ઉછેર અને વિકાસ ! એની પાસે એ વિચારવાનો પણ અવકાશ નહોતો કે 'સ્વ'ની સ્વાયતત્તા મૂકીને, 'પર' - ને ખાતર કેટલું આપવું ? કેટલું રાખવું ? એની પણ જરા બહાર એનું જીવનધ્યેય બની ગયો હતો. - કૃતાર્થ !

આગળ અભ્યાસ શક્ય ન બની શકતાં નોકરી સ્વીકારી લીધી હતી કલ્યાણીએ ! મા-બાપની કમાઈમાંથી ખરીદેલા ઘરનો પણ અમુક ભાગ ભાડે આપ્યો... એક કમાઈ ઊભી કરવા માટે પોતે નોકરી સિવાયના સમયમાં વધારાના વર્ગોમાં ટ્યુશન આપવા લાગી. આખરે કૃતાર્થને ડોક્ટર બનાવવાનો હતો ને...!

કોઈ સારું પુસ્તક ખરીદવા માટે કે પોતાના વપરાશની કોઈ જરૂરિયાતની ચીજ લેવા માટે કરેલી બચતમાંથી એણે અનેક વખત કૃતાર્થની જીદ પૂરી કરવા માટે સ્પોર્ટ્સ શુઝ, બોલ-બેટ જેવી વસ્તુઓ બહુ પ્રેમપૂર્વક લઈ લીધી છે. નાના-નાના સ્વાર્થને પૂરા કરાવનાર કૃતાર્થ વિશે એ વિચારતી... કે... કાલે ઊઠીને કૃતાર્થ પણ પોતાની કાળજી રાખશે. અને ત્યારે પોતે જીદ કરીને ઘણાં બધાં પુસ્તકો લેવરાવશે, પ્રકૃતિધામોમાં હરવા-ફરવા જવાની વ્યવસ્થા કરાવડાવશે... અને...

'કલ્યાણી... તો નહીં...?'

અચાનક જ કલ્યાણીની વિચારમાળા વેરાઈ ગઈ... ખભાને એક સ્પર્શ થયો. કાનને એક સ્વર અથડાયો. સ્મૃતિની સપાટી પર કંઈક સળ પડ્યા. કપાળ પર કરચલીઓ કષ્ટાઈ અને આશ્ચર્યએ એક અર્થ પ્રકટ કર્યો... સહસા હર્ષથી કલ્યાણી બોલી પડી.

'અરે ! કાવેરી... તું ? અહીંયાં ? કેટલો સમય થઈ ગયો આપણે મળ્યાંને !?' ધીર-ગંભીર એવી એ પ્રૌઢા એટલે કલ્યાણીની જોડેની બેંચ પર બેસનારી એની સહેલી. શાળાથી લઈને કોલેજ જીવન સુધી ભણવામાં જ નહીં, તમામ ઈતર પ્રવૃત્તિઓમાં પણ સાથે જ રહેનારી કલ્યાણી અને કાવેરીના રસ્તા પછીથી ફંટાયા હતા. કોલેજના અંતિમ વરસમાં જ કાવેરીની સગાઈ એક ઉદ્યોગપતિ જોડે થઈ હતી અને કલ્યાણીનાં મા-બાપુનો અકસ્માત પણ તે વરસે જ.

પરિસ્થિતિના પ્રવાહમાં તણાતી જતી કલ્યાણીના અરમાનોએ પરિપક્વતાની સાથે પરણી જવું પડ્યું હતું. કૃતાર્થના ઉછેર સાથે બી.એડ્. કરીને એણે હાઈસ્કૂલમાં નોકરી લીધી હતી.

સાથે જોયેલાં સપનાંઓને કાવેરી પોતાની જિંદગીમાં સાકાર કરી રહી હતી. લગ્નનાં શરૂનાં વરસોમાં બંને જણ સંપર્ક સેતુને જાળવી શક્યા હતા. પણ પછી કાવેરીની કૂખે જોડકાં બાળકો અવતર્યાં. બમણી જવાબદારી આવતાં કાગળ-ફોનમાં 'ગેપ વધવા લાગ્યો. પણ પછી છોકરાઓને ઉછેર કેટલો સમય જાય... કાવેરીની આ ફરિયાદ કલ્યાણી સમક્ષ શરૂઆતમાં ઊભરતી - દૂધના ઉભરાની જેમ.'

પણ પછી તો વ્યવહારુ દલદલમાં કાવેરી વધુને વધુ ખૂંપતી ચાલી. છેલ્લે કાવેરી તરફથી દીકરીના લગ્નની પત્રિકા મળી હતી કલ્યાણીને...! પરદેશી યુવક સાથે સુખી થાય એવી શુભકામનાઓ પાઠવી હતી એણે... અને પછી તો ધોમધખતાં તાપમાં નદીનાં વ્હેણની એક પાતળી લકીર જેટલો જ પરિચય બચ્યો. આજે એટલાં વરસોને ટપી જઈને બેઉ સામ-સામે આવી ઊભાં હતાં... કદાચ સ્થળ-કાળથી અલિપ્ત બેઉ જણ નહીં જીવાયેલા વરસોને ઓગાળવા માંગતા હોય...!

ગંગાના એ પગથારા ઉપર જ બેસીને બેઉ જણ વાતોએ વળગ્યાં. ઘટનાઓ ઘણી ઘટી હતી આ વીતેલાં વરસોમાં. ગંગાના અસ્ખલિત પ્રવાહની જેમ જ કાવેરી બોલ્યે જતી હતી અને કલ્યાણી હંમેશની જેમ મૌન રહી વાતોની સંવેદનાને નોખી તારવ્યે જતી હતી.

કલ્યાણીને સંજોગોનું એક વરદાન હતું. માણસોના મનની લિપિને ઉકેલવાનું વરદાન ! આ અદ્‌ભુત વરદાનથી જ તો એ વધુ ઘવાતી રહેતી પોતીકા માણસોથી. સંબંધોમાં સ્વાર્થની સંતાકૂકડી રમનારા માણસોનાં ઉઘાડાં મન કલ્યાણીએ જોયાં હતાં. દેખીતી રીતે જ સ્વાર્થવિડા આચરનારા કૃતાર્થ પોતાની પાસે ઉઘાડો ન પડે એ માટે કલ્યાણીએ નાનપણથી લઈને છેક આજ સુધી એના સ્વાર્થને સ્નેહના ચશ્મામાંથી જોયો હતો. હંમેશાં અને કંઈક અંશે જાત સાથે પણ પોતે છળ કરતી હતી કહો ને કે... ખુદની લાગણીઓ જોડે સંતાકૂકડી રમતી હતી. ક્યારેક એ થાકી જતી આ રમતથી. વિચારતી કે ક્યાંક તો પૂરી થાય આ રમત ! પણ આજે કાવેરીની વાતો સાંભળીને એણે અનુભવ્યું હતું. કાવેરી એ પણ આ જ રમત રમી હતી જિંદગીમાં...!

દીકરીને અમેરિકા મોકલ્યાં પછી કાવેરી એના પતિ સાથે શાંતિથી જીવન જીવતી હતી... ત્યાં જ દીકરાએ - હવે આરામ કરો - કહીને બાપ પાસેથી તમામ ધંધો હસ્તગત કરી લીધો. અધૂરામાં પૂરું કાવેરી અને એના પતિની જાણ બહાર અન્ય જ્ઞાતિની છોકરી સાથે કોર્ટમાં લગ્ન કરી લીધા. લાખ વાતોમાં આશ્વાસન આપીને કાવેરીએ પતિના આઘાતને હળવો કર્યો. પણ કુદરતનું કરવું કે - પરદેશ વળાવેલી દીકરીને ઘેર મૃત દીકરો અવતર્યાના આઘાતમાં કાવેરીનો પતિ તુરત જ અવસાન પામ્યો. આ... જ લગીના બધા જ આઘાતને પચાવી બેઠેલી કાવેરીએ છાતી ઉપર મણનો પાણો મૂકી દઈ પતિ વગરની જિંદગી જીવવા માંડી. હર એક વાતમાં હકારાત્મક જ વિચારવાની કાવેરીની જીવનદષ્ટિથી કલ્યાણી વિદ્યાર્થીકાળથી પરિચત હતી... પણ પ્રૌઢાવસ્થાની આ કાવેરી...! જાતને આશ્વાસન આપીને કંઈક સંતાડી રહી હતી કે શું ? એની આંખોની પારદર્શિતા ડહોળાઈ ગયેલી લાગી.

કલ્યાણી એને એકચિત સાંભળી રહી હતી. પતિના મૃત્યુ સમયે એણે કલ્યાણીને યાદ કરી હતી. પરંતુ કૃતાર્થના ડોક્ટરના

અભ્યાસાર્થે કલ્યાણી શહેર છોડી ચૂકી હતી. નવાં ઘરનું સરનામું કલ્યાણીએ મોકલાવ્યું હતું. પરંતુ ત્યાં સુધીમાં કાવેરીનું સરનામું બદલાઈ ગયું હતું.

હા... માનસિક અસ્થિરતાના ઓઠા તળે દીકરાએ માને પાગલખાનામાં મોકલી આપી હતી. કલ્યાણી મૂઢ બની કાવેરીની આંખોમાં તાકી રહી. લાંબા સમય પછી કોઈ શ્રોતા મળ્યો હોય એમ કાવેરી કલ્યાણીને વીતક કહી રહી હતી. પાગલખાનામાંથી કોઈ હિતેચ્છુના પ્રયાસો થકી કાવેરી ઘર ભૂલીને અહીં એક આશ્રમમાં રહેતી હતી.

સૂર્યનો તાપ બિલકુલ માથા ઉપર આવીને એની ચરમસીમાએ તપતો હતો. પરંતુ બેયના હૈયામાં જે તાપ હતો એની ગરમી બાહરી તાપ કરતાં ક્યાંય વધુ હતી. અહીં આશ્રમમાં ખાવા-પીવાનું ખૂબ સારું હતું. કાળજી રાખનારા માણસો પણ માયાળુ હતા. વાંચવા માટે લાયબ્રેરી હતી. સંતોના વ્યાખ્યાનો યોજાતા અને છ માસે તીર્થયાત્રા...! કાવેરીએ મન વાળી લીધું હતું... હા... એક વસવસો એણે વ્યક્ત કર્યો કલ્યાણી સમક્ષઃ

'એક વાતે તારી ઈર્ષ્યા આજેય થાય મને કલ્યાણી...! કે તેં ભલે સંસાર નથી માંડ્યો, પરંતુ તું આ સમયે પોતીકાં માણસો વચાળે છે. જતી જિંદગીએ સાજે-માંદે કોઈ તારી પડખે છે. તેં વસાવેલી વસ્તુઓમાં પોતાપણાનો ભાવ નિરૂપી શકે. તારા ઘરની ભીંતો તો તારી લાગણીને સમજી શકે. સવાર-સાંજ તારી મરજીથી ઊગી અને આથમી શકે. કાળની ગતિ અકળ છે પણ તેમ છતાં પોતાના માહોલ, પોતાની માટી, પોતાના માણસો વચ્ચે તું મરી શકીશ કલ્યાણી...!'

કલ્યાણીએ કરપીણપણે પોતાની લાગણીઓને વહી જતી રોકી લીધી. એક તીવ્રતમ આવેગથી એણે કાવેરીની હથેળી પોતાના હાથમાં લઈ, ઉષ્માથી દબાવી અને લાગલું જ એ મોં ફેરવી ગઈ. ભીની નજરે અને ભીંસાયેલા હોઠથી એનો ચહેરો વિરૂપ બન્યો. સારું થયું કે કાવેરીએ એ જોયો નહીં. ઊંડો શ્વાસ ફેફસામાં ભરી કલ્યાણી પ્રવાહ પર નજર ઠેરવી વિચારી રહી. શાંત દેખાતાં પ્રવાહમાં પણ કેટલો બધો ખળભળાટ હોય છે !?



મેડિકલ કોલેજના અભ્યાસ દરમિયાન જ કૃતાર્થના અતિ આગ્રહને વશ થઈ, પૈતૃક મકાન અને બાપીકું શહેર છોડી, બેઉ ભાઈ-બહેન શહેરમાં સ્થાપી થયાં હતાં. અભ્યાસમાં જ સાથે ભણતી કેરાલિયન યુવતી ક્રિસ્ટીના સાથેનો કૃતાર્થનો પરિચય પ્રેમમાં પલટાયો હતો અને પછી પરીક્ષાઓ માથા ઉપર જ હતી કે કલ્યાણીને જાણ પણ કર્યા સિવાય કોર્ટ મેરેજ કરીને કૃતાર્થ ક્રિસ્ટીનાને ઘરમાં લાવ્યો હતો.

કલ્યાણીને દુઃખદ આઘાત લાગ્યો હતો. એટલાં માટે નહીં કે કૃતાર્થે ક્રિસ્ટીના સાથે લગ્ન કર્યા એનો ધર્મ જુદો છે, રહેન-સહેન અલગ છે. પણ એટલા માટે કે... જે ભાઈને એણે જીવન ધ્યેયની માફક ઉછેર્યો હતો એ ભાઈ ખુદની ખુશીમાં બહેનને બરાબરની ભાગીદાર બનાવવાને બદલે માત્ર ઔપચારિકપણે જાણ કરે છે...! શું કલ્યાણીને વાત કરી હોત તો એ બાધક બનીને લગ્ન રોકી દેત ! અરે... કૃતાર્થ માટે થઈને તો કલ્યાણીએ કૈવલ્ય પ્રત્યે કોલેજકાળથી અંકુરિત થતી કુણી લાગણીઓનાં માથા વાઢી નાખ્યાં હતા. શાંત-સૌમ્ય અને સૌજન્યતાની મૂર્તિ જેવા શાલીન કૈવલ્યને સમાન-રસરૂચિને લીધે પોતાનાં ભણી થયેલ ખેંચાણ કલ્યાણીથી છાનું નહોતું પણ જીવનની રંગભૂમિ પર કુદરતે કંઈક જુદો જ ખેલ પાડ્યો હતો. અને એ તખ્તા ઉપર કલ્યાણીના ભાગે આવી ભૂમિકા અદા કરવાની આવી હતી. મા-બાપુની અણધારી વિદાય પછી કલ્યાણીએ જાણી-બૂઝીને કૈવલ્યને અવગણ્યો હતો. કૈવલ્યના હૃદય તરફ જતાં દરેક રસ્તાને કલ્યાણીએ અવગણ્યો હતો. બંનેની લાગણીની સાક્ષી એવી કાવેરીએ કલ્યાણીને વારી હતી પણ કલ્યાણીનો મારગ નોખો હતો. કૈવલ્યને કોઈ મોકો જ નહોતો આપ્યો ખુલાસા આપવા કે કરવાનો...!

કોલેજ પૂરી થયાનાં પાંચ-સાત વરસો બાદ કાવેરી એ સમાચાર આપ્યા હતા કે કૈવલ્ય વારાણસીમાં સંસ્કૃત ભણાવે છે ! બસ, દૂરના ઘાટ પરથી અહીં સુધી પંડિતોના શ્લોકો પવન વાટે વહી આવતા હતા. કલ્યાણીનું ધ્યાન ન હતું. એણે કાવેરીની હાજરીનું પણ ભાન ન હતું. ભુતકાળના કાળા ભમ્મર પાણી એનાં અસ્તિત્વને ચોમેરથી અજગરના પાશની જેમ વીંટળાઈ વળ્યાં હતાં. એ પાશમાંથી છૂટવાની કલ્યાણીની તાકાત નહોતી-એમ નહીં, પણ કહો કે ઈચ્છા નહોતી...

ક્રિસ્ટીનાના ઘરમાં આવ્યા પછીનું વાતાવરણ 'સુગર-કોટેડ' રહેવા માંડયું હતું. ક્રિસ્ટીના હોશિયાર અને ચાલાક હતી. પોતાની વાતની રજુઆત મીઠાશથી કરવાની એનામાં આવડત હતી. કેટલીક વાર પોતાની વાત મનાવવા માટે કે કક્કો ખરો કરાવવા માટે એ કૃતાર્થનો ઢાલ તરીકે ઉપયોગ કરતી, એ પણ કલ્યાણીની પરિપક્વ સમજમાં નોંધાયેલ સત્ય હતું. સમયવયસ્કોની પાર્ટીઓમાં કલ્યાણીની એણે બખૂબી બાદબાકી કરી નાખી હતી. ઘરને લગતાં કોઈ જ નિર્ણયોમાં કલ્યાણીનો મત મહત્ત્વનો નહોતો રહ્યો. ક્રિસ્ટીનાની પસંદગી મુજબ ઘરનું ઈન્ટિરીયર, પેઈન્ટ, કર્ટેન્સ, એન્ટીક, ગેસ્ટમેન્યુ વિગેરે એવા માંડ્યા હતા. અરે... ડૉક્ટર તરીકેનું મોભાદાર સ્ટેટસ મળતા ક્રિસ્ટીના અને કૃતાર્થને તો કલ્યાણીની હાઈસ્કૂલની નોકરી પણ ખૂબ ખટકતી હતી.

એ જ નોકરીની આવકમાંથી તો કૃતાર્થની મેડિકલ ખર્ચની ઈમારત ચણાઈ હતી. અને ક્રિસ્ટીનાની ગર્ભાવસ્થા વખતે પોતીકાપણાના ભાવ સાથે જો કલ્યાણીને કહેવાયું હોત તો પોતે નોકરી મૂકીને બાળકની સંભાળ લેત, પણ એ વખતના ઘરના માહોલમાં કલ્યાણીનું અસ્તિત્વ અત્યંત ઉપેક્ષિત હતું. અપડાઉનના થાકનું બહાનું કરીને કૃતાર્થ એને અહીંથી કાઢવા માંગતો હતો. બાપુજીનાં મકાનનું પણ ધ્યાન રહે અને તમારે ધક્કા પણ મટે. કલ્યાણીને જૂનાં ઘરનું વળગણ હતું માટે વસવસા વગર કૃતાર્થની વાત સ્વીકારી, પરંતુ ક્રિસ્ટીનાએ અજબનો સામાજિક પાસો ફેંકી ને કલ્યાણીને રોકી લીધી હતી... લોકો શું

કહે ? તમે છો તો અમારે પણ કંઈ ચિંતા નહીં, જેવી વાતો મૂકી કલ્યાણીને અવઢવમાં મૂકી હતી. પણ એક દિવસ હાઈસ્કૂલથી વ્હેલા આવી જનાર કલ્યાણી 'સિકનેસ' - ની મેડીસીનનું પૂછવા ક્રિસ્ટીના પાસે પહોંચવાની જ હતી કે... કૃતાર્થને ઉદ્દેશીને કહેવાયેલા ક્રિસ્ટીનાના શબ્દો કલ્યાણીના કાળજાની આરપાર નીકળી ગયા...

'મને પણ નથી ગમતું કે તે આપણી સાથે રહે, બટ ટ્રાય ટુ અન્ડરસ્ટેન્ડ કૃતાર્થ... આઈમ પ્રેગનન્ટ...! એન્ડ યુ નો... અબાઉટ પ્રેગનન્સી કેર...! કોઈ બાઈને રાખીશું તો એને પગાર દેવો પડશે. આવનાર બેબી માટે પણ કોઈ કેર કરવાવાળી શોધવી એના કરતાં તારી બ્હેન શું ખોટી ? બહારના માણસો પર કેટલોક 'ટ્રસ્ટ' કરી શકીએ...? પછીની વાત પછી ડાર્લિંગ...! યુ ગોટ માય પોઈન્ટ ડીયર ?!, - સંતાકૂકડીની પાક્કી ખેલાડી છે ક્રિસ્ટીના... ! સ્નેહના ચશ્મા ચૂર-ચૂર થઈ ગયા હતા અને સામે હતો કૃતાર્થનો નગ્ન સ્વાર્થ...! અને પછીના સમયમાં તો 'કબીર'નો ઉછેર...! કલ્યાણીના જીવનનું એક રસનું બહાનું બની ગયું. અતૃપ્ત ઈચ્છા પૂર્ણ કરવામાં અવહેલનાને અવગણતી થઈ.

કેલેન્ડરમાંથી ઋતુઓ ફરતી રહી. સ્વાર્થ, સંબંધ-સ્નેહની સંતાકૂકડી ચાલતી રહી. કબીરના ધીમે-ધીમે મોટા થવાની સાથે જ ફરી પછી અસ્તિત્વની અવહેલનાનો અદૃશ્ય અધ્યાય શરૂ થયો. કલ્યાણીને અનેકો વખત અનુભવાયું કે એની હયાતી હાંસિયામાં ધકેલાઈ રહી છે. 'ચિલ્ડ્રન રૂમ' માટે કૃતાર્થને આ ઘર નાનું પડી રહ્યું હતું. કલ્યાણી રેપરની અંદરની 'ચીજ'ને ઓળખતી થઈ હતી અને એટલે જ સામેથી બાપીકા શહેરમાં જવા માટે પોતાની મરજી જાહેર કરી કે થોડી ક્ષણો તો સ્તબ્ધતા ઊતરી આવી, પણ પછી ધીરે-ધીરે કૃતાર્થ અને ક્રિસ્ટીનાએ હકીકત અનાવૃત કરી... કે બાપુજીનું મકાન તો વેચી નાખ્યું છે... આ ફ્લેટમાં ભાડે રહ્યા પછી સ્ટેટસ પ્રમાણે 'હોમ એન્ડ ક્લીનીક' સાથે થઈ શકે એવા દ્રઢીભૂત ખ્યાલને અંજામ આપવા સારું એ લોકોએ શહેરના એક 'એલીટ એરિયા'માં શિફ્ટ થવાનું નક્કી કરી લીધું છે, એ માટે ખૂટતી રકમની વ્યવસ્થાના એક ભાગરૂપે એ મકાન વેચી દીધું છે. એકલપંડે કલ્યાણીને તો કંઈ એવડું મકાન ખપતું નહોતું પણ ત્યાંની સ્મૃતિઓ નાનેરાં બાગમાં જીવંત હતી... શું ત્યાં પહોંચવાની કૃતાર્થની ત્રેવડ ખરી ? શહેરમાં તો આસાનીથી ભાડે રહી શકાય અને પરિવાર ન હોવાથી કદીય ઘરનું ઘર કરવાની કે પાછળ મૂકી જવાની કંઈ ઝંઝટ ન થાય ! આવું ક્રિસ્ટીનાનું માનવું હતું. કલ્યાણી પાસે દલીલો કાયમ ખૂટતી. કલ્યાણીએ વિચાર્યું કે... આ ક્ષણો જીવલેણ નીવડે તો કેવું !!

ચોખ્ખી રીતે ઘર બહાર કાઢી મુકનારાં સંતાનોની ગણના નાલાયકમાં થાય છે. બહુ ચાલાકીથી ઘરવટો આપનારાઓને શું કહેવાય ? કલ્યાણીને અનાથ આશ્રમ કે વૃદ્ધાશ્રમમાં મૂકવા ન ગયા એ એની સારપ નહીં, સ્ટેટસ જાળવવાની ચિંતા જ હતી. બધાં જ રમકડાં ઝુંટવી લીધાં પછીથી બાળકને વગર કારણે ગાલ ઉપર એક લાફો મળે એવી સ્થિતિમાં આવી પડી કલ્યાણી. પણ એ બાળક નહોતી કે ભેંકડો તાણીને રડી શકે ! એના પગ પાસેથી તમામ રસ્તાઓ પૂરા થતાં લાગ્યા. શું કરવું ? કેમનું જીવવું ? - યક્ષ પ્રશ્નોનો ઉકેલ શેનું શાક કરીશું ? 'ના - જવાબ જેમ ન લાવી શકાય.'

વરસોથી જે ખેલમાં મહારથ હતી એ જ ખેલ રમવાનું નક્કી કર્યું. જેમાં કૃતાર્થના સ્ટેટસને હાનિ પહોંચાડ્યા વગરનો કોઈ તોડ ખોળી કાઢવા માટે કલ્યાણીને થોડો સમય જોઈતો હતો... અને એ વિચાર કરવા માટે આ માહોલથી ક્યાંક દૂ...ર... જવાની જરૂર હતી... એ જ અરસામાં શાળામાંથી ઉત્તર-ભારતના પ્રવાસમાં જોડાવાની ઈચ્છા જાહેર કરી. કૃતાર્થ ક્રિસ્ટીનાને બિલકુલ અસ્વાભાવિક ન લાગવું જોઈએ એટલી સહજતા કેળવીને કલ્યાણી ઉત્તર ભારત પ્રવાસમાં જોડાઈ. શાળાના સંચાલકોને અજુગતું ન લાગે તે માટે મા-બાપનાં તર્પણ અર્થે પોતે હરિદ્વારમાં થોડો વખત રોકાવા ઈચ્છે છે. કહીને પ્રવાસને વિદાય કર્યો. સપ્તસરોવર રોડના એક આશ્રમમાં એ રોકાઈ.

બે-ત્રણ દિવસ તો એ ગંગાના ઘાટ ઉપર આખો-આખો દિવસ એમ ને એમ બેસી વિચારતી રહી... ગંગાના જ આ પ્રવાહમાં ક્યાંક કૈવલ્યના સ્પર્શની ભીનાશ પણ મળી જાય...! અથવા તો ગંગામાં તરતો મારો દેહ ક્યારેક કૈવલ્યની અર્ઘ્ય દેતી હસ્તસંપુટિકાને અથડાય...!

ઓહ ! પાગલ મન ! લાંબા સમયનાં મૌન બાદ અસંબધ લાગે એમ કલ્યાણી હસી પડી. કાવેરી ચમકી ઊઠી. હથેળીની પકડ વધુ દઢ બની. બેઉની આંખ આમને-સામને થઈ. - અને -

રેતીમાં ગાળેલા વીરડામાં જેમ સરવાણી ફૂટે એમ આંસુ છલ-છલ કરતાંકને છલક્યાં. મૌનની અદબ જાળવતી મૂર્તિમંત્ર થઈ ઊઠી, સમયે જાણે એક શિલ્પ કંડાર્યું હોય, એમ એક ક્ષણ અવતરી ! એકી સાથે કવચિત જ પામી શકાય એવી ! અંતઃચક્ષુથી ભાળી શકાય એવી ! આમગપંથીઓને જ અનુભવાય એવી ! સમાંતરે લાગણીની છાલક વડે એકમેકને તરબતર કરી જનાર એ ક્ષણ ! સંવેદનોની સંતાકૂકડીને ટપી જનારી એ ક્ષણને ઓળખી જઈ બંને સહેલીઓ તીવ્રતમ આવેગથી એકબીજાને ભેટી પડી.

ખળખળ વહેતી ગંગા અને માથે તપતો સુરજ એક નાવીન્યમ ક્ષણના સાક્ષી બની રહ્યા. ન કોઈએ કંઈ કહ્યું હતું ન કોઈએ કંઈ સાંભળ્યું હતું - ને હતું - ને છતાં - કાળનાં પ્રવાસમાં 'કંઈક' વહી ગયું હતું એ ચોક્કસ !

---

*લાલબાગ, મોરબી.*
*મો. ૯૯૨૫૦૧૭૫૮૪*

# ગોદડી

*- દર્શના ભગલાણી*

**'અરૂણભાઈ'**

હમ્મ્મ

'અરૂણભાઈઈઈઈ...'

'હાં જી, જી સર', અરૂણ સોલંકીથી સ્વભાવવશ થોથવાઈ જવાયું.

'અરૂણભાઈ ઊઠી ગયા ?' ચારુના અવાજની અધીરતા મોબાઈલમાં અથડાઈ પડઘાતી હતી.

'હજુ તો સાડા સાત થયા, બસ હમણાં તૈયાર થઈને ઓફિસે આવવા નીકળું...'

'અરૂણભાઈ, મેં તમને શું પુછ્યુ ???' 'શું પુછ્યુ ???' અરૂણ સોલંકીથી એમ જ મોઢામાંથી સરી ગયું. અરૂણ સોલંકીને સમજાયું નહીં કે હજુ તો દી ઊગ્યો નથી ત્યાં !!! અને દી કઈ બાજુ ઊગ્યો એ ય જોવાનું ને પાછું ! આ સાદી ભૌગૌલિક ગણતરીમાં ગુંચવાયેલ અરૂણ સોલંકીને સામેથી તેના અધીર બધિર કાને ખાલી અવાજ પડઘાતો હતો. છેવટે માથું ધુણાવી અરૂણ સોલંકીએ શુભ ચોઘડિયાની રાહ જોવાનું ઉચિત સમજ્યું. સામા છેડે ચારુને બીજો કોઈ સમય હોત તો અત્યારની અરૂણ સોલંકીની હાલત, હાવભાવ સહિત નજર સામે તરવરી ગઈ હોત અને હંમેશની માફક તેના ચહેરા ઉપર હાસ્ય ફરકી ગયું હોત પણ આજની વાત અલગ હતી. આજે ચારુને પોતાની જાત ઉપર જ ગુસ્સો અને ચીડ ઉપજતાં હતાં. બારી બહાર નજર નાખતાં જ અકળામણ અનુભવતી હતી. બારીમાંથી બહાર જોવા ન માંગતી હોવા છતાં ફરી ફરીને તેની નજર બહારની તરફ ખેંચાતી હતી અને સાથે જ અવાજમાં અકળામણ અને બેચેનીની માત્રા વધતી જતી હતી. આજ તો અરૂણભાઈની સમજણની તેને સૌથી વધુ જરૂર હતી પણ દશેરાને દિજ ઘોડું ન દોડે તે આનું નામ !

'અરૂણભાઈ... નુર મા...મ...દ.' 'નુરમામદ ?' અરૂણ સોલંકીએ વગર વિચાર્યે જ આગળ ચલાવ્યું. 'કંઈ કામ છે નુરમામદનું ???' એમને બોલાવવાના છે ? અરૂણ સોલંકીના અવાજમાં ભારોભાર નિર્દોષતાભરી તત્પરતા ટપકતી હતી.

'અરૂણભાઈઈઈ, નુરમામદ ઓલરેડી અહીં આવી ગયા છે !' ચારુના અવાજમાં હવે ગુસ્સાની છાંટ હતી. અરૂણ સોલંકીને હજુ સમજાતું નહોતું કે આજે તેના અધિકારીને એવું તે કયું આભ ફાટી પડ્યું કે તે સવાર સવારમાં ઓફિસમાં પહોંચી ગયા ! આગલા દિવસે જ તો વાત થયેલી કે આજ તો તેઓ ટુરમાં જવાના છે. રેવન્યુની ભાષામાં ટુર એટલે ફેરણી અથવા ગામડાઓની મુલાકાતે જવાનું. અને એમાં વળી આ નુરમામદ પણ !!!...

'અત્યારમાં ઓફિસમાં ???' અરૂણભાઈના મોઢામાંથી સરી પડ્યું. 'અરે, અરૂણભાઈ, એ માણસ અહીં ઘરે પહોંચી ગયા છે !!!', ચારુના અવાજમાં બેબાકળાપણું હતું. 'ઓહ નો,' વાતનો ફોડ પડતાં અરૂણ સોલંકીને વધુ એક ભાંગરો વાટવા છતાં ઉપરાછાપરી મળી રહેલ ઠપકાની પરંપરામાંથી છુટ્યાંનો હાશકારો અનુભવવા સાથે પરિસ્થિતિની ગંભીરતા અને ચારુની અકળામણ પરખાઈ.

'મેડમ હું આવું જ છું, તમે ચિંતા ન કરો.' સુપરમેનનો પરકાયા પ્રવેશ થતો ચારુ અનુભવી શકી. 'હમ્મ્મ. અરૂણભાઈ, તમને પહોંચતા તો મોડું થશે, શું કરશું ?' 'સર, કોન્સ્ટેબલને મોકલાવું ?' અરૂણ સોલંકીએ પોતાની નોકરીનો અનુભવ કામે લગાડ્યો. 'અરે નહીં અરૂણભાઈ, એવી જરૂર નથી.' ચારુએ આગળ ઉમેર્યું... 'પણ આણે સમજવું જોઈએ ને, આમ ઘરે થોડું આવી જવાય !!!' ચારુથી કોન્સ્ટેબલ શબ્દ સાંભળી થથરી જવાયું. કેમ લોકો નહીં સમજતા હોઈ કે આમ છેક ઘરે !!! 'સર, આપણા ટ્રેઝરીના સિક્યોરિટીવાળાને મોકલું ?' અરૂણ સોલંકી પાસે હાથવગો બીજો ઉપાય હાજર જ હતો. 'અરૂણભાઈ, એ એમ નહીં જાય.' ચારુએ બારીની બહાર નજર નાખી જવાબ વાળતાંની સાથે સાથે મન અંકુશમાં લઈ લેતાં સ્વગત જ બબડી લીધું. ના છૂટકો જ નથી. હવે તો, ઈટ્સ ટુ મચ, 'ઓ.કે. કોન્સ્ટેબલને જ મોકલી આપોને અને હાં, તમે ઝડપથી આવી જાવ.' ચારુથી ટકોર કર્યા વગર ન રહેવાયું. આટલી સૂચના આપ્યા પછી જાણે થાક અનુભવતી હોઈ એમ

ચારુએ સોફામાં લંબાવતાં ઘરમાં ચારે તરફ નજર નાખી. દીકરો સ્કૂલે જવા નીકળી ગયેલો, મા અને ફરવા આવેલી સંબંધીની દીકરી બંને પોતાની ધૂનમાં હતાં. બંનેમાંથી કોઈનું પોતાના તરફ ધ્યાન નહોતું. તેમને નુરમામદની હાજરીથી વાકેફ કરવા... ઉંહ, વળી માંડીને વાત કરવી ને... જો કે વાતમાં કહેવા જેવું ય શું હતું !!!

★★★

'અરૂણભાઈ, નુરમામદ ઓફિસમાં આવે એટલે તમારે ચેમ્બરમાં આવી જવાનું હોઈ, કેટલી વખત તમને સૂચના આપવાની...' ચારુને ભાસ થયો જાણે અરૂણભાઈ સામે જ ઊભા હોય !!! પોતાની રેવન્યુની નોકરી ચારુએ પાયામાંથી શરૂ કરેલી... ક્યાં નિશાળમાં ભણાવવાની લાયકાત અને હોંશ અને ક્યાં રેવન્યુ ખાતાની નોકરી. જો કે ઘરમાં નાનીમા સહિતના સ્ત્રી પાત્રોને નોકરી કરતાં અને પૂરેપૂરાં નિષ્ઠાપૂર્વક નોકરી કરતાં જોયેલા એટલે રેવન્યુની હાડમારી વાળી નોકરી પણ સમયની સાથે ગમવા લાગેલા. સાત આઠ વરસની ગ્રામ્ય કક્ષાની નોકરી બાદ ચારુએ સીધી ભરતીની જાહેર વહીવટની સ્પર્ધાત્મક પરીક્ષામાં સફળતા મેળવી અને તાલુકા મામલતદાર તરીકે નિમણૂક પામેલી. કાયમી લોકસંપર્ક વાળી આ નોકરીમાં જાતજાતના અનુભવની ચારુને ક્યાં નવાઈ હતી, પણ નુરમામદની વાત જ અલગ હતી.

આમ તો તેના દરેક પોસ્ટીંગમાં તેને એકાદ વ્યક્તિ તો એવી મળે જ કે જે જન્મજાત અરજદાર હોઈ, જેને ચારુએ સાચવવા જ રહ્યા. કેમ કે તે ન સાચવે તો જે તે કર્મચારીનું આવી જ બને અને માહિતી અધિકારના જમાનામાં તો વધુ મુશ્કેલ. ચારુને આમાં ફાવટ પણ આવી ગયેલી. અનુભવે તેને સમજાઈ ગયેલું કે આમાં ધીરજ રાખવા સિવાય બીજો કોઈ વિકલ્પ જ નથી. આ અરજદારોની રજૂઆત કોઈ મોટી કે જટિલ નથી હોતી, પણ વહીવટી આટાપાટામાં એવી ગૂંચવાયેલ હોય કે ઇચ્છવા છતાં કંઈ જ ન થઈ શકે અથવા તેમાં તથ્ય ન હોય યા નિયમોથી વિરુદ્ધ હોય, પણ તેઓ એ સ્વીકારવા જ તૈયાર ન હોય અને તેઓની ઉંમર અને સંજોગોને ધ્યાને લેતાં તેઓને કંઈ પણ સમજાવવું અશક્ય બની રહેતું. એ પરિસ્થિતિમાં તેમને ધીરજપૂર્વક સંભાળવા, સમજવા એજ આખરી ઉપાય બની રહેતો.

આ સમગ્ર વસ્તુ સ્થિતિમાં ચારુને નાનીમા સાથે થયેલો ઉછેર મદદરૂપ બની રહેતો. મોસાળમાં થયેલો ઉછેર અને મોસાળમાં ખેતીવાડી હોવાના કારણે વાતવાતમાં થતી શેઢા-પારાની તકરાર કે કોર્ટ કેસો કે પોલીસ ફરિયાદો ચારુને મન સહજ હતા. એમાં પાછા જાતિગત વૈમનસ્ય કે નાના નાના અહમ, ઈર્ષાઓ, દુરાગ્રહો !!! મોસાળનું ગામ તો નવ ગામની જ્ઞાતિ પૈકીનું એક અને ઝઘડાઓ માટે કુખ્યાત. ઘરે ઘરે એક એક વડીલ એટલે બહારથી વકીલ રાખવાની રામાયણ જ નહીં !!! આવા દરેક ઝઘડાની પાછળ મૂળ તો ઘર-કુટુંબોના વકીલોની મમત જ જવાબદાર હોય, ઘરમાં ખાવા ધાન ન હોય પણ ગામને પાદર ખાંભિયું થવાના ઓરતા ફાટફાટ થતા હોય એવા આજન્મ લડવૈયા !!!

નુરમામદ પણ આ શુરવીરો માંહેના ગણાય બસ તેની રણભૂમિ ચારુની હાલની નોકરીનું તાલુકા મથકનું એક છેવાડાનું ગામ હતું. રણકાંઠાના આ ગામમાં મોટાભાગના ઘર જત મુસ્લિમ સમાજના. તાલુકા મથકે ફરજ પર હાજર થવાના સમયગાળામાં જ લોકસભાની ચૂંટણી નજીક હોવાથી મતદાન મથકની ચકાસણી દરમિયાન અહીં નવા મતદાન મથકની જરૂરિયાત જણાતાં ચારુને ત્રણ ચાર વખત ઉપરાછાપરી આ ગામની મુલાકાતે જવાનું થયેલું. સુઘડ બાંધણીવાળા છુટાછવાયાં નાનાં નાનાં મકાનો, પણ આવકારની મોટપ જોઈ રાજી થવાય. ચારુએ જોયું હતું કે, દરેકના ઘરમાં હાથગુંથણીના ભરતકામની વિધવિધ વસ્તુની ઝલક જોવા મળતી હતી. આમ તો આ પ્રદેશ તેના એમ્બ્રોઈડરી વર્ક માટે જાણીતો ખરો.

જ્યારે પહેલી વખત નુરમામદને લઈને અરૂણભાઈ ચેમ્બરમાં આવેલા એ પ્રથમ અંક, વાર્તાલાપ સહિત યથાતથ ચારુને આજે ય યાદ હતો. એ સમયે જ અરૂણભાઈએ નુરમામદ વિશે જણાવવા જેવું અથવા પોતે જે કંઈ જાણતા હતા એ બધું કહી દીધેલું. નુરમામદની વડીલોપાર્જીત જમીનનો પ્રશ્ન હતો. જમીન તો જાણે વેચાઈ ગયેલ પણ નુરમામદનું માનવું એમ હતું કે, તેમના દીકરા પાસેથી છેતરપીંડી કરી પૂરતું અવેજ ચૂકવ્યા વગર દસ્તાવેજ કરાવી લેવામાં આવેલા. એ સમયે ચારુના ચહેરા ઉપર ઉપસી આવેલા ભાવ 'તો એમાં હું શું કરું.' એ જાણે અરૂણભાઈ એ વાંચી લીધો હોય એમ ઝટપટ થોથવાતાં

પૂરવણી રજૂ કરેલા એ મુજબ નુરમામદ ભૂતકાળમાં જાણીતા રાજકીય પક્ષના કાર્યકર, એમનો એક જમાનો હતો, એમનું ઘણું વજન પડતું ઇત્યાદિ ઇત્યાદિ...

'તો હવે શું છે એનું ?', ચારુની નજરમાં રહેલા પ્રશ્નાર્થથી એટલી તંગ પરિસ્થિતિમાં પણ અરૂણભાઈના ચહેરા ઉપર ફરી વળેલા હાસ્ય યાદ કરતાં ચારુથી મલકી જવાયું. કદાચ અરૂણભાઈનું એ હાસ્ય નર્વસનેસનું હતું. ચારું જાણે એ પરિવેશમાં પ્રવેશી રહી હતી. એ સમગ્ર વાતચીત દરમિયાન ચારુની નજર અલપઝલપ નુરમામદ ઉપર ફરી વળેલી. જમીન સંબંધિત રેવન્યુ રેકર્ડનું કોમ્પ્યુટરાઈઝેશન થતાં, દરેક વ્યક્તિ અન્ય કોઈપણના ખાતાની નકલો જોઈ શકે, કઢાવી શકે, રેકર્ડની ગોપનીયતા જેવું કશું રહ્યું નહોતું યા એમ કહી શકાય કે તમામ રેકર્ડને ઓપન ફોર ઓલ જાહેર કરેલા. ચારુને બરાબર યાદ હતું કે વરસમાં એકવાર વિઘોટી ભરવા જતી વખતે ઘરના ખૂણામાં પડેલા પટારાના તળિયાથી નાનીમા લાલપૂંઠામાં જડાયેલા ચોપડી કાઢતાં, એ ખેડૂત ખાતાવહી, જાણે કોઈ ઘરેણું હોઈ એમ જાળવતાં !!!

આ વિસ્તારમાં તો ભૂકંપ પછી એમ પણ જમીન લે-વેચમાં તેજી આવતાં તકરારોનું પ્રમાણ ઘણું જ વધી જવા પામેલા. 'સર, એમનો કેસ આપણે ત્યાં ચાલે છે', અરૂણભાઈ ઉવાચ... ચારુ જોઈ રહી હતી કે અરૂણભાઈ જે બોલી રહ્યા હતા એ જ વાત સમાંતરે નુરમામદ ચહેરાના હાવભાવથી વ્યક્ત કરી રહ્યા હતા. અને એ સાથે જ સ્વાભાવિકપણે જ ચારુ નોંધ લઈ રહી હતી કે નુરમામદ એંસી પંચ્યાસી વરસના તો ખરા. શરીર સાવ દુર્બળ, પીઠ પાસેથી જરાક ઝુકેલા, કરચલિયાળા ચહેરા નીચેનું રૂપ અને માથા ઉપર ખરવા વાંકે છુટાંછવાયા બચી ગયેલા એવા જ રૂપાળા વાળ, ગરવાઈથી ભરેલા ચહેરા ઉપર હજુય ટકી રહેલા કુમાશ અને આંખમાં તેજ ઓછું હશે પણ સતત નીતરી રહેલ સ્નેહની ચમક અડીખમ હતી. ચારુએ જોયું કે નુરમામદ વચ્ચે બોલવા ઉત્સુક હતા પણ કદાચ તેમને સમજાઈ ગયેલું કે તેઓની સ્થાનિક ભાષા મને આવડતી નથી. આમ છતાં તેઓએ ત્રુટક છૂટક પ્રયત્ન કર્યા. હા અરૂણભાઈને ત્યાંની લોકબોલીનો મહાવરો હતો એ કામમાં આવ્યો.

'અરૂણભાઈ, એમાં આપણે શું કરી શકીએ ? આપણું રેકર્ડ તો રજિસ્ટર્ડ દસ્તાવેજને જ ગ્રાહ્ય રાખે અને હા, બાકી તો સિવિલ કોર્ટમાં દાદ...' ચારુએ બોલતાં બોલતાં વાક્ય અધૂરું છોડી દીધું. ચારુ સારી રીતે જાણતી હતી કે આગળ કંઈ પણ કહેવું નિરર્થક હતું. સામે ઉભેલા નુરમામદની જગ્યાએ ચહેરા બદલાતા હતા બાકી વ્યથા કથા સમાન જ હતાં. અરૂણભાઈને આગળ બોલવાની જરૂર જ ન લાગી.

આમ તો અરૂણભાઈને પણ આ ઓફિસમાં આવ્યે ક્યાં ઝાઝો સમય થયેલો પણ ચારુ અને અરૂણભાઈ વચ્ચે ધીમે ધીમે એક સમજણ ઊભી થઈ ગયેલી. અરૂણભાઈના ઓર્ડર વખતે તેઓને તાલુકા કક્ષાની કામગીરીનો બિલકુલ અનુભવ ન હોઈ, જે તે સમયે જ જિલ્લા સમાહર્તાને રૂબરૂ મળી રજૂઆત કરેલી કે એવું લાગે તો રિવર્ઝન આપી દ્યો બાકી તેઓને બદલીવાળા તાલુકા મથકે નથી જવું ! ચારુને મળેલી ઊડતી વાત મુજબ તો અરૂણભાઈ અક્ષરશઃ રડી પડેલી પરંતુ મોટા સાહેબની સમજાવટ પછી તેઓ હાજર થયેલા. અરૂણભાઈમાં કામ કરવાની ધગશ અને નિષ્ઠા ભરપુર હતી. વળી રેવન્યુની જાણકારી ઓછી પણ ન્યુસન્સ વેલ્યુ બિલકુલ ઝીરો અને રમુજવૃત્તિ ખૂબ સારી એટલે કચેરીનું વાતાવરણ હળવું ફુલ રહેતું. જિલ્લામાંથી તાત્કાલિક કોઈક માહિતી માંગે ત્યારે અથવા કોઈ કામ સમયસર ન થવા બદલ ઉપરથી નીચે સુધી ઠપકાનો રેલો આવે ત્યારે અરૂણભાઈ ઘાંઘા થઈ જાય બાકી તો તેની મસ્તીમાં હોય.

આજ પણ અરૂણભાઈએ, ચારુની વાતમાં રહેલા તથ્યને સમજી નુરમામદને સમજાવી બહાર લઈ જવા લાગ્યા. ચારુએ નોંધ લીધેલી કે નુરમામદને કદાચ પહેલી વખત પોતાની વાત સાંભળનાર કોઈ મળ્યું હોય એમ જણાતું હતું. અચાનક જ નુરમામદે અરૂણભાઈના હાથમાંથી બાવડું છોડાવી ચારુની સામે ટેબલની ધાર પાસે ઊભી ટેબલ ઉપર મૂકેલા ચારુના બંને હાથ તેના હાથમાં લઈ આંખ હોઠ કપાળે અડાડી, ફરી પોતાની વાત કહેવાનો પ્રયત્ન કર્યો. તત્ક્ષણ ચારુને કંઈ જ સૂઝ ન પડી, લાચારીથી અરૂણભાઈ સામે જોઈ રહી. અરૂણભાઈ પણ કંઈ સમજે એ પહેલા ફરી નુરમામદે તેની અને ચારુ વચ્ચે રહેલા વિશાળ ટેબલની પરવા કર્યા વગર પોતાના બંને હાથ લંબાવી ચારુના માથે મોઢે ફેરવવા લાગ્યા.

આટલાં વરસોની નોકરીમાં જાત ભાતના અરજદારોનો

ચારુને અનુભવ પણ આ રીતે પહેલી વખત હોઈ, ચારુના મોઢામાંથી અરૂણભાઈના નામનો સાદ નીકળી ગયો. અરૂણભાઈને કળ વળે એ પહેલાં તો નુરમામદ બહાર હતા. ચારુ થોડીવાર એમજ પોતાના બંને હાથથી માથું ઝાલી બેસી રહી. નુરમામદે તેના માથે જે રીતે હાથ ફેરવેલો એ જોતાં ઓળેલા વાળ વિખરાઈ ગયા હશે કે વિખરાયેલા વાળ ચપોચપ બેસી ગયા હશે એ નક્કી કરવાની સુધ અત્યારે તો ચારુમાં નહોતી. ધીમે ધીમે ચારુએ છુટકારાનો શ્વાસ લીધો પણ તેને ક્યાં ખબર હતી કે હવે આ પુનરાવર્તનથી તેને ટેવાવું પડશે !

બીજો અંક પણ થોડા દિવસમાં જ બેક ટુ બેક અને એજ પાત્રો વચ્ચે અને એજ સ્થળ. ચારુને ઓફિસ કમ્પાઉન્ડમાં ગાડીમાંથી ઊતરી ચેમ્બરમાં જતાં સમયે નજર ઊંચી કરીને જોવાની ટેવ ન હોવા છતાં કશું નજરમાંથી છટકતું નહીં અને એમાંય નુરમામદની હાજરી તો ઊડીને આંખે વળગતી. ‘અરૂણભાઈ, પેલા નુરમામદ...’ ચારુએ ઈશારાથી જ વાક્ય પૂરું કર્યું. ‘હા, એ કાકા સવારના આવી ને ચાર વખત તમારી પૃચ્છા કરી ગયા !!!’, અરૂણભાઈના ચહેરા ઉપર હાસ્ય વિલાસી રહ્યું. ‘જુઓ એ મારા જ જીવના ઘરાક છે  એટલે એમ તો ક્યાંથી જવાના, ખેર ! તમે ભેગા આવજો અથવા તમે જાતે નુરમામદને લઈને આવજો, તમે સમજો છો ને હું શું કહું છું એ ? ચારુના ગળામાંથી માંડ અવાજ નીકળ્યો. ફરી એજ સમગ્ર ઘટનાનું પુનરાવર્તન ચેમ્બરની ચાર દીવાલ વચ્ચે દોહરાવાયું. હા, આજ ફરક હતો તો એક વાતનો કે આજે ચારુને પ્રતિપળ શું થશે એ ખબર હતી. પછી તો પુનરપિ જન્મમ, પુનરપિ મરણમ્‌ની માફક... જો કે ચારુ હવે નુરમામદના ચેમ્બરમાં પ્રવેશની સાથે જ પોતાના બંને હાથ નુરમામદ તરફ લંબાવી દેતી અને ત્યારબાદ ટેબલ ઉપર ઝૂકીને પોતાનું માથું... સમયાંતરે પુનરાવર્તિત થતી આ ઘટનાથી હવે ઉભયપક્ષે આનંદ થતો. નુરમામદના સ્પર્શમાં નરી નિર્મળતા અને વહાલ અને આંખોમાં રહેલ અમી ચારુને ય સ્પર્શી જતાં, જાણે વણબોલ્યે અરસપરસ બધું સમજી જવાતું... અરૂણભાઈ તેમને અપાયેલ સ્ટેન્ડિંગ સૂચનાનું મૂક સાક્ષીભાવે મોજથી પાલન કરતા, પણ આજની વાત અલગ છે. આજે આ માણસ છેક ઘરે આવી ચડ્યા. ચારુ સારી રીતે જાણતી હતી કે, નુરમામદ બિલકુલ નિરુપદ્રવી જીવ હતા. અને આજદિન સુધી તેના તરફથી ભયનું કોઈ જ કારણ ન આપેલું હોવા છતાં પોતે આજ આમ આટલી આકળી થઈ. એ નિર્દોષ જીવ... ચારુ એ સફાળા ઊભા થઈ બારીમાંથી જોયું તો કોન્સ્ટેબલ, નુરમામદને...’

‘પ્લીઝ તમે એમને ઓફિસે... હું આવું જ છું’, ચારુ ઝડપથી નીચે દોડી આવી, તેના અવાજમાં હાંફ હતો.

★★★

‘સર આ ગોદડી...’ અરૂણભાઈએ નુરમામદ તરફ ઈશારો કર્યો. સુંદર ભાતીગળ રેશમના કપડામાં, રંગબિરંગી તાણાવાણાથી ગૂંથાયેલ ગોદડી, નુરમામદના હાથમાં ઝળુંબી રહી હતી અને ચારુની ભીતરનો તમામ આક્રોશ, પીડા. નિસહાયતા નુરમામદની આંખમાં... બારીની બહાર દૂર સુધી ચારુની ધૂંધળી નજર નુરમામદની થોડી વધુ ઝૂકેલી પીઠનો પીછો કરી રહી હતી... ટેબલ પર લંબાવેલ ચારુના હાથને ગોદડીની મુલાયમતા સ્પર્શતા, બીજી જ પળે ચારુનું માથું ગોદડીમાં ઝૂક્યું. નુરમામદનો હાથ જાણે ચારુના માથા-મોઢા ઉપર ફરી રહ્યો હતો.

---

*મુ. માળિયા હાટીના, C/o. જયેશભાઈ એમ. મહેતા,*
*‘શ્રી’, રણછોડનગર, કડવા પટેલ સમાજ સામે,*
*તા. માળિયા હાટીના, જિ. જૂનાગઢ-૩૬૨૨૪૫.*
*મો - ૯૮૨૫૩૩૬૮૦૮*



# નારિયેળ પાણી

- *સંજય થોરાત*

**રો**જ કરતાં ઑફિસથી આવતાં આજે સૂરજને ટ્રાફિકને કારણે થોડું વધુ મોડું થયું હતું. એની બુલેટ એના જેવો જ રઘવાટ કરતી પાર્કિંગમાં આવીને રોકાઈ. બે વાર લિફ્ટનું બટન દબાવવા છતાં એની કોઈ હિલચાલ ન દેખાતાં, બે માળનાં પગથિયાં ચડવા પડ્યાં, એના રઘવાટમાં વળી થોડી વૃધ્ધિ થઈ.

એક વાર, બે વાર, ત્રણ વાર... એણે ડૉરબેલ દબાવી પણ અંદરથી કોઈ રિસ્પોન્સ મળ્યો નહીં. એ અકળાયો, 'મહારાણી સૂઈ ગઈ હશે! હજુ તો રાતના આઠ જ વાગ્યા છે... હું એને કહેતો હતો કે, તારી મમ્મીને થોડા દિવસ બોલાવી લઈએ, પણ સાલું આ ઑફિસની બબાલમાં સમય જ ન મળ્યો, એમને લેવા જવાનો...' સૂરજ મનમાં ને મનમાં બબડ્યે જતો હતો. મનમાં રહેલો પુરુષ અહંકાર થોડી વાર માટે બાજુએ કરી એણે ખભેથી ઑફિસબેગ ઉતારી અંદરથી ચાવી કાઢી અને દરવાજો ખોલ્યો...

ગુસ્સાથી થયેલી લાલ આંખ એને જ શોધતી હતી. હજુ લગ્નને વર્ષ પણ થયું નહોતું, આવતા મહિને ફર્સ્ટ ઍનિવર્સરી હતી. પણ સંસારમાં મીઠાં-મરચાંનો વઘાર શરૂ થઈ ગયો હતો. અને એનું કારણ એકમાત્ર સૂરજ હતો. એનો સ્વભાવ એના નામ જેવો આકરો અને પત્ની બિચારી ગરીબ ગાય જેવી! એના પેટમાં ત્રણ મહિનાનો ગર્ભ હતો. સૂરજ કંઈપણ બોલે, વઢે, અકળાય એનો એકમાત્ર જવાબ એટલે આંખોમાંથી કશુંય બોલ્યા વગર આંસુ વહાવવાનાં. એ નોકરીએ જાય એટલે બે બેડરૂમના ફ્લૅટમાં મન મૂકીને રડવાનું! એનાં સાસુ-સસરા પણ ગામડે રહેતાં હતાં. સાથે હોત તો કમ-સે-કમ પોતાનાં સુખ-દુઃખ તો એ વહેંચી શકી હોત.

'સાક્ષી... ક્યાં મરી ગઈ?' સૂરજે જોરથી બરાડીને ઑફિસબેગ સોફા પર પછાડી. શર્ટની બાંયનાં બટન ખોલતાં એ બેડરૂમ સુધી પહોંચી ગયો. એ એકદમ શાંતિથી સૂતી હતી. એના શ્વાસના કારણે ઊંચું-નીચું થતું પેટ જોઈને બે ક્ષણ એ બધું ભૂલી ગયો. એનામાં માણસ જીવે છે એવું આ એક લક્ષણ ખરું, પણ પછી એ તરત જ ભાનમાં આવ્યો. 'શું છે આ બધું? ક્યારનો તને બૂમો પાડું છું. મોબાઇલ પણ સ્વીચ ઑફ? કંઈ ભાનબાન પડે છે?' એનો અવાજ ફાટ્યો. મેઘ જેવી ગર્જના એણે કરી. પત્ની જાગીને ઊભી થઈ ગઈ, જેમ-તેમ એ સંતુલન સાચવીને ઊભા રહેવાનો પ્રયત્ન કરતી હતી. ધરતી તો વાદળનો અવાજ સાંભળીને આનંદિત થઈ ઊઠે, પણ અહીં તો પતિની ગર્જનાથી એ ધ્રૂજતી ઊભી હતી.

'બોલ ને! મોંમાં મગ ભર્યા છે? શું મૂરખની જેમ ઊભી છે? અક્કલ તો કૉડીની નથી. એટલુંય ભાન નથી પડતું કે પતિ ઑફિસેથી આવે તો આપણે દરવાજામાં સ્મિત સાથે ઊભા રહેવું?'

સાક્ષી માટે તો આ રોજનું હતું. તો પણ એ રોજ એ વાત ભૂલીને નવા દિવસે એના સ્વભાવમાં ફેર પડશે એવી આશા સાથે ઊઠીને ઊભી થતી. માંડ હિંમત ભેગી કરીને એણે મોં ખોલ્યું, 'બપોરથી ચક્કર જેવું લાગતું હતું. કમર અને પીઠ ખૂબ દુખતાં હતાં, વાંકા વળવામાંય તકલીફ થતી હતી. એટલે ગોળીઓ ગળીને આડી પડી ને આંખ લાગી ગઈ...' કઠેડામાં ઊભા રહેલા સાક્ષી જેવો ગભરાયેલો એનો ચહેરો હતો.

'તો પછી હવે આરામ થયો કે નહીં? બાકીની સ્ત્રીઓ શું એમ ને એમ બાળકો પેદા કરે છે? પ્રેગ્નન્સીમાં આવી બધી તકલીફ તો સામાન્ય કહેવાય. પીડા વગર પ્રસૂતિ કેવી? કમર, પીઠ, પેટનો દુખાવો તો છેક સુધી રહેશે, એટલે હવે આ નખરાં બંધ કર અને કામે લાગ... ચલ જા. હું જરા ફ્રેશ થાઉં છું, તું થાળી તૈયાર કર જલદી, ભૂખ લાગી છે.' 'હું શું કહું છું...'

એની વાતને સાંભળ્યા વગર જ સૂરજ બાથરૂમ બાજુ વળી ગયો. નૅપકિનથી મોં લૂછતાં ફરી બરાડ્યો, 'આ વાસ મારે છે. ધોશે કોણ, તારો બાપ?' એણે બરમૂડો ચડાવ્યો અને ડાઇનિંગ ટેબલે આવીને બેઠો. સાક્ષીએ ટેબલના ખૂણે એમ જ ઊભી હતી. ટેબલ ઉપર જમવાની કોઈ જ તૈયારી નહોતી.

'આ શું? હજુ થાળી તૈયાર નથી? તને કહ્યું હતું ને કે જલદી પીરસ? તને ખબર કેમ નથી પડતી? પતિ ઑફિસથી થાક્યો-પાક્યો ઘરે આવે અને એના માટે જમવાનું પણ તૈયાર નહીં? શું કરે છે આખો દિવસ? આમ ડોબા જેવી શું ઊભી છે?' મધ્યાહ્નના સૂરજ જેવો એ આકરો હતો અને પત્ની પરસેવે રેબઝેબ !

'કહ્યું તો ખરું કે બપોરે તકલીફ હતી. દવા લીધી, સૂઈ ગઈ... અને આ તમારા અવાજથી જાગી. તમે બેસો, થોડું ટીવી જૂઓ, હું પંદર મિનિટમાં રસોઈ તૈયાર કરી દઉં છું' એમ બોલતાં એણે સાડીનો છેડો ખેંચીને કમરે ભરાવ્યો. ઉદાસ ચહેરે, ગળગળા અવાજ સાથે એ રસોઈ બનાવવા ચાલી.

'બસ કર હવે તારું ભાષણ. દિવસભર થાકવાનું, ઑફિસનું ટૅન્શન, ટ્રાફિક, આમ મરી-મરીને કામ કરવાનું... આ બધું કોના માટે ?' તારા માટે જ ને? અને તું સાલું બે ટંક જમવાનુંય સમયસર ના આપી શકે? કામવાળો આવે છે, કચરા-પોતાં-વાસણ માટે. તારે કામેય શું હોય છે? ખબરદાર જો હવે રસોઈ બનાવી છે તો. કંઈ ખાવું નથી મારે. ઑફિસમાં સચિન કહેતો હતો, ચાલ પંજાબી ખાવા જઈએ, ખોટી ના પાડી એને...'

એ ખુરશી હડસેલીને ઊભો થયો, એના પગમાં મોબાઈલ આવ્યો, જે બંધ હતો. 'કેમ મોબાઈલ મારા પગે પડે છે?' એણે ફરી તિરસ્કારથી સાક્ષી સામે જોયું. 'દવા લેતી વખતે ધક્કો લાગ્યો અને મોબાઈલ પડી ગયો, કમરમાં દર્દ હતું, વાંકું વળાય એમ નહોતું એટલે...' એણે બરમૂડો કાઢીને બેડ પર ફેંક્યો. ફરી પૅન્ટ ચડાવ્યું, ઉપર ટી-શર્ટ ચડાવી, પગમાં ચપ્પલ પહેરતાં બુલેટની ચાવી હાથમાં લીધી અને જોરથી બારણું પછાડતો ઘરની બહાર નીકળી ગયો. આ બાજુ સાક્ષીએ રોકી રાખેલા આંસુના ડૅમના દરવાજા ખૂલી ગયા. દડ-દડ આંસુ સારતી એ સોફામાં ફસડાઈ પડી. દેખાવે સુંદર, સમજુ, કામઢી હોવા છતાં એ સમજી નહોતી શકતી કે સૂરજ આવું કેમ કરે છે? સવારે હાથમાં બ્રશ આપવાથી લઈ ટૉવેલ, અંડરવેર, રૂમાલ, મોજાં, નાસ્તો, ટિફિન - બધું જ એના હાથમાં... પાણીનો ગ્લાસ પણ એ માટલામાંથી ભરીને ન લે. છતાંય આટલો ઉકળાટ ?

સૂરજ બહાર નીકળ્યો, ઘરના ભારેખમ વાદળાં જેવા વાતાવરણમાંથી. રાજુના પાનના ગલ્લે બુલેટ ઊભું કર્યું. આંગળીનો ઈશારો કરીને ઑર્ડર આપ્યો. રાજુએ કાયમની જેમ બે વિલ્સ

નેવીકટ સાથે રજનીગંધાની પડીકી આપી અને ડાયરીમાં નોંધ કરી લીધી. સૂરજે બુલેટને ત્યાં જ રહેવા દીધી અને ચાલતો ચાલતો અન્નાજીના નારિયેળની લારી પાસે પથ્થરની પાળી પર જઈને બેઠો. નીચે નદી શાંત હતી. એણે એમાં પથ્થર નાંખીને વમળ સર્જ્યું. એના જીવનમાં આમેય ઘણાં વમળો હતાં. એને પત્ની ઉપર ગુસ્સો આવતો હતો. એણે વિલ્સ સળગાવી કશ મારવાનું શરૂ કર્યું. છોડેલા ધૂમાડાથી પણ હવામાં એક રિંગ બની... સિગારેટના કશ સાથે ધીમે-ધીમે એનો ગુસ્સો ઘટી રહ્યો હતો. અડધો કલાક થઈ ગયો, સિગારેટ પતી ગઈ, ઠૂંઠું એણે પગ નીચે ગુસ્સાની સાથે ક્યારે કચડ્યું એની ખબર જ ના રહી.

નદીના પુલ પર રસ્તો બનાવવાનું કામ ચાલતું હતું. પેલે પાર બે-ચાર તાડપત્રીનાં નાનાં ઝૂંપડાંમાં કારીગર-મજૂર રહેતા હતા. એમાંથી એક ઝૂંપડામાંથી એક કપલ બહાર આવ્યું. હાથમાં હાથ પકડીને એ બન્ને ચાલતાં-ચાલતાં અન્નાજીની લારી પાસે જ આવતાં હતાં. એ સ્ત્રીને જોતાં જ ખબર પડી કે એ પ્રૅગ્નન્ટ હતી. એનો પતિ એનો હાથ પકડીને એને લાવતો હતો. બંનેના ચહેરા પર બાળક આવવાની ખુશી છલકાતી હતી. સૂરજ એમને ખૂબ ઝીણી નજરે જોઈ રહ્યો હતો. એને આશ્ચર્ય પણ થયું, અભણ મજૂર કપલ આટલું ખુશ પણ હોઈ શકે!

એ બંને ત્યાં જ આવ્યાં. સૂરજની સામેની પાળીએ બંને આવીને બેઠાં. 'બેસ અહીં. બહુ હેંડવું સારું નહીં. મુ હમણાં આવુ તારી હાટુ નારિયેળ પાણી લઈને...' એની પત્ની તો આ સાંભળીને હસવા લાગી, સૂરજને સાક્ષીની યાદ આવી. સાલું આટલા પ્રેમથી હું પત્ની જોડે છેલ્લે ક્યારે વર્ત્યો હતો? પત્ની પ્રૅગ્નેન્ટ થઈ, મારા બાળકને પેટમાં ઉછેરે છે, મેં ક્યારેય એને શું જોઈએ છે? શું ખાવાની ઈચ્છા છે? એવું પૂછ્યું નથી. એને પોતાનું જ મન ડંખવા લાગ્યું.

એટલામાં એ માણસ એક નારિયેળ કપાવીને લઈ આવ્યો, એમાં સ્ટ્રૉ નાંખીને એણે પત્ની સામે ધર્યું અને પીવા માટે આગ્રહ કરવા લાગ્યો. એની પત્ની શરમાતી હતી, સંકોચ પામતી હતી. 'શરમાય છે શું કામ? સામે બેઠેલા સાયેબની ઘરવાળી પણ હશે જ ને! એ પણ એને આવા જ લાડ કરતા હશે. ચ્યમ સાયેબ, હાચું ને?' એણે સૂરજને સંભળાય એમ પૂછ્યું.

સૂરજ ઉત્તરમાં બળજબરીથી હસ્યો. એનો અંતરાત્મા એને કોરી ખાતો હતો. અપરાધીપણાનું વાદળ એના મન પર છવાયું હતું. એણે કરેલી ભૂલો, ગુસ્સો બધું જ એને પેલા મજૂરના હાથમાં રહેલા નારિયેળ પાણીમાં સ્પષ્ટ દેખાતું હતું. 'અલી પી લે ને જલદી જલદી. દાક્તર સાયબે કીધું હતું કે બચ્ચું રૂપાળું આવશે. પી લે...' એ એને આગ્રહ કરીને પાણી પિવડાવતો હતો.

'ઘરે જઈને પીશ, ખૂબ મોડું થયું સે, તમુનેય ભૂખ લાગી હશે. મારે ચૂલો હળગાવી રાંધવું પડશે...' 'ઈ હંધુય થઈ રહેશે. મારી ભૂખ કંઈ તારાથી વધુ સે? હું તને મદદ કરીશ ને, પછી તો ખુશ ને? ચાલ પી લે હવે નારિયેળપાણી...'

એમનો આ શુદ્ધ દેશી પ્રેમ જોઈને સૂરજની આંખો ભરાઈ આવી. આકાશમાંથી વરસી રહેલા છાંટામાં એનાં આંસુ મળી રહ્યાં હતાં. વાદળ વરસીને ગયા બાદ જેમ આકાશ ચોખ્ખું થઈ જાય એમ જ સૂરજનું મન આ કપલ જોયા બાદ ચોખ્ખું થઈ ગયું. એનાં તન-મનમાં નવો પ્રાણવાયુ ફૂંકાયો. એને સામે બેઠેલા કપલની વાતોમાં રસ પડ્યો હતો પણ એનું મન હવે સાક્ષી પાસે જવા અધીરું થયું હતું. એને જલદી એની પાસે પહોંચવું હતું. એના માથે-પેટે પ્રેમથી હાથ ફેરવવો હતો, એની માફી માગવી હતી. એને વગર વાંકે ઘણી તકલીફ આપ્યાનો વસવસો વ્યક્ત કરવો હતો.

એ ઝડપથી ઊઠ્યો. કાઢીને મૂકેલી ચપ્પલ પહેરી પોતાના ઘરમાં જલદી પહોંચવાના નિર્ધારથી એ ઊઠ્યો. 'અન્નાજી, દો નારિયેલ જલદી લાઓ...' એણે ઝડપથી નારિયેળ લઈ પોતાના બુલેટ સુધી પહોંચવા દોટ લગાવી. બુલેટને કિક મારી સોસાયટીના નાકે આવેલી ચાઈનીઝ લારી પરથી પાર્સલ પૅક કરાવ્યું. શક્ય એટલા જલદી પહોંચવા બુલેટ રેસ કર્યું. રોજ ઘરઘરાટ કરતી એની બુલેટનો અવાજ આજે સાયલન્ટ હતો, કદાચ સૂરજની ખુશી એને પણ વર્તાતી હતી.

સૂરજે શાંતિથી ડૉરબેલ વગાડી. સાક્ષીએ બારણું ખોલતાં જ હાથમાંનો સામાન નીચે મૂકી એને પોતાના બાહુપાશમાં સમાવી લીધી. કેટલીય વાર સુધી કશું જ બોલ્યા વગર એના માથા પર હાથ ફેરવતો રહ્યો. સાક્ષીની આંખો છલકાઈ પણ આજે પ્રેમનાં-ખુશીનાં આંસુ હતાં. એણે સાક્ષીને સોફા પર બેસાડી, પાર્સલમાંથી નાસ્તો કાઢી ઓવનમાં ગરમ કરી ડીશ તૈયાર કરવા લાગ્યો. પણ એને ટાઈમર સૅટ કરવાની ખબર ના પડી. સાક્ષી હસવા લાગી, 'હું કરું છું, તમે ચેન્જ કરી લો.' આજે વર્ષો બાદ કૉલેજવાળો સૂરજ ઊગ્યો હતો. એની કવિતા-ગઝલ જીવતી થઈ હતી. એણે બાથરૂમમાંથી બૂમ પાડી, 'સાક્ષી, કબાટમાં મારી ડાયરી છે, લેતી આવજે. આપણે ગૅલેરીમાં બેસીશું.' બંને ચાઈનીઝ ડીશને ન્યાય આપી ફ્લેટની ગૅલેરીમાં ગોઠવાયા. ઍણે કૉલેજની વાત યાદ કરી પોતાના શે'ર સંભળાવવાનું શરૂ કર્યું.

'સાથે લઈને ફરવામાં જોખમ છે પૂરું,
દિલ તમને સોંપું તો એને સાચવશો ને?'
વાહ.... વાહ... ચાલો, હું પણ તમને કંઈક સંભળાવું,
'આવે ત્યારે કંઈ ને કંઈ લેતાં આવે,
મારે માટે આજે ફરી એ સપનું લાવ્યાં.'

શું વાત છે? તને પણ ગઝલનો શોખ છે! સૂરજ ઘરમાં જઈને સિગારેટ લઈ આવ્યો. એ સળગાવવા જતો હતો ત્યાં સાક્ષીએ કહ્યું, 'થોડા મહિના ઘરની બહાર પીવો તો સારું, બાળકને સંસ્કાર...' એની વાત પતે એ પહેલાં જ એણે સાક્ષીના હોઠ પર આંગળી મૂકી દીધી, સિગારેટને ગૅલેરી બહાર ફેંકી દીધી.

આજે આ ઘરમાં કકળાટનાં વાદળ વિખેરાઈ ખુશીનો વરસાદ થયો હતો. સૂરજે બીજી બે-ત્રણ ગઝલ સંભળાવી, પછી કિચનમાં જઈ નારિયેળ લઈ આવ્યો, એમાં સ્ટ્રૉ નાંખી એણે સાક્ષીને આપ્યું, 'સાક્ષી, મેં અત્યાર સુધી તને...' એના હોઠ પર આંગળી મૂકતાં સાક્ષીએ કહ્યું,

'ચડે છે આંખમાં વાદળ અને બહુ યાદ આવો છો,
તમે આદત મુજબ અશ્રુ સુકાયા બાદ આવો છો!'

સાક્ષી શાંતચિત્તે નારિયેળ પાણીના ઘૂંટ ગળે ઉતારતી હતી. સૂરજને એમાં આવનારા બાળકનું સ્મિત દેખાઈ રહ્યું હતું. એક નારિયેળ પાણીએ સૂરજના સંસારમાં ખુશીનો સૂર્યોદય કરાવ્યો હતો.

---

*પ્લૉટ નં. ૬૩૫/૨,*
*સૅક્ટર-૮-બી, ગાંધીનગર.*
*મો. ૯૪૨૬૮૮૦૪૦૦*

# કહે કોઈ આનાથી કેમ છુટાય...

*- કુંતલ નિમાવત*

**'ગાં**ડો થઈ ગયો છે કે શું ? તારે આવા ગાંડા કાઢવા હોય તો હું તને નહીં મળું.' નીરા છેડાઈ પડી. કંદર્પને સમજ ના પડી કે આમાં આટલા ગુસ્સે થવા જેવું શું હતું ? એણે તો દિલથી નીરા સમક્ષ પ્રસ્તાવ મૂક્યો હતો કે જો નીરા પોતાના પતિને છોડીને પોતાની સાથે ચાલી નીકળવા માટે તૈયાર હોય તો પોતે પણ પોતાની પત્નીનો ત્યાગ કરવા તૈયાર છે. કંદર્પના મતે નીરાએ આ વાતથી ખુશ થવું જોઈતું હતું, પણ અહીં તો બાજી ઊંધી પડી હોય એવો ઘાટ થયો.

બંનેના વડીલો નોકરી કરતા તેથી બંને પાસે એકબીજા માટે આખા દિવસનો સમય હતો. ચડતી જુવાનીનું જોર હતું સમય જતાં બંને માનવા લાગ્યા હતા કે ભવિષ્યમાં તેઓ બંને લગ્ન કરીને સહજીવન ગાળી શકશે. પરંતુ એમ ન થયું. કંદર્પના માતા-પિતાનું સ્ટેટસ અને નીરાના માતા-પિતાનો જ્ઞાતિબાધ આડે આવ્યો ને નીરાના લગ્ન જ્ઞાતિના મૂરતિયા જોડે નક્કી થઈ ગયા, એ પરણી ગઈ.

એ પછી ત્રણ વર્ષે કંદર્પ પણ પરણી ગયો અને પોતાની સુખી જિંદગી જીવવા લાગ્યો. એના લગ્નનાં ત્રણેક વર્ષ પછી અચાનક નીરાનો ફોન આવ્યો. પહેલાં ધ્રૂજતા અવાજે ખબર-અંતર પુછાયા, પછી એકબીજાને કોસાયા ને ત્યારબાદ બંને ભૂતકાળની યાદોમાં સરી પડ્યા. ફોનનો ક્રમ અઠવાડિયું ચાલ્યો. પછી નીરા પિયરમાં આવી ને કંદર્પને મળી. જાહેરમાં મળવું તો અશક્ય જ હતું, તેથી કંદર્પ તેને એકાંતમાં લઈ ગયો. એકબીજાનાં સુખ-દુખની વાતો કરી બંને છૂટાં પડ્યાં.

આખી રાત નીરા રડી. પણ એ પછી એની હાલત વધુ કફોડી થઈ ગઈ. એની ઊંઘ હરામ થઈ ગઈ હતી. એના મનમાં વર્ષોથી સુષુપ્ત થઈને પડેલો પ્રેમ જાગી ચૂક્યો હતો અને એ હવે તેને ઊંઘવા દે તેમ નહોતો. બીજી વખત એકાંતમાં મળવાની ઈચ્છા નીરાએ જ વ્યક્ત કરી.

એક અજબની શાંતિ નીરાએ અનુભવી અને એ રાત્રે પોતે ઘસઘસાટ સૂતી. છ વર્ષમાં ક્યારેય ન આવી હોય એટલી શાંત નિદ્રાથી નીરાને પોતાને આશ્ચર્ય થયું. પણ આવી નિદ્રાનું કારણ નીરા જાણી ચૂકી હતી. એ કારણને મેળવવા તે વધુ ને વધુ પ્રયાસ કરતી રહી. અલબત્ત, પોતે એ બાબતથી સારી પેઠે અવગત હતી કે એ જેમ-જેમ કંદર્પના સંપર્કમાં વધુ આવતી જતી હતી તેમ-તેમ એને મળવાની તૃષા વધુ ને વધુ ઉદ્દીપ્ત થતી જતી હતી. છતાં, પોતાના સુખ ખાતર એણે આ ક્રમ ચાલુ રાખ્યો. આવી જ એક મુલાકાત વખતે કંદર્પે બંનેનાં ઘર તોડવાની વાત કરી ને નીરા છેડાઈ પડી.

એની આંખોમાં આંસુ જોઈને કંદર્પે એની માફી માગી, સમજાવ્યું કે પોતાનો ઈરાદો નીરાને વ્યથિત કરવાનો નહોતો. નીરાએ કહ્યું, 'હું સમજું છું તારી લાગણી. એવી તો મારીય ઈચ્છા છે, વર્ષોથી હતી. તારું ઘર સાચવવું, તારા બાળકને જન્મ આપવો એ જિંદગીનો હેતુ હતો. પણ કિસ્મતે આપણને સાથ ન આપ્યો. તને જેમ સારી પત્ની મળી છે એમ મનેય સારો પતિ મળ્યો છે. ભગવાનના અવતાર જેવો છે એ. મારો પડ્યો બોલ ઝીલે છે, હું કહું એમ કરે છે. દિવસો સુધી એ મને પ્રેમ કરવા મથામણ કર્યા કરે છે પણ એ બધા જ દિવસો પર તારો એક સ્પર્શ હાવી થઈ જાય છે. બાકીનું બધું જ હું ભૂલી જાઉં એ હદે તારો સ્પર્શ મને પરવશ કરી મૂકે છે, પાગલ કરી મૂકે છે. પણ તેમ છતાં બધું જ છોડીને આપણે એકબીજાનાં થઈ શકીએ એ દિવસો હવે રહ્યા નથી. મારે એક બાળક છે ને તારે પણ. આપણી જિંદગીનું જે થવું હતું તે થઈ ગયું. હવે બાળકોને આપણે શા માટે સજા આપવી જોઈએ ? અને આમ જોઈએ તો તારી પત્ની અને મારા પતિનોય શું વાંક છે ? વગર વાંકે આપણે એમનેય સજા ન આપવી જોઈએ, એવી મારી લાગણી છે. આપણા બેયનાં ઘર ન તૂટે એ ખાતર આપણે આમ જ ખાનગીમાં મળવું રહ્યું. તું મારો હાથ પકડીને મને મનાવે તો હું હાલ બધું છોડીને તારી સાથે ચાલી નીકળું એટલી હદે તારાથી બંધાયેલી છું. પણ હું ઈચ્છુ છું કે તું એવો પ્રયત્ન ન કરે, હું ઈનકાર નહીં કરી શકું.'

છૂટ્ટા મને રડતી નીરાને કંદર્પે અટકાવી નહીં અને એને હાથ પકડીને મનાવવાનો પ્રયત્ન પણ ન કર્યો.

ખાનગીમાં મળવાનો બંનેનો ક્રમ આજે પણ ચાલુ છે, જેનાથી બે પરિવારો સુખી છે. અને બે હૈયાં પણ.

---

*એચ-૨, વિજય એપાર્ટમેન્ટ,*
*વાવોલ, ગાંધીનગર*
*મો. ૯૮૨૪૫ ૧૦૧૪૫*



વિનોદ ભટ્ટ
ડૉ. ઈન્દ્રદેવ આચાર્ય
રતિલાલ બોરીસાગર
નિરંજન ત્રિવેદી
હરિકૃષ્ણ પાઠક
કલ્પના દેસાઈ
ડૉ. નલિની ગણાત્રા
પરાગ ત્રિવેદી
ડૉ. જગદીશ ત્રિવેદી
નિપુણ સી. ચોક્સી
નગીન દવે

મધુકર દિ. ધ્રુવ
કૃષ્ણ પંડિત
જિતેન્દ્ર ઠક્કર
કિશોર અંધારિયા
અધીર અમદાવાદી
હર્ષદ પંડ્યા 'શબ્દપ્રીત'
પ્રવીણ દરજી
પ્રદ્યુમ્ન આચાર્ય
દિલીપ શાહ















"વ્યંગ વિહાર"
એ. એચ. જામી

# પાંચ દૃશ્યો

*- વિનોદ ભટ્ટ*

**એ**વું કહેવાય છે કે, ગૉડ ઈસ ધ ઓન્લી એસ્ટ્રોલૉજર - ઈશ્વર એ એક માત્ર જ્યોતિષી છે, પરંતુ એની મુશ્કેલી એ છે કે, એ આપણને સ્વપ્નમાં આવીને કહેતો નથી કે, બચ્ચા, આવતા ગુરુવારે તને રૂપિયા દસ કરોડની લોટરી લાગવાની છે, અથવા તો આવતા મંગળવારે તારું રામ નામ સત્ય થઈ જવાનું છે, લોટરી લાગ્યાના આઘાતમાં તું હાર્ટ ફેલ્યોરથી મારી પાસે આવી જવાનો છે. અને એક 'સર્વે' પ્રમાણે જ્યોતિષીઓ દ્વારા જાતકોના જે ભવિષ્ય ભાખવામાં આવે છે એમાંની ફક્ત છ ટકા આગાહીઓ જ સાચી પડે છે. બાકી ચોંરાણું ટકા ખોટી, તદ્દન ખોટી પડે છે, પણ આ જ્યોતિષીઓના સદ્‌ભાગ્યે પ્રજા એ છ ટકા આગાહીઓમાં જ વિશ્વાસ રાખે છે ને ભવિષ્યભાખુઓની સંખ્યા એકલા ભારતમાં જ છ લાખ કરતાંય વધારે જ્યોતિષીઓની છે ને એ બધાની દુકાનો ચાલે છે.

આ બધામાં વિશ્વવિખ્યાત ભવિષ્યવેત્તા શ્રીમતી ડિક્સનનું નામ લેવાય છે. તેમણે જુદા જુદા સમયે કરેલી લગભગ બધી જ આગાહીઓ સાચી પડ્યાનું કહેવાય છે. શ્રીમતી ડિક્સનની છેલ્લે એક એવી ભવિષ્યવાણી છે કે, માનવજાત એક એવા છેડે આવીને ઊભી રહેશે કે, એકબીજાના મગજમાં ચાલતા વિચારો પણ પકડી પાડશે.

ઘડીભર માની લઈએ કે, મિસિસ ડિક્સનની આ આગાહી સાચી પડી રહી છે ને સામેની વ્યક્તિના મગજનાં ચાલતા (કે દોડતા) વિચારો જાણવાની અદ્‌ભુત શક્તિ માનવજાતે મેળવી લીધી છે... તો તેની આવતીકાલ કેવી હશે ? એ આવતી કાલનાં પાંચ દૃશ્યો :

★★★

**દૃશ્ય-૧**

(સ્થળ: ઓફિસ)

'બૉસ...'

'યસ, મિ. મહેતા... રજા લેવા આવ્યા છો ને ?'

'પત્નીને સખ્ત માથાનો દુ:ખાવો છે એટલે જરા દવાખાને...'

'તમારા માથાનો દુ:ખાવો નેહરુ પુલના 'બસ સ્ટોપ' પર તમારી વાટ જોતી ઊભી છે. તમારા ખિસ્સામાં ફિલ્મની બે ટિકિટ છે. તમારી રીસાયેલી ગર્લફ્રેન્ડને મનાવવા -'

'પણ સાહેબ....'

'ડોન્ટ વરી માય બૉય... ગો એહેડ...'

★★★

**દૃશ્ય-૨**

(સ્થળ: ઘર)

'આજે મને ભૂખ નથી. પેટમાં અસુખ છે, નીતા... તું જમીલે...'

'પિક્ચર એટલે બધું બોર્રિંગ લાગ્યું ?'

'તને કોણે કહ્યું ? પછી મિ. મહેતા ગભરાટમાં બુશર્ટનાં ખિસ્સાં ફંફોસે છે.'

'તમે ફિલ્મની ટિકિટનાં અડધિયાં શોધો છો ને ?'

'અરે, તું પણ જબરી વહેમી...'

'મને બધી જ ખબર છે. સવારે ઑફિસે જતાં તમે કહેલું કે આજે એક અગત્યની મિટિંગ છે, આવતાં જરા મોડું થશે, ત્યારે જ હું તો સમજી ગયેલી કે કોની જોડે મિટિંગ છે...'

'તું મારા પર ખોટી શંકા કરે છે. નીતુ... ?'

'તમારો ચહેરો જ કહે છે કે, હું કેટલી સાચી છું...?'

★★★

**દૃશ્ય-૩**

(સ્થળઃ બગીચો)

'ડાર્લિંગ -'

'યસ, માય લવ...'

'તારા વગર હું પળ પણ જીવી નહીં શકું... તું નહીં મળે તો મારે આત્મહત્યા કરવી પડશે...' 'આ તારી કેટલામી આત્મહત્યા છે ? અત્યારે તારી પર્સમાં છે એ ઝેર નથી, ખસના શરબતનો અર્ક છે. લગભગ ત્રણેક કલાક પહેલાં મનોજના ખભે માથું ઢાળીને તું આ જ વાક્ય બોલી હતી. બોલ, ખરુંને ?'



**દૃશ્ય-૪**

(સ્થળઃ રસ્તાની ફૂટપાથ)

'કેટલાં વર્ષથી આપણી પાર્ટનરશિપ ચાલે છે ?'

'લગભગ બારેક વરસ તો થયાં હશે....'

'એ સેલિબ્રેટ કરવા સાથે ડ્રિંક લઈએ. સાંજે ઘેર આવો...'

'સૉરી, આજે અગત્યનું કામ છે, ફરી ક્યારેક....'

'આજે ક્યું અગત્યનું કામ ઓચિંતુ આવી પડ્યું ?'

'મારું વિલ બનાવવું છે, એમાં બધું વિગતે લખવું છે.'

'આટલી નાની ઉંમરે વિલ ? તમે તો ઘણા નાના છો ?'

'હા, પણ મને ખબર છે કે, મારા ડ્રિંકમાં આજે તમે પોટેશિયમ સાઈનાઈડ નાખીને મને પૂરો કરવાનું વિચારી રહ્યા છો...'

'ઓહ, ગૉડ ! શું કરીશું આ પાર્ટનરનું ?'



**દૃશ્ય-૫**

(સ્થળઃ મેગેઝિનના તંત્રીની કેબિન)

'તંત્રી સાહેબ, ખાસ તમારા સ્પેશ્યલ અંક માટે જ આ લેખ લખ્યો છે, તમારા ટેસ્ટનો છે.'

'સાચે જ લેખ મારા ટેસ્ટનો છે.'

'ખરેખર, આઈ મીન ઈટ, તમારા સમ...'

'પણ મારી કેબિનમાં દાખલ થતી વખતે તો તમે એવું વિચારતા હતા કે, આ બબૂચકમાં અક્કલનો છાંટોય નથી, જે ભટકાડીશું એ છાપી મારશે.'

'ખરેખર હું એવું નથી માનતો...'

એ તો હોય મારા ભૈ, ટેઈક ઈટ ઈઝી...'

'પણ એમ તો તંત્રીશ્રી, તમે પણ આ ક્ષણે એવું વિચારી રહ્યા છો કે, આ બદમાશ કોઈનો જૂનો લેખ તફડાવીને પોતાના નામે ચડાવી લાવ્યો છે...'

'ફરગેટ ઈટ માય ડિયર બ્રધર...'

'યુ... ટૂ'

આપણે બધા સમૂહમાં ઈશ્વરને પ્રાર્થના કરીએ કે હે પ્રભુ ! મિસિસ ડિકસનની આટલી આગાહી તું ખોટી પાડજે, નહીં તો માનવજાતનો એકબીજાને છેતરવાનો આનંદ ઝૂંટવાઈ જશે...

*૭, ધર્મયુગ કોલોની,*
*વેદ મંદિર પાસે, પારસી અગિયારી, કાંકરિયા રોડ,*
*અમદાવાદ-૩૮૦૦૨૨. ફોન : ૦૭૯-૨૫૪૫૨૭૦૦*



# "આ જિંદગી પણ ક્રિકેટની રમત જ છે..."

- ડૉ. ઈન્દ્રદેવ આચાર્ય

ક્રિકેટની રમતમાં ને માનવીના જીવનમાં દિન-પ્રતિદિન બનતા પ્રસંગોમાં કેટલી બધી સમાનતા છે તેનો વિચાર તમે કદી કર્યો છે ખરો ! હવે જ્યારે ક્રિકેટ સ્પર્ધા પૂરી થઈ ગઈ છે... ને ભારતીય ક્રિકેટ વિશે તમે ચિંતા કરતા થઈ ગયા છો ત્યારે... આ વિષય પર જરૂરથી વિચાર કરજો... તમને આ બાબતમાં સહાયરૂપ થવા અમે અહીં કેટલાક દૃષ્ટાંતો રજૂ કર્યા છે.

**ક્લીન બોલ્ડઃ**




પરીક્ષામાં પાસ થવાની બધી જ તૈયારી કરી, તમે તમારું પહેલું પેપર લખવા પરીક્ષાખંડમાં બેઠા હોય ત્યારે... પાઠ્ય પુસ્તકમાંથી ઉત્તરવહીમાં જવાબ કોપી કરતા તમને સુપરવાઈઝર પકડી પાડે ત્યારે - તમે... 'ક્લીન બોલ્ડ' થવાની લાગણી અનુભવો છો.

**કૅચ !**




'કૉલેજમાં અભ્યાસ કરવા જાઉં છું' એમ કહી... તમારી કોઈ 'કૉલેજ ફ્રેન્ડ' સાથે 'લવ-ગાર્ડન'માં ફરતા તમે તમારી પોતાની મમ્મીના હાથે જ પકડાઈ જાવ ત્યારે... પહેલાં જ બોલે 'કેચ' થઈ ગયાની લાગણી અનુભવો છો ?... કે ગલ્લા-તલ્લાં કરવા લાગી જાવ છો !

**ક્રિસ-આઉટ !**




નિશાળે જતી વખતે તમારા દાદાએ આપેલ બાટલી એમના મિત્રને આપવા જતાં, પોલીસ તમને 'દારૂની બાટલી' સાથે પકડી પાડેલા હોઈ જેલ ભેગા કરવાની વાત કરે છે ત્યારે તમે 'ક્રિસ-આઉટ!' થઈ ગયાની લાગણી અનુભવો છો... કારણ કે સેવા કરવા જતાં જ તમે ઝડપાઈ જાવ છો. ખરું ને ?

**રન આઉટ !**



ઑફિસેથી ઓવરટાઈમ કરી દોડતા-દોડતા તમારા પપ્પા ઘરે આવે... ને મમ્મીને એમની ચાલચલગત પર શંકા આવેલી હોઈ, ઘરનું બારણું બંધ કરી દે... ત્યારે પપ્પા 'રન આઉટ' થઈ ગયા એમ માનવા મન લલચાય છે... થોડું વધુ ફાસ્ટ દોડ્યા હોય તો આમ આઉટ ન થયા હોત તેમ થાય છે. બરોબરને...

**ઓવર-બાઉન્ડરી !**



પરીક્ષામાં ચોરી કરતા પકડાઈ જતાં.. તમને પરીક્ષા હોલમાંથી બહાર કાઢી મૂક્યા હોય અને એની જાણ થતાં.... તમારા પપ્પા પણ તમને... ઘર બહાર ધકેલી દેવાની ધમકી આપી, તતડાવે... ત્યારે.. પરીક્ષકે તમને ફટકો મારી તમારા બોલને 'બાઉન્ડરી' બહાર મોકલી દીધો એમ લાગે છે.

**અમ્પાયરીંગ !**



ઘરમાં સાસુ-વહુ ઝગડે... ને નાનો બાબો-બેબી લડી પડે ત્યારે વડીલ તરીકે તમારે 'અમ્પાયરીંગ'નો રોલ ભજવવો પડે છે. આ વખતે.. બંને પક્ષ ખૂબ જ બુમ-બરાડા પાડતા હોવા છતાં, તમારે સ્વસ્થતા જાળવી... ન્યાય તોળવાનો હોઈ.. ક્રિકેટમાં અમ્પાયરીંગ કરતા હોય એમ લાગે છે.

**બમ્પર - બોલિંગ !**




તોફાને ચઢેલાં વિદ્યાર્થીઓને, ડહાપણના બે શબ્દો કહેવા જતાં જ્યારે પથરાબાજીની શરૂઆત થઈ જાય છે... ત્યારે વિદ્યાર્થીઓ બમ્પર બોલિંગની સ્ટાઈલથી જ પથરાબાજી કરતા થઈ જાય છે...

*'આનંદ', ૧૦, વિશ્વભારતી સોસાયટી,*
*જુહૂ લેન, અંધેરી (વેસ્ટ), મુંબઈ-૪૦૦૦૫૮.*
*ફોન ૦૨૨-૨૬૭૦૧૬૨૩*



# બોરીસાગર ઇન વન્ડરલેન્ડ

*- રતિલાલ બોરીસાગર*

કેટલાંક વરસ પહેલાં સેન્ટ્રલ ઇન્સ્ટિટ્યૂટ ઑફ ઇંગ્લિશ એન્ડ ફોરેન લેંગ્વેજિજના નિમંત્રણથી હું જીવનમાં પ્રથમ વાર વિમાનમાં બેસી હૈદરાબાદ ગયો હતો. એ વખતે અતિ ભવ્ય હોટેલમાં નિવાસ કરવાનું પણ પ્રથમ વાર જ બન્યું હતું. વન્ડરલેન્ડમાં ભૂલી પડી ગયેલી એલિસના જેવો એ અનુભવ હતો.

થ્રી સ્ટાર, ફાઈવ સ્ટાર હોટેલો વિશે અનેક દંતકથાઓ સાંભળી છે. હિન્દી ફિલ્મોમાં આવી હોટેલોની ઝાકઝમાળ પણ અનેકવાર નિહાળી છે. પરંતુ, આવી કોઈ હોટેલમાં આ પૂર્વે પ્રવેશ કર્યો નહોતો. થોડાં વરસ પહેલાં આકાશવાણીના કામે દિલ્હી જવાનું થયું હતું ત્યારે ત્યાંની સુવિખ્યાત ફાઈવ સ્ટાર હોટેલ 'અશોક' - જેનું અંગ્રેજી ઘણું સારું ગણાય છે એવા લોકો જેને હોટેલ 'અશોકા' કહે છે તેની પાસેથી નીકળવાનું થયેલું. પરંતુ આવી હોટેલની સામે જોવાનો પણ ચાર્જ કદાચ લેવાતો હોય અને લેવાતો હોય તો એ ચાર્જ પણ ઘણો વધારે હોય - એ બીકે બહારથી પણ એ હોટેલ બરાબર જોઈ શકાઈ નહોતી, એટલે હૈદરાબાદની ભવ્ય હોટેલ 'વાઈસરૉય'માં ઊતરવાનું છે એવા સમાચાર મારા સહપ્રવાસી ડો. રાજેન્દ્રસિંહ જાડેજાએ આપ્યા ત્યારે, એક દિવસ માટે દિલ્લીની ગાદી મળતાં ભિસ્તીને થયો હશે એવો - કદાચ એથી પણ વધારે રોમાંચ થયો. વિમાનમાં જવાનું ને ભવ્યાતિભવ્ય હોટેલમાં ઊતરવાનું - કોઈ વાર નસીબ અકાળે - અપાત્રે - અકારણ ખૂલી જતું હોય છે !

હૈદરાબાદ વિમાની મથકે ઊતર્યા. વિમાની મથકેથી 'વાઈસરૉય' જેવી હોટેલમાં રાજાની જેમ ટેક્સીમાં જવાને બદલે રૈયતની જેમ રિક્ષામાં જવામાં ઔચિત્ય નહોતું. પણ સંસ્થા તરફથી મળેલા પત્રમાં વિમાન પ્રવાસનું ખર્ચ આપવાની વાત હતી પણ ટેક્સી ખર્ચ આપવાની ના પાડવામાં આવી હતી. જમવાનું અમારા ખર્ચે પણ ચા પીવાની તમારા ખર્ચે - જેવી વાત હતી. એટલે અમે ટેક્સીને બદલે રિક્ષામાં જવાનો નિર્ણય કર્યો. ખિસ્સું વધારે ઘસાય એના કરતાં સ્ટેટસ થોડુંક ઘસાય તો ભલે ઘસાય એવું અમે બંનેએ સર્વાનુમતે વિચાર્યું. નક્કી કરેલી રિક્ષામાં અમે બેઠા. અને મેં કહ્યું, 'હોટેલ વાઈસરૉય !' રિક્ષાવાળાએ ચાલુ કરેલું એન્જિન એકદમ બંધ કરી દીધું અને મુખ પૂરેપૂરું ફેરવી એની હૈદરાબાદી અંગ્રેજીમાં પૂછ્યું. "હોટેલ વાઈસરૉય કે નિયર હોટેલ વાઈસરૉય ?" હોટેલ વાઈસરૉયમાં જનારા પ્રવાસી આ પૂર્વે એની રિક્ષામાં નહીં બેઠાં હોય એવું એના આશ્ચર્ય પ્રશ્નમાંથી ફલિત થતું હતું. 'હોટેલ વાઈસરૉય', રાજેન્દ્રસિંહે શાંતિથી કહ્યું. રાજેન્દ્રસિંહજીનું વ્યક્તિત્વ અભિજાત, શાલીન અને રાજપૂતી ગૌરવથી યુક્ત એટલે એણે 'યસ સર !' કહી તરત અમારી વાત માની લીધી. મેં મારા ગરીબડા મુખેથી કહ્યું હોત તો કદાચ એણે પ્રશ્ન બીજીવાર પૂછ્યો હોત !

હોટેલ વાઈસરૉયના પ્રાંગણમાં રિક્ષા ઊભી રહી કે તરત જ અમારું શાહી સ્વાગત થયું. બે પરિચારકો અમારો સામાન લેવા દોડી આવ્યા. પ્રવેશદ્વાર પર ઊભેલા પરિચારકે ઝૂકીને સલામ કરી. આ પરિચારકોને પણ ટેક્સીને બદલે રિક્ષામાં થયેલું અમારું આગમન કંઈક અનૌચિત્યભર્યું લાગ્યું હોય એવો મને વહેમ પડ્યો. પણ હું કાંઈ બોલ્યો નહીં.

કાઉન્ટર પર બેઠેલાંઓને મારું અંગ્રેજી સમજાય એવી શક્યતા ઓછી હતી અને એમનું અંગ્રેજી મને સમજાય એવી શક્યતા તો બિલકુલ નહીંવત્ હતી એટલે કાઉન્ટર પરની વિધિ ભાઈ રાજેન્દ્રસિંહે સંભાળી. આ વિધિ દરમિયાન હું એ ભવ્યાતિભવ્ય હોટેલને ચકળવકળ નજરે જોઈ રહ્યો. મારા માટે તો 'સુદામે દીઠી દ્વારામતી'વાળી વાત હતી. દ્વારકાની સીમામાં દાખલ થતાં સોનાની દ્વારકાને જોઈ સુદામા આભો બની ગયો હતો, તેમ હુંય આ આલેશાન હોટેલ જોઈ આભો બની ગયો. પહેલીવાર લિફ્ટ જોયાને અને લિફ્ટમાં ચડ્યાને ઠીકઠીક વરસ થઈ ગયાં છે. પહેલીવાર લિફ્ટમાં ચડ્યાનો ગભરાટ પણ હવે યાદ નથી. પણ અહીં જે લિફ્ટ મેં જોઈ તેવા પ્રકારની લિફ્ટ મારી આયુષ્યયાત્રાના આ સવા ઓગણસાઠ વરસમાં કદી જોઈ નહોતી. હું દિગ્મૂઢ બનીને કાચનાં બારણાંવાળી શંકુ આકારની પારદર્શક લિફ્ટને ચડતી-ઊતરતી જોઈ રહ્યો. થોડીવારમાં અમેય આ લિફ્ટમાં પ્રવેશી ઊર્ધ્વારોહણ કરીશું એ ખ્યાલે મને રોમાંચ થયો. 'લિફ્ટ' માટે કાકાસાહેબે 'પારણું' શબ્દ પ્રયોજ્યો છે. આપણી સ્થાનિક લિફ્ટ જોઈ મને એ શબ્દમાં કવિતા લાગતી એટલું ઔચિત્ય નહોતું લાગતું. પણ સુંદર ડિઝાઈનવાળી આ લિફ્ટ જોઈ મને કાકાસાહેબે પ્રયોજેલા શબ્દમાં રહેલાં કવિતા અને ઔચિત્ય ઉભયનો ખ્યાલ આવ્યો.

કાઉન્ટર ઉપરથી અમારા રૂમોની ચાવી લઈ, પારણામાં ઊભા રહીને (સૂઈને નહીં) અમે ઉપર આવ્યા. આ માયાનગરીમાં પ્રત્યેક પગલે માર્ગદર્શનનો ખપ પડશે એમ કહી ફ્રેન્ડ અને ફિલોસોફર એવા ભાઈ રાજેન્દ્રસિંહને મેં ગાઈડપદેય સ્થાપી દીધા. રાજેન્દ્રસિંહે હોંશથી મારા ગાઈડ બનવાનું સ્વીકાર્યું.

અમારા રૂમો નજીક નજીક હતા. રાજેન્દ્રસિંહે મને મારા રૂમની ચાવી આપી. અપેક્ષા મુજબ - એટલે કે મારી અપેક્ષા મુજબ મારાથી રૂમ ખૂલ્યો નહીં. દેશી તાળાં પણ મારાથી જલદી ખૂલતાં નથી - પણ આ તો તદ્દન આધુનિક લોક હતું. 'તમે જે તમારા વરદ હસ્તે રૂમનું ઉદ્‌ઘાટન કરો. ફોટોગ્રાફર તો નથી, પણ હું તાળી પાડીશ.' હસીને રાજેન્દ્રસિંહે રૂમનું ઉદ્‌ઘાટન કર્યું, મેં આપેલા વચન મુજબ તાળી પાડી. અંદર પ્રવેશતાં જ રૂમના બારણાની પાસેના નાના ખાનામાં રાજેન્દ્રસિંહે ચાવી નાખી ને એ ભવ્ય રૂમના દીવા ઝગમગી ઊઠ્યા. એકાએક થયેલા પ્રકાશથી હું ઝબકી ગયો. રાજેન્દ્રસિંહે કહ્યું, ''રૂમમાં દાખલ થઈ ચાવી આ ખાનામાં નાખવાની, એટલે બત્તી થશે. પછી અંદરની સ્વિચ ઑફ કરીને બત્તી બુઝાવી શકો - હા, પણ એક વાતનું ધ્યાન રાખજો. બહાર નીકળતી વખતે ચાવી લેવાનું ભૂલશો નહીં. રૂમ બંધ ઓટોમેટિક થઈ જશે. એ વખતે જો ચાવી અંદર રહી ગઈ હશે તો રૂમ ખોલવામાં પ્રોબ્લેમ થશે.''

અમે રૂમમાં પ્રવેશ્યા. રૂમનો વૈભવ આંજી નાખે એવો હતો. રાજેન્દ્રસિંહે બાથરૂમ ખોલ્યો. બાથરૂમ પણ અતિભવ્ય ! રાજેન્દ્રસિંહની સાથે બીતાંબીતાં હું એમાં પ્રવેશ્યો. અમારા રસોડાથીય મોટો બાથરૂમ હતો. બાથરૂમમાં મોટું ટબ હતું. ટબમાં બેસીને કે સૂઈને હું કદી નાહ્યો નહોતો. બાથરૂમમાં મોટામોટા અરીસા, ટુવાલ અને બીજી પ્રસાધન-સામગ્રી હતાં.

ટબમાં નાહવામાં ખાસ જોખમ નહોતું. ગરમ-ઠંડા પાણી માટે નળને કેવી રીતે વિનંતી-વિનવણી કરવી એ રાજેન્દ્રસિંહે મને વિગતે સમજાવી દીધું હતું, પણ બીજા એક કારણસર હું ટબનો ઉપયોગ કરી ન શક્યો. જગપ્રસિદ્ધ ટાઈટેનિક સ્ટીમર ડૂબી ગઈ એ વખતે બહુ થોડા માણસો બચ્યા હતા. આવી વિકટ પરિસ્થિતિમાં ઊગરી ગયો હતો એવો એક માણસ કેટલાંક વર્ષ પછી ટબમાં નાહતાં નાહતાં હૃદય બંધ પડી જવાને કારણે ગુજરી ગયો હતો એવું મેં ક્યાંક વાંચ્યું હતું. હૃદયની તકલીફવાળા એવા મને આવું કંઈ થઈ જાય તો આ ભવ્ય હોટેલને કલંક ચોંટી જાય. એમ માની આ ભવ્ય હોટેલની કીર્તિ અક્ષુણ્ણ રાખવા મેં ટબમાં નાહવાનો લોભ જતો કર્યો. ઘેર નહાતો હોઉં એવું જ સિમ્પલ સ્નાન કર્યું. અલબત્ત, સાબુ અને ટુવાલ હોટેલના વાપર્યા. નાહ્યા પછી વાળમાં તેલનું સિંચન કરવાનો પ્રશ્ન થયો. ત્યાં પડેલી શીશીઓમાં જાતજાતનાં પ્રવાહી હતાં. પણ ક્યું પ્રવાહી માથાના તેલ તરીકે વાપરવાનું છે એની સમજ ન પડી. અમારા એક મિત્રે માથામાં એકવાર એવો પદાર્થ નાખી દીધેલો કે, એમના રહ્યા સહ્યા વાળ પણ જતા રહેલા. રાજેન્દ્રસિંહને પૂછતાં પણ મને સંકોચ થયો એટલે ઘેરથી લાવેલા દેશી તેલનું જ વાળમાં સિંચન કર્યું.

મિટિંગમાં જવાને વાર હતી એટલે નાહ્યા પછી હોટેલના એ ભવ્ય કક્ષનું મેં અવલોકન કરવા માંડ્યું. બારી બહારનું દૃશ્ય ઘણું જ રમણીય લાગતું હતું. હું થોડીવાર બારી પાસે એમ જ શાંત ઊભો રહ્યો. પછી આમતેમ જોતાં દીવાલ પર એક ચાર્ટ જોયો. ઈમરજન્સી વખતે સહીસલામત રીતે બહાર નીકળવા માટે શું કરવું એ અંગેનું માર્ગદર્શન, રૂમનો નકશો ચીતરીને આપવામાં આવ્યો હતો. એ સમજવાનો મેં થોડીવાર પ્રયત્ન કર્યો. અમદાવાદમાં પચીસ વરસના નિવાસ પછી પણ કાગળ પર દોરેલી આકૃતિને આધારે મને ક્યારેય કોઈ સ્થળ જડતું નથી. સામાન્ય સંજોગોમાં પણ મંદ-સુમંદ ગતિએ ચાલતું મારું મગજ ઈમરજન્સીમાં તો તદ્દન બહેર મારી જાય પછી ઈમરજન્સીમાં નકશાના આધારે સહી સલામત નીકળવાનું તો અશક્યવત્ જ હતું. એટલે પછી નકશો સમજવાનો મિથ્યા પ્રયત્ન માંડી વાળ્યો. ઊલટું, ઈમરજન્સી વખતે ઘાંઘો થઈને આ દસમા-બારમા માળની બારીમાંથી પડતું મૂકી ન બેસું એ માટે બારી બંધ રાખવી સારી - એમ માની મેં બારી બંધ કરી દીધી. રમણીય દૃશ્ય આંખોથી ઓઝલ થઈ ગયું.

સૂવા માટે ભવ્ય પલંગ ઉપર ફોમની ગાદી હતી. માથું ખૂંપી જાય એવાં પોચાં ઓશીકાં હતાં. પણ કેડના દુખાવાને કારણે હું તો કાયમ ભોંય પર જાજમ પાથરીને જ સૂઉં છું. બેત્રણ દિવસ આવી ગાદી પર સૂવાને કારણે કેડનો દુઃખાવો વધી જશે તો એવી બીકે ફોમની ગાદીનો રાજવૈભવ તજી એક રજાઈ પાથરીને અને એક રજાઈ ઓઢીને તપસ્વીની જેમ હું ભોંય પર જ સૂતો !

- કવિ દયારામે કહ્યું છે ને કે, ''ઉત્તમ વસ્તુ મળે અધિકાર વિણ તદપિ અર્થ નવ સરે'' - આ ભવ્યાતિભવ્ય હોટેલમાં મેં આપણા કવિની વાણી સાચી પાડી.

*એફ-૬૭, રતિલાલ પાર્ક, એસ. આર. રોડ,*
*દર્પણ છ રસ્તા પાસે, અમદાવાદ-૩૮૦૦૧૪.*
*ફોન : ૦૭૯ - ૨૭૬૮૦૨૬૪*



# વિનોદ ભટ્ટ સાથે અલગારી રખડપટ્ટી

*- નિરંજન ત્રિવેદી*

**કો**ઈ સ્વાદિષ્ટ વાનગી આપણને ખાવા મળે તો પહેલો વિચાર આપણા સ્વજનોનો આવે, તેમના સુધી આ વાનગી પહોંચાડવાનો વિચાર થાય.

બસ એ રીતે જ વિનોદ ભટ્ટે અન્ય ભાષાની હાસ્યરસની કૃતિઓ વાંચી એટલે ગુજરાતી વાંચકોને તેનો સ્વાદ મળે તે વિચાર તેને આવ્યો. હિન્દી, બંગાળી, મરાઠી , ઉર્દૂ વગેરે ભાષાની ઉત્તમ હાસ્યકૃતિઓના ગુજરાતી અનુવાદો તેણે કરાવ્યા અને આપણા સુધી પહોંચતા કર્યા ગુજરાતી વાંચકોની આ સેવા માટે આપણે તેને ધન્યવાદ આપીએ.

હાસ્યરસની સૈદ્ધાંતિક ચર્ચા કરતું તેનું પુસ્તક 'વિનોદ વિમર્શ' સાહિત્યના અભ્યાસુઓ માટે નજરાણું છે વિનોદે હાસ્યરસના તેના વિવિધ પ્રકારના સર્જનથી આપણને ન્યાલ કરી નાખ્યા છે. હું અને વિનોદ બંને રામાનંદ કોલેજમાં ભણતા હતા (હાલની એચ. કે.) અમને ભેગા કર્યા શ્રી ધીરેશ ટી શાહે જેઓ લાયન્સ ક્લબના ભૂતપૂર્વ ડિસ્ટ્રિક્ટ ગર્વનર, અને હાલમાં ઓલ ઈન્ડિયા નોટરી એસોસિએશનના પ્રમુખ છે. ત્યાર પછી અમે સતત મળતા રહ્યા, બંને નો 'કોમન ઈન્ટરેસ્ટ' હાસ્યરસ હતો. વરસો સુધી અમે દર રવિવારે સવારે મળતા. વિનોદ જાની પણ આ બેઠકમાં હોય. એ ટીખળમાં રવિવારની આ બેઠકને રવિવારીય બેસણું કહેતો. રવિવારે વિનોદ ભટ્ટના ઘેર અમે મળતા. થોડી હાસ્ય વિનોદની ચર્ચાઓ થાય પછી અમે રખડપટ્ટી કરતા.

આ રખડપટ્ટીને સાહિત્યયાત્રા પણ કહી શકાય.

જુદા જુદા લેખકો, કવિઓને અમે મળવાનું કરતા. અગાઉથી કોઈ નક્કી નહીં કેટલીકવાર અમે શ્રી મધુસુદન પારેખ 'પ્રિયદર્શન'ને ત્યાં પહોંચી જતા. મધુસુદન સિનીયર હાસ્યલેખક, મારા અને વિનોદ ભટ્ટના ગુરુ તેમજ વિનોદ જાનીના તો પૂરું નહીં થયેલ પીએચ.ડી.ના ગાઈડ હતા. મધુભાઈ એકદમ સરળ સ્વભાવના સજ્જન તેમને ત્યાં જઈએ ત્યારે તેમના સાહિત્યની પ્રસાદી મતલબ કે તેમના પ્રગટ થયેલ પુસ્તકની ભેટ નકલ મેળવતા. મધુભાઈને ત્યાં સાહિત્યની ઘણી અલપજલપ વાતો થાય. સાહેબ ખવડાવવાના પણ શોખીન, તેમને ત્યાં સ્વાદિષ્ટ નાસ્તો પણ હોય જ.

વિનોદ ભટ્ટ પણ ખાવા ખવડાવવાનો શોખીન, અમદાવાદની ઘણી પ્રખ્યાત રેસ્ટોરન્ટની મુલાકાત આ રખડપટ્ટી દરમિયાન થતી. ટેબલ ઉપર નાસ્તો અને ચાય-નાસ્તે પે ચર્ચા પણ થતી. ક્યારેક નાટ્ય લેખક શ્રીકાંત શાહને ત્યાં પણ અમારી સવારી ઉપડતી. 'તીરાડ' નાટકના આ લેખકને ત્યાં પણ મંડળી જામતી. તો ક્યારેક પ્રસિદ્ધ અનુવાદક શ્રીકાંત ત્રિવેદીને ત્યાં પણ અમે પહોંચી જતા. શરદબાબુની નવલકથાઓના એકદમ પ્રસાદિક શૈલીમાં અનુવાદન શ્રીકાંતભાઈએ કરેલો તેમને ત્યાં પણ ચાય-પે-ચર્ચા થતી.

ગુલાબદાસ બ્રોકર આમ તો મુંબઈ વાસી, એમને હું એન.આર.કે. કહેતો (નોન રેસિડેન્ટ કાઠિયાવાડી) તેઓ અમદાવાદ આવે ત્યારે તેમના ઉતારે અમે અચૂક પહોંચી જતા, બ્રોકર સાહેબ પાસે જાણકારીનો તો ખજાનો હતો. આઝાદીના સંગ્રામના સંભારણાથી માંડી વર્તમાન સાહિત્ય રસમય શૈલીમાં પીરસે.

એકવાર મુંબઈથી હાસ્યલેખક - રમેશ મંત્રી આવ્યા હતા. વિનોદ સાથે એમની પણ મુલાકાતનો લાભ મલ્યો હતો. બ્રોકર સાહેબ સાથે અમારી મંડળી નો એવો નાતો થઈ ગયેલ કે સાહિત્ય પરિષદના પ્રમુખ તરીકેની તેમની ચૂંટણીનો પ્રચાર ભાર અમારી 'ત્રિપુટી'એ ઉપાડી લીધો હતો. વિનોદ ભટ્ટ, વિનોદ જાની અને હું, અમે પ્રચાર માટે ખાસ કાર્ડ પણ છપાવ્યા હતા અને બ્રોકર સાહેબના પ્રમુખપદ હેઠળ વિદ્યાનગર-આણંદ ખાતે જ્ઞાનસત્ર ભરાયું, ત્યારે અમદાવાદમાં તોફાન અને કરફ્યુની અસર, સ્ટેશને જવામાં મુશ્કેલી, અમે ત્રણ ત્યારે સ્કૂટર ઉપર આણંદ-વિદ્યાનગર ગયા હતા. ત્યારે જલસો પડી ગયો હતો. એકવાર અમારી ત્રિપુટી ભગવતીકુમાર શર્માને ત્યાં બે દિવસના પ્રવાસે ગઈ. ટ્રેનના પ્રયાસમાં અને સૂરતની રખડપટ્ટીમાં પણ અમે ખૂબ આનંદ માણ્યો હતો.

એકવાર રવિવારની રખડપટ્ટીમાં અમે 'વનમાળી વાંકો' યાને કે દેવેન્દ્ર ઓઝાને ત્યાં ગયા હતા. દેવેન્દ્રભાઈ સાથે થોડાક ટોળટપ્પા મારવા હતા, પણ બોનસમાં અમને

ત્યારે શ્રી સનત મહેતા મળી ગયા. સનતભાઈ, દેવેન્દ્રભાઈને મળવા આવ્યા હતા. એમની સાથે પણ રમૂજભરી વાતો નો લાભ અમને મળ્યો હતો.

આ અલગારી રખડપટ્ટીમાં અમે એટલા મસ્ત રહેતા કે મૌસમ પણ અમને અટકાવી શકતી નહીં. ઉનાળાની એક રવિવારે અમે રખડપટ્ટીએ નીકળેલા ત્યારે એ દિવસે કાળઝાળ ગરમી હતી. લગભગ ૧૧૭ કે ૧૧૯ ગરમી એ દિવસે પડેલી. અમે એ તાપમાનમં સ્કૂટર ઉપર રખડ્યા હતા. એ દિવસે વિનોદ જાનીએ કહેલું, 'યાર, આજે તો મુશળધાર ગરમી પડે છે.'

આવી ગરમીમાં પણ અમે 'મધુર ચાંદની મેં હમ...'ના મૂડમાં મહાલતા હતા. ત્યારે, ચાંદની નહીં પણ ગરમીમાં પણ અમને બહાર લાગતી. અફસોસ એટલો છે કે, આ રવિવારીય રખડપટ્ટીની અમે નોંધ ન રાખી, નહિતર જે રામ કે જેરામ ની મશહૂર કથા 'થ્રી મેન ઈન એ બોટ...' 'અમે ત્રણ' નામે જ અનુવાદ પણ પામી, એવી રસિક કથા બની શકત.

ઘણા વરસો સુધી સાહિત્યપરિષદ આયોજિત અધિવેશન તેમજ જ્ઞાનસત્રમાં અમે સાથે જતા-આવતા જતાનો પ્રવાસ અમે માણતા. શારદાગ્રામ, જૂનાગઢ, પોરબંદર, મુંબઈ, અમરેલી, રાજકોટ એ બધા પ્રવાસમાં અમે જાતપાતની ઘણી વાતો કરેલી આનંદ લીધેલો અને અમારી આસપાસના લોકોમાં આનંદ લૂંટાવ્યો હતો. મૂળમાં હળવા અને હાસ્યપ્રીતિ વાળા સ્વભાવના કારણે વિવાદને શોકમય વાતારવણ ગમે જ નહીં.

સર્વમિત્ર, શેખાદમ આબુવાલા ગૂજરી ગયા. તેની દફનવિધિ કાંકરિયા પાસેના કબ્રસ્તાનમાં થઈ, ત્યાર પછી નજીકમાં જ રહેતા વિનોદ ભટ્ટને ત્યાં કેટલાંક લેખકો ભેગા થયા. વાતાવરણ ગંભીર હતું.પણ વિનોદે કહ્યું 'જો આપણે શોક કરીશું તો શેખાદમને નહીં ગમે, ચાલો તેને ગમે તેવી વાતો કરીએ અને વિનોદ ભટ્ટે શેખાદમ વિશેની હળવી વાતો કહેવા માંડી થોડી જ મિનિટોમાં વાતાવરણ એકદમ હળવું થઈ ગયું લોકો પ્રસન્ન થઈ ગયા.'

એથી પણ મોટી વાત થઈ જ્યારે નાટ્યલેખક 'જી. રાય' (ગુણવંત જોશી)ના યુવાન પુત્રનું કાર અકસ્માતમાં અવસાન થયું. આ સમાચાર જ ભારે આઘાતજનક હતા. હું અને વિનોદ, જી. રાયને મળ્યા. મંદિરના પ્રાંગણમાં પ્રાર્થનાસભા હતી. વિનોદે જોયું કે વાતાવરણ ખૂબ જ શોકમય છે. જે થયું છે તે તો થયું જ છે. બાકીના લોકોની સ્વસ્થતા બહુ જરૂરી છે. એટલે, વિનોદે થોડીક હળવી વાતો શરૂ કરી. લોકોના ચહેરા મલકવા લાગ્યા. ધીરેધીરે વાતાવરણ હળવું થઈ ગયું. સ્વજનો જે ત્યારે શોકમાં ડૂબેલા હતા એ બધાને વિનોદે બહાર કાઢ્યા.

પરિવષદના અધિવેશન, જ્ઞાનસત્રમાં અમે સાથે જ જતા, પણ ત્યાં સભામંડપમાં ચાલતી ભારેખમ જ્ઞાન ચર્ચાઓમાં વનોદ હાજર લગભગ ન હોય.

પણ સણોસરાથી માંડી છેક મહુવા સુધી, (જો કે મહુવા સિવાય) પરિષદ વતી આભારવિધિ હળવી રીતે હું કરતો, રઘુવીરભાઈએ પહેલવહેલા સણોસરામાં એ કામ મને સોંપ્યું. લોકોને ગમેલું પણ ખરું, આ બધી આભાર વિધિના પ્રવચન વખતે વિનોદ ભટ્ટ જરૂર હાજર રહેતા. હાસ્ય પ્રવૃત્તિ પ્રત્યે તેનો લગાવ હતો.

આજે તેને હાસ્ય સાહિત્ય માટે રમણલાલ નિલકંઠ એવોર્ડ મળી રહ્યો છે. ત્યારે મારા કંઠમાંથી તેની હાસ્ય સાહિત્યની સેવા માટેના શબ્દો સરી પડે છે. ધન્યવાદ - વિનોદ ભટ્ટ તમારી હાસ્ય પ્રીતિને.

*૫૦, લેક્વ્યૂ સોસાયટી, ગોવિંદવાડી પાસે,*
*ઈસનપુર, અમદાવાદ-૩૮૨૪૪૩.*
*મો. ૮૪૦૧૨૦૫૧૧૫*



# છબલો - એક હળવી ચરિત્ર કથા

*- હરિકૃષ્ણ પાઠક*

**નામ** તો એનું છબીલદાસ, પણ ગામ આખું છબલાના નામે જ ઓળખે, સંબોધે ને વ્યવહાર કરે.

આમ તો એ અમારો સહાધ્યાયી-સહપાઠી ગણાય, પણ મિડ્લ સ્કૂલમાંથી જ ઊઠી ગયેલો; ને અમે બધા હાઈસ્કૂલમાં આવડે એવું ભણતા'તા.

છબલો નવરો પડ્યો એટલે એક કામ શોધી કાઢ્યું. ગામના થિયેટરોમાં નવી નવી ફિલ્મો ચડે તેની ટિકિટો લાવી આપે. વહેલો વહેલો લાઈનમાં ઊભો રહી જાય ને આ સેવાકાર્ય બજાવે. ક્યારેક પાઈ-પૈસો મળે તો એકાદ ફિલમ જોઈ નાખે - પણ હા, બીજા કોઈની નહીં, દેવાનંદના રોલ વાળી જ જુએ ! દેવાનંદની ફિલમના બોર્ડ સામે ઊભો હોય ને ટીકી ટીકીને પોસ્ટરમાં દેખાતો દેવાનંદનો ચહેરો જોયા કરે... જોયા કરે, ને પછી તો એને પોસ્ટરમાં પોતાનો ચહેરો દેખાવા માંડ્યો ! કોઈને ખબર કેમ પાડવી કે પોતે દેવાનંદ થઈ ગયો છે - તેથી દેવાનંદ જેવી બાબરી રખાવી, ચોકડાવાળો બુશકોટ સિવડાવ્યો, ચાલે તો યે ડોક એક બાજુ નમાવીને ચાલે, થોડી થોડી વારે વાંકો વળીને પાછળ જુએ ને ગાલમાં જીભ ફેરવ્યા કરે ને વાત વાતે ડોકી ધુણાવે ને ક્યાંકથી જૂની ફેલ્ટ હેટ મળી તો તે ય ચડાવી રાખે.

જમાનો ય દેવઆનંદનો હતો. બાગી, કાલાપાની, ટેક્સી ડ્રાઈવર કંઈ કેટલી બધી ફિલમો દેવાનંદના નામે ભરચક ચાલતી હતી. ધીરે ધીરે છબલાની નોંધ તો લેવાઈ - પેલો દેવાનંદવાળો? એ રીતે. ગામ રાજી હતું, છબલો યે આનંદમાં હતો એમાં એક વાર હાઈસ્કૂલની છોકરીઓ ફિલમ જોવા આવી. પહેલો શો પૂરો ન તો થયો તેથી બહાર છાંયે ઊભી રહી ને થિયેટરમાં લગાવેલ દેવાનંદના ચહેરાને ચમકાવતું પોસ્ટર જોવા માંડી, ને પછી અંદરોઅંદર વાતો ચાલી : જોયું સાલો કેવો રૂપાળો લાગે છે ! બસ દેવલો એટલે દેવલો...! છબલાએ સાંભળ્યું ને મનોમન ધારી લીધું કે કલાકારોને તો તેના ચાહકો-પ્રશંસકો આવી રીતે જ વધાવે. પોતાને બધા 'છબલો' કહે છે તેમાં તેને આવો ભેદ ઉકલ્યો. પછી તો કોઈ એને ભૂલથીયે 'છબીલદાસ' કહે તો તેને માઠું લાગી જતું. એક દેવલો હતો મુંબઈમાં ને બીજો પોતે નામે છબલો, પણ ખરેખર તો દેવલો, ભાવનગરનો દેવલો !

છબલાના મનોવિહારથી અમે બધા મિત્રો - બકુલ, કનુ, રાજાણી, ચિત્તરંજન, રઘુ, પ્રવીણ ને કૃષ્ણવદન (કાકો) રમૂજ માણતા, પણ એક મિત્ર - ભાંકો તો અકળાઈ ગયો, જે મળે તેને કહે : આ છબલાનું કંઈક કરો એણે તો મારી મજા બગાડી નાખી છે, છબલાનું કંઈક કરો !

બધાએ ભેગા મળીને ભાંકાને તેની તકલીફો વિશે પૂછ્યું - ને સમજાવ્યો કે છબલો તને ક્યાં નડે છે ? એ તો બાપડો લાઈનમાં ઊભો રહીને ટિકિટ લાવી દે ને ટાંપાં-ટૈયાં કરે, તેમાં તને શું મુશ્કેલી પડી ?

ઉત્તર મળ્યો : મારી જિંદગીમાંથી એક કલાકાર બાદ થઈ ગયો, હવે મારાથી દેવઆનંદની ફિલમ જોવાતી નથી...

- અરે પણ... એમાં છબલો ક્યાં નડ્યો ?

તો કહે : દેવાનંદની ફિલમ જોવા જાઉં ને દેવાનંદની એન્ટ્રી પડે ત્યાં મને છબલો દેખાવા માંડે છે !

અમને થયું કે છબલાનું તો થવાનું હશે તે થશે, પણ હવે તો ભાંકાની દવા કરવી પડશે...! શું કરવું ? વાતો ચાલી, કશોક ઉપાય શોધવા માટે. ત્યાં કોઈક ને સૂઝ્યું - બચુભાને બોલાવીએ...

બચુભાયે અમારા સહપાઠી. સ્હેજ સમજણા થયા ત્યારથી મનમાં ધારી રાખેલું કે નોકરી તો પોલીસની જ કરવી, બીજી કોઈની નહીં. ચહેરો કરડો રાખે, આંખોમાંથી ઠપકો જ સંભળાય તે રીતે જુએ, ને મૂછ ઊગવા માંડી ત્યારથી વળ ચડાવવા માંડેલા. કોઈને તતડાવવો હોય કે કશુંક આકરું વેણ કહેવું હોય તો કાયમ તૈયાર. વખાણ તો કોઈના ક્યારેય નો કરે.

બધાએ ઠેરાવ્યું કે એક વાર આ છબલાને બચુભાની સામે ગોઠવી દઈએ, બધું થઈ પડશે ને એક સાથે બે કેસ ઉકલી જશે !

અગાઉથી નક્કી કર્યા પ્રમાણે બધા મિત્રો ભાંકાને ત્યાં ભેગા થયા. એણે છબલાને ય અગાઉથી બોલાવી રાખેલો. થોડીવાર પછી બચુભા આવ્યા. ચહેરાની કડકાઈને ઓછી કર્યા વિના બધા સામે જોઈને થોડું થોડું હસી લીધું ને વાતમાંથી વાત નીકળી કે આ ભાંકાને છબલાની તકલીફ છે. બચુભાએ બધું એક ન્યાયાધીશની અદાથી સાંભળ્યું ને ભાંકાને પૂછ્યું : બીજી કાંઈ મુશ્કેલી છે ?

જવાબ મળ્યો : હા, ક્યારેક છબલો નોર્મલ છબલો હોય ને કશા ચાળા નો કરતો હોય પણ જો એને ખ્યાલ આવે કે હું તેને જોઈ રહ્યો છું તો તરત દેવાનંદ થઈ જાય, મારો છાલ છોડતો નથી ! અને બચુભાએ છબલાને બરાબરનો લીધો.

- જો છબલા, તેં દેવાનંદની પૂંછડીયે નથી ભાળી ને એનો અવતાર થઈને બેહી ગ્યો ! આ બધા અને આખું ગામ તારી ઠેકડી કરે છે, ને તું કશું સમજતો નથી, ને હાલી નીકળ્યો દેવાનંદ થાવા ? જો, કહી દીધું તને. હવે બાબરી ઉલાળીશ તો ટકો કરાવી નાખીશ. જો, ચોડાવાળો બુશકોટ પહેર્યો તો ઉઘાડો કરી દઈશ, હવે ગાલમાં જીભ પેરવવાની નંઈ, નિકર ધોલ મારીશ. દેવાનંદનો એકેય ચાળો નંઈ કરવાનો, સમજ્યો ? એમ દેવાનંદ થવાતું હશે ? બચુભાએ કહેવાનું કીધું ને બધાને લાગ્યું કે હવે છબલો રાગે આવી જશે, પણ એ તો શાંતિથી ઊઠ્યો ને સીધું સંભળાવ્યું. આખું ગામ કે' છે કે દેવાનંદ જેવો લાગ છે, ને તમે એક કહો એટલે મારે માની જવાનું ? - ને ઊઠીને ચાલતો થયો, થોડેક આગળ જઈને માથું એક બાજુ ઢાળ્યું, એક ખભો ઊંચો કર્યો ને દેવાનંદની જેમ વાંકા વળીને પાછળ જોયું... બધા હસી પડ્યા. આ તો ગયેલો કેસ છે. કશું વળે એમ નથી આ બચુભાનું રામબાણેય પાછું પડ્યું.

હતાશ થઈ ગયેલ ભાંકાને બધાએ કહ્યું : કાં તો તું તને સૂઝે એવો ઉપાય કર્ય, ને નહીંતર તારા મનનું ભૂત તગેડી નાખ, એ સિવાય આનો કશો ઉકેલ દેખાતો નથી.

ભાંકાએ કશુંક ધારી-વિચારી લીધું ને છબલાને ફરી એકવાર એકલો એના ઘરે બોલાવ્યો, ને સહાનુભૂતિના સ્વરે વાત માંડી : જો છબલા, મને લાગે છે કે, ભાવનગરમાં તારી કદર નંઈ થાય. જોયું નંઈ ? બચુભાએ તારું કેવું અપમાન કર્યું ! આંઈ તો કોઈ ક્યારેય યાદ નહીં કરે કે ભાવનગરમાં યે એક થઈ ગયો ! આંઈ ટાંટિયા ઘસડીને મરી જઈશ. પણ તારી કદર નંઈ થાય ! જો મારું કહ્યું માને તો મુંબઈ વિયો જા. ત્યાં તારો સિતારો ચમકી જાશે, પણ ભાવનગરમાં તો...

છબલો થોડું પીગળ્યો. કહે, તારી વાત સાચી પણ મુંબઈ તો કેટલું મોટું ! કેટલું આઘું ! ત્યાં કેમ કરીને...

ભાંકો કહે : ચિંતા નો કરતો, હું તને મુંબઈ જવાનું ભાડું આપું. કહે તો ટિકિટ કરાવી દઉં, છેક બોમ્બે સેન્ટ્રલની, ને થોડા વધારે પૈસા, તને ત્યાં કામ મળે ત્યાં સુધી ચાલે તેટલા. છબલો થોડીવાર મૂંગો રહ્યો ને વળી થોડી મૂંઝવણ સાથે બોલ્યો : તારી વાત સાચી ભાંકા, પણ મને એક વિચાર આવે છે... - કેવો વિચાર ? બોલી નાખ, એનો યે ઉપાય કરીએ... અને છબલો એના હૃદયની તમામ કરુણાને વ્યક્ત કરતો હોય એમ બોલ્યો; મને એમ થાય છે કે કોઈના પેટ ઉપર પાટુ શું કામ મારવું ?

*પ્લોટ નં. ૬૨/૨, સેક્ટર-૨-એ,*
*ગાંધીનગર-૩૮૨૦૦૭.*
*મો. ૯૪૨૮૯૦૬૭૭૪*

# મોબાઈલના ફાયદા

*- કલ્પના દેસાઈ*

વર્ષો પહેલાં જ્યારે આપણે ત્યાં નવી નવાઈના મોબાઈલ ફોનનું આગમન થયેલું, ત્યારે તો ફોનની દુનિયામાં હલચલ મચી ગયેલી. શરૂઆતમાં તો એ મોબાઈલ ધારક માટે વાત કરવા કરતાં વટ મારવા જ વધારે કામ આવતો. મોબાઈલનો મોટામાં મોટો ફાયદો એને એ થતો કે, અજાણ્યા લોકો પણ એની સામે અહોભાવથી ને ઈર્ષાથી જોઈ રહેતા. એ માટે જો કે, એણે મોટે મોટેથી ઘાંટા પાડીને, થોડા ચોક્કસ અંતરના ચોકઠામાં આંટા માર્યા કરવા પડતા અને બધા પર આડકતરી નજર ફેરવ્યા કરવી પડતી. ઘણીવાર તો, ફોનની વાતોમાં એનું ધ્યાન રહેતું હશે કે કેમ તેય શંકા થતી. ખેર, પહેલો ફાયદો થયા પછી તો મોબાઈલના ઘણા ફાયદા ફૂટી નીકળ્યા.

સૌથી પહેલાં તો, લેન્ડલાઈન ફોન સાથે સરખામણી કરવા એ કામ આવ્યો. લોકોએ જોયું કે, આ તો જ્યારે પણ ફોનની રિંગ વાગે, ત્યારે ઘરમાં હોય એ બધાએ ફોન લેવા દોડવાની જરૂર નથી પડતી. જેની માલિકીનો ફોન હોય એણે જ ચિંતા ને વાત કરવાની. પછી, ફોન લઈને એક જ જગ્યાએ ઊભા રહીને સામે પડેલા કાગળ પર ચિતરામણ કરવામાંથી કે અમસ્તાં અમસ્તાં સામે પડેલી વસ્તુઓને કારણ વગર આઘી પાછી કરવામાંથી ને એવાં પરચુરણ, કામ વગરનાં કામમાંથી પણ મુક્તિ મળી. ફોન લઈને આખા ઘરમાં ફરો કે ઘરના કોઈ ખૂણામાં ભરાઈ જાઓ, કોઈ ચિંતા નહીં. હા, ચિંતા ઘરનાં બાકીનાં લોકો ભલે કરે, વાંધો નહીં. લેન્ડલાઈન ફોનમાં તો કેવું હતું, કે જ્યારે પણ રિંગ વાગતી ત્યારે ફોન કાયમ દૂર જ લાગતો ! ઘણાંએ તો ફોન તરફ દોડવામાં હાડકાંય ભાંગેલાં ને ઘણાં અંદર અંદર લડી પણ પડેલાં ! ત્યારે દરેકને એમ જ લાગતું, કે મારો જ ફોન આવ્યો હશે ! એમાં ને એમાં ફોન પણ કેટલીય વાર પડતો ને નવા ઝઘડાને આમંત્રણ આપતો. હવે કોઈનો મોબાઈલ પડે છે, તો પહેલાં જોઈ લેવાય છે, કે ફોનનાં હાડકાં પાંસળાં સલામત છે કે ? હવે તો ફોન દૂર લાગવાની ચિંતા જ નહીં, જીવની જેમ વહાલો એટલે કાયમ સાથે જ વળગેલો !

લેન્ડલાઈનમાં ખાનગી વાતોય જાહેર થઈ જતી ને એકાંતનો અભાવ વર્તાતો. મોબાઈલમાં તો એકાંતની અઢળક સુવિધાઓ. એમ જોવા જાઓ, તો લેન્ડલાઈનના રંગની શુષ્કતા અને એનાથી ન મળતા એકાંતના અભાવે જ કદાચ મોબાઈલનો આવિષ્કાર થયો હશે. જૂના ફોનમાં તો, વાત કરતી વખતે ફોનને તાકી રહેવા સિવાય કોઈ છૂટકો નહોતો. જ્યારે મોબાઈલમાં તો, વાત કરતાં કરતાં કેટલાંય કામ કરી શકાય. ગૃહિણીઓ કાને મોબાઈલ રાખીને, વાત કરતાં કરતાં ને હસતાં હસતાં રસોઈ પતાવી શકે. કાર કે બાઈક ચલાવનારાઓ, ચારે બાજુનું ધ્યાન રાખવાના વહેમમાં, વાતો કરતાં કે સંગીત સાંભળતાં કે ફિલ્મો જોતાં પણ બેધ્યાનપણે વાહન હંકારી શકે. જોતાં ખૂટે એટલા ફોટા ને રમતાં ખૂટે એટલી રમતો. ફિલ્મો, સિરિયલો કે નાટકો ને ગીતો જોવા સાંભળવાની ને ગમે તેટલા કલાક વાતો કરવાની આઝાદી પણ આપણી જ. આખી દુનિયા જાણે કે, આપણી મુઠ્ઠીમાં સમાઈ ગઈ હોય એટલો આનંદ થાય. હા, અચાનક મગજ છટકે ત્યારે કોઈની ઉપર મોબાઈલને છૂટ્ટો મારવાની કે ફેંકવાની જે આઝાદી કે સગવડ મોબાઈલમાં છે, તે લેન્ડલાઈનમાં નહોતી. કદાચ આ પણ એક મોટો ફાયદો ગણી શકાય.

લેન્ડલાઈન ફોનનું બિલ વધારે આવવાનું એક કારણ હતું, એના પર કહેવાતું આ વાક્ય, 'ફોન ચાલુ રાખજો હં, હમણાં બોલાવી લાવું.'ને પછી બે બે મિનિટે અપાતી હૈયાધારણ, 'ફોન ચાલુ રાખજો હં, હમણાં આવે છે.' ફોન કરનાર કંટાળી જાય ત્યાં સુધી કોઈ ફોન લેવા આવતું જ નહીં, ત્યારે કાં તો ફોન મૂકી દેવાતો અથવા એકાદ ઝોકું કાઢી લેવાતું. તે સિવાય, બહારગામથી આવતા ફોન પર, ઘરમાં હોય તેટલાં બધાંની વાત કરવાની ઉત્કંઠા ચરમસીમાએ રહેતી, એટલે સામેવાળા ન કહે ત્યાં સુધી બિલનું ચકરડું ફરતું રહેતું. જ્યારે મોબાઈલમાં તો, જુઠ્ઠું બોલવાની સુવિધા હોવાથી ગમે ત્યારે ફોન કાપી શકાય, મૂકી શકાય ને બંધ પણ કરી શકાય. કોઈ ઝંઝટ જ નહીં. જોકે, બિલ તો મોબાઈલનાંય ધરખમ આવતાં. એ તો, કંપનીઓની એકબીજા સાથેની હરિફાઈએ ગ્રાહકોને બચાવી લીધા, બાકી તો એક જમાનામાં મિસ્ડ કોલની પણ બોલબાલા હતી.

લેન્ડલાઈન ફોનની સંકુચિત વૃત્તિ કે ઓછી સગવડની સામે મોબાઈલે તો એના ગ્રાહકો માટે અધધ સગવડોનો જાણે ખજાનો જ ખોલી દીધો. ઘરની બહાર નીકળ્યા પછી, રસ્તો ભૂલી જવાની કે કશે ખોવાઈ જવાની ચિંતા જ નહીં. 'ભાઈ, ફલાણે રસ્તે કઈ બાજુથી જવાય ?' અથવા 'ઢીંકણી દુકાન ક્યાં આવી ?' જેવા સવાલોના જવાબો તો મોબાઈલ ધારકની હથેળીમાં જ હોય.

ગૂગલની સુવિધા તો, માહિતીના ભંડાર સાથે મા-બાપ ને મિત્રની ગરજ સારે એટલી જોરદાર ! કોઈની ગરજ રાખવાની નહીં કે કોઈને આજીજી કરવાની નહીં, 'તમે ક્યારે મળશો ?' કે 'તમારા સમયે અમે આવીએ ?' જેવા જીવ બાળનારા પ્રશ્નોમાંથી પણ મુક્તિ. ફક્ત હાથમાં એક મોબાઈલ જ હોય, તો તમે દુનિયામાં સૌથી હોંશિયાર વ્યક્તિ ગણાઈ શકો.

મોબાઈલે જૂના મિત્રો મેળવી આપ્યા, તો નવા મિત્રોનો ઢગલો કરી દીધો. આખો દિવસ મોબાઈલના ચિંતનમાં ઊંડા ઉતરી જાઓ, તોય કોઈ કહેવા કે પૂછવાવાળું નહીં. મોબાઈલે તો દરેક ઘરમાં શાંતિનો પ્રચાર કર્યો. દરેક પોતાના મોબાઈલમાં વ્યસ્ત એટલે ઘરમાં કે બહાર, ખટપટ જ નહીં. દરેક વ્યક્તિ પોતાની જવાબદારી સમજે ને સમય મળે ત્યારે નિભાવે, એવા ભ્રમમાં રાચે. ભ્રમમાં રહેવાના કે ઊંડા ચિંતનમાં રહેવાના મળતા અમૂલ્ય લ્હાવા મોબાઈલની જ તો દેણ છે.

મોબાઈલે તો, ગલીએ ગલીએ પાનના ગલ્લાની જેમ મોબાઈલના સમારકામની દુકાનો પણ ખોલાવી દીધી. મોબાઈલના કવર લેવા કે મોબાઈલના ગલ્લામાં પૈસા જમા કરાવનારાઓની લાંબી લાઈનો લાગવા માંડી. મોબાઈલમાં ફોટો પાડવાની સુવિધાએ તો દુનિયાના લોકોને પાગલ કરી મૂક્યા. ચોવીસ કલાકમાંથી કેટલાય કલાકો તો ફોટા પાડવા, જોવા, બધાંને મોકલવા ને વખાણવામાં ખર્ચાવા માંડ્યા. આ બધી લેવડ-દેવડે તો કેટલાય લોકોના આનંદમાં વધારો કર્યો, તો ગેરફાયદામાં કેટલાય સંબંધો પણ એણે તોડ્યા. ખેર, એ તો જેવા જેના વિચાર પણ મોટામાં મોટો ફાયદો જો થયો હોય તો આખી દુનિયાના આબાલવૃદ્ધ સૌ, વગર કંઈ શીખ્યે કે વગર મહેનતે ફોટોગ્રાફર બની ગયાં. મોબાઈલને કારણે ભારેખમ આલ્બમની અને એને મહેમાનોને બતાવીને ત્રાસ આપવાની પ્રથાનો અંત આવ્યો.

આ મોબાઈલે તો નવા નવા ફોનની કંપનીઓ ખોલાવી દીધી અને કંપનીઓને પણ ઘી-કેળાં કરાવી દીધાં. 'સેલ્ફી શબ્દે લોકોને રીતસરનું ઘેલું લગાડ્યું અને એમાંથી સેલ્ફીસ્ટિકનો આવિષ્કાર થયો. સમૂહ તસવીરની પ્રથા જે ભૂલાતી જતી હતી તેને સેલ્ફીની લાકડીએ ફરી જીવંત કરી. દરેકના જીવનમાં જબરદસ્ત બદલાવ લાવનાર મોબાઈલના તો ફાયદા ગણાવીએ એટલા ઓછા.

*ગુલમહોર, પો. ઉચ્છલ,*
*જિ. તાપી-૩૯૪૩૭૫.*
*મો. ૯૯૦૯૪૨૮૧૯૯*

# ...તો બહુ રાજી ન થવું !

*- ડૉ. નલિની ગણાત્રા*

**સાં**પ્રત સમયમાં સહુથી વધુ તેજી હોય તો એ મંદીમાં છે. પ્રેમ, પ્રમાણિકતા, વિશ્વાસ, વેપાર-વાણિજ્ય વગેરેમાં પણ તેજ મંદી છે. મગજ (બુદ્ધિ)માં પણ ઝટ ખ્યાલ ન આવે એવી મંદી ચાલી રહી છે. (મગજમાં મંદી હોય તો જ ઝટ ખ્યાલ ન આવે ને ?!) આમેય મંદીની અસર મગજ પર જ વધારે થાય. હવે આ માહોલમાં વખાણ... વળી કઈ ખાણની ખેતી ? મતલબ એમાં પણ મંદી છે. યાદ કરો, તમે જ છેલ્લે કોના વખાણ કરેલા ? જોકે વખાણ કરવામાં મંદી છે પણ વખાણ મેળવવાની ડિમાન્ડ તો માણસની આદિકાળથી એવી ને એવી જ તીવ્ર છે, એટલે વખાણની આ મંદી અને માંગનો ગેરલાભ લઈ કેટલાક ભાણિયાઓ મણિ-મૂળચંદને મામા-મામી બનાવી જાય છે. આ સ્માર્ટીઓ એવા વખાણ વાકયો બોલે કે એ સાંભળીને આપણે સ્વભાવ મુજબ તાત્કાલિક ખુશ થઈ જઈએ. પરંતુ ભાણિયો ભાગી જાય પછી આપણને ભાન થાય કે એ મામો બનાવી ગયો. કહેવાનો મતલબ ચાલાક લોકો આવી ‘કોથળામાં પાંચ શેરી’વાળી કરતા હોય છે. અને તાજમહાલ ‘બની’ ગયા પછી શાહજહાં માથે હાથ દઈને અફસોસ કરે કે, સાલા બહોત ખર્ચા હો ગયા....! એનો અર્થ નહીં ને ! એટલે આગોતરી સાવધાની જરૂરી છે.

મારા વાચકો મારી શાન છે અને તેઓ આ પાંચશેરીનાં આક્રમણથી આબાદ બચી જાય એમાં એમની પોતાની શાન છે. એટલે ઉભયની ‘શાન’ ઠેકાણે એટલે કે સ્વસ્થ રહે એ શુભ હેતુથી જ, ‘પ્રિવેન્શન ઇઝ બેટર ધેન ક્યોર’ના ધોરણે સદરહુ નમૂનાઓના કેટલાક નમૂના રજૂ કરું છું. જેથી વખાણ સાંભળવાની લ્હાયમાં ઉલ્લુ બનતા બચી શકાય. તો પેશ છેઃ શું સાંભળીને ઇન્સ્ટન્ટ રાજી ન થઈ જવું એની ટિપ્સ -

- “તમે બહુ હસમુખા છો હો... જ્યારે જોઈએ ત્યારે કાયમ હસતા જ હો છો.” આવું કોઈ કહે તો રાજી રાજી ન થઈ જવું કારણ કે, એ એવું કહેવા માંગતો હોય છે કે તમને ક્યારે હસવું, ક્યારે ન હસવું એનું ભાન જ નથી !!
- “તમને કોઈ દિવસ નવરા બેઠેલા જોયા નથી. કંઈ ને કંઈ કરતા જ હો છો.” આવું કોઈ નવરો તમને કહી જાય તો રાજી ન થઈ જવું. ખરેખર તો એ તમને વેઠિયા કે સતપતિયા સમજતા હોય છે !!
- “તમારા જેવા સિદ્ધાંતવાદી મેં મારી જિંદગીમાં જોયા નથી.” આવું સાંભળીને રાજી ન થવું. એ એવું કહેવા માંગતા હોય છે કે તમે લીધી લત મૂકો નહીં એવા ચીકણા છો અને તમારામાં ફ્લેકિસબિલિટીનો અભાવ છે !!
- “તમારો પૌત્ર તમારા પર ગયો છે.” એવું સાંભળીને દાદાએ ફાંદ ફુલાવીને ખુશ ન થઈ જવું. એ મજાકિયો એવું કહેવા માંગતો હોય છે કે તમારો પૌત્ર તમારા જેવો બેઠી દડીનો થશે !!
- “તમારા ટિનીયાને ૯૩% આવ્યા, કહેવું પડે!!” આવું પડોશી કહે તો રાજી ન થઈ જવું. એ એવું કહેવા માંગતા હોય કે માનવામાં તો હજુ નથી આવતું. પણ ટકા આવ્યા છે એટલે કહેવું પડે !!
- “મેં જોયું કે તમે ગમ્મે તેના સારા-માઠા પ્રસંગે જઈને ઊભા જ રહો છો.” આવી ખુશામતથી ખુશ ન થઈ જવું. એનું કહેવાનું તાત્પર્ય એ હોય છે કે તમે સાવ નવરા છો. જ્યાં ત્યાં હાલી જ મળો છો !! મેડિક્લેમ પાસ ન થાય એવા ટાઈમ-પાસના તમે રોગી છો રોગી !!
- “તમે તેત્રીસ વરસ નોકરી કરી પણ ભ્રષ્ટાચારમાં તમારું નામ કદી આવ્યું નહીં.” તમારી ચા પીતાં પીતાં ચમનભાઈ આવું કહે તો રાજી ન થઈ જવું. એનો ગર્ભિત ઇશારો એવો હોય છે કે, તમે ભ્રષ્ટાચાર કરીને જ તમારું નામ આવતું અટકાવ્યું હશે !!
- “આ ઉંમરે તમે ઘણું કામ ખેંચો છો.” એવું કોઈ કહે તો, હાશ, કોઈકે તો કદર કરી એમ સમજી રાજી ન થઈ જવું. કામ ખેંચો છો તમને બળદ કહી દે છે !!
- “હું તમને રોજજે મંદિર જતા જોઉં છું.” આવું કહેનાર તમને પવિત્ર અને પુણ્યશાળી માને છે એવું માનીને પોરસાવું નહીં. એ તો એવું કહેવા માંગતો હોય છે કે,



ભિખારી પણ રોજજે મંદિર જઈને બેસે છે !!

- "તમે ઘણું સહન કરો છો." એવું કોઈ સગો-સંબંધી કહે તો એ એક જ તમને સમજ્યા છે એમ સમજીને રાજી રાજી ન થઈ જવું. એનો કહેવાનો મતલબ એવો નીકળતો હોય કે ભાયડા કદી સહન ન કરે !!
- "તમારામાં અભિમાનનો છાંટોય નથી." ...એવું કહે તો નાકનાં ફોરણાં ફુલાવીને રાજી ન થઈ જવું કારણ કે એ મનમાં બબડતો હોય કે અભિમાન કરવા જેવુ કશું તમારામાં બળ્યું હોય તો અભિમાન કરો ને !!
- વરસના વચલા દિવસે કોઈ આપણને કહે કે, "ઓ હો,આજે તો જામો છો ને કાંઈ ?!"... તો બહુ રાજી ન થઈ જવું. કારણ કે આમાં વખાણખોરનો ઈશારો એવો હોય છે કે કાયમ તો તમે 'મેળવણ' વગરનાં જ લાગો છો !!!
- "ઓ હો... તમે એ.સી. લીધું ?!" એમ કહે તો એ હરખ કરે છે એમ માનીને રાજી ન થઈ જવું. પણ સમજી લેવું કે એ તમને હજુયે સુદામો જ માને છે !!
- "લે,તમે હજી રિટાયર નથી થયા ?" એમ આશ્ચર્ય વ્યક્ત કરે તો એ તમારી દયા ખાય છે, એવી ગેરસમજ કરીને રાજી ન થઈ જવું. ખરેખર તો એ એવું કહેવા માંગતા હોય કે તમે ઘરડાં તો ઘણા સમયથી લાગો છો !!!
- "તમારા વિચારો બહુ ઊંચા છે." એવું કહેનાર પર ઓળઘોળ ન થઈ જવું એ એવું કહેવા માંગતા હોય છે કે માત્ર વિચારો જ ઊંચા છે. તમારા ઉચ્ચ વિચારો તમારા આચરણમાં ક્યાંય ડોકાતા નથી !!
- "તમારા ફોટા સરસ આવે છે." એવું કોઈ કહે તો રાજી ન થવું. એ એવું કહેવા માંગતો હોય છે કે તમારો ચહેરો તો લોટા જેવો છે, પણ ફોટોગ્રાફરની કમાલથી ફોટા સારા આવે છે !!

• • •

અહીં સેમ્પલિયાં સમાપ્ત થાય છે. બાય ધ વે, હું પણ ઘણીવાર આવા 'આનંદના ગરબા' લેતી હોઉં છું. અને સામેવાળાને રાજી થતા જોઈને - અંદરખાને હસી લઉં છું. જો કે લોકોનો પણ વાંક નથી. અત્યારે વિટામિન K, બોલે તો કદરની કમી સાર્વજનિક તૌર પર છે. એટલે જ કેટલાક તો સાંભળી શકાય એમ બબડતા હોય છે કે, તરડાઇને તૂટી જઈએ તોય કોઈને કદર નથી. ત્યારે આપણાથી કહેવાઈ જાય કે તો તરડાયા વગર તૂટતો હોય તો ?! હવે આવા માહોલમાં કોઈ બે શબ્દ સારા બોલે તો સ્વાભાવિક છે કે, વખાણ અને મજાક વચ્ચેનો ભેદ પારખવાની ભાંજગડમાં પડ્યા વગર આપણે ફુલ સ્પીડમાં રાજી થઈ જઈએ. થાવ, રાજી થાવ, છૂટ છે. પણ કોઈ સહેજ સ્વીચ દબાવે એટલે તુરત પંખાની જેમ ગોળ ગોળ ફરવા ન માંડો, એ.સી.ની જેમ થોડો સમય લો. મતલબ stop, think and then be pleased !!

**છમ્મવડું :** 'નલિનીબહેન, કેટલીક વાર તો તમારા હાસ્ય લેખમાં હસવું પણ આવી જાય છે !' 'ઓહ થેન્ક્યું... થેન્ક્યું... વાચકભાઈ.'

*એ-૭૦૪, સંધાર્ય ટાવર, નંદદીપ બંગલાની બાજુમાં,*
*વસ્ત્રાપુર, અમદાવાદ-૩૮૦૦૧૫.*
*મો. ૯૪૨૮૩૫૧૧૨૦*






# કૃતિઓની કરૂણ કથાઓ

*- પરાગ ત્રિવેદી*

**કો**ઈ સાહિત્યકાર કૃતિની રચના કરે, તેને મઠારે, આખરી ઓપ આપે અને પછી કોઈ સાહિત્યિક સામયિકમાં મોકલે, ત્યારે તે પ્રકાશિત કરવા મોકલતો હોય છે, એમ ઘડીભર માની લઈએ. આપણે ઘડીભર આવું માની એટલા માટે લેવાનું છે કારણ કે, સામયિકના સંપાદકો દરેક વખતે આવું માનતા નથી. જવાબી પોસ્ટકાર્ડ / કવર મોકલ્યું હોવા છતા તેઓ અમુક કૃતિઓને 'જનરલ ઓપ્શન'માં કાઢી નાખે છે ! - જવાબ લખતા જ નથી. આમ, એ એવું પેપર હોય છે. જેનું પરિણામ ક્યારેય આવતું જ નથી.

પણ ઘણા સામયિકોના સંપાદકો ઘણી વખત જવાબ આપે છે, થોડા દિવસોમાં કે એકાદ મહિનામાં આપે છે. ખૂબ વ્યવસ્થિત રીતે આપે છે.

પંદરેક વર્ષ પહેલાં મારો લખેલો પહેલો હાસ્યનિબંધ 'બેશુમાર' નામનાં સામયિકમાં મોકલ્યો. તેઓ 'શર્મભર્મ વિશેષાંક' કે એવું કંઈ બહાર પાડવાના હતા. તે વિશેષાંક માટે કૃતિઓ મંગાવતી વખતે તેમણે ઈનામ જાહેર કરેલાં. 'વિશેષાંકમાં પ્રકાશિત થયેલ કૃતિઓમાંથી નિર્ણાયક મંડળ ત્રણ ઈનામી કૃતિઓ પસંદ કરશે...' લેખકો-કવિઓને વર્ષભરમાં મળતા પુરસ્કાર કરતાં એ ઈનામની રકમ ઘણી વધારે હતી, એટલે જિંદગીમાં ક્યારેય ન હસેલા અને ક્યારેય હાસ્યકૃતિ ન સર્જનારા સાહિત્યકારોએ પણ તેમાં કૃતિઓ મોકલી હતી. એ અંક બહાર પડ્યો, પણ પછી ખબર નહીં શું થયું - અગાઉ જાહેર થયેલા ઈનામો ખરેખર ક્યારેય જાહેર થયા જ નહીં. હાસ્યરસની કૃતિઓની વચ્ચે-વચ્ચે અમુક કૃતિઓ વાંચી નિર્ણાયકો રડી પડયા હોય અને 'આ શાનો વિશેષાંક છે' - એ નક્કી જ ન કરી શક્યા હોય એવું બનવાજોગ છે. બીજી શક્યતા એ જણાય છે કોઈ સજ્જન, કોઈ સ્પોન્સરે સામયિકે આપવાના થતા ઈનામનો ખર્ચ ઉપાડી લેવાનું જાહેર કર્યું હોય. પણ અંક બહાર પડયા પછી કોઈ કારણસર વિચાર ફરી જતા તેઓએ એ રકમ ન આપવાનું જાહેર કર્યું હોય. આ અંગે ત્યારબાદ મેં એક-બે પત્ર લખવા છતાં સંપાદકે તેની જાહેર કે અંગત ટીપ્પણી કરાવાનું ટાળ્યું હતું. આમ મારો પહેલો હાસ્યનિબંધ છપાયો ખરો, પણ પહેલા પુરસ્કારથી વંચિત રહી ગયો. જો કે આવા ઉત્કૃષ્ટ સામયિકમાં તે પ્રકાશિત થયો, તેને જ મેં પુરસ્કાર માન્યો.

અન્ય એક સામયિક 'ગરક'માંથી એક દિવસ મને જવાબી પોસ્ટકાર્ડ મળ્યું. - 'તમારા હાસ્યનિબંધ સ્વીકાર્યા છે, અનુકૂળતાએ પ્રકાશિત થશે.' હું ખૂબ રાજી થયો. 'વાહ ! એકથી વધુ હાસ્યનિબંધ સ્વીકાર્યા... અને તે પણ આવા ઉત્તમ સામયિકમાં...' એવું હું વિચારી રહ્યો. પણ પછી મને પ્રશ્ન થયો. - 'એમણે મારા કેટલા હાસ્યનિબંધ સ્વીકાર્યા હશે ? વળી, હું તો એક સમયે જ એક મોકલું છું...' મેં મારી કરેલી નોંધ જોઈ. તે સામયિકમાં મેં વીસેક દિવસ પહેલાં એક નિબંધ મોકલેલો. તે પહેલા ત્રણેક મહિના અગાઉ એક અન્ય નિબંધ મોકલેલો, જેનો કોઈ જવાબ મળ્યો નહોતો. મેં એવું તારણ કાઢ્યું કે, 'આ બંને - મેં મોકલેલા છેલ્લા બે નિબંધો સ્વીકારાયા છે. મેં નોંધ કરી એ બંને નિબંધો જુદા મૂકી દીધા. છ-આઠ મહિના સુધી એમાંથી એકેય પ્રકાશિત થયો નહીં.' 'આવા સામયિકો પાસે થોકબંધ કૃતિઓ આવતી હોય, સ્વીકારાતી હોય. અંકને સમતોલ બનાવવા તેમને જુદી જુદી રીતે સ્થાન અપાતું હોય, તેથી વાર લાગી શકે.' - આવું હું વિચારતો રહ્યો. વિક્રમ સંવતની સાલ બદલી પછી ઈસ્વીસનની સાલ પણ બદલી. હું ધીરજ ધરી રહ્યો હતો. ફરી વખત વિક્રમ સંવત અને ઈસ્વીસન બદલાઈ ગયા. હવે મને નવાઈ લાગી. શંકા પણ થવા લાગી. 'સ્વીકારાયેલા નિબંધ ગુમ થઈ ગયા હશે ? બીજા કોઈની બદલે મને પત્ર લખાઈ ગયો હશે ?' અને ત્યારે યાદ આવ્યું કે નિબંધનાં નામ તો સ્વીકૃતિપત્રમાં છે જ નહીં, એટલે પત્ર લખું તો પણ શું લખું ? છતાં પણ એક પત્ર લખ્યો, જેમાં તેમના પત્રની તારીખ અને વિગત લખી પૃચ્છા કરી. થોડા વખત પછી બીજો પત્ર લખ્યો, તેનો પણ કંઈ જવાબ ન આવતાં સામયિકમાં લખેલ લેન્ડલાઈન નંબર

જોડ્યો. એક વ્યક્તિએ ફોન બીજાને આપ્યો. તેમણે ચાલુ ફોને યાદી જોઈ જણાવ્યું. "તમારો કોઈ નિબંધ અહીં સ્વીકારાયેલો પડ્યો હોય, એવું યાદીમાં છે જ નહીં !" મને કળ વળે અને હું બોલી શકું એવી શક્યતા નહોતી. મને મળેલ સ્વીકૃતિપત્રની ફોટોકોપી કરાવી ત્રીજા પત્રની સાથે મોકલી. કંઈ જવાબ ન મળ્યો. ફરી ફોન કરી સંપાદક સાથે વાત કરાવવા વિનંતી કરી. "શુક્રવારે સાંજે મળશે. ત્યારે ફોન કરજો." કર્યો, કોઈએ ઉપાડ્યો, સંપાદકને આપ્યો પણ ખરો. "હું મિટિંગમાં છું, ૮ વાગ્યા પછી ઘરે ફોન કરજો." ફોન મૂક્યા પછી યાદ આવ્યું કે મારી પાસે ક્યાં એમના ઘરનો નંબર છે ! બીજા દિવસે ફોન કરી તેમના ઘરનો નંબર લીધો, લગાડ્યો. "બહાર ગયા છે, અડધા કલાક પછી કરો." અડધો કલાક પછી ફોન પર મળ્યા, વાત કરી કે, "હા, તમારો એક નિબંધ સ્વીકારાયેલો પડ્યો છે, 'બબલગમ' કે એવું કંઈક શીર્ષક છે, કાલે ઓફિસમાં - ભાઈ સાથે વાત કરજો. એ તમને શીર્ષક કહેશે." બીજા દિવસે એ ભાઈએ જે શીર્ષક કહ્યું, તે સાંભળી હું સડક થઈ ગયો ! એ નિબંધ તો વર્ષ પહેલા અન્ય એક સામયિકમાં છપાઈ ચૂક્યો હતો... મેં તરત તેમને તે જણાવી દઈ, "હવે ન છાપશો" કહી



ફોન મૂક્યો. ત્યાર પછી તેમને અન્ય એક નિબંધ મોકલ્યો અને તરત સંપાદકનો ફોન આવ્યો. તેમણે સ્વીકૃતિની જાણ કરી. એ સહૃદયી સંપાદક મારું દર્દ સમજતા હતા, કોઈ પત્રથી થઈ શકનાર ગેરસમજણની શક્યતા તેઓએ નિર્મૂળ કરી હતી. તે વાતને તો હજી બે'ક મહિના જ થયા છે, પણ મને હવે બીજી ચિંતા થાય છે. આની પહેલાંના કિસ્સામાં તો મારી પાસે સ્વીકૃતિપત્ર - ભલે નિબંધનાં નામ વિનાનો, પણ હતો ખરો. આ વખતે તે પણ નથી. પણ આશા અમર છે.

'અભીફોક' નામના શ્રદ્ધેય સામયિકના સંપાદકને સાવ જુદી જ આદત હતી. આઠેક વર્ષ પહેલા સુધી, જ્યારે મારાથી હાઈકુ/તાન્કાનું સર્જન થતું, ત્યાં સુધી હું જેટલી પણ વખતે 'અભીફોક' માટે હાઈકુ/તાન્કા મોકલાવું, એટલી વખત તેઓ તેમના જ સંપાદકપણા હેઠળના એક અન્ય સામયિક માટે તે સ્વીકારી લેતા. આવું ત્રણેક વખત બન્યા પછી તો હું 'અભીફોક' માટે રચના મોકલી પેલા અન્ય સામયિકમાં છપાવાની રાહ જોતો.

એક દિવસ મારા એક મિત્રનો ફોન આવ્યો "તારી કવિતા આ મહિનાના 'ભવભીંત'ના અંકમાં વાંચી, અભિનંદન." બીજે દિવસે મને અંક મળ્યો. 'કવિતા વિભાગ'માં જોઈ ગયો. મારી કવિતા ક્યાંય મળી નહીં. ફરી જોઈ ગયો - નહોતી... પેલા મિત્રની કોઈ ભૂલ થતી હશે ? 'ભવભીંત'ના બીજા કોઈ અંકમાં તેણે વાંચી હશે ? આમ પણ જો મુખપૃષ્ઠ અલગ ન હોય, તો તેના અંકોમાં તફાવત શોધવો મુશ્કેલ હોય છે. સાહિત્યકારો તો લગભગ બધા અંકોમાં એ જ હોય છે... મેં મિત્રને ફોન જોડ્યો - "કયા મહિનાનો અંક વાંચે છે તું ?" 'અરે, આ મહિનાનો જ... જો પાના નંબર ૨૩ પર' ત્યારે જ મને ખબર પડી કે કોઈ લેખ પૂરો થયા પછી અવતરણ / સુવાક્ય / કાવ્યકણિકા છપાય, એ જગ્યાએ મારી કવિતા, નવી કવિતા છપાઈ હતી. કોઈ માણસને લઈ જઈ, મ્યુઝિયમમાં જીવતો ઊભો રાખી દેવામાં આવે - એવું મને લાગ્યું.

થોડા સમય અગાઉ મેં લઘુકથા લખવા પ્રયત્ન કરેલો, બલ્કે એક લખેલી. 'વિખંડાવાદ' સામયિકમાં મોકલી. તરત સ્વીકૃતિ પત્ર આવ્યો. છ એક મહિના સુધી તે લઘુકથા છપાઈ

નહીં. અગાઉના બનાવમાંથી શીખેલો હું, નવો અંક આવે કે તરત પાનેપાનાં, ખૂણાખાંચરા જોઈ વળતો - બે લેખની વચ્ચે ગમે ત્યાં લઘુકથા તો આવી જાય.. અરે, કોઈ લેખના બે ફકરાની વચ્ચે નથી છાપી ને - એવું પણ હું જોઈ લેતો. આમ કરતાં-કરતાં તેના પચીસેક અંક બહાર પડી ગયા. 'લઘુકથા' શોધતાં-શોધતાં મારી આંખની 'લઘુદૃષ્ટિની ખામી ઘણી વધી ગઈ - નંબર વધી ગયા. એક દિવસ તે જ લઘુકથા માટેનો, તે જ સામયિક તરફથી બીજો સ્વીકૃતિપત્ર આવ્યો !' 'સાચી સાહિત્યકૃતિઓ નિત્યનૂતન રહે છે' - આવું વાંચ્યું - સાંભળ્યું હતું, અનુભવ્યું ન હતું. હવે મને અનુભવવા મળ્યું. બે વર્ષ પહેલા સ્વીકારાયેલી મારી લઘુકથા તેઓના માટે હજી નવી જ હતી... 'ચાલો, સારું થયું. હવે તો ત્યાં એ તાજી થઈ ગઈ, ટૂંક સમયમાં છપાશે.' - એવી આશા બંધાઈ. એ વાતને આજે બીજા દોઢ વર્ષ થયા છે, નથી એ લઘુકથા છપાઈ, કે નથી એના માટેનો ત્રીજો સ્વીકૃતિપત્ર આવ્યો ! મારી લઘુકથા ક્ષેત્રેની કારકિર્દી આમ અત્યંત લઘુ રહી - લઘુકથાથી યે લઘુ.

મારાં હાઈકુ જ્યારે 'લલિતા' સામયિકમાં છપાતા ત્યારે 'એક આખી ચા' હું પી શકું, એટલો પુરસ્કાર મને અચૂક મળતો. પહેલા હું તેને ઓછો સમજતો. પણ પછી મને સમજાયું. 'હાઈકુ વાંચતા વાર કેટલી લાગે ? ચાની એક રકાબી પીતા જેટલી વાર લાગે, એટલી સ્તો ! તો એને લખતા વળી બહુ બહુ તો ચાનો આખો કપ પીતા વાર લાગે, એટલી વાર લાગતી હોવી જોઈએ.'- આવું તેઓ વિચારતા હશે... તો એટલો પુરસ્કાર તો મને મળતો હતો. પછી તે ઓછો કેમ કહેવાય ? વળી, હાઈકુમાં લીટી પણ ત્રણ જ લખવાની આવે. છતાંય તેઓ લીટી દીઠ એક રૂપિયા કરતા પણ વધુ પુરસ્કાર તો આપતા જ હતા ને ! આટલો બધો પુરસ્કાર મળવાનું ચાલુ થયા પછી મેં કલમને ખોળે માથું મૂક્યું છે. હા, મારા માથા માટે કરવો પડતો ખર્ચ, બધા પુરસ્કાર ભેગા કરું તેમાંથી નીકળી જ જાય છે. બે મહિને તેલની એક બોટલ, છ મહિને દાંતિયો ખરીદી શકાય છે.. ને તોય દોઢ મહિને વાળ કપાવવા માટે જોઈતી રકમ જમા રહે છે... થયું ને 'કલમને ખોળે માથું ?'

એક લેખકે થોડા સમય પહેલા ઘણા સાહિત્યકારોને ઘણા પ્રશ્નો પૂછ્યા હતા. તેમાંના ઘણા પ્રશ્નો ઘણાને વિચિત્ર લાગતા હતા. પણ તેઓએ એકદમ સમજી વિચારને યોગ્ય પ્રશ્નો જ પૂછ્યા હતા. દા.ત. 'તમે કઈ ટૂથપેસ્ટ વાપરો છો ?' 'તમે સાદું રેઝર વાપરો છો કે ટ્વીનબ્લેડવાળું ?' આવા પ્રશ્નોના જવાબ પરથી જે-તે સાહિત્યકારને કેટલો પુરસ્કાર મળતો હશે એનો અંદાજ આવી જાય અને એના પરથી સાહિત્યકારની કક્ષા નક્કી થઈ જાય.

એક સુંદર સવારે મારો મોબાઈલ ફોન રણક્યો. "હું 'રવેશ' સામયિકનો સંપાદક બોલું છું, તમારો હાસ્યનિબંધ મળ્યો છે, સ્વીકારું છું." પછી તેમણે ઉમેર્યું, 'અમુક ઋતુને લગતો આ હાસ્યનિબંધ હોવાથી જ્યારે એ ઋતુ આવશે, ત્યારે હું તેને છાપીશ.' મને કોઈ વાંધો નહોતો. એ ઋતુ આવી પહોંચી, 'ઋતુ ચાર મહિના ચાલે, એટલે ત્યાં સુધીમાં ગમે ત્યારે નિબંધ છપાઈ શકે' - આવું વિચારીને મેં એ ઋતુ પૂરી થઈ ત્યાં સુધી રાહ જોઈ, ન છપાયો. 'તેઓ ઋતુવાળી વાત ભૂલી ગયા હશે. અનુકૂળતાએ બીજી કોઈ ઋતુમાં પ્રકાશિત કરશે.' - એવું મને લાગ્યું. બીજી ઋતુ પણ ગઈ, ત્રીજી પણ જવા આવી. ફરી પેલી ઋતુ આવવાનો સમય થઈ ગયો. મેં



તેમને ઋતુપત્ર લખ્યો. એ એટલા ભલા અને વિનમ્ર કે તરત મને ફોન કરી નિબંધ પ્રકાશિત કરવો રહી જવા બાબત "સૉરી" કહ્યું અને "એ ઋતુ ફરી આવી જ ગઈ છે, બસ હવે છાપું જ છું." - કહી મને ચિંતામુક્ત કરી દીધો.

એક પ્રતિષ્ઠિત પ્રકાશકની જાહેરાત વાંચી મેં તેમને મારા હાઈકુ / તાન્કાનાં પુસ્તક માટે ફોન કર્યો. તેમણે વાત સાંભળી, પછી કહ્યું. "હાઈકુ/તાન્કાનું પુસ્તક નવા લેખકનું વેચાય નહીં. આથી પોસાય નહીં. હા જો રસરંજન ટીલાવત હાઈકુ /તાન્કાનું પુસ્તક કરે તો અમે છાપીએ. એના નામ પર એ ચપોચપ વેચાય. તમે ટૂંકી વાર્તા કે એવું કંઈક લખતા હો, ને એનું પુસ્તક કરવું હોય તો જોવા મોકલી શકો છો." ત્યારે જ મને સમજાયું કે ગુજરાતી ભાષામાં હાસ્યરસના આટલાં ઓછાં પુસ્તકો શા માટે પ્રકાશિત થયા છે, થાય છે. સુંદર મજાનું, બઈવૃષ્ટિ નામનું એક સામયિક બારે મહિના નીકળે છે, મેં અનુવાદ કરેલી એક ટૂંકી વાર્તા તેમાં પ્રકાશિત થઈ હતી. પરંતુ તેમાં મૂળ લેખકનું નામ તેમણે છાપ્યું જ નહીં. 'આ વાર્તા અનુવાદિત છે' - એવો પણ કોઈ ઉલ્લેખ નહીં. મેં તરત પત્ર લખ્યો અને તેમણે બીજા અંકમાં એ ચોખવટ કરી દીધી, પણ એ પહેલા મારે એક લેખકનો ઠપકો ખાવો પડ્યો. એક જાણીતા વાર્તાકારનો પત્ર આવ્યો. તેમણે મને તે વાર્તામાં એક જગ્યાએ દર્શાવેલી રકમના ઔચિત્ય અંગે પ્રશ્ન કર્યો, ઠપકો આપ્યો. મારે તેમને વળતી ટપાલે જણાવવું પડ્યું કે આ રકમ તો મૂળ લેખકે વર્ષો પહેલા લખેલી છે અને હું ઇચ્છું તો પણ તેમાં કઈ વધારો કરી શકું એમ નથી.

મારાથી હાસ્યલેખો લખાવાનું શરૂ થયું, ત્યારથી મને એ તો ખબર હતી કે કરૂણરસ અને હાસ્યરસનો નજીકનો સંબંધ છે. પણ હાસ્યરસમાં કરૂણરસ આવી - આવી રીતે - વિવિધ પ્રકારે આવી ને ભળી જશે, એવી તો કલ્પનાયે નહોતી.

---

*એ-૩૦૪, હિમાલય સ્કાયઝ,*
*હિમાલય મોલ પાસે, ભાવનગર.*
*મો. ૯૮૯૮૩૫૭૩૫૭*







# અડધી સદીનાં ઓવારણાં...

*- ડૉ. જગદીશ ત્રિવેદી*

**આ**જથી પચાસ વરસ પહેલાની સત્યકથા.

૧૯૬૭ની બારમી ઓક્ટોબર.

વિજયાદશમી ઉર્ફે દશેરાની સાંજ.

સ્થળ વઢવાણની સાર્વજનિક હોસ્પિટલ.

સુરેન્દ્રનગર જિલ્લાનાં સાવ નાનકડાં ગામડાની પ્રાથમિક શાળામાં માસ્તરની નોકરી કરતો એક યુવા ચિંતાતુર ચહેરે પ્રસૂતિગૃહની બહાર બેઠો છે. માસ્તરની પત્નીને પ્રસૂતિની પીડા શરૂ થઈ છે. થોડીવાર પછી નર્સે બહાર આવીને સમાચાર આપ્યા કે 'બાબો આવ્યો છે.' એ સાંભળીને માસ્તરના હરખનો પાર નહોતો. કારણ નવજાત બાળક માસ્તરનું પ્રથમ સંતાન હતું. નર્સે ત્યારબાદ બીજી માહિતી આપી કે 'બાબો ત્રણ કિલોનો છે' એ સાંભળીને માસ્તર મૂંઝાઈ ગયા. એમણે તરત જ નર્સને બે હાથ જોડીને કહ્યું કે : 'બહેન, હું ગામડાની નિશાળમાં માસ્તર છું. તમને વાજબી ભાવ ભરજો.'

આ માસ્તરનો વસ્તડીમાં જન્મ, અભ્યાસ ગામડામાં, નોકરી પણ થાન ચોવીસીના મનડાસર જેવા ગામડામાં. તેથી વઢવાણ ભલે ૨૦૧૭માં પણ એક પણ દિશામાંથી શહેર જેવું લાગતું નથી, પરંતુ માસ્તરને ૧૯૬૭માં પણ વઢવાણ મેગાસિટી જેવું લાગતું હતું. નર્સે બાળકનું વજન કર્યું અને કહ્યું એટલે ભોળા દિલનાં માસ્તરને થયું કે, શહેરમાં છોકરાં પણ વજન ઉપર વેચાતા આપતાં હશે.

આ બાળકનો જન્મ ખૂબ નાની ઉંમરમાં થયો હતો. એ જનમ્યો ત્યારે એની ઉંમર એક સેકન્ડની માંડ હતી. આ રીતે પહેલા ખોળાના દીકરાને જોખાવીને ગામડે લઈ આવ્યા. છોકરો ધીરે ધીરે મોટો થવા માંડ્યો.

લોકોને લગ્નનો જરાપણ અનુભવ ન હોય છતાં લગ્ન કરે છે, તેવી જ રીતે બાળઉછેરનો રજમાત્ર અનુભવ ન હોય છતાં બાળ પેદા કરે છે. ઘરમાં નાનું બાળક હોય ત્યારે દાદા-દાદી કે નાના-નાની જેવા કોઈ વડીલની ઘરમાં હાજરી હોય તો બાળક ઓછું દુ:ખી થાય છે અને બાળકનાં ઉત્પાદકોને પણ ઘણી રાહત રહે છે.

સદરહુ બાળકનાં માતા-પિતા ગામડાની નિશાળમાં માસ્તર હતાં. કોઈ વડીલ સાથે રહેતું નહોતું. હરિભાઈ પાનવાળાના નામથી ઓળખાતાં એક પ્રજાપતિ સદગૃહસ્થનાં ઘરમાં શિક્ષક દંપતી ભાડે રહેતું હતું. બંનેનો થઈને કુલ પગાર આશરે સો રૂપિયા હતો, તેમાંથી દસ રૂપિયા જેવી માતબર રકમ તો ઘરભાડામાં વપરાઈ જતી હતી.

એક રાતે છોકરો સતત રડતો હતો. દંપતીનાં તમામ પ્રયત્નો નિષ્ફળ ગયા એટલે પાડોસમાં રહેતા વડીલોને વાત કરી, કોઈ ડોસી ફલાણું પીવડાવી ગઈ તો કોઈ વૃદ્ધા ઢીકણું ખવડાવી ગઈ. અડધી રાત થઈ છતાં છોકરો છાનો રહેતો નહોતો. અંતે ઘોડિયામાંથી બહાર કાઢવા ઓઢાડેલી ચાદર આઘી કરી તો લોહી જોવા મળ્યું. બાળકને પહેરાવેલા સસ્તા મોજાનું કઠણ ઈલાસ્ટીક એનાં કુમળા પગની ચામડી ચીરીને અંદર સુધી જતું રહ્યું હતું. જેવા મોજા કાઢી લીધા કે બાળક શાંત થઈને સૂઈ ગયું. બાળક તો સૂઈ ગયું, પરંતુ બાળકની માતા પુત્રની પીડા જોઈને રડતી રહી.

આ બાળક અત્યારે પચાસ વરસનો પ્રૌઢ થયો, પરંતુ એના ડાબા પગ ઉપર મોજાને કારણે થયેલી ઈજાનું નિશાન છે. આજ દિવસ સુધી એટલી ગોળાકાર જગ્યામાં વાળ ઊગતાં નથી.

અંતે બાળકને નાના-નાનીનાં ગામમાં લઈ આવ્યા. તેના દાદા-દાદી તો હયાત નહોતા, પરંતુ માતાનાં સગા મોટાબહેન અને પિતાના સગા મોટાભાઈ બાળકને પાલક મા-બાપ સ્વરૂપે મળ્યા. આમ ચાર વડીલોની છત્રછાયા મળી. બાળક તોફાની એવો કે, શેરીનાં છોકરાં કંટાળીને નિશાળમાં મૂકી જાય અને નિશાળનાં છોકરાં કંટાળીને શેરીમાં મૂકી જાય. આ બાળક આ રીતે શાળા અને શેરી વચ્ચે આવ-જા કરવામાં જ રહ્યો.

બાળકનાં નાના ગુજરાતી ભાષાના સમર્થ નવલકથાકાર અને નાનકડાં ગામનાં મુખી એટલે બાળક આખા ગામનો ભાણો. ભાણાનાં પાલક મા-બાપ પણ શિક્ષક એટલે ભાણાને શરારત માટે છૂટછાટ મળવા માંડી. ઘણા લોકો ભાણાનાં તોફાનોથી થાકીને એમ કહેતા કે આંગણામાં પાણો ખપે પણ અમને ભાણો ન ખપે.

૧૯૭૪માં માત્ર સાત વરસની ઉંમરે ભાણાએ જિંદગીમાં

પહેલું સારું કામ કર્યું. એક કવિતા ગોખી નાખી. એ કવિતા ભણવામાં તો આવતી જ નહોતી. આ છોકરાએ આખી જિંદગી જે કાંઈ કર્યું તે ટેક્સબુક બહારનું જ કર્યું. એ કવિતા ૧૯૭૫ આસપાસ સૌરાષ્ટ્રના તમામ ગામડામાં લોકપ્રિય હતી. આ કવિતાની ખાસિયત એવી કે, એ કવિતા જે ગામમાં બોલવામાં આવે ત્યારે એ કવિતામાં જે તે ગામના જીવંત પાત્રોના નામ આવે. ભાણાએ ગોખેલી કવિતા કંઈક આ મુજબ હતી :

ડીંગડીંગાણું ડીંગની ટોળી,
ડીંગ મારે છે હકલો કોળી.
હકલા કોળીનાં પગે સોજો,
ડીંગ મારે છે હૈદર ખોજો.
ખોજાની ખોવાણી ઈસ્ત્રી,
ડીંગ મારે છે લાલજી મિસ્ત્રી.
મિસ્ત્રી કહે હું સાવ સુખી,
ડીંગ મારે છે દેવુભા મુખી.
દેવુભા કહે મારી મરજી,
ડીંગ મારે છે રામજી દરજી.
દરજીએ વગાડ્યો પાવો,
ડીંગ મારે છે વિઠો બાવો...

૧૯૭૫ આસપાસ આ કવિતામાં ગામડાની અભણ અને ભોળી પ્રજાને મઝા પડતી. ભાણો ગામમાં નીકળે તો લોકો. ભાણાનું બાવડું પકડીને ઊભો રાખે, ભાણા, ઓલી કવિતા થાવા દે. ભાણો કવિતા થવા દે પછી જ ભાણાને જવા દે. આમ નાનકડાં ગામમાં ભાણો અને ભાણાની કવિતા લોકપ્રિય થઈ ગયા.

★★★



આસોની નવરાત્રિ આવી. એ જમાનામાં લોકો શ્રદ્ધા અને ભક્તિથી ચોરાના ચોકમાં રામલીલા ભજવતાં. બહેનો ગરબો ગાતી અને પુરુષો ગરબી ગાતાં. બહેનો જે ગાય તે નરજાતિનું અને પુરુષો જે ગાય તે નારી જાતિનું હોય છે.

બહેનો જે પહેરે તે પણ નરજાતિનું હોય છે. ઉ.ત. સાડલો, ચણીયો, ચુડલો, હારલો, ચાંદલો વગેર અને ભાઈઓ જે પહેરે અથવા પોતાની સાથે રાખે તે પણ નારી જાતિનું હોય છે. ઉ.ત. ધોતી, ટોપી, બંડી, લાકડી, છીંકણી, બીડી વગેરે...

ભાણાનાં ગામમાં પણ નવરાત્રિમાં રામલીલા ભજવાતી. એમાં કોઈને વિચાર આવ્યો કે, ભાણો રામલીલામાં ડીંગડીંગાણું રજૂ કરે તો ફારસિયાની જરૂર ન પડે. ગામ લોકોને કોમીક થશે. પરંતુ સવાલ એ હતો કે, સાત-આઠ વરસનાં બાળકને રામલીલામાં કયું પાત્ર આપવું ? અંતે સીતાનાં સ્વયંવરમાં ઘણા રાજાઓ દેખાડવા પડે તેમાં ભાણાને એક રાજા બનાવીને મોકલવો તેવું નક્કી થયું.

દલુરામબાપુ દશરથનું પાત્ર ભજવતાં હતા. જગજીવન શામજી રામ થતાં. ગાંડુ દમા સીતાજી થતાં અને ગણેશ વસરામનો વાસુદેવ હનુમાનજી થતો હતો. એક વરસે ઝાઝું માણસ જોઈને હનુમાનને જે શૂરાતન ચડ્યું તે દુકાનમાં છાપરા ઉપરથી 'જય શ્રી રામ' કહીને ચોરાનાં ચોકમાં કૂદકો માર્યો એમાં હનુમાનજીનો પગ મચકોડાઈ ગયો હતો. હનુમાનજીને તાત્કાલિક ખાટલામાં સુવડાવીને હળદર ભરવી પડી હતી.

આગળ લખ્યા મુજબ ભાણો અતિશય અટકચાળો હતો. એટલે સરપંચે ભાણાને કડક સૂચના આપી કે, તારે ધનુષ્ય ભાંગવાનું નથી. જો તું ધનુષ્ય ભાંગી નાખીશ તો આખી રામાયણ ગોટે ચડી જશે. તારે માત્ર ડીંગડીંગાણુંની કવિતા બોલીને નીકળી જવાનું છે. ભાણાએ સરપંચને ખાત્રી આપી કે, હું ધનુષ્ય ભાંગીશ નહી. ભાણો સાત-આઠ વરસનો જ હતો છતાં સમજતો હતો કે, દમાકાકાનો ગાંડુ સીતા થયો હોય તેમાં ધનુષ્ય ન ભાંગવામાં જ મઝા છે.

લેખકનો તોફાની ભાણિયો સાત-આઠ વરસની ઉંમરમાં માથે સાફો, ખોટી મૂછ અને કેડમાં તલવાર લટકાવીને સીતાના સ્વયંવરમાં ભગવાન રામનો હરીફ થઈને ગયો. રામને બરાબર ખબર હતી કે, બીજા રાજાઓ ગમે તેટલા કૂદકા મારે છતાં વરમાળા તો મારે જ પહેરવાની છે. ભાણાને પણ પાકી ખબર હતી કે, મારે વરમાળા પહેરવાની નથી છતાં ભગવાન કરતાં

ભાણાને વધુ આનંદ હતો, કારણ એ ભાણાની જિંદગીનો પ્રથમ જાહેર કાર્યક્રમ હતો.

મિથિલાનરેશ મહારાજ જનક બધા રાજાઓનો પરિચય મેળવતાં હતાં. એમણે ભાણાને પૂછ્યું : 'આપ કયા દેશનાં રાજા છો ?' ભાણો બોલ્યો : 'હુ ંભૂખડદેશનો રાજા છું.' 'આપનું શુભનામ શું છે ?' 'મારું નામ ખાધોડકો રાજા છે.' ભાણાએ ઉપર મુજબ જવાબો આપ્યા હતા.

બે પ્રશ્નોના જવાબો પ્રાપ્ત કર્યા બાદ જનક વિદેહીને શું થયું કે એમણે આશ્ચર્ય સાથે પૂછ્યું : 'આપ ધનુષ્ય ભાંગશો એમ ?' આ સાંભળી ભાણો બોલ્યો : 'ના, હું ધનુષ્ય ભાંગવાનો નથી કારણ મને સરપંચે ના પાડી છે. જો સામે બેઠાં-બેઠાં મૂછના આંકડા ચડાવે છે. જો હું ધનુષ્ય ભાંગુ તો સરપંચ મને ભાંગી નાખે તેવો ભય છે માટે હું એક કવિતા સંભળાવીશ.' આ સાંભળી જનક બોલ્યા : 'સંભળાવો ત્યારે.'

ત્યારબાદ ભાણો પતરાની ખુરશી ઉપર ઊભો રહ્યો જેથી સ્વયંભૂ શિસ્તથી મનફાવે તેમ અને મન ફાવે ત્યાં બેઠેલા પ્રેક્ષકો ભાણાને બરાબર જોઈ શકે. એ જમાનામાં ભાણો નીચો નહોતો પણ ઠીંગણો હતો. અંતે ભાણાએ કવિતા રજૂ કરી : ડીંગડીંગાણું ડીંગની ટોળી, ડીંગ મારે છે હકલો કોળી...

ભાણો મિથિલાનરેશના દરબારમાં ઊભો ઊભો સતી સીતાજીના સ્વયંવરમાં કવિતા બોલતો હતો, પરંતુ એમાં જે લોકોનાં નામ આવતાં હતા એ હકલો કોળી, હૈદર ખોજો, લાલજી મિસ્ત્રી, દેવુભા મુખી, વિઠ્ઠલદાસ બાવાજી અને રામજી દરજી વગેરે ઓડીયન્સમાં બેસીને ખડખડાટ હસતાં હતા.

ભાણાની કવિતા સાંભળીને રામ તો હસતાં હતા, પરંતુ સીતાજી પણ હસતાં હતાં. સીતાજીની વાત છોડો. પરશુરામ હસે એવી કલ્પના થઈ શકે ? પરશુરામ દાંત ન કાઢે, એ કાઢે તો ડોળા કાઢે, એથી આગળ વધે તો ફરસી કાઢે, જો એનાથી આગળ વધે તો કોઈનો વંશ કાઢે પણ દાંત ન કાઢે. પરંતુ સાત-આઠ વરસનાં ભાણાની કવિતા સાંભળીને પરશુરામ પણ હસતાં હતા. એ કેમ ન હશે ? ભાણો જન્મે બ્રાહ્મણ હતો અને કદાચ એટલે જ દાદો રાજી થતો હતો.

ભાણાને એ તમામ દેવોનાં આશીર્વાદ એવા લાગ્યા કે, મોટો થઈને આખા વિશ્વને હસાવી શક્યો. દુનિયાના પચીસ જેટલા અલગ-અલગ દેશોમાં કુલ પંચાવન વખત ગયો અને લોકોને હસાવી આવ્યો. ભાણો અત્યારે અડધી સદીનો થયો. હા, પચાસ વરસનો થઈ ગયો છે.

★★★

૧૬મી જૂન ૧૯૭૯.

સ્થળ સર જશવંતસિંહજી ઔદીચ્ય બ્રાહ્મણ વિદ્યાર્થી ભુવન, લીંબડી, જ્યાં ભાણાને આઠમા ધોરણથી દાખલ કરવામાં આવ્યો. જે રીતે દવાખાનામાં દર્દીને દાખલ કરવામાં આવે છે. મા-બાપ પોતાના સંતાનના તોફાનોથી તંગ હતા. એમ પણ લખી શકાય કે, હાથનાં કર્યા હૈયે વાગ્યા હતાં. ત્રણ વરસમાં બોર્ડીંગનાં ગૃહપતિ ગળે આવી ગયા. એમણે ૧૯૮૨નું નવું સત્ર શરૂ થાય તે પહેલાં વિદ્યાર્થી ભુવનના પ્રમુખને પત્ર લખ્યો કે, નવા વરસથી આ બોર્ડીંગમાં મને રાખો અથવા ભાણાને રાખો. એક મ્યાનમાં બે તલવાર રહેશે નહીં.

આ ગૃહપતિ પહેલાં એક ગૃહપતિ હતા એ ચિત્રકાર હતા. કલાકાર ક્યારેય નિર્દય ન થઈ શકે. એમણે ભાણાને ખૂબ વેઠ્યો, ખૂબ માર્યો, પરંતુ ક્યારેય રસ્ટીકેટ કરવાનો વિચાર કર્યો નહોતો. એ જૂના ગૃહપતિએ ૧૯૮૧માં એક આગાહી કરી હતી. આ તોફાની પોતાની પ્રતિભાને સવળા માર્ગે વાપરશે તો આંતરરાષ્ટ્રીય કક્ષાનો કલાકાર થશે અને જો અવળા માર્ગે વાપરશે તો ખૂબ જ કુખ્યાત ગુંડો થશે. ભાણાને પ્રખ્યાત અથવા કુખ્યાત બેમાંથી એક થવાનું હતું, પરંતુ શું થવું એ તેના હાથમાં નહોતું.

નવા ગૃહપતિનો પત્ર વાંચી ટ્રસ્ટીગણ અને અન્ય હોદ્દેદારોની મિટિંગ તાબડતોબ મળી. મિટિંગમાં બધા જ બ્રાહ્મણો



હતા છતાં સર્વાનુમતે નિર્ણય લેવામાં આવ્યો. એ નિર્ણય નીચે મુજબ હતો : આટલા ટૂંકા પગારમાં આ સંસ્થાને બીજો ગૃહપતિ મળવાની શક્યતા નહીવંત છે. જો એક વિદ્યાર્થી ઓછો થશે તો વિદ્યાર્થી ભુવનને ખાસ કોઈ નુકશાન થવાનું નથી, માટે ગૃહપતિને રાખો અને ગાંડાને કાઢો.

અંતે ભાણો રસ્ટીકેટ થયો. લીંબડી બ્રાહ્મણ બોર્ડીંગના આજ દિવસ સુધીના ઇતિહાસમાં ટ્રસ્ટીઓ દ્વારા હાંકી કાઢવામાં આવેલો એક માત્ર વિદ્યાર્થી થવાનું સૌભાગ્ય ભાણાને મળ્યું છે. ત્યારબાદ આ છોકરાને મા-બાપ ઘેર રાખવા માટે તૈયાર નહીં અને બ્રહ્મસમાજના આગેવાનો બ્રાહ્મણ બોર્ડીંગમાં રાખવા માટે તૈયાર ન હતા. આ છોકરાની હાલત અયોધ્યાની ગાદી જેવી થઈ ગઈ જેને રામ કે ભરત બેમાંથી કોઈ સ્વીકારવા માટે રાજી નહોતા.

અંતે ભાણાને લીંબડીમાં જ તેમનાં દૂરનાં સગાને ત્યાં પેઈંગ ગેસ્ટ તરીકે રાખવામાં આવ્યો. તો હાઈસ્કૂલના શિક્ષકો થાકી ગયા. બોર્ડીંગનાં ગૃહપતિ બાદ હવે થાકવાનો વારો શિક્ષકોનો હતો. લીંબડીની ગીજુભાઈ શુક્લ કુમાર વિદ્યાલયમાં ભાણો અગિયારમા ધોરણમાં ભણતો હતો. એ સમયમાં અગિયારમું ધોરણ સ્થાનિક પરીક્ષામાં હતું, તેથી અગિયારમાં ધોરણમાં કોઈ વિદ્યાર્થીને નાપાસ કરવાનો કુરિવાજ નહોતો. એ સમયમાં દસમું અને બારમું બે બોર્ડની પરીક્ષાનાં ધોરણો હતાં. આ છોકરાનાં તોફાનોથી તંગ આવીને માધ્યમિક શાળાના શિક્ષકોએ છોકરાને સજાના ભાગરૂપે અગિયારમાં ધોરણમાં નાપાસ કર્યો હતો.

અગિયારમાં ધોરણમાં શિક્ષકોએ નાપાસ કર્યો અને બારમાં ધોરણમાં ભાણાએ પોતાની લાયકાતથી નાપાસ થઈને બતાવ્યું. એને ૧૯૮૩માં વિચાર આવ્યો કે, હું એવો તે કેવો હેન્ડીકેપ કે મારી જાતે નાપાસ પણ ન થઈ શકું ? મારે નાપાસ થવા માટે પણ મારા શિક્ષકોનું અવલંબન લેવું પડે એ તો શરમજનક ગણાય. એણે ડંકે કી ચોટ પર સાબિત કરી દીધું કે, તમે નાપાસ કરો ત્યારે જ નાપાસ થાઉં એવો નબળો નથી. હું મારી જાતે પણ નાપાસ થઈ શકું છું.

અહીંથી ભાણાની જિંદગી કરવટ બદલે છે. એ બીજીવાર નાપાસ થયો ત્યારે આખી રાત રોયો હતો. બાર સાયન્સમાં નાપાસ થયો ત્યાં સુધી એને ડોક્ટર થવું હતું. મા-બાપની પણ ઈચ્છા હતી કે મારો દીકરો ડોક્ટર બને. બીજીવાર નાપાસ થયા બાદ જ્ઞાન થયું કે હું વિજ્ઞાનનો માણસ નથી, પરંતુ અજ્ઞાનનો માણસ છું.

લીંબડીના જગદીશ આશ્રમના પગ પખાળીને વહેતી ભોગાવો નદીના પટમાં 'ગાઈડ' ફિલ્મનાં એક ગીતનું શુટીંગ થયું છે એ ગીતનાં શબ્દો છે : આજ ફીર જીને કી તમન્ના હૈ... આજ ફીર મરને કા ઈરાદા હૈ.

ભાણો એ નદીના કાંઠે આખી રાત રોયો. પસ્તાવાનાં વિપુલ ઝરણામાંથી પ્રતિજ્ઞાનો જન્મ થયો. અત્યારે ભલે બે વખત નાપાસ થયો, પરંતુ બે વખત પીએચ.ડી. કરીને બતાવું નહીં તો મને ધિક્કાર છે. આ તોફાની છોકરાએ બે વખત નહીં, પરંતુ ત્રણ વખત ડોક્ટરેટ લીધું. કદાચ ગુજરાત રાજ્યની આ સૌપ્રથમ ઘટના હશે કે કોઈ વિદ્યાર્થી માત્ર શોખ અને સદભાવનાથી ત્રણ વખત પીએચ.ડી. થયો હોય. ભાણાએ પોતાના નિવાસસ્થાનનાં પ્રવેશદ્વાર ઉપર પોતાનાં નામની તક્તી ચોડી છે તેમાં આજે પણ નામ આગળ ડોક્ટર લખ્યું નથી.

તા. ૧૪ જુલાઈ, ૨૦૧૭ના દિવસે અજબ ઘટના બની. ભાણાના અનુજે ભાણા ઉપર પીએચ.ડી. કર્યું. જીવનમાં બે વખત નાપાસ થનારો વિદ્યાર્થી જો આપઘાત કરી બેસે તો ત્રણ વાર પીએચ.ડી. ન થઈ શકે, તો તેના વિશે કોઈ અન્ય વિદ્યાર્થી પણ પીએચ.ડી. ન થઈ શકે. જીવનમાં આગળ વધવા માટે કઠોર પરિશ્રમ કરવો જરૂરી છે અને પરિશ્રમ કરવા માટે જીવતાં રહેવું ફરજિયાત છે.

---

*માતૃ આશિષ, ૨૦, શારદા સોસાયટી,*
*જિનતાન રોડ, સુરેન્દ્રનગર.*
*મો. ૯૮૨૫૨૩૦૯૦૩*



# પહેલું સુખ તે જાતે નર્યા

*- નિપુણ સી. ચોકસી*

ઈશ્વરે દરેક પ્રાણીને સુંદર શરીર આપ્યું એમ માણસ પણ સામાજિક પ્રાણી જ છે તો એને પણ જન્મથી જ સુંદર શરીર આપ્યું છે. પણ બીજા બધા જ પ્રાણીઓ, પક્ષીઓ અને સજીવો ભગવાને જેવા રંગ, રૂપ અને શરીર આપ્યા છે એને જાળવીને જતન કરીને રહે છે. એમાં પોતાની રીતે કોઈ જ ફેરફાર થવા દેતા નથી. પણ આ માણસ જ અવળચંડુ પ્રાણી છે જે સુંદર શરીરને જાળવી શકતું નથી. નાનપણમાં તો વાંધો આવતો નથી. દાંત નથી હોતા ત્યારે જેમ જેમ દાંત આવતા જાય તેમ તેમ બાળક બધી જ વસ્તુ આ દુનિયામાં ખાવાલાયક જ છે એમ સમજીને મોઢામાં નાખી ચાવવા લાગે છે. જમીન ખોતરી સીધી માટી મોંમાં, ભીંત પરથી ચૂનો ઉખાડી સીધો મોંમાં, રમકડાં એ રમવા કરતાં મોઢામાં લઈને ચાવવા વધુ પસંદ કરે છે. પોતાના નાજુક હાથોથી જે વસ્તુ હાથમાં આવે એ કશા જ ભેદભાવ વગર મુખગમન કરાવશે પછી ભલે એ ચપ્પુ હોય કે ચંપલ હોય. કશું જ હાથમાં ના આવે તો પોતાના હાથ, આંગળા, અંગૂઠો પણ સતત ચાવ્યા કરશે. આપણે હાથમાં લઈ રમાડીએ તો આપણા ગાલ, નાક, કાન આ બધી નોનવેજ આઈટમ પણ બચકાં ભરી ખાવાનો ટ્રાય જરૂર કરશે. એટલે દરેક વસ્તુ ઈશ્વરે ખાવા માટે જ બનાવી છે એવી ઈચ્છાઓ બાળકમાં જન્મથી જ હોય છે. પછી ધીરે ધીરે એને રાંધેલા ખોરાકનો પરિચય થવા લાગે પછી આ બધી આલતુ ફાલતું અખાદ્ય વસ્તુઓ નો મોહ છૂટે છે. અને જેમ જેમ મોટો થાય એમ ખાવા પીવાના શોખ વધતા જાય છે. અને સમજ આવતી જાય એમ ખબર પડે છે કે પીવામાં પાણી, છાશ અને ફ્રૂટ જ્યુસ કરતાં પણ ઘણી રંગબેરંગી પીવાની બોટલો પણ મળે છે, જે તમને જન્મ સમયની નાસમજ સ્થિતિમાં પાછા થોડા સમય માટે પણ લાવી શકે છે.

**કુદરતી આહારને બાજુ પર રાખીને જીભના ચસ્કાઓ માટે જાતજાતની વાનગીઓ શોધી કાઢીને ખા ખા કરશે. તેલ અને મરચાંથી ભરપુર વાનગીઓ, માવાથી ભરપુર મીઠાઈઓ ખાઈ આખો દિવસ ખોં ખોં કરશે અને પચે નહીં તો અગ્રમુખે બગાસા ખાઈ અથવા તો મધ્યે પુષ્ટપ્રદેશેથી વાયુ મુક્ત કરી ભોં ભોં કરશે અને અવાજ અને વાયુનું પ્રદૂષણ સતત વધાર્યા કરશે.** જો સંશોધન કરવામાં આવે તો વાતાવરણમાં ગ્લોબલ વોર્મિંગ અને કાર્બન મોનોક્સાઈડ, મિથેન ગેસ વધવાનું કારણ અતંદુરસ્ત લોકોનું આ પ્રકારનું ગેસ ઉત્પાદન હોઈ શકે છે. જો ધ્યાન આપવામાં આવે તો આ ગેસ ઉત્પાદનને સ્ટોર કરી ઘરગથ્થું રસોઈ કે વાહનોમાં ભરવાના કામમાં પણ લઈ શકાય જેથી કરીને દેશ પર આયાતી ગેસનો બોજો ઓછો પડે. સરકાર જેમ સોલારની યોજના કરે છે કે, અગાસી પર સોલાર પેનલ લગાવી જે વીજળી પેદા થાય તે ઘરમાં જ વાપરી શકાય અને વધારાની સરકારને વેચી પણ શકાય આવી જ યોજના આ પ્રકારના ઘરેલુ ગેસ ઉત્પાદન (પાદન) માટે પણ રાખી શકાય. તો લોકોને ખર્ચમાં બચત પણ થાય અને વધુ ઉત્પાદન હોય તો આવક પણ થાય. જો કે ઘર અને ઓફિસોમાં એરફ્રેશનરનો ખર્ચો થોડો થાય પણ એનર્જી કન્ઝર્વેશન માટે એ કંઈજ ન કહેવાય.

**'પહેલું સુખ તે જાતે નર્યા' એમ પહેલું સુખ તે જાતે નાહ્યાં. એ સમજીને લોકો બે વાર નાહ્યા તો તો ઘણું સારું પણ લોકો જાતે નાવા કરતાં બીજાને નવડાવી નાખવાનો આનંદ બહુ લે છે.**

અમારા મિત્ર છે એક જીજ્ઞેશ ઝાપટીયાં અમે એને જીગો સાપટીયો કહીને બોલાવીએ. ખાવા પીવાની બાબત હોય તો જીગો હંમેશા ઝાપટવા માટે તૈયાર, એ જ્યારે ખુલ્લાં કપડાં પહેરે ત્યારે લંબચોરસ જ લાગે. ટાઈટ ટી શર્ટ પહેરે ત્યારે ફાંદ એવી લટકતી લાગે કે હમણાં જ ફાંદ છૂટી પડી જશે. મેં કહ્યું 'યાર જીગા કસરત બસરત કરવાનું રાખ' 'જીગો કહે : રોજ સવારે ૫૦ સૂર્યનમસ્કાર, ૫ કિ.મી. રનીંગ, ૫૦ પુશ અપ્સ, ૧૫૦ ડમ્બેલ્સ તો હું છે ને સપનામાં જ પતાવી દઉં છું... તું નહીં માને પણ આટલી મહેનત કર્યા પછી સાલી ભૂખ પણ એવી સોલીડ લાગે છે કે, મારે બહુ હેવી બ્રેકફાસ્ટ કરવો પડે છે. હવે તમે જ કહો જીગાના લખણ જ આવા હોય પછી એ ચારે બાજુથી ના ફૂલે તો જ નવાઈ.

અમારી નજીક એક વડીલ રહે, કોઈ દિવસ મેં એમને ચાલતા જોયા નથી. સ્કૂટર અથવા તો કારમાં જ હોય. ઘરે પણ એ.સી. અને ઓફિસમાં પણ એ.સી. અચાનક મળતા, દેખાતા બંધ થઈ ગયા થોડા દિવસ પછી અચાનક વહેલી સવારે ઝડપથી ચાલતા જોયા. મેં પૂછ્યું આ અચાનક કેમ ચાલવાનું શરૂ કર્યું ? તો કહે : અરે વાત જ ના પૂછો એટેક આવી ગયો, માંડ માંડ બચ્યો છું. લોહી લઈ જતી નળીઓ સાંકડી અને બ્લોક થઈ ગઈ છે.

**એન્જિઓગ્રાફી કરાવ્યું. ડોક્ટર કહે હવે નિયમિત ચાલવાનું રાખો નહીં તો ઉપર ચાલી જશો તો ખબરેય નહીં પડે.** મેં કહ્યું સાચી વાત છે. આ જીવનની સફર સાયકલથી શરૂ કરી

અંતે સાયકલથી જ પૂરી થાય છે એવી આ જીવનની સાયકલ છે. મને કહે એ કેવી રીતે ? મેં કહ્યું જુઓ અંકલ : શરૂઆતમાં નાનપણમાં સ્કૂલે સાયકલ લઈને જતા. પછી થોડી આવક વધે એટલે કોલેજમાં બાઈક લઈને જાય, પછી નોકરીએ લાગ્યા પછી આવક વધે એટલે કારમાં ફરે, આવક વધે એમ પછી પ્લેનમાં અંતે આ બધાની સાથે ડાયાબીટીસ, બી.પી. અને કોલેસ્ટેરોલ વધે એટલે ફરી ડોક્ટર સલાહ આપે એટલે ઘરે અથવા તો જીમમાં જઈને અંતે તો સાયકલ જ ચલાવવી પડે છે. વાહન છોડીને પગપાળા પ્રવાસો અને લીફ્ટ છોડીને દાદરા ચડવાની જરૂર પડે છે. મેં કહ્યું **'જે પોષતું તે મારતું એ ક્રમ દિસે છે કુદરતી...' અને 'અતિ સદા વર્જયતે' એવું જ્ઞાની માણસો કહીને ગયા છે. એટલે હવે લોકો મર્સીડીઝ અને ચાર બંગડી વાળી ગાડી લઈને જીમમાં જઈને સાયકલ ચલાવતા થયા છે... ઘરેથી સાયકલ લઈને નહીં જાય વી.આઈ.પી.ઓ...**

'સુલતાન' ફિલ્મ અને સલમાનખાનનાં બાવડાં જોઈને ઘણા અદકપાંસળી યુવાનો ને પણ કુસ્તી શીખવાના અરમાન જાગે એ સ્વાભાવિક છે. એમાં વળી અનુષ્કા શર્મા જેવી કોઈ છોકરીના પિતા જો અખાડો ચલાવતા હોય તો ફિલ્મ જોયા પછી કેટલાય ગલોફામાં તમાકુ ભરી રાખતા યુવાનો કે પતંગ લુંટતા યુવાનો આવા અખાડાના ખાડામાં કુસ્તી શીખવા તૈયાર થઈ જાય છે. અને ત્યાં ગયા પછી આ અદકપાંસળી અક્કલમઠાઓ એકાદ પાંસળી ઓછી કરી આવે પછી કે પછી શરીરમાંના ૨૦૬ હાડકાં ને બદલે હાડકાંની સંખ્યા વધારીને આવે પછી ખબર પડે કે કુસ્તી કેમ થાય છે.. એવી જ રીતે આમિરખાનની દંગલ ફિલ્મ જોઈને ઘણી છોકરીઓ કુસ્તી શીખવા તૈયાર થઈ જાય છે. એમાં સૌથી સહેલું કામ એ લોકો પહેલા કરી લે છે. વાળ ટૂંકા કરવાનું. બસ બોયકટ વાળ કરાવી દો પછી કુસ્તી તો આવડશે જ ને ક્યાં જશે. અરે એ તો પેલી હરિયાણાની ત્રણ ફોગટ અટકધારી બહેનો ગીતા, બબીતાને... ને પૂછવું પડે કે મેડલ કેવી રીતે આવે છે અને કુસ્તી કેવી રીતે શીખાય છે !... ૩ મિનિટની કુસ્તીની સ્પર્ધા માટે ૧૩ વર્ષ રોજ ૧૩ કલાક મહેનત કરવી પડે...

હવે લોકોને ખબર પડી છે કે, 'પહેલું સુખ તે જાતે નર્યા.' બાકી પહેલા તો એવું જ માનતા કે 'પહેલું સુખ તે જાતે ઊંઘ્યા અથવા તો જાતે બેઠા' એટલે હવે પાનના ગલ્લાની જેમ ઠેરઠેર યોગા, ફિટનેસ સ્ટુડીઓ અને જીમ્નેશીયમ વગેરે ખુલવા લાગ્યા છે. ફિલ્મ અને સીરીયલના હીરો, હિરોઈનની જેમ બધાને એકદમ ફીટ થઈ જવું છે. ટીવીમાં જાતજાતના પ્રોટીન પાવડર, ફાંદ પર બાંધવાના બેલ્ટ, ઘરે વસાવવાના સસ્તાં મશીનોની જાહેરાતો તમને ૧૫ દિવસમાં જ ૧૦૦ કિલો વજનમાંથી ૬૦ કિલો વજન કરી આપવાની ગેરંટી આપે. જો કે એ વાત અલગ છે કે તમારું વજન તો એ જ રહેશે પણ તમારા ખિસ્સાનું વજન સારું એવું ઓછું થઈ જશે.

બાબા રામદેવ અને આપણા લોકલાડીલા પ્રધાનમંત્રી શ્રી મોદી સાહેબે યોગને દેશમાં અને ઈન્ટરનેશનલ લેવલે ખૂબ લોકપ્રિય કરી દીધો છે. આપણે યોગ કરીએ અને વિદેશના લોકો યોગા કરે. આમેય વિદેશના લોકો ને બધું મોટું અને વિશાળ જોઈએ એટલે યોગ પણ બહુવચનમાં યોગા કરશે. **બાબા રામદેવ 'વક્રાસન' શીખવે. પણ ઘણા લોકો પૂર્ણ શરીરનું વક્રાસન કરવાને બદલે માત્ર જીભનું જ વક્રાસન શીખીને આવે છે. અમુક સ્ત્રીઓને આ આસન બહુ પસંદ આવે છે.** અમુક લોકોને આ આસનની સારી ફાવટ હોય છે. વક્રવાણીનો જયારે ને ત્યારે... વારે-તહેવારે ઉપયોગ કરી સાંભળનારને વક્રાસન કે શબાસનની અવસ્થામાં લાવી દે. એક ભાઈ કહે હું કલાકો સુધી આસન કરું છું પણ કઈ ફરક પડતો નથી. મેં પૂછ્યું કે ખાસ કરીને ક્યું આસન કરો છો... તો કહે રાત્રે ૧૦ થી સવારે ૮ સુધી શબાસન કરું છું બસ... મેં કહ્યું : તો દિવસે પણ ચાલુ રાખો ને જરૂર ફાયદો થશે...

**બીજા એક ભાઈ આખો દિવસ વાછૂટ કર્યા કરે... મેં અકળાઈને પૂછ્યું યાર જમવાનું નથી પચતું કે શું ?... તમે તો હાલતા બાયોગેસ ઉત્પાદક થઈ ગયા છો... મને કહે એવું નહીં હું તો 'પવનમુક્તાસન' કરું છું...** પવન એટલે કે 'વા' અને વા ને એકદમ છૂટથી છૂટો જ મૂકી દઉં છું.. મેં કહ્યું બરાબર પવનમુક્તાસન પદ્ધતિસર શીખો તો તમારો પગનો 'વા' અને કાયમ છૂટ્યા કરતો 'વા' બંને કાબુમાં રહેશે. જાતજાતના નમૂનાઓ હોય છે બોલો.

એક ભાઈ કહે હું કપાલભારતિ કાયમ કરું છું પણ પચાસ ટકા જ થાય છે. મેં કહ્યું : હું સમજયો નહીં... એટલે કહે ખાલી મારા શ્વાસ અંદર બહાર થાય છે પણ સાલું આ માટલા જેવું પેટ બહારનું બહાર જ રહે છે.. સહેજ પણ હાલતું નથી.. મેં કહ્યું તમારે કપાલભારતિ નહીં પણ કપિલભારતિ કરવાની જરૂર છે. એટલે કે કપિ (વાંદરો)ની જેમ ચડ-ઉતર, કૂદતા અને દોડાદોડ કરવી પડે તો જ આ તમારા પેટનો પૃથ્વીનો ગોળો ઓછો થાય અને તગારામાંથી સોલીડ પ્લેટ જેવું પેટ થઈ જાય પછી જ સો ટકા કપાલભારતિ થશે. પેલા ભાઈ કહે તમે યાર રામદેવ બાબાની જેમ આવા નવા જ આસનો શીખવવાનું શરૂ કરી દો. **જુઓ મને તો ફાફડાસન.. સમોસાસન.. પીઝાસન... ભજીઆસન.. વડાપાંવાસન... ઢોંસાસન, પેંડાસન, જલેબીઆસન બહુ ગમે અને બપોરે નિદ્રાસન સાથે નસકોરાસન પણ ખરું જ.**

**મેં કહ્યું : આ બધા આસનો પછી તમારે ત્રિફલાસન, ચૂર્ણાસન જેવી ફાકીઓના આસનની પણ જરૂર પડતી હશે નહીં... પેલા ભા ઈખી... ખી... ખી... કરી હસવા લાગ્યા.**

મુકેશ અંબાણીના દીકરા અનંત અંબાણીએ ૧૦૮ કિલો વજન ધરાવતા પોતાના 'ફેટ'ના શેર પોતાના શરીર રૂપી પોર્ટફોલીઓમાંથી ઓછા કરી દીધા. ત્યારથી બધાને લાગે છે કે શરીરની 'ફેટ'ને ફેં... ફેં કરી નાખવી જોઈએ ભલે પોતાની ફેંફડે ફેં થઈ જાય.

એટલે આજકાલ લોકો લેટેસ્ટ જીમમાં મેમ્બરશીપ લેવા લાગ્યા છે કે જેમાં સોનાબાથ હોય. સોનાબાથમાં ૩૦ થી ૪૦ મિનિટ તમને ૫૦ ડિગ્રીથી ઉપરના તાપમાનમાં બેસાડી રાખે... અને તમે પરસેવે રેબઝેબ થઈ થોડા ગ્રામ પરસેવો પાડો એટલે લાગે કે આહાઆ કેટલી બધી મહેનત કરી... જો કે ત્યાર બાદ એ.સી. વગર તો ક્યાંય ન ફાવે પાછું... અરે આપણા દેશમાં સૂરજદાદા જ આખો દિવસ સોનાબાથ કરાવે છે એનો લાભ લો... વિદેશોમાં ઠંડી બહુ હોય ત્યાં આની જરૂર ખરી. એ સિવાય પેસીવ ટ્રીટમેન્ટ પણ હોય છે... સૂતાં સૂતાં અલગ અલગ મશીનોથી શરીરના અલગ અલગ ભાગમાં ટેમ્પરેચરની ટ્રીટમેન્ટ લેવાની એટલે ઈંચ લોસ થાય... અરે જીગાઓ અને જીગીઓ એટલું તો સમજો કે એના પછી જીમમાં ફ્લોર એક્સરસાઈઝ, સાયકલીંગ, ફાસ્ટ ટ્રેડમિલ એ બધું કરવું પડે નહીં. તો ઈંચ લોસ નહીં પણ ઈંચ ગેઈન થાય. આ ઉપરાંત ડાયેટનું પણ ધ્યાન રાખવું પડે... ક્યારેય કોઈપણ ખાવાની ઓફર કરે ત્યારે માથું ઉપર અને નીચે નહીં પણ ડાબી અને જમણી બાજુ જ કરવાનું એવો દરેક જીમ અને યોગક્લાસનો કાયદો હોય છે. **પાણી અને ફ્રૂટ જ્યુસ પીધે રાખો બાકી... રોટલી ગણીને જ, ભાતના દાણા પણ ગણીને જ (એ પાછા બ્રાઉન રાઈસ), દાળના સબડકા પણ ગણીને જ, લીલું લીલું. ઘાસ ફૂસ બધું ખવાય એટલું ખાધે રાખો...જો કે આ બાબતમાં પ્રાણી જેવા થઈ જવાનું...** મોબાઈલ અને કોમ્પ્યુટરમાં જાતજાતની એક્સરસાઈઝની વિડીયો જોઈને ખુશ થયા કરે પણ કરવાના નામે બીજા ને ફોરવર્ડ કરે અને મોબાઈલ પર જ ફિંગર એક્સરસાઈઝ કર્યા કરે.

એક બહેન ગમે તેટલી કસરત કરે પણ વજન સહેજ પણ ઘટે નહીં. ડાયેટ પણ કરે તો પણ મિલીગ્રામ પણ ઘટે નહીં. મેં કહ્યું મારી પાસે મસ્ત રેસીપી છે વજન ઘટાડવાની... 'ખાવું હોય એટલું ખાવ અને ઝિરો ફિગર બનાવો.' આ મારી શોધેલી લેટેસ્ટ ડાયેટ રેસીપી છે જે મેં પેટન્ટ કરાવેલી છે... મને કહે એવું તો હોતું હોય... ગમે તેટલું ખાવ તોય વજન ઘટે જ... મેં કહ્યું મારી ગેરંટી... મારી રેસીપીનું ગમે તેટલું ખાઈ શકો એ સિવાય બીજું નહીં... મને કહે તો તો તમે બાબા રામદેવથી પણ વધુ પ્રખ્યાત થઈ જાવ... શું છે રેસીપી ? ... મેં કહ્યું :

**તમ તમારે ગમે તેટલા..**

**હિંચકા ખાવ, સમ ખાવ, પોરો ખાવ, હવા ખાવ, ગમ ખાવ (કોઈ સંભળાવી જાય તો) થાક ખાવ, છીંક ખાવ, ખાંસી ખાવ, તમે વેજીટેરિયન હોય તો પણ કોઈનું મગજ ખાવ, ભેજું ખાવ, ગાળો ખાવ (કોઈની સાથે ઝઘડો થાય તો)... ખાધે જ રાખો... ૧૫ દિવસમાં જ ઝીરો ફિગર થઈ જાય...** એ બહેને ત્યારથી મારી સાથે વાત કરવાનું બંધ કરી દીધું છે...

જીમમાં લેડિઝ માટેનો સમય હોય ત્યારે તેઓ આવી ફ્લોર એક્સરસાઈઝ કરવાને બદલે ગોળ ફરતા સાસુ... દેરાણી... જેઠાણી... નણંદ... શોપિંગ અને સેલની વાતો કરે રાખો તો ક્યાંથી વજન ઘટે ? ટ્રેડ મિલ અને સાયકલ પર પણ લોકો મોબાઈલ પર વાતો અને ચેટ ચાલુ રાખે તો વજન ક્યાંથી ઘટે...?

**ઝુમ્બા ડાન્સમાં પણ જ્યારે જમ્બો લોકો ડાન્સ કરતા હોય તો એવું લાગે રોલર અને જેસીબી મશીન જુગલબંધી કરે છે... એ પણ ઉપરના ફ્લોર પર આ ડાન્સ ચાલતો હોય તો નીચે રહેતા હોય એને એમ જ લાગે કે ધરતીકંપ આવ્યો હશે.**

શોખીન લોકો ગરબાની સ્ટાઈલમાં પણ ઝુમ્બા અને જીમની એકસરસાઈઝ કરતાં હોય છે.

મારા એક ડોક્ટર મિત્ર કહે, યાર તમે સ્વીમીંગ, જીમ, સ્પોર્ટસ, રનિંગનો આટલો બધો પ્રચાર કર્યા કરો છો તો અમારી આ મલ્ટીસ્પેશ્યાલિટી હોસ્પિટલોનું શું થશે ?... મેં કહ્યું : દોસ્ત ચિંતા ના કરો... જેટલા કસરતવાળા છે એનાથી હજાર ગણા આળસુઓ પણ હોય છે... એ જ હોસ્પિટલો ચલાવે રાખશે. અમુક જાતમહેનતથી તંદુરસ્ત થાય અને ફીટ રહે એને સ્ટેટસ સમજે છે... અને અમુક પૈસાથી તંદુરસ્તી ખરીદવામાં સ્ટેટસ સમજે છે. એમને અષ્ટમ પષ્ટમ મોટી મોટી બીમારીઓ ના હોય તો સાલું સ્ટેટસ જેવું જ ના લાગે.. વાત ક્યા વિષય પર કરવી હેં ?... બાય ધ વે તમે કયા સ્ટેટસમાં માનો છો ?

સરકારે જી.એસ.ટી.ની જેમ એચ.ડબલ્યુ.ટી. એટલે કે હેવી વેઈટ ટેક્સ લેવાનું ચાલુ કરવું જોઈએ. જેનું વજન બી.એમ. આઈ. એટલે કે બોડી માસ ઈન્ડેક્સ કરતા વધુ હોય એ લોકો આ ટેક્સ ભરે. તો સ્વચ્છ ભારત અભિયાનની જેમ તંદુરસ્ત ભારત અભિયાનની દિશામાં આગળ વધી શકાય.

*પ્લોટ નં. ૯૮૨/૨, સેક્ટર-૪-ડી,*
*ગાંધીનગર-૩૮૨૦૦૬.*
*મો. ૯૩૨૭૦૮૮૮૭૪*




# ષષ્ટિપૂર્તિ સમારોહ

*- નગીન દવે*

**હું** સન્મુખરાય સંપતરાય બાજીગર બે વર્ષ પહેલા ૩૬ વર્ષની નોકરી કરી નિવૃત્ત થયેલો છું. થોડા દિવસમાં જ હું સાઠમાં વર્ષમાં પ્રવેશ કરીશ. હું એવા મનોરથ સેવી રહ્યો છું કે, મારી ષષ્ટિપૂર્તિ ધામધૂમથી ઊજવાય. પહેલા વરિષ્ઠ લેખકો, સાહિત્યકારો, સાક્ષરોની ષષ્ટિપૂર્તિ કેવી ભવ્ય રીતે ઊજવાતી હતી ! ફૂલોના હાર, સૂતરની આંટીઓ પહેરાવી શાલ ઓઢાડી સન્માન, વિદ્વાનો વિદુષીઓનાં ઝડઝમક ભર્યાં ભાષણો સાથે સાઠ હજાર રૂપિયાની થેલી અર્પણ, અનેક મહાનુભાવો દ્વારા, સંસ્થાઓ દ્વારા સન્માન, તેમનાં સાહિત્ય ક્ષેત્રે ઉત્કૃષ્ટ પ્રદાન બદલ પ્રશંસાપત્રો, સન્માનપત્રો, કવિસાક્ષર મહાશય ગદ્‌ગદ્ થઈ જાય.

જો કે એ સમયે સાઠ વર્ષ જીવવું એ મોટી સિદ્ધિ ગણાતી. હવે તો સરેરાશ આયુષ્ય વધ્યું છે. માણસ માંદા પડે છે પણ સ્વર્ગવાસી થતાં નથી. નિષ્ણાત ડોક્ટરો અને દવા ઉપલબ્ધ છે. ૮૦-૯૦-૧૦૦ વર્ષ હવે જીવી શકાય છે. મારી પણ એવી જ કામના છે કે, સદી ફટકારવી કારણ કે હું નિરોગી છું. રોજ યોગા-કસરત-મેડિટેશન કરું છું. નિયમિત પ્રાતઃ ભ્રમણ કરું છું. સદા યુવાન દેખાવા માટે હું નિયમિત જેન્ટ્સ પાર્લરમાં જઈ વાળ કાળા કરાવું છું. ફાંકડી કાળી ભમ્મર મૂછો રાખું છું. પંચકર્મ-મસાજ કરાવું છું. મોંમાં વીસ હજાર રૂપિયાની બત્રીસી ચડાવી છે. સૂટેડ બૂટેડ થઈને ફરું છું.

મારી ષષ્ટિપૂર્તિ ઉજવાવી જ જોઈએ કારણ કે, તેની પૂરેપૂરી યોગ્યતા ધરાવું છું. હું કવિ છું, લેખક છું, સાક્ષર છું, હું જન્મજાત કવિ નથી તેમજ પ્રેમમાં નિષ્ફળતાનાં કારણે કવિ થઈ ગયો નથી. પરંતુ મહેનત કરીને હુ ંજાતે કવિ બન્યો છું. મારી કવિતા છપાય એ માટે હું સામયિકોનાં લવાજમ ભરું છું. કવિ મિત્રોને સાચવું છું. મારા મિત્રો સહકર્મીઓ શુભેચ્છકો મને કવિરાજ કહે છે તેથી મને પોરસ ચડે છે. કોઈ વાંકદેખા મને જોડકણાબાજ કે તુકબંધીકાર કહે છે. પરંતુ બંદાને તેની કાંઈ પડી નથી. ભલે મને પ્રખ્યાતી ન મળી હોય, પરંતુ કાવ્યના દરેક પ્રકાર ગીત, ગઝલ, અછાંદસ, કસીદા, મસનવી, મર્સિયા, રૂબાઈઓ, મુક્તકો, નજમો રહ્યા છે. ઊર્મિનાં ઓઘ ભલે મારાં હૃદયમાં ન ઉછળ્યા હોય, પરંતુ રદીફ અને કાફિયા શોધવામાં મેં રાત ઉજાગરા ખૂબ કર્યા છે.

નાટકમાં તો મને ઊંડો રસ. ભલે હું શ્રેષ્ઠ રંગકર્મી નાટ્યવિદ ન ગણાતો હોઉં પણ અમારી સંસ્થાનાં વાર્ષિક ઉત્સવોમાં જે નાટકો ભજવાય છે. તેનાં કથા, સંવાદ, ગીતો હું જ લખું છું. દિગ્દર્શન અને રજૂઆત પણ મારાં જ. પાત્ર પણ હું ભજવું. આજના ટીવી યુગમાં પણ અમારાં નાટકો ચાલે છે, વખણાય છે. રા'ખેંગાર, પૃથ્વીરાજ ચૌહાણ, બાદશાહ ઝફર જેવા ઐતિહાસિક નાટકોમાં મેં હીરોની ભૂમિકા કરી છે. તો મેરૂભા, દયારામ, આત્મારામ ઘડિયાળી, વાયલ વરરાજા જેવા કોમેડીયન પાત્રો મેં ભજવ્યાં છે. દરેક પાત્રમાં બંદાનો અભિયન લાજવાબ ! વાહ ! વાહ ! ના પોકારો અને તાળીઓનાં ગડગડાટ ! મારો ય એક જમાનો હતો.. હોં ! માનશો ને ? ક્યારેક નાટકમાં છબરડા પણ થતા ખરા. સિપાહ સાલાર બનેલો ત્યારે એકવાર પાઘડી નીચે પડી ગયેલી. બાવાનાં વેશમાં ચાલુ નાટકે જટાજૂટ અને દાઢી મૂછ નીચે પડી ગયેલાં.. લોકો ત્યારે બબડતાં કે નાટકમાં ચેટક !

એક સમયે બહારવટિયાના મુલક તરીકે ઓળખાતા આ પંથકનો હું એક માત્ર સાક્ષરરત્ન છું. સાહિત્યના બધા પ્રકારોમાં લટાર મારી હોવાથી મારી ષષ્ટિપૂર્તિ ઊજવવી જ જોઈએ. મારાં ભૂતપૂર્વ વિદ્યાર્થીઓ રતનલાલ મોતીલાલ અને હીરાલાલ માણેકલાલનો હીરા બજારમાં છાકો પડે. ઘણાં રત્નકલાકારો પણ મારા વિદ્યાર્થીઓ છે. આ બધા મને ચોક્કસ સહકાર આપે જ. સરપંચ, સહકારી મંડળીના પ્રમુખ, ગામનાં આગેવાનો, નેતાઓ સાથે પણ મારે ઘરોબો છે. મારી ષષ્ટિપૂર્તિ ભવ્ય રીતે ઊજવવા મારે જ તેમને તૈયાર કરવા પડે કારણ કે એ લોકોની આ લાઈન નહીં. ભભૂતગર મહારાજ આ ગામના અડીખમ માણસ. લોકો તેમનો પડ્યો બોલ ઝીલવા તૈયાર. ભણતર ઓછું પણ ગણતર પૂરેપૂરું. કલાના પણ શોખીન. અમારા કાર્યક્રમોમાં રસ લે અને પ્રોત્સાહન પણ આપે. લોકસાહિત્ય - ડાયરા - ભજનમાં પણ તેમને ઊંડો રસ. હોળીનાં હડુલા અને છક્કડિયા દુહામાં ભલભલાને ભુ પાઈ દે એવા. એ જો આગેવાની લે તો ષષ્ટિપૂર્તિ સમારોહમાં ચાર ચાંદ લાગી જાય અને એ જો આડાફાટે તો ફિયાસ્કો થયો જ સમજો. આ ભભૂતગર પાસે મેં વાત મૂકી

તો તેઓ તો ખુશી ખુશી થઈ ગયા... 'જલસા કરો બાજીગર સાહેબ ! જલસા ! તમારી ષષ્ટિપૂર્તિ તો એવી ઉજવાશે કે લોકો દંગ રહી જશે.' ભભૂતગરે અભય વચન આપી દીધું. તેમનો જુસ્સો જળવાઈ રહે એટલે રૂપિયા પાંચ હજાર તેમની ઝોળીમાં સરકાવી દીધા.

સાક્ષરના ષષ્ટિપૂર્તિ સમારોહમાં સાક્ષરો તો જોઈએ જ. ભભૂતગરે સાક્ષરોની શોધ આદરી તો આ સાક્ષરો બે ગ્રુપમાં વહેંચાયેલા હતાં. એક કલમ-એ-રંગ ગ્રુપ અને બીજું કલમ-એ-જંગ ગ્રુપ. આ બંને ગ્રુપોમાં ઠંડો કલહ ચાલી રહ્યો હતો. અખબારોમાં નિવેદનબાજી થઈ રહી હતી. સ્થિતિ ભારેલા અગ્નિ જેવી છતાં નિયંત્રણમાં હતી. આવા સંજોગોમાં પણ અમુક કવિ-સાહિત્યકારો-સાક્ષરો એવા પણ હતાં કે તે દહીં-દૂધમાં પગ રાખી રહ્યા હતા. એમની ખાસિયત જ એવી હતી કે જિસકે તડમેં લડુ ઈસકે તડમેં હમ. જેની જાન જાય તેનાં ગાડામાં બેસી જવું. ભભૂતગરે તેમનો ખેલ શરૂ કરી દીધો. તેમની મંછા એવી પણ હતી કે, આ સમારોહ સાથે સાથે તેમની મઢીનો પણ જીર્ણોદ્ધાર થઈ જાય.

ભભૂતગર ભેરે બેઠાં એટલે બેડો પાર થયો જ સમજો. તેઓ કામે લાગી ગયા. ઠીક ઠીક જાણીતા અને પ્રશંસાપ્રિય એવા એક વૃદ્ધ ઉંમરના કવિને તેમણે પ્રમુખસ્થાન માટે મનાવી લીધા. સુરતમાં વસતાં વતન પ્રેમી હીરા કારખાનેદારો તથા રત્નકલાકારો પાસેથી સારો એવો ફાળો ઉઘરાવ્યો અને મઢી માટે પણ ઠીક ઠીક રકમ ઉઘરાવી. કારખાનાના માલિકોને તો મંચ પર બેસાડવાની યોજના કરી. આ કાર્યક્રમ બે દિવસનો ઘડી કાઢવામાં આવ્યો. પ્રથમ દિવસે સવારે અને સાંજે સંગોષ્ઠિઓ અને બીજા દિવસે ષષ્ટિપૂર્તિ ઊજવણીનો ભવ્ય સમારોહ.

જેની જોતાં વાટ એ સમય આવી પહોંચ્યો. પ્રથમ દિવસનો પ્રથમ કાર્યક્રમ. દીપ પ્રાગટ્ય અને અન્ય ઔપચારિકતા પછી પ્રો. બિલ્લુપ્રસાદના અધ્યક્ષસ્થાને પ્રથમ સંગોષ્ઠિ શરૂ થઈ. વિષય હતો ગુજરાતી કવિતા : ગઈકાલ આજ અને આવતીકાલ. ઘણા સેમિનાર-પરિસંવાદો સંગોષ્ઠિઓમાં હાજરી પાંખી હોય છે. ઘણીવાર તો શ્રોતા કરતાં વક્તા વધારે હોય છે. પરંતુ અહીં તો ફૂલ હાજરી હતી. ખભે દફતર ભેરવીને આવેલા વિદ્યાર્થીઓની સંખ્યા પણ ખાસ્સી હતી. બૌદ્ધિકો અને ગ્રામજનોની પણ હાજરી સારી હતી. ત્રણ વક્ત ાહતા. તેઓ કવિ સાક્ષર ઉપરાંત સમીક્ષક પણ હતા તેઓએ મનનીય પ્રવચનો આપ્યાં. પ્રો. બિલ્લુપ્રસાદે તેમના વક્તવ્યમાં વક્તાઓની પ્રશંસા કરી રમૂજી શૈલીમાં કાર્યક્રમનું સમાપન કર્યું. ભભૂતગરે આ સમગ્ર કાર્યક્રમનું ટીવી પર જીવંત પ્રસારણ થાય તેની વ્યવસ્થા પ્રથમથી જ કરી હતી એટલે દેશ અને દુનિયામાં આ કાર્યક્રમ દર્શકો માણી શક્યા.

ભાવતાં ભોજનિયાં અને વામકુક્ષી પછી બીજી સંગોષ્ઠિ શરૂ થઈ. વિષય હતો : સાહિત્યમાં ધર્મ અને ધર્મમાં સાહિત્ય. સંચાલનકર્તા હતાં પ્રા. ડો. જુહારમલ્લ રંગીલા, શ્રોતાઓની હકડેઠઠ હાજરી હતી. ત્રણે ત્રણ વક્તાઓના પરિચય પછી સંચાલકે ભૂમિકા બાંધી વક્તાઓને નિમંત્ર્યા પ્રથમ અને બીજા વક્તાએ દૃષ્ટાંતો સાથે તેમના વિષયને ન્યાય આપ્યો. અંતિમ વક્તા તો પ્રવચનકાર ઉપરાંત સારા ગાયક ભજનિક હતાં. સાજિંદાઓ અને વાજિંત્રો સાથે હતાં. તેમણે વક્તવ્ય ઓછું આપ્યું અને ભજનની રમઝટ બોલાવી. ભજનરસવાળી આધુનિક કવિતાઓ પણ તેમણે રાગરાગણીમાં રજૂ કરી. ઘણાં શ્રોતા ભાઈ-બહેનો મન મૂકીને ઝૂમ્યાં, ગરબા થયાં, ડિસ્કો થયો અને ટીટોડો પણ થયો. વાતાવરણ એવું જામ્યું કે જાણે નંદ ઘેર આનંદ ભયો ! સમાપનમાં પ્રા. રંગીલાજીએ ધર્મ અને સાહિત્યની ઘણી ખૂબીઓ સમજાવી ત્રણે વક્તાઓને બિરદાવ્યા.

રાત્રિ ભોજન પછી સાંસ્કૃતિક કાર્યક્રમમાં મસ્તાના એન્ડ પાર્ટીનો કવ્વાલીની મહેફિલનો કાર્યક્રમ બહુ જામ્યો. બિલાવલ મસ્તાનાએ આરોહ અવરોહ અને અંગભંગી સાથે કરેલી ગાયકી અને સાજિંદાઓનાં સંગીત પર નોટોનો વરસાદ વરસ્યો. ડાયરામાં તો નોટો વરસે છે પણ કવ્વાલીના જલસામાં અહીં પહેલ-વહેલો નોટોનો વરસાદ વરસ્યો. કારીગરી કરવાવાળા કોઈ કોઈએ રદ થઈ ગયેલી હજારની અને પાંચસોની નોટો પણ ઉડાડી તો કોઈએ વળી રમકડાંની નોટો પણ ઉડાડી. જો કે સાચી નોટોનાં પ્રમાણમાં તે ઘણી ઓછી હતી. સાચી નોટોના તો ટોપલાઓ ભરાયા. નોટો વીણનારા થાકી જતા હતા.

વરરાજાને જેમ લગ્નની આગલી રાતે ઊંઘ ન આવે તેમ મને પણ ઊંઘ ન આવી. બીજા દિવસે તો ષષ્ટિપૂર્તિનો ભવ્ય સમારોહ! વિચારમાં ને વિચારમાં સવાર પડી ગઈ. મૂળ કાર્યક્રમ પ્રમાણે પાટણમાં યતિ શ્રી હેમચંદ્રાચાર્યનાં 'સિદ્ધહેમ' વ્યાકરણ ગ્રંથની જેમ મારાં કાવ્ય ગ્રંથ 'હોળીનું નાળિયેર' સાથે મારે હાથી પર સવાર થઈ શોભાયાત્રા કાઢવાની હતી, પરંતુ સાધુસમાજના અખાડાની ગજ શાળાનાં ગજપતિઓની આકરી શરતોથી એ કાર્યક્રમ ફેરવવો પડ્યો.

ગામનાં જ ભેરૂમદલ મારવાડી પાસે ઉચ્ચ નસ્લનો ઊંટ હતો. ઊંટ સવારીની સ્પર્ધાઓમાં ઘણીવાર ઈનામો જીતી ગયેલાં આ ઊંટને તેણે એવો તૈયાર કરેલો કે તે બે પગે ઊંચો થઈ નૃત્ય કરવા જેવા અનેક કરતબો પણ કરતો. ગજરાજની સવારી ઝાંખી પડે તેવો તેણે એને શણગાર્યો. આ રજવાડી ઊંટની અંબાડી પર હું મારા કાવ્યગ્રંથને લઈ બિરાજ્યો. મને એવું લાગતું હતું કે, હું ઈન્દ્રના ઐરાવત હાથી પર બેઠો છું. ટપોટપ સેલ્ફીઓ ખેંચાતી હતી. બેન્ડવાજાંવાળા સંગીતની સૂરાવલિઓ રેલાવતાં હતા. ફટાકડા ફૂટતાં હતા. યુવાનો ડિસ્કો કરતાં હતા. ઢોલીના ઢોલ પર નોટોનો વરસાદ વરસતો હતો.

સાક્ષરધામ શમિયાણામાં વાજતે ગાજતે સૌ પહોંચ્યાં. એર ઈન્ડિયાના મહારાજા જેવા વેશમાં હું સજ્જ હતો. સિંહાસન જેવી ખુરશી પર મેં આસન ગ્રહણ કર્યું. મારી બાજુમાં મંચ પર વિદ્વાનો, હીરા બજારના શેઠિયાઓ, મહાનુભાવો બેઠા હતા. પ્રાર્થના પછી કાર્યક્રમ શરૂ થયો. મારા ભૂતપૂર્વ વિદ્યાર્થીઓએ સો સો રૂપિયાની સાઠ નોટોનો હાર પહેરાવ્યો. સરપંચે સાઠ ગુલાબનો હાર પહેરાવ્યો. પ્રગતિશીલ ખેડૂતોએ સાઠ ઘઉંની ડૂંડીનો હાર પહેરાવ્યો. એક ઉત્સાહી રત્નકલાકાર સાઠ શ્રીફળનો હાર લઈને આવ્યા. આ શ્રીફળનો હાર હું પહેરું તો સીધું દવાખાને જવું પડે એટલે તેને હાથ અડાડી તે હાર મંદિરમાં તોરણરૂપે બાંધી દેવા સૂચના આપી. ભભૂતગર એકઠી કરેલી રકમમાંથી રૂપિયા સાઠ હજારની થેલી અર્પણ કરી ત્યારે તાળીઓનાં ગડગડાટ થયા. મારાં સાક્ષર તરીકેનાં ગણનાપાત્ર પ્રદાન બદલ કલમ-એ-રંગના સાક્ષરોએ મને 'ગંગાપ્રસાદ જમનાદાસ મહાસાગર સુવર્ણચંદ્રક'થી નવાજ્યો. સાક્ષવર્ય અમથારામે મારા કાવ્ય સંગ્રહ 'હોળીનું નાળિયેર'ની વિગતે વાત કરી અને બીજા પુસ્તક 'કોના બાપની દિવાળી'ને શુભેચ્છા પાઠવી. આ પુસ્તકો આવતી પેઢી માટે પ્રેરણાપ્રદ બને તે માટે સૌને વસાવવા પણ અપીલ કરી.

હું એક અદનો સાક્ષર આવા બહુમાનોથી ગદ્‌ગદ્‌ થઈ ગયો. મને એ કહેવત યાદ આવી ગઈ, 'સાઠે બુદ્ધિ નાઠી.' એમ પણ કહેવાતું કે, બાર વર્ષે બુદ્ધિ અને સોળ વર્ષે સાન આવે. જો સોળ વર્ષે ન આવે તો છેક સાઠે આવે. ભવાઈનાં વેશમાં આ છપ્પો બોલાતો...

સાઠ વર્ષે આવી સાન,
સાંભળવાને ન રહ્યા કાન,
ઘરનાં છોકરાંવે ઘાંઘો કર્યો,
તણખલાને તોલે કર્યો.

હું આવા વિચારમાં ખોવાઈ ગયો હતો ત્યાં સંચાલકે મને સન્માનના ઉત્તરરૂપે સંબોધન કરવા સૂચન કર્યું. મીઠી મૂંઝવણ અનુભવતો હું ઊભો થયો.

'આદરણીય અધ્યક્ષશ્રી, મંચસ્થ સાક્ષર મહોદય તથા શ્રેષ્ઠીઓ, પૂજ્ય ભભૂતગરજી, સર્વ સાહિત્યપ્રેમી ભાઈઓ અને બહેનો ! આજે સોશ્યલ મીડિયાના જમાનામાં વાચન પ્રેમ ઘટી રહ્યો છે. તેવા સમયમાં અને સાક્ષરોની ષષ્ટિપૂર્તિઓ પણ હવે જવલ્લે જ ઊજવાય છે. એવા સમયે આપ સૌએ તન, મન ધનથી સહકાર આપી મારા જેવા એક અલ્પપ્રતિષ્ઠિત લેખક-કવિની ષષ્ટિપૂર્તિની ઉજવણી કરી મને સાઠ હજાર રૂપિયાની થેલી અર્પણ કરી તે બદલ આપ સૌનો ખૂબ ખૂબ આભાર. ધન્યવાદ. અનેક સન્માનો-સુવર્ણચંદ્રકથી મને નવાજી મારી જે કદર કરી છે તેનું વર્ણન કરવા મારી પાસે શબ્દો ટૂંકા પડે છે. મને અર્પણ થયેલી રકમનો હું પુસ્તકો પ્રકાશિત કરી તેને વહેંચી તેનો સદુપયોગ કરીશ. કવિ કાલિદાસ, ભવભૂતિ, ભારવિ, ભાસ, માઘ, શુદ્રક જેવા મહાકવિઓનાં પુસ્તકો વાંચી તેના પર હું વિના પુરસ્કારે પ્રવચનો આપીશ. સૌનો પુનઃ આભાર ધન્યવાદ. કાર્યક્રમ સમાપ્તિની ઘોષણા.

હું પુલકિત થઈ ગયો છું. મોબાઈલમાં રિંગટોન રણકી ઊઠે છે... મતવાલી નાર ઠુમક ઠુમ ચલી... જાય...' 'હેલો.. સામેથી મંજુલ સ્વર આવે છે,' આ વર્ષના ગુર્જર ગુણનિધિ એવોર્ડ માટે તમારી પસંદગી થઈ છે. ધન્યવાદ !' હું ધન્યતા અનુભવું છું ખુદા દેતા હૈ તો છપ્પર ફાડકે દેતા હૈ... હું ખડખડાટ હસું છું.

ત્યાં પત્નીનો અવાજ કાને પડે છે. ઊઠો ઊઠો ! હવે આઠ વાગવા આવ્યા... આમ ધોળા દિવસે શું ભર ઊંઘમાં હો એમ બકો છો ! જાગો હવે... નિવૃત્ત થઈ ગયાં એટલે આમ એદી જેમ પડ્યાં ન રહેવાનું હોય... જુઓ.. આ ચા ઠંડી થાય છે...

હેં એં... એં... એં... ચાદર હટાવતાં જ હું આંખો ચોળીને બેઠો યયો. આકળવિકળ આંખે હું ઘરની દીવાલોને જોઈ રહ્યો. ક્યાં ગયા ષષ્ટિપૂર્તિ સમારોહનુ ંલાઈવ પ્રસારણ કરનારાં...? ક્યાં ગયા રિપોર્ટિંગ કરતા પત્રકારો ? ત્યારે રેડિયો પર નરસિંહ મહેતાનું આ પદ ગૂંજી રહ્યું હતું. જાગીને જોઉં તો જગત દીસે નહીં, ઊંઘમાં અટપટા ભોગ ભાસે...!

*૨૪૨, પુષ્કરધામ સોસાયટી,*
*યુનિવર્સિટી રોડ, રાજકોટ-૩૬૦૦૦૫.*
*મો. ૯૪૨૬૯૬૩૧૪૨*

# કોર્ટની રમૂજ

*- મધુકર દિ. ધ્રુવ*

**ન્યાયાધીશ** : મધરાતે જ્યારે તમે ધીમી ગતિએ લપતા છુપાતા હો તેવી રીતે જઈ રહ્યા હતા ત્યારે, પોલીસે તમને પુછેલું કે આટલી મોડી રાત સુધી બહાર કેમ ફરો છો ? તો તે બાબતમાં તમારે શું કહેવું છે ?

**આરોપી** : મારા ઉપર શંકા ગયેલી તેથી પોલીસે મને તેવું પુછેલું તે વાત ખરી છે.

**ન્યાયાધીશ** : તો પછી તમે કોઈ ખુલાસો કેમ ન કર્યો ?

**આરોપી** : સાહેબ, હું પોતે જ વિચારમાં હતો કે ઘરે જઈ શું ખુલાસો કરું.

★★★

**ન્યાયાધીશ** : ઝડતીમાં પંચોએ તમારા ખિસ્સા તપાસ્યા ન હતા તેમ તમે શાના આધારે કહો છો ?

**આરોપી** : કારણ કે મારા ખિસ્સામાં જે રકમ મૂકેલી હતી તે અકબંધ હતી

★★★

**વકીલ** : જો ભાઈ, મારી ફીનું ધોરણ ઘણું ઊંચું છે. તારામાં તે આપવાની શક્તિ હોય તો જ વાત કર.

**આરોપી** : વકીલ સાહેબ, ફોજદારી કેસ છે. મારી આર્થિક સ્થિતિમાં તો મારી પાસે એક નવું સ્કૂટર છે પણ...

**વકીલ** : બસ તો પછી તે ગીરવે મૂકી તે રકમમાંથી મારી ફી આપી દેજે વાંધો નહીં. હવે બોલો શું હકીકત છે ? કઈ બાબતનો કેસ લડવાનો છે ?

**આરોપી** : સાહેબ મેં કહ્યું તે સ્કૂટર ચોરવા બદલ મારા સામે કેસ થયેલો છે.

★★★

**ન્યાયાધીશ** : તમારી છત્રી ચોરાઈ ગઈ તો તેની ફરિયાદ પોલીસમાં ક્યારે કરી ?

**ફરિયાદી** : તે જ દિવસે.

**ન્યાયાધીશ** : પણ તમને ખબર ક્યારે પડી કે તમારી છત્રી ચોરાઈ ગઈ છે ?

**ફરિયાદી** : વરસાદ શરૂ થયો અને મેં છત્રી ઉઘાડવા હાથ ઊંચો કર્યો ત્યારે.

★★★

**ન્યાયાધીશ** : તે પત્ર શ્રીમતી શાંતાકુમારી ગુપ્તાને પોતાને જ મળે તે માટે કઈ યોજના કરેલી ?

**સાક્ષી** : તે માટે તે પત્રના કવર ઉપરનું સરનામું તેણીના પતિના નામનું લખવાનું અને તે કવર ઉપર ‘અંગત’ એવો શેરો કરવો.

★★★

**ન્યાયાધીશ** : તમે તમારી પત્નીને ઘરકામમાં મદદ કરો છો ?

**પક્ષકાર પતિ** : ના જી. પણ મારી પત્ની મને ઘરકામમાં મદદ કરે છે.

★★★

**ન્યાયાધીશ** : તમે અરજદારનો ઝભ્ભો અને પાયજામો ખોઈ નાંખ્યો આમ છતાં ધોલાઈના પૈસા માંગો છો તે બાબતમાં શું કહેવું છે ?

**સામાવાળા (ધોબી)** : માનનીય સાહેબ, ઝભ્ભો અને પાયજામો ધોવાયા પછી ઈસ્ત્રી કર્યા પછી ખોવાઈ ગયા એટલે હું તો મારી મહેનતના પૈસા ગણતરીમાં લેવા કહું છું.

★★★

**ન્યાયાધીશ** : ખોટું બોલનાર કર્મચારી સાથે તમે કઈ રીતે કામ લો છો ?

**પક્ષકાર કંપની મેનેજર** : નામદાર સાહેબ, એવા કર્મચારી થોડાં વર્ષ કામ કરે પછી અમે તેને સેલ્સમેન બનાવી દઈએ છીએ.

★★★

**ન્યાયાધીશ** : તો મેં એ પુસ્તક શા માટે ખરીદ્યું તે અંગે કંઈ કહેવા માંગો છો ?

**મહિલા પક્ષકાર** : જી સાહેબ.

**ન્યાયાધીશ** : તો જણાવી શકો છો.

**મહિલા પક્ષકાર** : બહાર જવાનું થયું ત્યારે દુકાનવાળાએ કહ્યું કે આજે તમારા પતિએ આ પુસ્તક ખરીદ્યું છે. તે પુસ્તક છે - ‘ઘરની બહાર રહેવા માટેના સો બહાનાં’

★★★

**ન્યાયાધીશ** : તમારી ચેકબુક ખોવાઈ ગઈ તો તેની ફરિયાદ તમે ક્યાં કરી ?

**ફરિયાદી** : નામદાર સાહેબ, મેં પોલીસ સ્ટેશને તેમજ બેન્કમાં મેનેજરને માહિતી આપી.

**ન્યાયાધીશ** : તે ફરિયાદનું શું થયું ?

**ફરિયાદી** : પોલીસે કહ્યું તપાસ કરીશું અને બેન્ક મેનેજરે કહ્યું કે 'સંભાળજો, તમારી ચેકબુકમાં ચેક ઉપર કોઈ પણ માણસ સહી કરી શકે.'

**ન્યાયાધીશ** : તો પછી તમે શું કર્યું ?

**ફરિયાદી** : મેં બેન્ક મેનેજરને કહ્યું કે મેં બધા જ ચેક ઉપર સહી કરેલ છે, એટલે બીજું કોઈ સહી નહીં કરી શકે.

★★★

**ન્યાયાધીશ** : તમે કહો છો કે, આરોપીઓએ તમને ઘેરી લીધા અને તમારી પાસે જે કંઈ માલ મિલ્કત, રોકડ રકમ, પહેરેલાં ઘરેણાં સુદ્ધાં પડાવી લીધા, સાથે એમ પણ કહો છો કે, તમારી પાસે રીવોલ્વર પણ હતી તો પછી આવું કેવી રીતે બન્યું ?

**ફરિયાદી** : જી નામદાર સાહેબ, મારી પાસે રીવોલ્વર હતી પણ તેના ઉપર તે લોકોનું ધ્યાન જ નહોતું ગયું.

★★★

**ન્યાયાધીશ** : શું તમે એમ કહેવા માંગો છો કે ફાંસીની સજાથી ગુન્હાઓ ઓછા થાય છે ?

**વકીલ** : જી સાહેબ.

**ન્યાયાધીશ** : ફાંસીની સજાથી ગુન્હાઓ ઓછા થયાના કોઈ દાખલા કે પ્રમાણ ખરાં ?

**વકીલ** : જી નામદાર સાહેબ, જે જે લોકોને આપે ફાંસીના માંચડે મોકલ્યા તેમણે ત્યાર પછી ક્યારેય પણ કોઈ ખૂન કે બીજો ગુન્હો કર્યો નથી.

★★★

**ન્યાયાધીશ** : તો શું તમારા લગ્ન થયા તે અરસામાં તમારા પતિને બધા એક બહાદુર વ્યક્તિ તરીકે જાણતા હતા ?

**પક્ષકાર પત્ની:** જી સાહેબ, તે વખતે મને જરા પણ લાગેલું નહીં કે તેઓ બીકણ અને ડરપોક માણસ છે.

**ન્યાયાધીશ** : તમારી પત્નીના આ નિવેદન બાબતમાં તમારે શું કહેવું છે ?

**પક્ષકાર પતિ :** મારા લગ્ન પહેલા તો બધા જ લોકો મને બહાદુર વ્યક્તિ તરીકે જ ઓળખતા હતા.

★★★

**ન્યાયાધીશ** : તમારો દીકરો શું કામ કરે છે ?

**સાક્ષી** : સાહેબ, હાલમાં તો તે જેલમાં છે.

**ન્યાયાધીશ** : પણ તે પહેલાં શું કામ કરતો હતો ?

**સાક્ષી** : જી સર, તેણે એક દુકાન ખોલી હતી.

**ન્યાયાધીશ** : પણ જેલમાં કયા કારણસર છે ?

**સાક્ષી** : મેં જણાવ્યું તેમ દુકાન ખોલી હતી તે તાળું તોડીને ખોલી હતી એટલે.

★★★

**ન્યાયાધીશ** : તમારી પત્નીની બાબતમાં બીજી શું રજૂઆત છે ?

**પક્ષકાર પતિ :** સાહેબ મારી પત્નીની યાદશક્તિ બહુ ખરાબ છે.

**ન્યાયાધીશ** : એટલે તમે શું કહેવા માંગો છો ?

**પક્ષકાર પતિ :** માનનીય સાહેબ, તે નાની નાની વાતો પણ યાદ રાખે છે.

★★★

**ન્યાયાધીશ** : તમે મહેનત કરી હોય તેવો કોઈ દાખલો છે ?

**આરોપી** : જી સાહેબ, ગઈ વખતે આપ નામદાર સાહેબે જ મને સખ્ત મજૂરી સાથેની કેદની સજા કરેલી.

*એ-૩૭ રો હાઉસ, સોમેશ્વર-૨,*
*જોધપુર ચાર રસ્તા પાસે, સ્ટાર બજાર સામે, સેટેલાઈટ રોડ,*
*આમદાવાદ-૩૮૦૦૧૫. મો-૯૮૨૫૩૨૫૪૯૨.*



# બકવાસ પ્રેમ

*- કૃષ્ણ પંડિત*

**અ**તિથિ વિશેષ તરીકે - નોતરેલ વ્યક્તિ, માનને બદલે અપમાન અથવા આદરને બદલે ઘૃણાને પાત્ર હોય, છતાંય, એન્કરને બોલવું પડે છે કે, અત્યંત અગત્યનાં રોકાણો હોવા છતાં, માનનીય શ્રી કોદરભાઈ સાહેબ સમય કાઢી અત્રે ઉપસ્થિત થયા છે. તે બદલ અમારા મંડળ વતી હું આભાર માનું છું. તાલીઓ, સંસ્થાના ભંડોળ મંત્રી કૈલાસબહેન એમનું ફૂલહારથી સ્વાગત કરશે. તાલીઓ...

આવી બકવાસ પ્રધાન-પ્રેમ ઘટના વિષે રમૂજ કરવી છે. જોકે આ વાસ્તવિક ઘટનામાં મારી સેક્ટર 'અની' સોસાયટીના નિવૃત્ત સહકર્મચારી કમ પડોશીઓ સાથે હું પણ અદાકાર તરીકે હતો, અથવા છું. આ ઘટના ચિત્ર વાંચ્યા પછી, આપ કહેશો કે, 'માણસ માત્ર બુદ્ધિમાન છે. પરાક્રમી છે, સાચો યા ખોટો પ્રેમ કરતાં એને આવડે છે. તથા સામાજિક જવાબદારી ઉઠાવવામાં, આપણી કાશ્મીર, બોર્ડરના સૈનિક જેમ તે સંનિષ્ઠ ને સતર્ક છે. એક અંગ્રેજી ઉક્તિ છે,'ઉંદરની સ્મેલ આવે, એ પહેલાં, સતર્ક વ્યક્તિ, કોથળામાંથી બિલાડું કાઢવાની તૈયારી કરે છે ! અમો બધા, બિલાડું પાળી બેઠેલા છીએ.'

"ગાંધીનગરના ભવ્યાતિભવ્ય સ્વચ્છ રસ્તા કે જ્યાં ઠેર-ઠેર ડસ્ટબીનો ને બાંકડા છે. તૂટ્યા વગરના બાંકડા પેલા તૂટેલાં બાંકડાની મજાકો કરે છે. તથા હળવાશની પળોમાં, પાલિકાના વહીવટની અને સત્તાધીશોની રમૂજો કરે છે. આવા રસ્તે વાહન ચલાવાનો લ્હાવો લેવા, હું નીકળ્યો ત્યાં વિદ્વાન નટુ ભાવસાર મળ્યો પછી અમો ઉષ્ણોદક (ચા)ની લારીએ બેઠા. અન્ય ઘણા બધા બેઠા હતા. એકાદ જાણીતા જણે, નટુભાઈને બોલાવ્યા. હું, નામી હાસ્યલેખક હોવા છતાં, કોઈએ મારો ભાવ પણ ન પૂછ્યો !"

નટુભાઈ ગુસ્સામાં હોય એમ મને લાગ્યું. મેં પ્રશ્ન કર્યો, નટુભાઈ શું વાત છે ?

કંઈ ટેન્શનમાં છો ?

વ્યંગ કરતાં ને ચાબખો વીંઝતાંને વધા, સોસાયટીમાં રોજબરોજ નવા પ્રશ્નો ખડા થયા છે. જેના ઉકેલ માટે અમો બધા રાવલ-પટેલ, દેસાઈ ને ગોર સહિતના બધા મિટિંગો કરી કલાકો ખર્ચીએ છીએ પણ તમને છે કાંઈ ચિંતા ? મિટિંગો એટેન્ડ કરો તો ખબર પડે કે કેટલું ટેન્શન છે ?

હું: 'નટુભાઈ એમ આડું ન બોલો. હું પણ મિટિંગમાં આવું જ છું. પણ આજનો, તાજો પ્રશ્ન શું છે ? એ તો કહો ?'

તેઃ 'પ્રશ્ન તો ૧ વર્ષ જૂના દારૂ જેવો વાસી છે. તમે તો જાણો છો. આપણો સહકર્મચારી ને મિત્ર એવો નાથુ બે વરસ પેન્શન ખાઈ એના પાગલ કુપુત્ર મનોજને ખાસ આપણી જ સોસાયટીના માથે મારી ઉપર પહોંચી ગયો...'

હવે ગઈ કાલે રાતે એની પ્રેમિકા (કાલ્પનિક) એવી દાધારંગી કાંતિ ગોરની બૈરી શાંતાને જોવા, સ્માઈલ આપવા, બાય કરવા રાતના બાર કલાકે, તે આવ્યા હતો. તાકડે આપણા ચોકની સઘળી લાઈટો બંધ હતી. પ્રેમઘેલો મનોજ ટાઈમ પાસ કરવા આપણી તથા આપણા પડોશની સોસાયટીની ગલીઓમાં આંટા દેતો હતો, તેવે ટાણે આપણો રોકેલ રાત્રી ને દિનો ચોકીદાર ગુરખો પણ આંટા દેતો હતો... તેને સોસાયટીમાં ચોર આવ્યો છે અથવા ઘૂમે છે અને તાળું તોડવાની પેરવીમાં છે, એમ લાગ્યું.

અમારો ચોકીદાર કર્મઠ ને વધુ પડતો લાગણીશીલ હતો. તેથી તે મનોમન વિચારતો હતો કે, ત્રણેક વર્ષથી બેઠાં બેઠાં હરામનો પગાર, આ સોસાયટીનો મેં ખાધો છે. તથા હજુ સુધી મેં એક પણ હિંમતવાળું શૌર્યગીત લખાય એવું ચોરને પકડી, ધોલાઈ કરી પ્રથમ સોસાયટીને અને તે પછી પોલીસને સોંપવાનું શાબાસીભર્યું કામ કર્યું નથી. તેથી આજે ઈશ્વરે મને સામે ચડી તક આપી છે એટલે ચોરને પકડી પાડું, આમ ગુરખાએ 'ચોર... ચોરની' બૂમો સાથે દોડ મૂકી. ચાલાક મનોજ તો ક્યારનો સોસાયટી છોડી મેઈન રોડ ક્રોસ કરી બીજા સેક્ટરમાં પહોંચી ગયો હતો, આમ 'ચોર ચોર'ની બૂમો સાંભળી, સમગ્ર સોસાયટી જાગી ગઈ, રાવલ, પટેલ દંડા લઈ નીકળ્યા, દેસાઈ ધારીયું લઈ નીકળ્યો. કેટલીક મહિલાઓ વરંડામાં ઊભી-ઊભી 'ચોર ચોરની' બૂમો પાડતી હતી. નટુ ભાવસાર ચાર સેલવાળી ટોર્ચ લઈ નીકળ્યો, કાંતિ ગોર લૂંગી ને બનીયન સાથે હાથમાં હોકી લઈ ગુરખાની પાછળ દોડ્યો.

અંધારામાંની અર્ધો કલાકની અમારી કવાયતને અંતે, અચાનક લાઈટ આવી... અમારી આ નવજાત દુર્ઘટના માટે જવાબદાર અંધકાર છે. ચોર થકી નહીં પણ અંધકાર થકી અમને વધુ સહેવા વેળા આવી છે. ઊજાસમાં અમે જોયું તો, ખૂબ દોડ થકી ગુરખો બેભાન થઈ પડ્યો હતો. હોકી લઈ દોડેલ કાંતિ કોઈએ ઢોળેલ પાણી થકી લપસી પડ્યો ને બબડતો ને કણસતો હતો, કોઈ મને દવાખાને લઈ જાઓ, મારો પગ ભાંગ્યો છે. ભારે કળતર થાય છે. હાય ! ઓય મા...! ગુરખાની હાલત અમને નાજુક લાગી. ધમણ જેમ ચાલતા શ્વાસ અટકી ગયા હતા, આંખો ફાંગી થઈ ગઈ હતી. રાવલ તથા દેસાઈ તરત જ એમની કાર લઈ આવ્યા. ગુરખાને સિવિલમાં એડમિટ કર્યો. કાંતિને

ખાનગી હાડકાના ડોક્ટર પાસે લઈ ગયા. ડાબા પગે આખો પગ ઢાંકે એવો પાટો આવ્યો. કારણ ઢીંચણ ઉપર થાપામાં ને ઢીંચણ નીચે, સળિયા મૂકી ડોક્ટરે પ્લાસ્ટર કર્યું હતું...

પાગલ મનોજ, હવે મનોજને બદલે દેવદાસ અથવા મજનુ થઈ ચૂક્યો હતો. તેની હરકતો વધતી ગઈ હતી. સોસાયટી ચોકમાં દૂધ વિતરણનું પોઈન્ટ હતું. પરોઢે પાંચ કલાકે દૂધની વાન અને દૂધ વિતરણ વાળો આવી પહોંચે એ સાથે તે આવી પહોંચતો... સોસાયટીના ઘરોના ચક્કર કાટતો... ભાદરવી પૂનમે અંબાજી પહોંચવા સળંગ ત્રણ દી સુધી લોકો ચાલ્યા કરે. એમ મનોજ સોસાયટીમાં ચાલ્યા કરતો, છેલ્લા એક અઠવાડિયા દરમિયાન, 'હિરો-હિરોઈન' જેમ મિનિમમ વસ્ત્રોમાં તેણે ફિલ્મી ગીતો લલકારવાનું શરુ કર્યું, તે થકી સોસાયટીના જવાનીયા પાછળ પડ્યા ને ભારે ધોલાઈ કરી, પણ તેની કોઈ અસર ન થઈ, ચાર દી બાદ ફરી હાજર થઈ ગયો.

આખરે આ સમસ્યાના નિવારણ માટે પ્રમુખ લાભશંકરે જનરલ મિટિંગ બોલાવી. ૧૦૦ કપ ચા સાથે નાસ્તાનો પ્રબંધ કરવા કેટરરને ઓર્ડર આપ્યો. ૯ વાગે મહિલા વર્ગ સહિત બધા ચોકમાં ભેગાં થયાં. ચા-નાસ્તા સાથેનું મનોરંજન મફતમાં મળનાર હતું. મિટિંગ શરૂ થઈ, મજાક મસ્તી માટે - એન્ટરટેઈનમેન્ટ ટેક્ષ ફ્રી - લાભશંકર, 'જુઓ - પંડિત, આપણા બધા કરતાં વધુ વિદ્વાન છે. વળી એને બોલતાં ફાવે છે.'

એટલામાં કોઈ વચ્ચે બોલ્યું, લાભુભાઈ પંડિતને બોલતાં નહીં, બાફતાં ફાવે છે.

બધા ખખડીને હસ્યા, કેટલાકે કાંતિ ગોરનો હુરિયો પણ બોલાવ્યો મારો ન બોલાવ્યો તેથી હું ફુલાયો.

જોકે, આ કોમેન્ટ થકી, બે ઈજ્જત થવા છતાં હું ઊભો થઈ બોલ્યો, ભાઈઓ, પ્રેમોન્માદી અર્ધ પાગલ જંગલી મનોજની, શાંતાભાભી થકી ઊભી થયેલી બેશરમ હરકતોથી સોસાયટી ત્રાસી ગઈ છે, આ પ્રશ્નના ઉકેલ માટે સુઝાવ પેશ કરવા હું અપીલ કરું છું...

તાલીઓ... સાથે અવાજ, 'પંડિતભાઈ તમે બહુ બોલ્યા માટે બેસી જાઓ.'

રાવલઃ 'પ્રમુખશ્રી - એક નાસમજ જંગલી દિપડો અમારા ગામમાં ગઈ સાલ ઘૂસી આવ્યો ત્યારે અમોએ વન વિભાગને ફરિયાદ કરી હતી, તે રીતે આપણે વન વિભાગ પાસે જઈએ.'

મજાક મસ્તી સાથે બધા વધા, 'રાવલભાઈ, તમારા ઘરમાં દિપડો આવશે ત્યારે આપણે વન વિભાગ પાસે જઈશું. હાલ પૂરતા, તમો બેસી જાઓ.'

પટેલઃ 'ભાઈઓ, મારા ઓળખીતા વિદ્વાન એક બ્રાહ્મણ છે અને તેમની સલાહ છે કે, આપણે' 'મનોજ કષ્ટ નિવારણ 'શત કુંડી યજ્ઞ' કરીએ. ખરચ વહેંચી લઈશું.'

અવાજો : પટેલભાઈ, બેસી જાઓ ! એ કાકા બેસી જાઓ !

પ્રમુખ વધાઃ 'પટેલ, તમારા બચુડાના લગન થાય, તે ટાણે ખુશાલીમાં ૧૦૦ કુંડી યજ્ઞ કરજો...

અંતે... સેક્ટરના પોલીસ સ્ટેશને ભારે સંખ્યાબળ સાથે જવું, જેથી પોલીસ તંત્ર ઢીલું ઘેસ થઈ જાય. આમ બીજે દી, સમસ્યાના કેન્દ્રમાં કાંતિ હોઈ, તેના ભાગેલા પગના પ્લાસ્ટર સાથે વ્હીલચેરમાં તેને બેસાડી અમો ઉમટ્યા. પડખેની સોસાયટીના નવરા તથા એક્ટિવ પણ જોડાયા. સહુથી આગળ વ્હીલચેરમાં ઉંઘતા કાંતિને બેસાડ્યો હોઈ, અમારું સરઘસ શેનું છે ? ક્યાં જાય છે ? શા સારુ જાય છે ? તે વિશે લોકો તર્ક-કુતર્ક કરવા માંડ્યા. ગિનીસ બુકમાં નામ આવી શકે તેવું આ સરઘસ ગણાય. અમારા સરઘસના હેતુ બાબતે ઘણા બધાએ ઘણાં બધાં અનુમાન બાંધ્યાં. જોકે અનુમાનમાં બંધાઈએ એવા અમો નથી.

કોઈએ કહ્યું : 'આ લોકો, વરદાયિની માની જાત્રાએ રૂપાલ જતા લાગે છે. કાંતો કેમ્પના હનુમાને જતા લાગે છે.'

કોઈએ કહ્યું : 'મરનાર માટે (કાંતિ માટે) પાલખીની વ્યવસ્થા ન થતાં વ્હીલચેરમાં બેસાડી. સેક્ટર-૩૦ના શમશાને જતા લાગે છે.

અમો સેક્ટરના પોલીસ સ્ટેશને પહોંચ્યા, ત્યાં બહાર નજીકમાં તળાતાં ભજીયાંની વાસ આવતી હતી, એક જણે પોલીસો માટે કિલો ભજીયાં લેવાની વાત કરી. પણ અમે કહ્યું: 'આપણી પોલીસ ઈમાનદાર ને પ્રમાણિક છે.'

એટલામાં ટોળું જોઈ બે ત્રણ પુલીસમેન દોડી આવ્યા ને બોલ્યા, 'કોનું કામ છે ?' અમે કહ્યું : 'સાહેબને મળવું છે.'

તે વધો : આઈ.જી.પી. સુધીના બધા સાહેબો બંદોબસ્તમાં છે. અઠવાડિયા પછી આવજો.

---

*૧૩૨૯/૨, સેક્ટર-૩-બી,*
*ગાંધીનગર-૩૮૨૦૦૬.*
*મો. ૯૬૮૭૪૮૫૮૮૦*



# "નવરી બજાર ફિલ્મના ચક્કરમાં"

- જીતેન્દ્ર ઠક્કર

"**બો**સ સાંભળ્યું ! ગુજરાત સરકારે ગુજરાતી ફિલ્મ માટે સબસિડી જાહેર કરી છે ! ૫૦ લાખ..." હરખપદુડિયા હિતીયાએ ચાની ચુસકી મારતાં મારતાં મમરો મૂક્યો... તરત જ પદિયો જાગૃત થયો... "ના હોય ! અલ્યા તો તો આપણે બનાવી જ નાખીએ..." હિતીયાએ પદીયાને સમજાવતાં કહ્યું "ભાઈ લોકોને બનાવવાની વાત નથી, સારી ફિલ્મ બનાવવાની વાત છે... સરકાર કાંઈ એમને એમ ૫૦ લાખ આપી દેવાની નથી. ગ્રેડેશન પ્રમાણે એટલે કે ગુણવત્તાના ધોરણે સબસિડી આપશે... ૫૦ લાખ એ ગ્રેડ માટે, ૨૫ લાખ બી ગ્રેડ માટે અને ૧૦ લાખ સી ગ્રેડ માટે..." પદીયાથી ના રહેવાયું, એણે તરત જ પોતાની જાત બતાવતાં શરૂ કર્યું "ભાઈ આપણે સી ગ્રેડમાં તો આવીએ ને ! દસ લાખ તો ખોટા નથી ને ! બે પાંચ લાખ બીજા ત્રીજા રાઈટ્સ વેચીએ એના મળે અને ફિલ્મ ચાલી જાય એના આવે એ નફો... પંદર લાખમાં તો બોસ આપણે ફિલ્મ પૂરી કરી નાખીએ..." પદિયાની વાત સાંભળીને બીજા બે અધૂરા ઘડાઓ બીડી ફૂંકતા ફૂંકતા ઊભા થયા... "બોસ પંદરમાં તો બે ફિલ્મો થાય... ગયા વર્ષે મેં જ બનાવી હતી ને ! ચંદુડીયાની પાર્ટનરશીપમાં... "કાણી તોય મારા રૂદિયાની રાણી" સાત લાખમાં ફિલ્મ બનાવેલી... એ વખતે પાંચ લાખ જ સબસિડી હતી... એ મળી ગઈ... બે લાખ ડીજિટલ રાઈટ્સ-ઓડીઓ-વિડિઓ રાઈટ્સના મળ્યા અને થિયેટરમાં ફિલ્મ ચાલી એ નફ્ફો બોસ..."

પદિયાના મોંમાં લાળ ટપકવા માંડી... મનોમન વિચારવા માંડ્યો... દસ લાખમાં ટનાટન ફિલ્મ બનાવવી... સરકાર દસ લાખ તો આપશે જ... બીજા રાઈટ્સના પાંચ સાત લાખ મળી જશે. થિયેટરમાં વકરો થશે એ તો સાવ જુદો... દસ લાખ નફો તો મળશે જ... દર વરસે એક ફિલ્મ બનાવવી એવું મનોમન નક્કી કરી નાખ્યું... પાંચ વરસમાં તો વન બી.એચ.કે. ફ્લેટ અને એક મારૂતિ ફ્રન્ટી તો આવી જ જશે... લગ્ન કરીશું... બાળકો થશે... પપ્પા પપ્પા કહેશે... વાહ જીવનમાં આનંદ જ આનંદ... પાંચ મિનિટમાં વિચારે તો પદિયાને સદ્‌ગૃહસ્થ બનાવી નાખ્યો... દરેક છાપાંની હેડલાઈન્સમાં ફિલ્મ ડિરેક્ટર પ્રધ્યુમન પારેખના ઈન્ટરવ્યૂ છપાશે એવા વિચારો પણ આવવા માંડ્યા... એણે તરત જ ચાર આખ્ખી ઈલાયચી વાળી બાદશાહી ચાનો ઓર્ડર આપ્યો અને સાથે ચાર મસ્કાબન પણ ખરાં... આજુબાજુ ગોઠવાયેલી નવરી બજારોને તો જાણે આજે જ ધનતેરસ થઈ ગઈ.

પદિયાએ હવે ફિલ્મ બનાવવાનું નક્કી જ કરી નાખ્યું... પોતાના એકના એક બાપાના પેન્શનના ભેગા કરેલા પાંત્રીસ હજાર રૂપિયા, આકાશના ચાંદ-તારા બતાવીને પદિયાએ પોતાના ખિસ્સામાં સેરવી લીધા. પોતાના ખાતામાં બે હજાર ત્રણસો મરણ મૂડી હતી એ પણ ત્રણસો રાખીને ઉપાડી લીધી. આમ સાડત્રીસ હજારના માતબર રોકાણથી ફિલ્મ શરૂ કરવાનું ફાઈનલ કર્યું. રાત-દિવસ વગર વિચારે ફિલ્મની સ્ટોરી લખવાનું જાતે જ નક્કી કર્યું. જોકે પદિયાને ગુજરાતીમાં ૩૦ માર્ક્સ જ આવેલા, પાંચ કૃપાગુણના આધારે આઠમીમાં ઉપર ચઢેલો. ત્યારબાદ શાળાનું મોં પદિયાએ જોયું નથી. તેમ છતાં એણે ફિલ્મ લખવાનું દુઃસાહસ કર્યું. ફિલ્મનું ટાઈટલ આપ્યું.. 'એલઈડી ટ્યુબલાઈટ...' સલમાનખાનની ફિલ્મનું ટાઈટલ સાદી ટ્યુબલાઈટ હતું, એટલે આજના જમાનામાં એ ના ચાલે, એટલે પદિયાએ પોતાની ફિલ્મનું ટાઈટલ 'એલઈડી ટ્યુબલાઈટ' રાખ્યું. એનો આત્મવિશ્વાસ જબરજસ્ત હતો. ફિલ્મની વાર્તા કંઈક આવી હતી. ફિલ્મનો હીરો ટ્યુબલાઈટની ફેક્ટરીમાં કામ કરે છે... તેને વિચાર આવે છે કે સાદી ટ્યુબલાઈટના બદલે એલઈડી ટ્યુબલાઈટ બનાવવી... કારખાનામાં એક છોકરી કામ કરતી હોય છે... બંનેની આંખો મળે છે. બંને ગીત ગાય છે "તને મારૂતિ ગાડી અપાવી દઉં... રિવરફ્રન્ટમાં મકાઈ ખવડાવું..." બસ બંને નક્કી કરે છે કે આપણે અલગ ફેક્ટરી બનાવવી અને એલઈડી ટ્યુબલાઈટો બનાવીને સરકારને આપવી. સરકાર નાગરિકોને આ એલઈડી ટ્યુબલાઈટ સબસિડીથી આપશે. લાખો ટ્યુબલાઈટો વેચાશે. આમ હીરો-હીરોઈન કરોડપતિ બની જાય છે. આ વાર્તામાં સ્વચ્છતા ઝુંબેશ અને શૌચાલયની વાર્તા પણ વણી લેવામાં આવે છે. ફિલ્મનું ટાઈટલ બદલવામાં આવે છે. "એલઈડી ટ્યુબલાઈટ - એક પ્રેમકથા" બસ પદિયો હવે માતેલા સાંઢની જેમ ગામ આખામાં ફરવા માંડ્યો... સ્ટોરી પોતાની, ડાયરેક્ટર પોતે એટલે એ ખર્ચો બચી ગયો...

કલાકારોનાં ઓડીશન લીધા... એમાં ૧૦૦ રૂપિયા ફી લીધી એટલે ૫૦૦૦ એમાં કમાયો... મુખ્ય કલાકારમાં પોતાની સ્કૂલના જ મિત્ર રમણને લીધો... હીરોઈનમાં મુંબઈથી એક નિરાધાર બહેનને બોલાવ્યાં... હીરોનું નામ રમણકુમાર... હીરોઈનનું નામ ચંદનબાળા રાખ્યું... નાના મોટા રોલમાં ગામના નાટકના - ભવાઈ મંડળના કલાકારોને લીધા. શુટીંગ શરૂ થયું. પદિયાને લાગતું હતું કે કદાચ મારી ફિલ્મ ઓસ્કારમાં જશે. છેવટે નેશનલ એવોર્ડ તો મળશે જ. સરકારશ્રીના સંદેશને વણી લેતી આ વાર્તા શ્રેષ્ઠ લેખનનો એવોર્ડ તો જીતશે જ... કેમેરામેનના સહારે ફિલ્મ પૂરી થઈ. માત્ર સાત દિવસમાં આખી ફિલ્મનું શુટીંગ પૂરું થયું. એડિટિંગ-ડબીંગ બેકગ્રાઉન્ડ સંગીત વિગેરે પણ ઉધારીમાં પૂરું કર્યું. પદિયો હવે પ્રધ્યુમન સર બની ગયો હતો... ભવાઈ મંડળની રસીલા, શાંતાદેવી અને કોમેડિયન મુળજી મેનેજર તો પ્રધ્યુમનની આજુબાજુ સર-સર કહીને ફર્યા કરતાં. ફિલ્મ સેન્સરમાં ગઈ. સેન્સરના મોટાભાગના સભ્યો, આ ફિલ્મ જોઈને બેભાન થઈ ગયા. સેન્સરનું કયુ સર્ટિફિકેટ આપવું એ સમજાતું ન હતું. છેવટે ગમે તે એક સર્ટિ આપ્યું. ડિસ્ટ્રીબ્યુટરો આ ફિલ્મ જોઈને લાઈન છોડવા તૈયાર થઈ ગયા. થિયેટર માલિકોને સ્વાઈન ફ્લુ થઈ ગયો. છેવટે આ ફિલ્મ એક નાનકડા ગામમાં સીંગલ સ્ક્રીન થિયેટરમાં રજૂ કરવાનું નક્કી થયું... આ ફિલ્મ જોવા પદિયાની ફિલ્મના મુંઝાયેલા કલાકારો તથા ઘરના નાદાર સભ્યો હાજર હતા. ફિલ્મ જોયા પછી પદિયાના પિતાજીએ મનોમન વિચાર્યું "કયા કાળ ચોઘડિયામાં મેં આ પદિયાનું નિર્માણ કર્યું હશે !" ખૂબ પસ્તાવો થતો હતો પણ હવે શું થાય ? જબ ચીડીયા ચુક ગઈ ખેત ! એલઈડી ટ્યુબલાઈટના ડિસ્ટ્રીબ્યુટરોએ આ ફિલ્મ પર બાન લાવવા માટે કોર્ટમાં અપીલ કરી. પોતાની એલઈડી ટ્યુબલાઈટોના વેચાણમાં ઘટાડો થશે તેવી બીકના કારણે પદિયાની આ ફિલ્મ માટે મોટો વિરોધ થયો. છેવટે પદિયાને આ ફિલ્મ રજૂ ના કરવા માટે વળતર રૂપે એલઈડી ટ્યુબલાઈના ડિસ્ટ્રીબ્યુટરોએ ભેગા મળીને પચાસ હજાર રૂપિયા આપ્યા. પદિયાને ફિલ્મ પાછળ પાંત્રીસ હજાર રોકડાનો ખર્ચ થયેલો. બાકીના ઉધારી હતી. ઉધારી ચૂકવવાનો પ્રશ્ન તો હતો જ નહીં ! પચાસ હજારનો વકરો લઈને પદિયો ભૂગર્ભમાં જતો રહ્યો. હજી પણ નાટક મંડળીના કલાકારો, એડિટિંગ, ડબીંગ અને કેમેરાવાળા પદિયાને શોધે છે. કોઈને એની ભાળ મળે તો કહેજો... નહીંતર સાલમુબારક... બીજું શું ???

*૩, સંજયપાર્ક, સુંદરવન પાછળ,*
*સેટેલાઈટ રોડ, અમદાવાદ-૩૮૦૦૧૫.*
*મો. ૯૮૨૫૩૬૫૪૪૪*






# બઢતી કા નામ દાઢી

*- કિશોર અંધારિયા*

**સ્ત્રી**ને કુદરતે સૌંદર્ય આપ્યું છે એની ઈર્ષ્યા ક્યારેક કોઈ બીજી સ્ત્રીને પણ થાય છે, પરંતુ આખી પુરુષજાતિને માથાકૂટ (એટલે કે દાઢી કૂટ) નથી કરવી પડતી. કુદરતે જ એને એમાંથી મુક્તિ આપેલ છે. પુરુષ તો આજીવન આ કામમાંથી નવરો નથી પડતો. સેલરીમાંથી સેવિંગ્જ થાય કે ન થાય, આ શેવીંગ વગર નથી ચાલતું. ક્લિનશેવ કરીને સવારમાં પોતાનો ચોખ્ખો ચણાક, લીસ્સો ચહેરો નીરખીને હરખાનારો માણસ બીજે (કોઈક વળી ત્રીજે !) દિવસે અરીસામાં નજર નાખે એટલે પોતે પોતાની નજરમાંથી ઉતરી જાય એવી લાગણી થાય છે. દાઢીના સમગ્ર પ્રદેશ-વિસ્તારમાં કાંટાની જેમ આડેધડ વાળ ઊગી નીકળ્યા હોય છે. દાઢીનું નામ મોંઘવારી ન હોવા છતાં વધતી જ રહે છે. ચહેરો ગુલાબ જેવો હોય કે ન હોય, કાંટા જેવા વાળ ઊગવા ફરજિયાત હોય છે.

દાઢી કરવાનું કામ અણગમતું લાગવા છતાં રોજ રોજ નિયમિત કરનાર સવંતીલાલને એટલે જે થાય છે કે આના કરતા તો પોતે સ્ત્રી હોત તો કેવું સારું હતું ? આવો વિચાર તેણે એની પત્ની સમક્ષ વ્યક્ત કર્યો, એના જવાબમાં પત્નીએ કહ્યું, '... તો હું તમારી સાથે લગ્ન કરવામાંથી ચોક્કસ બચી જાત !'

ગુફાવાસી આદિમાનવના સમયમાં કેશકર્તન એ કલા નહીં ગણાતી હોવાથી ત્યારે, પુરુષના દાઢીના વાળ માથાના વાળથી ક્યાં જુદા પડે છે એ પણ ખબર ન પડે એટલી હદે વધતા-ગૂંચવાતા રહ્યાં હશે. સિંહની કેશવાળી અને આદિમાનવની દાઢી... જંગલમાં એ સમયે બંને સ્પર્ધામાં હશે. શક્ય છે કોઈ આદિમાનવની આદિપ્રેમિકાએ એને એમ કહ્યું નહીં હોય કે, 'તારી આ વધી ગયેલી મેલીઘેલી દાઢી તો જો... કેટલો કદરૂપો



લાગે છે ! મને તો ક્લિનશેવ્ડ મેન ગમે !' જેના કારણે અસ્ત્રા અને બ્લેડ-રેઝરની શોધ બહુ મોડી થઈ હશે.

ખેડૂતને જેમ ખેતરમાં આડેધડ ઊગી ગયેલ નીંદામણ દાતરડાં વડે વાઢીને દૂર કર્યા કરવું પડે છે તેમ, એ ખેડૂત સહિત સઘળાં પુરુષોએ આ ખેતી તો કરવી જ પડે છે. દાતરડાને બદલે રેઝર ને નીંદામણની બદલે વાળ ! સમગ્ર પૃથ્વી પરની કોઈપણ જાતના નાત-જાતના બાધ વગર પુરુષજાતિ સાથે જોડાયેલી સમસ્યા કે પળોજણ જે કહો તે, ભલે પહેલા ક્રમે પત્ની આવે પરંતુ બીજા ક્રમે તો ચોક્કસ દાઢી આવે ! (દાઢી પણ નારીજાતિ ખરીને !) ખરેખર કેટલા માનવ (ઈનફેક્ટ પુરુષ) કલાકો બગડતા હશે આ નોનપ્રોડક્ટીવ કામમાં !

સ્ત્રી જો એમ ગાય કે, 'ઓઢણી ઓઢું ઓઢું ને ઊડી જાય..' પુરુષે સૂર પૂરાવવો પડે, 'દાઢી કરું કરું ને ઊગી જાય...!'

એટલે જ કેટલાક પુરુષો દાઢી વધારે છે. જો કે એ વધે એ માટે તેણે કાંઈ વિશેષ કરવાનું રહેતું નથી. બસ, દિવસ હોય કે રાત, વધ્યા કરે છે. દાઢી કરવાની રોજની ઝંઝટમાંથી જરૂર મૂક્તિ મળે છે, પરંતુ એમાં એક ભયસ્થાન છે. દાઢી ન કરો એટલે વાળને અનિયંત્રિતપણે આડેધડ ઊગવું-ફાલવું ફાવી જાય છે. થોડાક દિવસોમાં એ વાળનું અડાબીડ જંગલ ચહેરા પર એવી રીતે છવાઈ જાય છે કે, એ બિહામણો ચહેરો જોઈ પત્ની પણ ડરી જાય. (પત્ની પતિથી ડરી શકે ખરી ? પતિઓને પોતાના જોખમે ટ્રાય કરી લેવાની છૂટ !) તમને ખબર હશે ચોર, ડાકુ, લૂંટારા આ બધાં (નેતા સિવાયના) ખૂંખાર તત્ત્વો વધેલી દાઢી ને વધેલા વાળધારી જ હોય છે. એ જાણે એમનો ટ્રેડમાર્ક ! માળી જે ખંતથી નિયમિત રીતે બગીચાની વાડનું ટ્રીમિંગ કરે એ જ રીતે વધેલી દાઢીને સંભાળીએ તો કુછ બાત બને !

હિમાલય કે ગિરનારની તળેટીમાં રહેનારા પેલા અલગારી બાવાઓને જોઈએ તો તેની વધેલી દાઢીની લંબાઈ એના માથાના વાળની સાથે સ્પર્ધામાં ઊતરી હોય એવી લાંબી લચક હોય છે. કહેવત છે ને દાઢીની દાઢી ને સાવરણીની સાવરણી !

વિશ્વમાં સૌથી મોટી દાઢી ધરાવનાર દાઢીએસ્ટ મૂળ ભારતીય છે અને કેનેડાના રહીશ છે. સરવણ સિંઘ, ગિનીસ બુક ઓફ વર્લ્ડ રેકોર્ડમાં નોંધાયા પ્રમાણે એની દાઢીની લંબાઈ આઠ ફૂટ ને માથે સવા બે ઈંચ છે, જે એની કાયાની લંબાઈથી આશરે અઢી ફૂટ વધુ કહેવાય ! સરવણસિંઘ બહાર નીકળે ત્યારે કદાચ પોતાના બાળકો કરતા પણ દાઢીની વધુ સંભાળ રાખવી પડતી હશે. સ્ત્રીઓના ચોટલા જેવી એ દાઢી સ્ત્રીઓના ચોટલા



(હવે તો હોય તો) થી જુદી એ રીતે પડે છે કે, ચોટલો શરીરની પાછળના ભાગે હોય છે અને દાઢી આગળ. જમીન સુધી ફરફરતી વિલંબિત આ દાઢી આગળ હોવાથી ચાલવા જતા પગમાં આવી જવાની અને ગડથોલિયું ખાઈ જવાની પૂરી સંભાવના હોય છે.

કવિઓ અને દાઢી વચ્ચે પણ, પરાપૂર્વથી ઋણાનુંબંધ ચાલ્યો આવે છે. રેશમી કલરફૂલ કફની અને ખભે બગલથેલો આટલા ગેટઅપ પછી પણ કોઈ કવિની કવિ તરીકેની ઓળખ પ્રસ્થાપિત નથી થતી ત્યારે એ દાઢી રાખવી શરૂ કરે છે. આમ પણ કવિની દાઢી પરની કવિતા કંઈક આવી જ હોય :

અણસમજ માણસે ક્રુરતાથી વૃક્ષોનું હનન શરૂ કર્યું.
બિચારા વિહગો...! જાય ક્યાં ?
એકાદ નાનકડાં પક્ષી માટે પણ કાશ,
મારી દાઢી માળો બને !
તો લાવ, દાઢી રાખું...!

કેટલાક મહાન માણસો દાઢીથી જ શોભે છે. જેમ કે અબ્રાહ્મ લિંકન, રવીન્દ્રનાથ ટાગોર, સોક્રેટીસ વગેરે. જો કે નહેરુજી કે ગાંધીજી ક્લિનશેવમાં માનતા. જાણીતા ચિંતકો, વૈજ્ઞાનિકો, ગાયકો, કલાકારો અને એવા પ્રતિભાશાળી લોકો ઘણું કરીને દાઢી રાખતા હોય છે. આપણે જો દાઢી વધારીએ તો ચહેરો વધુ નિસ્તેજ તથા મુફલિસ જેવો લાગવાની સાંભાવના હોય છે. આવા ગેટઅપ સાથે મંદિરે દર્શન કરવા જઈએ તો કોઈક દયાળુ આપણા હાથમાં રૂપિયા-બે રૂપિયા પકડાવી પુણ્ય કમાઈ લેવાની લાલચ રોકી ના શકે એમ પણ બને. જો કે હકારાત્મક વિચારીએ તો દાઢી વધુ વિસ્તરે તો તમને પ્રણામ કરવા, ચરણ સ્પર્શ કરવા પડાપડી પણ થઈ શકે. 'બાબા'ના દર્શન જ પવિત્ર - પાવનકારી હોય છે ભલે એ મેલાઘેલા, જટાધારી, દાઢીધારી હોય.

એક વખત એવું બન્યું. અવંતીલાલે આઠ-દસ દિવસ દાઢી કરી નહીં. એ વધારવા માંગતા હતા. કાળા-ધોળા સમભાગે વાળ ધરાવતી એની દાઢી કાબરચીતરી પૂરવાર થઈ. વધેલી દાઢીમાં એ ચૂસ્ત નહીં પણ સૂસ્ત અને માંદલા લાગતા હતા. જે મળે એ એની તબિયતના સમાચાર પૂછવા લાગતા. 'ક્યા હાલ બના રખા હૈ અવંતીલાલ, કુછ લેતે ક્યું નહીં હો!'

'કોઈ સારા ડોક્ટકરને દેખાડ્યું કે નહીં ?'

'શરીર પ્રત્યે આવી બેદરકારી સારી નહીં ભાઈ!'

'કહો, ના કહો, તમારી તબિયતમાં કંઈક મોટી ગરબડ છે અવંતીલાલ...'

એને બ્રહ્મજ્ઞાન લાધ્યું ને બરાબર દાઝ ચઢાવીને દાઢીને રાતોરાત સફાચટ કરી નાખી. ચહેરા પર થોડાં ઉઝરડાં પણ પડ્યા. હવે એનેય તે તબિયત સુધરી રહી હોય એવું લાગવા માંડ્યું !

એકવાર ભારે કૌતુક થયું. દૃશ્ય આમ હતું...

'તમે બંને સગી બહેનો છો ?'

આટલું સાંભળી બીજો, કે જે 'ભાઈ' હતો તેણે દાઢી-મૂછ રાખવાનું શરૂ કરી દીધું !

(બહેન-ભાઈના ચહેરા સમાન અને રૂપાળા હતા.)

*૩૦૧/એ, રાધે રેસીડન્સી, ગદા સર્કલ પાસે,*
*મોટનાથ મહાદેવ રોડ, હરણી, વડોદરા-૩૯૦૦૨૨.*
*મો. ૯૪૨૮૧૮૨૭૪૭*



# રોડ લેસ ટ્રાવેલ્ડ

*- અધીર અમદાવાદી*

**અ**મેરિકન કવિ રોબર્ટ ફ્રોસ્ટની એક કવિતા છે ‘ધ રોડ નોટ ટેકન. ફ્રોસ્ટ આ કવિતામાં બે સરખા જણાતા વિકલ્પ પૈકી જે વિકલ્પ ન પસંદ કર્યો એના અફસોસની વાત કરે છે. પરંતુ છેલ્લી પંક્તિ, જે વધારે પ્રચલિત છે, એમાં એ પાછો “લેસ ટ્રાવેલ્ડ બાય” રોડની પણ વાત કરે છે, જેથી આપણા જેવા ભોળા ભાવકો ગોથાં ખાય. રોડ લેસ ટ્રાવેલ્ડ બાય એ એવા રસ્તાની વાત જણાય છે જે સામાન્ય રીતે લોકો પસંદ નથી કરતા. “હરિના મારગ જેવું, પણ ફ્રોસ્ટે પછી ચોખવટ કરી હતી કે, એમણે આ કાવ્ય નિર્ણય ન લઈ શકતા અથવા લીધેલાં નિર્ણય અંગે કાયમ અફસોસ કરતા વ્યક્તિ અંગે વ્યંગમાં લખ્યું છે. થોડા વર્ષોથી સોશિયલ મીડિયા પર “અહીં કવિ શું કહેવા માગે છે...” પ્રકારની જે જોક્સ ચાલે છે એનું મુખ્ય કારણ આવી કવિતાઓ છે, એ કવિઓએ સમજી લેવું જરૂરી છે. આપણે ત્યાં પરીક્ષામાં કવિતાની બે પંક્તિ અર્થવિસ્તારમાં પૂછવાનો રિવાજ છે.પછી જેમ આગળની પંક્તિમાં ફ્રોસ્ટે કૈંક જુદું કહ્યું હોય અને છેલ્લી પંક્તિનો ટોન જુદો હોય, એવું થાય તો વિદ્યાર્થીઓ અર્થનો અનર્થ કરે, પણ એમાં વિદ્યાર્થીઓનો શું વાંક ? કોન્ટ્રાક્ટમાં પણ એન્ટાયરિટી ક્લોઝ હોય જ છે ને ? તો પછી કવિતાની આમ એક જ કડી આપીને વિદ્યાર્થીઓની કડી પરીક્ષા કરવું કેટલું વાજબી ગણાય ?”

અહીં આજે આપણે બંને અર્થમાં, નિર્ણય લેવાના અભાવ અને કંઈક અલગ કરવાની મનીષા ધરાવનારા એકલવીર કે વિરલાઓ વિષે ચર્ચા કરીશું.

જો કોઈ રસ્તા પર લોકો જવાનું પસંદ ન કરતાં હોય તો એની પાછળ ચોક્કસ કોઈ કારણ હોવું જોઈએ. જેમ કે, એ રસ્તા પર ખાડા હોય, પાણી ભરાયેલાં હોય, સ્ટ્રીટલાઈટ બંધ હોય, ભૂત-પિશાચ કે ડાકણ (જેન્ડર ઇક્વાલિટી બોસ !) કેમિયો કરતા હોય, કૂતરા પાછળ પડતા હોય, બહુ બધાં ટોલ બૂથ આવતા હોય, લેણદાર રહેતા હોય, સાસરું હોય વગેરે વગેરે. ‘રોડ લેસ ટ્રાવેલ્ડ ઈઝ લેસ ટ્રાવેલ્ડ ફોર અ રીઝન’ એવું જેરી સીનફિલ્ડ કહે છે. ક્યારેક એક કરતા વધારે કારણો પણ હોય !

અમે તો રેસ્ટોરન્ટમાં પણ આ અનુભવેલું છે. રવિવારે વેઈટિંગથી બચવા ભીડ વગરની રેસ્ટોરન્ટમાં ગયા તો ત્યાં સલાડમાં વંદા ફરતા હતા. એ પણ બૂટ-ચંપલ પહેર્યા વગર. શોપિંગ મોલમાં પણ અમે જોયું છે કે, જે દુકાન ખાલી હોય ત્યાં વસ્તુના ભાવનું લેબલ જોઈને ચોક્કસ ચક્કર આવી જાય છે. એક વખત લાઈનથી બચવા અમે ખાલી હેરકટિંગ સલૂનમાં ગયા તો ત્યાંથી છોલાઈને આયા. લીટરલી. હા ભાઈ, શબ્દશઃ વાહન ખરીદવામાં પણ એવું બને કે અમુક સ્કૂટર, બાઈક કે કારનું મોડલ બહુ જોવા ન મળતું હોય એ ખરીદ્યાં બાદ એ મોડલ બંધ થઈ જાય ત્યારે એના સ્પેરપાર્ટ્સ માટે ફાંફાં મારવા પડે છે. અમારી કોલેજના, અને લગભગ બધા આર્કિટેક્ટ્સમાં કૈંક અલગ કરવાનો ક્રેઝ હોય છે. અમારા ઓળખીતા આર્કિટેક્ટ્સમાંના એકને અમે ફ્રેંચ કારના મોડલને ભારે ખોટ ખાઈને વેચતા જોયા છે ! અરે ભાઈ, અમુક મોડલ ચાલતા નથી અને એના કારણ હોય છે. મનુષ્યમાં પણ અમુક મોડલ આવા હોય જ છે ને ?

ફ્રોસ્ટ જેવા જ મતલબની વાત રવીન્દ્રનાથ ટાગોરની કવિતાના મહાદેવભાઈ દેસાઈ દ્વારા થયેલા અનુવાદ ‘તારી જો હાક સૂણી ને કોઈ ન આવે રે તો એકલો જાને રે...’માં કરી છે. આ ઉત્સાહપ્રેરક કવિતા છે. ધારો કે તમે તમારા માનીતા એક્ટરની આર્ટ ફિલ્મ રૂપિયા ખર્ચીને થિયેટરમાં જોવા માંગો છો. હવે આર્ટ ફિલ્મમાં સામાન્ય રીતે અંધારું જ હોય કે અડધો અડધો કલાક સુધી પાત્રો ચાવી ચાવીને જમતા હોય, ચમચી પકડીને મોઢા સુધી લાવવામાં દસ મિનિટ કરતા હોય. સ્વાભાવિક છે કે, આવી ફિલ્મ જોવા કોઈ કંપની આપવા તૈયાર ન હોય, ત્યારે કવિ એકલા જવાની વાત કરે છે. એકલા જવામાં હિમ્મત જોઈએ. એ કાયરનું કામ નથી. એમાંય આર્ટ ફિલ્મમાં પાછો અંત ન હોય. એટલે પછી શું થયું હશે અથવા કવિ, લેખક કે ડાયરેક્ટર શું કહેવા માગે છે એ આપણે ઘેર જતાં જતાં રસ્તામાં, કે રાત્રે સૂતી વખતે લાઈટ ચાલુ રાખીને છત પર રમતી ગરોળીને તાકતાં તાકતાં નક્કી કરવાનું હોય. મનમોહન દેસાઈની હેપી એન્ડિંગ પ્રકારની ફિલ્મના અમારા જેવા ચાહકો માટે આ કામ ‘ફીયર ફેક્ટર જેવા રીઆલિટી શોમાં ભાગ લેવાથી કમ સાહસ નથી.’

એકલા જવામાં ક્યારેક શું કાયમ કૂતરા નડે છે. પાછળ પડે છે. અને ક્યારેક કરડે પણ છે. એકથી ભલા બે કહેવત એ કૂતરાના ત્રાસના કારણે જ કદાચ આવી હશે. બે જણા જતા હોય તો કૂતરાને પણ બે વિકલ્પ મળી રહે. આમ થવાથી આપણને કરડવાની પ્રોબેબિલિટી અડધી થઈ જાય. હા કાકા, પ્રોબેબિલિટી નહીં સંભાવના, આવડે છે ગુજરાતી. ત્રણ જણ હોય તો સંભાવના

૦.૩૩૩ થઈ જાય. એમાંય સાથે કોઈ મજબૂત માણસ હોય તો કૂતરાને હટ કહેવાનું આઉટસોર્સ પણ કરી શકાય. હા, ઘણા એવાય હોય છે કે, જેમને કૂતરાને હટ કહેવામાં ડર લાગતો હોય છે. અમને નથી લાગતો, ખાસ કરીને કારમાં જતા હોઈએ ત્યારે, અમે તો કાચ નીચે ઉતારીને અમુક વખત કૂતરાને ખખડાવી પણ નાખીએ છીએ કે, 'ભલા કૂતરા આમ કાર પાછળ પડાય ? કાર પાછળ દોડવામાં જિંદગીના અમૂલ્ય વર્ષો વેડફીને તને શું મળે છે ?' પરંતુ આજના યુવાનોની જેમ કૂતરાઓને પણ અમારી સલાહ ગળે ઊતરતી નથી.

જો કે અમે મોર્નિંગ વોકમાં 'એકલા ચાલો રે...' સૂત્ર અમલમાં મૂક્યું છે અને એના ફાયદા પણ થયા છે. કોઈની રાહ જોવામાં ખાડા વધારે પડે છે. અમે તો વિવેકાનંદજીએ જે કહ્યું છે એમાં થોડો ફેરફાર કરીને 'ઊઠો, જાગો, બ્રશ કરો, ચા પીવો અને ચાલવા માંડો અપનાવી લીધું છે. કારણ કે મોટે ભાગે જેને સાથે ચાલવા લઈ જવાના હોય એ મોબાઈલ બંધ કરીને સૂતાં હોય છે. જેને ખરેખર ચાલવું છે એને ઉઠાડવો નથી પડતો, એ ચંપલ પહેર્યા છે કે બૂટ, લેંઘો છે કે ટ્રેક્સૂટ, બગીચો છે કે રસ્તો એ ફિકર કર્યા વગર ચાલે રાખે છે.'

હવે રોડ લેસ ટેકનની વાત પર આવીએ. રોબર્ટ ફ્રોસ્ટની કવિતાનું શીર્ષક જ 'રોડ લેસ ટેકન છે. આમાં 'કભી હા કભી ના પ્રકારની દ્વિધા અનુભવતા મિત્રની વાત છે. આવું અમારે બહુ થાય છે. હાઈવે પર જતા હોઈએ અને ટોલબૂથ અડધો કિલોમીટર દૂર હોય ત્યારે કઈ લેનમાં ચલાવવું અને કઈ લાઈનમાં જલદી નંબર આવશે એ નિર્ણય લેવાનો હોય છે. એમાં પાછાં કારમાં ત્રણ-ચાર જણા બેઠાં હોય, અને એ જો ફોનમાં ગુથાયેલા ન હોય, તો દરેક અલગ સલાહ આપે.''

'પેલી બસવાળી લાઈનમાં લઈ લે, એક ટ્રક અને એક બસ જ છે.'

'અરે પેલી લાઈન જલદી ક્લિયર થાય છે, ત્યાં લે'

'અરે ટ્રકની પાછળ બેવકૂફ હોય એ ઊભા રે, ડ્રાઈવર એની બંડીના અંદરના ખીચામાં હાથ નાખીને રૂપિયા કાઢશે ત્યાં લગીમાં તો આપણે નડિયાદ પોકી ગ્યા હસુ.'

અને પછી તમે આ બધાની સલાહો સાંભળી, પોતાનું મગજ દોડાવી, જે લાઈન પસંદ કરો તેમાં આગળ ઊભેલો કોક કારવાળો પોતાનું આઈડેન્ટિટી કાર્ડ બતાવી ટોલ ભર્યા સિવાય મફતમાં પસાર થવા રકઝક અને ટાઈમપાસ કરે, ત્યારે સાલું આપણને આપણા જ નિર્ણય માટે લાગી આવે ! અને ઓછું હોય એમ પાછળથી અવાજ આવે 'હું નો'તી કે'તી !

જોકે ટોલબૂથની લાઈનમાં ઊભા હોવ તો કોઈ એક લાઈનમા જવાનો નિર્ણય લેવો જ પડે છે, પરંતુ જ્યાં નિર્ણય લેવામાં ઢીલ મૂકી શકાય તેમ હોય તેવા નિર્ણયો ટલ્લે ચઢતા હોય છે. બે ક્રિકેટરો એક જ કેચ માટે દોડે ત્યારે 'હું કરું કે તું કરે છે ?' એ વાતચીત કરી નિર્ણય લેવાનો સમય ન મળે ત્યારે બેઉ પકડવા જાય છે. પરંતુ નરસિંહ મહેતાએ આ અંગે કહ્યું છે કે 'હું કરું, હું કરું એજ અજ્ઞાનતા...' એમ અંતે બાવાના બેઉ બગડ્યામાં પરિણામે છે. આવું જ ફિલ્ડરને 'બાઉન્ડરી રોકું કે કેચનો ટ્રાય કરું' કન્ફ્યુઝન થાય છે, જો કે ડોક્ટર પાસે જવાના નિર્ણયમાં ઢીલ મૂકી 'આજનો દહાડો ખેંચી કાઢીએ જેવા અધકચરા નિર્ણય લીધા હોય અને સારું થઈ જાય અને ડોક્ટરની ફી બચી જાય એવું પણ બને. એકંદરે નિર્ણય લેવામાં પરિણામ જાણ્યા પછી 'કેવો નિર્ણય લેવા જેવો હતો ?' તે સૌ કોઈ કહી શકે છે.

પરંતુ અમુક સવાલ પુરુષને ધર્મસંકટમાં મૂકી દેનારા હોય છે. અમે જે પત્નીને ખુશ રાખવાના ઉપાયોમાં અગાઉ કહી ગયા છીએ તે, પત્ની તૈયાર થઈને તમારી સામે આવીને ઊભી રહે અને પૂછે કે 'હું કેવી લાગુ છું ?' આમાં પત્નીને જે જવાબ જોઈએ છે એ કહેવામાં જૂઠું બોલવું પડે અને ન કહેવામાં સાંજે બગડે, ત્યારે 'આજે તું જુદી જ લાગે છે' એવું કહી વાતને વાળી દેવી જોઈએ. આ જવાબનો તમને અફસોસ નહીં થાય !

મહાત્મા ગાંધીએ સાઉથ આફ્રિકામાં અન્યાયના વિરુદ્ધમાં લડત શરૂ કરી અને વકીલાત અને વિદેશ મૂકીને ભારતમાં આવી વસ્યા અને સ્વરાજ્યની લડતમાં મહત્ત્વનો ભાગ ભજવ્યો. બર્ડ ઈન હેન્ડ છોડી દેવાનો નિર્ણય લેવો અઘરો છે. પણ મન મક્કમ હોય તો જે નિર્ણય લો તે સાચો અને સારો સાબિત થાય છે બાકી કહેવાવાળા તો એમ પણ કહેવાના કે 'ગાંધીજીને મળ્યું શું, ગોળીઓ ?'

*ડી-૧૨, ન્યુ વૈભવ એપાર્ટમેન્ટ, સમર્પણ ફ્લેટની સામે, ગુલબાઈ ટેકરા, એલિસબ્રીજ, અમદાવાદ-૩૮૦૦૦૬. મો. ૯૯૦૯૯૫૬૬૬૧*



# બાબુ, વરસાદ અને બૉસ !

- હર્ષદ પંડ્યા 'શબ્દપ્રીત'

વરસાદી વાતાવરણમાં દરેક કર્મચારીને પોતપોતાના પુણ્યબળે 'રજાયોગ' પ્રાપ્ત થઈ જ જતો હોય છે.

બાબુ બૉસની ઑફિસ પ્રાઈવેટ કહેવાય, પણ વરસાદ થોડો કંઈ પ્રાઈવેટ છે ? એને માટે તો સરકારી, બિનસરકારી દરેક કર્મચારી સરખો!

'મિસ્ટર શાહ', ધોધમાર વરસાદમાં લથપથ હાલતે ઑફિસમાં ચૂપચાપ ઘૂસી જતા બાબુને જોઈને સાહેબે ગર્જના કરી, ''આખી ઑફિસ ગંદી કરી મૂકી. તમને કંઈ ભાન છે ?''

''સાહેબ,'' મોંઢા પરથી પાણી લૂછતાં (ખરેખર તો પાણી ઉતારતાં !) બાબુએ કહ્યું, ''બહાર કેટલો ભારે વરસાદ છે !''

''પણ હવે તો તમે અંદર આવી ગયા છો ને?''

''જી.''

''રેઈનકોટ નથી પહેરતા?''

''અરે સાહેબ,'' હાથરૂમાલથી માથાના વાળને કોરા કરતાં બાબુએ કહ્યું, ''પ્રિ-મૉન્સૂન ઍક્શન પ્લાન મુજબ આ ચોમાસામાં નવો જ ખરીદેલો, પણ...''

''તો એમ કહોને કે રેઈનકોટ સાચવી રાખવો છે અને ઑફિસ બગાડી મૂકવી છે ?''

''એ... એ... એ... હાક્છીઈ... ઈ... ઈ...'' બાબુએ એક ફોગાઈ ગયેલી છીંક ખાઈ નાક લૂછતાં કહ્યું, ''એવું નથી સર, મેં પહેલા જ વરસાદમાં રેઈનકોટ પહેર્યો, અને બે દિવસમાં તો ચડી ગયો!''

''ક્યાં ?'' સાહેબે છત તરફ નજર કરીને પૂછ્યું.

''ક્યાંય નહીં સર, રેઈનકોટનું કાપડ જ એટલું તકલાદી નીકળ્યું કે પહેલા જ વરસાદમાં ચડી ગયું.'' ભીના શર્ટને ખંખેરતાં બાબુએ કહ્યું, ''હવે એ કોટ મારો બાબો પહેરે છે.''

''તમે નીતિ આયોગના અધ્યક્ષ બની શકો એમ છો.''

''થેન્ક્યુ સર !''

''વોટ થૅન્ક્યુ ?'' સાહેબ ખુરશીમાંથી સફાળા ઊભા થઈ ગયા. ''મેં કહ્યું ને તમે માની પણ લીધું ?''

''સર,'' બાબુએ ભૂતકાળ યાદ કરાવ્યો, ''તમે જ એકવાર કહેલું કે હું જે કંઈ કહું એને સાચું જ માનીને એનો અમલ શરૂ કરી દેવો. હું તો એનો આવતીકાલથી જ અમલ પણ શરૂ કરી દેવાનો હતો...''

''શેનો ?''

''નીતિ આયોગના અધ્યક્ષ તરીકેનો,'' ભીના પેન્ટ પરથી પાણી નીતારતાં બાબુએ કહ્યું, ''સારું થયું પ્રૉબ્લેમ અહીં જ સોલ થઈ ગયો.''

''પ્રૉબ્લેમ સોલ નથી થયો બાબુલાલ,'' બૉસે ખુરશીમાં બેસતાં સહેજ ઊંચા અવાજે કહ્યું, ''પ્રૉબ્લેમ તો હવે શરૂ થશે.''

''નહીં થાય સર,'' પોતાની કેબિન તરફ જતાં બાબુએ કહ્યું, ''હવે તો હું આવી ગયો ને...!''

''એટલે જ...'' ચેમ્બરમાંથી બહાર આવી સાહેબે કહ્યું, ''એટલે જ પ્રૉબ્લેમ શરૂ થશે.''

''હું સમજ્યો નહીં સર,'' બાબુએ આજ્ઞાંકિત પતિની જેમ સ્થિર ઊભા રહીને પૂછ્યું, ''મારા આવવાથી પ્રૉબ્લેમ શરૂ થશે ? ઉલટાનું હું જ્યાં જાઉં છું ત્યાં ગમે તેવા પ્રૉબ્લેમ હોય તોય પતી જાય છે સર...''

''પ્રૉબ્લેમ નહીં'' ચેમ્બરનું બારણું બહારથી બંધ કરતાં સાહેબે કહ્યું, ''માણસો પતી જતા હશે.''

''એવું તમે શેના પરથી કહો છો ?''

''સાંભળવું છે તમારે ?''

''સાંભળ્યા પછી જ ખબર પડે ને કે મારામાં જિનિયસ કહેવાય એવી ગુપ્તશક્તિઓ કેવી કેવી અને કેટલી છે ?''

''આને ગુપ્ત નહીં, અઘોરી શક્તિ કહેવાય,'' બૉસે બાબુના ખભા પર હાથ મૂકી મિત્રભાવે સ્મિત કરતાં કહ્યું, ''તમારે આજે રજા લેવી હોય તો લઈ શકો છો. પગાર નહીં કપાય.''

''આજે તમે ઓવર ખુશ લાગો છો સાહેબ !'' બાબુએ ખુશ થઈને કહ્યું, ''થૅન્ક્યુ, થૅન્ક્યુ ફૉર યોર ખુશી !''

''ખુશી તો તમે રજા લઈને જશો, પછી થશે.''

''એ તો શક્ય નથી સર, જુઓને આટલા ધોધમાર વરસાદમાં વાઈફે જ મને ધકેલીને અહીં મોકલ્યો છે. આ સંજોગોમાં મારા વહેલા ઘેર જવાથી વાઈફ ખુશ થાય એમ નથી સર.''

''અરે યાર,'' બૉસ અકળાયા, ''હું તમારાં વાઈફની વાત નથી કરતો, હું તો મારી ખુશીની વાત કરું છું કે હાશ, તમે ઘેર જશો તો સ્ટાફના બાકીના કર્મચારીઓ આજે વણજોઈતી શરદીના મારથી બચી જશે !''

''મારા જવાથી સ્ટાફના કર્મચારીઓ બચી જશે ?!'' બાબુએ આશ્ચર્યથી કહ્યું, ''જરા ફોડ પાડીને કહેશો સાહેબ ?!''

''જુઓ'' સાહેબે બાબુને સમજાવ્યો, ''આ સ્થિતિમાં તમે અહીં રહેશો તો સ્ટાફના અન્ય લોકોને ઉપરાઉપરી છીંકો...''

''હાઆ... આ... આક્છીઈ...'' ત્યાં જ બાબુને છીંક આવી.

''જોયું?'' બૉસે ડોળા કાઢ્યા, ''આ તો હજી શરૂઆત છે...''

''શેની સર ?''

''એ... એ... હાઆ... આ... આક્છીઈ...'' બૉસને પણ ચેપ લાગ્યો. છીંક ખાતાં નીચે પડી ગયેલાં ચશ્માં ઉપાડી એમણે કહ્યું, ''સુનામીની... તમે અહીં આવ્યા એ પહેલાં નાની-મોટી એક પણ છીંકે મારા નાકમાંથી બહાર નીકળવાની હિંમત નહોતી કરી, અને અત્યારે જુઓ ? પ્લીઝ, આજે તમે રજા લઈને ઘરભેગા થઈ જાવ એમાં જ મારું અને સ્ટાફનું ભલું છે.''

એવું કહેવાય છે કે ઑફિસ કોઈપણ સૅક્ટરની હોય – પબ્લિક સૅક્ટર કે કૉર્પોરેટ સૅક્ટર – પણ બૉસની પોઝિશન લગભગ એકસમાન હોય છે. મોટા ભાગના બૉસ MBA થયા હોય કે નંબર વન આવડત ધરાવતા હોય, પણ જ્યાં સુધી કુંવારા હોય છે ત્યાં સુધી દરેકના સ્વભાવમાં વિવિધતા જોવા મળતી હોય છે. સ્વભાવે સહેજ અક્કડ અને ગરમ તો દરેક કુંવારા

બૉસ હોવાના, જો ન હોય તો એને દુનિયાની નવમી અજાયબી કહેવાય! શક્ય છે કે એ સૌના સ્વભાવમાં અક્કડતા અને ગરમીનું પ્રમાણ વધતું-ઓછું હોય, પણ હોય તો ખરું જ ! 'બૉસ ઇઝ ઑલવેઝ રાઇટ' એ માન્યતા કુંવારા બૉસને જ લાગુ પડે છે કારણ કે લગ્ન પછી તો બૉસના ય બૉસ આવી ગયા હોય ને!

બૉસનો બીજો પ્રકાર છે પરણેલો બૉસ ! કહેવાય બૉસ, પણ બીચારા સહેજ પણ બૉસગીરી કરે નહીં. લગ્ન પછી કોઈપણ પુરુષ, પુરુષ હોવા છતાં પુરુષાતન વેડફી મારવામાં નથી માનતો. કુંવારા બૉસ પાસે ફક્ત MBAની ડીગ્રી જ હોય છે, પણ ધીરજ, સંયમ કે સહનશીલતાની તાલીમ નથી હોતી; એ તેમને લગ્ન પછીના સૅમેસ્ટરમાં મળી જતી હોય છે. સાચામાં સાચો મૅનેજમૅન્ટ ગુરુ, ઇન્સ્પિરેશન ગુરુ, પેશન્સ ગુરુ એક અને માત્ર એક જ હોય છે અને એ છે : વાઇફ ! કદાચ આને કારણે જ પરણેલા બૉસ પોતાની કંપનીને વધારે ગતિશીલ, પ્રગતિશીલ અને વિકાસશીલ રાખી શક્યા છે. એમનો એક જ મંત્ર હોય છે : સ્વભાવે ઠંડા રહેવું !

પણ આપણા બાબુના બૉસ તો એટલા ઠંડા સ્વભાવના છે કે એમને પટાવાળોય ધમકાવી જાય! એકવાર ઑફિસના જુનિયર કલાર્કે બૉસને કહ્યું, ''સર, તમે એટલા બધા નરમ ન રહો કે એક પટાવાળો પણ તમને ગાંઠે નહીં.''

''ભાઈ,'' બૉસે એવી જ નરમાશથી પૂછેલું, ''આર યુ મેરિડ?''

''નો સર...!'' પેલો સ્ત્રીસહજ શરમાઈ ગયો.

''બસ ત્યારે,'' બૉસે કહ્યું, ''એકવાર મેરેજ કરી લો, પછી ખબર પડશે કે આપણને કોણ ગાંઠતું નથી...''

અત્યારે બાબુ પણ બૉસને ગાંઠ્યા વિના જ ભીના કપડે તેની કેબિનમાં જઈ ખુરશીમાં બેસી ગયો.

થોડીવાર પછી પટાવાળાએ આવીને બાબુને ચિઠ્ઠી આપી. ચિઠ્ઠી સાહેબની હતી. એમાં લખ્યું'તું : 'બાબુલાલ, મેં શરૂઆતમાં જ તમને કહ્યું'તું કે આજની રજા લઈને તમે ઘેર જઈ શકો છો... તમે ગયા નહીં, અને તમારો ચેપ લાગવાથી ત્રણ કર્મચારીઓ કપાત પગારે રજા લઈને ઘેર જતા રહ્યા. આ વાત હું તમને ફોન પર પણ કરી શકત, પણ મને ખબર છે... ઑફિસના અન્ય કર્મચારીઓ પર તમારો વટ પાડવા તમે મોટા અવાજે અને વિકરાળ મોં કરીને મારો ફોન એટેન્ડ કરતા હો છો. આ જોઈને તમારી કેબિન બહારનો કોઈપણ કર્મચારી તમને પૂછે તો તમે એને એવું કહો છો કે, આજે તો મેં બચુ બૉસને ધમકાવી નાખ્યો. 'બચુભાઈ બૉસ' એવું પણ બોલવાનો વિવેક તમે બતાવતા નથી... તમે તો બૉસ નથી, તો પણ તમને બૉસ શબ્દ સાંભળવો ગમે છે એવું મને સ્ટાફ દ્વારા જાણવા મળ્યું છે. ત્યારથી હું પણ તમને બૉસ કહીને બોલાવું છું. માટે જ આ ચિઠ્ઠી લખવામાં મેં ઑફિસની સ્ટેશનરીનો અને સમયનો દુરુપયોગ કર્યો છે. તમને હું હજી પણ ખાતરી આપું છું કે તમે રજા મૂકીને ઘરે જતા હો, તો પગારમાંથી એક રૂપિયોય કાપીશ નહીં. પૈસા કરતાં મને મારા કર્મચારીઓના સ્વાસ્થ્યની વધારે ચિંતા છે. જે નિર્ણય લો, એ વળતી ચિઠ્ઠીએ જણાવજો, ફોન કરીને મારી ઈમેજ ના બગાડશો.'

ચિઠ્ઠી વાંચીને બાબુએ પટાવાળા સામે જોયું.

''હાઆ... આ... આક્છીંઇ...'' શર્ટની બાંયથી નાક લૂછી પટાવાળાએ બાબુને કહ્યું, ''જી, તમારે કોઈ જવાબ લખી આપવાનો છે?''

''હું જ આવું છું,'' બાબુએ ઊભા થતાં કહ્યું, ''તું જા.''

કેબિનમાંથી બાબુ બહાર નીકળતો'તો ત્યાં જ કમ્પ્યૂટર ઑપરેટર સખારામ સાળુંકેએ કમ્પ્યૂટર પડતું મૂકીને બાબુને ઑપરેટ કરતો હોય એમ પૂછ્યું, ''કાય ઝાલા? બૉસની હુડકલવા કાય?''

''નકો નકો.'' કહીને બાબુ ભીના કપડેય ગરમ થઈ બચુ બૉસને મળવા પહોંચી ગયો.

''મે આઈ કમ ઇન?'' ચેમ્બરનું બારણું ખોલીને બાબુએ પૂછ્યું.

''એક મિનિટ.'' બૉસે ઊભા થતાં કહ્યું, ''પાંચ મિનિટ પહેલાં જ ફિનાઈલનાં પોતાંથી ચૅમ્બર સાફ કરાવી છે. હું જ બહાર આવું છું.''

''સર,'' ચૅમ્બરમાંથી બહાર આવી બાબુથી ખાસુ એવું અંતર રાખીને ઊભેલા બૉસને બાબુએ કહ્યું, ''આજે હું કોઈપણ હાલતમાં ઘેર જઈ શકું એમ નથી.''

''કેમ?'' સાહેબે બારી બહાર નજર કરી, ''વરસાદ તો બંધ થઈ ગયો છે.''

''મને બીક વરસાદની નથી સર,'' બાબુએ દયામણે ચહેરે કહ્યું, ''એવું હોત તો આટલા ભારે વરસાદમાં આવ્યો જ ન હોત...!''

''તો શેની બીક છે?''

''સર,'' આજુબાજુ જોઈને બાબુએ ધીમેથી કહ્યું, ''ન કહેવાય, ન સહેવાય, એવી સ્થિતિ છે મારી...''

''કેમ આમ બોલો છો?'' સાહેબને આશ્ચર્ય થયું, ''પોતાના ઘેર જતાંય સંકોચ!''

''એવું નથી સર,'' બાબુએ સહેજ દુઃખી અવાજે ધીમેથી કહ્યું, ''હમણાં જ વાઇફનો ફોન હતો કે ઠેરઠેર પાણી ભરાઈ ગયાં હોવાથી આજે કામવાળો આવ્યો નથી...''

''એ તો પાણી ઊતરી જશે એટલે આવશે.''

''પણ ન આવે, તો... મારું જ પાણી ઊતરી જવાનું ને?'' બાબુએ બળાપો કાઢ્યો.

''બાબુલાલ!'' બૉસે વિજયી સ્મિત કર્યું, ''થૅન્ક્યુ દોસ્ત, થૅન્ક્યુ વેરી મચ ! આજે મને એ વાતની ખુશી થઈ કે વાહ મારા સિવાય બીજા પુરુષો પણ ઘરનાં કામ કરતા હોય છે!''

''પુરુષો નહીં સર, પતિઓ.''

''યા! યા!'' સાહેબે બાબુના ખભા પર હાથ મૂકતાં કહ્યું, ''તમારા જે ઈષ્ટદેવ હોય એનું સ્મરણ કરતા કરતા ઘેર જાવ... કામવાળો આવી જશે.''

''ધારો કે ન આવ્યો, તો?''

''તો પણ તમારાં વાઇફ તો એમ જ સમજશે કે, કામવાળો આવી ગયો!''

છેવટે ઑફિસના કર્મચારીઓના સ્વાસ્થ્યની ચિંતા રાખીને 'ડગલું ભર્યું કે ના હઠવું, ના હઠવું' બબડતો બબડતો બાબુ બૉસ પોતાના ઘેર જવા નીકળી ગયો.



*બી/૧૦, દેવસિટી બંગલોઝ,*
*આર.ટી. ટૅક્નિકલ રોડ, ઘાટલોડિયા,*
*અમદાવાદ-૩૮૦૦૬૧. મો. ૯૭૨૪૫૦૧૯૮૭*




# બુધાલાલ : કમાલ - ધમાલ - બબાલ !

*- પ્રવીણ દરજી*

**ચો**માસું આવે છે અને અમે બુધાલાલમય થઈ જઈએ છીએ. તમે કહેશો કે એમ કેમ ? તો સાંભળો, ચોમાસાનો સ્વભાવ લીલાછમ્મ રહેવાનો છે. બુધાલાલની પ્રકૃતિ પણ હૃદયથી લીલી લીલી છે. ચોમાસું વરસે છે, ગાજે છે, ઘેરે છે અને ઘરમાં પૂરી પણ રાખે છે. અમારા આ બુધાલાલ પણ વરસે છે - ખુશ હોય ત્યારે... ગાજે - ગરજે પણ છે - ખાસ કરીને સ્ત્રીઓ ને તેમાંય કન્યાઓ સમક્ષ ભાષણ આપતા હોય ત્યારે અને ક્યારેક તેમનો સ્વાર્થ હોય તો ઘેરે છે, સેલ્ફી લે છે, સામેવાળાને રાજી રાજી કરી દે છે. અને ક્યારેક આપણને ઘરમાં પૂરી રાખે છે. ખાસ તો તે ફોનને કરી આવવાનું કહે ત્યારે આપણને ખુદને પુરાઈ રહેવું ગમે ! તેમની પ્રકૃતિ ભદ્રંભદ્રના કુળની છે. તેઓ બોલે ત્યારે બેસુમાર, અનરાધાર વરસાદ જેવું.

આવા બુધાલાલને અમે વર્ષોથી ચાહીએ છીએ. ઘણું નથી ગમતું તો પણ ‘હા, હા, હા,’ એમ હસીને અમે ‘બહુ સરસ’, ‘બહુ સરસ’ એમ કહીએ છીએ. આજકાલ તેઓનો વિષય છે તેમની અનાત્મકથા. તેમની અનાત્મકથા વાંચવાથી કોનો ઉદ્ધાર થશે એ તો ભગવાન જાણે. પણ તેમણે પચરંગી વાતોથી કહે છે કે, અનાત્મકથાને રસાળ બનાવી છે. જે નથી તે ઉમેર્યું છે અને જે ઉમેર્યું છે તે પણ નિરાધાર - એવું એમના વિરોધીઓ ગાઈ-વગાડીને કહે છે. પણ અમારા બુધાલાલ એમ ગાંજ્યા જાય તેવા નથી. તે અત્યાર સુધી, રિટાયર્ડ થયા તે પછી - પણ એવું જ કહેતા આવ્યા છે કે, ‘મારા જેવો લેખક જ ક્યાં છે ? મારાથી કોઈ સારું લખી શકે તેવું છે કોઈ ?’ અમે નતમસ્તકે તેઓની વાતનો સ્વીકાર કરીએ છીએ. સ્વીકાર એટલા માટે કે બુધાલાલ હવે બધું શાંભળેલું અને બોલેલું પણ ભૂલી જાય છે. હવે તેઓ લખવાનું ટાળે છે. વટથી જે સહી કરતા હતા તે સહી કરવાનું પણ ટાળે છે. કારણ કે એમના હાથ ધ્રુજે છે. કારણની ખબર નથી, પણ ધ્રુજે છે એટલું સૂર્ય-ચંદ્રના હોવા જેટલું સાચું છે. સાંભળ્યું છે કે, લખવાનું ઓછું થતાં તેમનું વાંચન વધ્યું છે. પણ ટીકાકારો કહે છે ‘કપાળ.. વાંચે છે જ ક્યાં ? ગપ્પાબાજીનો હેડ છે. ગપ્પાબાજીનું મસમોટું ડિપાર્ટમેન્ટ ચલાવે છે.’ અમે અમારા બુધાલાલ મિત્ર માટે આવું સહન કરી શકતા નથી. પણ થાય શું ! બુધાલાલ રંગોનું આકાશ છે. લાલ-પીળા-વાદળી રંગો વેર્યા જ કરે છે. નદી ન હોય ત્યાં પુલ બંધાયાની વાત કરે છે. ભણવામાં ઠ અને ઢ થી આગળ વધ્યા જ નથી છતાં ભણવામાં હું જ માત્ર કૉલેજમાં તેવી ગુલબાંગો હજી તેઓ આ ઉંમરે પણ માર્યા જ કરે છે. વૃદ્ધાનારી પતિવ્રતા જેવી પાર વિનાની વાતો કરીને પોતાને તે હજી અન્યો સામે ટકાવી રહ્યા છે. બુધાલાલનું નામ હવે ગપ્પાબાજી પડી જશે તો ! અમે અમારા પરમ મિત્રનું આવું અપમાન કેવી રીતે સહી શકીશું ! કહે છે કે, હવે તેઓ સમય પારખી જઈને અમર થવાની ફિરાકમાં છે. જ્યાંથી કશુંક મળે તે લઈ લેવા માટેની તેમની કૂદાકૂદ વધી છે. લોકો ધીમે ધીમે આ બધું સમજતા થયા છે. પણ બુધાલાલનું યકૃત હજી ખાલી ને ખાલી જ છે. હવે તેમનાં ચરિત્રો લખાય, તેમના વિશે અતિશયોક્તિઓ સભર કથાઓ થાય તે માટે તે કૃતનિશ્ચયી બન્યા છે. તેમના બાયોડેટાનાં કાગળિયાં ઊડતાં થયાં છે. પોતે લખે, લખી આપે, છાપાને મોકલે, કોઈકને તેમાં જાતે યોગ્ય લાગે તેવું ઉમેરણ કરવા કહે, જરૂરી માહિતી તો પૂરી પાડે પણ અન્યથી નોખા ક્યાં છે, ઊંચા ક્યાં છે, શ્રેષ્ઠ ક્યાં છે, એમનાં લખાણો કેવાં જુદાં તરે છે વગેરે વગેરેની આખી ટીપ્સ તે તૈયાર કરીને આપે છે. અને વીશફુલ થિંકિંગમાં તો તેમનો જોટો ન મળે. ફલાણાએ તેમના વિશે આવું કર્યું - કહ્યું ને ઢીકણાંએ તેવું કર્યું કે કહ્યું. અને પછી ગાડું ગબડે, એમનાં એવાં વીશફુલ થિંકિંગવાળાં ચરિત્રો લખાય. મૂળો અને ગાજર ભેગા થાય પછી ધમ-ધમાધમ ! કહો કે બુધાલાલ જીવનનો ઢાળ ઊતરતાં ઊતરતાં પણ ઢાળ ચઢી રહ્યા હોય તેવી હોંસથી આગળ વધી રહ્યા છે.

હમણાં હમણાં બુધાલાલ, સાપ અકળામણમાંથી છટકવા પોતાના દરમાંથી બહાર આવે તેમ, બહાર આવી રહ્યા છે. પોતાના જૂના વિદ્યાર્થીઓની કાર લઈને તેઓ એકસામટાં બે-પાંચ જગાએ ભાષણ આપી આવે છે. ઘણું ખરું તેઓ એકાદ વિષયને જ, સ્ત્રી વળગી રહે છે અને બધે જ તેની લ્હાણી કરે છે. દાઢીને પસવારતાં પસવારતાં ક્યારેક તેઓ નવું કહી રહ્યા છે તેવી ભાવમુદ્રાથી કોઈ લાગણીશીલ સ્ત્રીની જેમ ભાવુક થઈ જાય છે પણ બીજી જ પળે તેઓ કવિ પ્રેમાનંદની ચપળતાથી શૃંગાર કે હાસ્યના ઘરમાં જઈને મહાલે છે. એક કૉલેજમાં કામ પતતાં બીજી કોલેજ ભણી હડી કાઢતાં નરી ઉતાવળ કરે પણ એકાઉન્ટ સેક્શનનો ક્લાર્ક ટી.એ.ડી.એ.નું કવર આપે ત્યારે તેઓ એક નહીં, બેવાર આંકડાની ખરાઈ કરી લે, પુરસ્કારના અલગ પૈસા મૂક્યા છે કે કેમ, તેય પૂછી લે અને ગાડીનો નંબર પૂછે તો થોડાં ગલ્લાંતલ્લાં કરે. ગાડી પોતાની છે તેવો વટ મારે પણ ગાડી તો ભલા જૂના કહ્યાગરા વિદ્યાર્થીની હોય. ગાડી જ નહીં, છોગાનું પેટ્રોલ પણ એ વિદ્યાર્થીના ખિસ્સાના પૈસાથી જ ભરાવેલું હોય ! બુધાલાલની જય હો ! જય હો ! બુધાલાલની

આવી વિદ્યા-વિદ્યાર્થી પ્રીતિ આખાય મલકમાં સુખ્યાત ! બુધાલાલ ખરા કીમિયાગર છે. બે હાથ જોડીને તેઓ ચીપી ચીપીને બોલે, મોં થોડું ધીરગંભીર રાખે, વિદ્વતાનું મ્હોરું ચઢાવી દે અને પછી ઉદ્ગારે 'આ શિક્ષણનું શું થવા બેઠું છે !' બુધાલાલ આવું બોલે ત્યારે શિક્ષણપ્રેમીઓ ધરતીકંપનો હળવો આંચકો અનુભવે, થનાર દુર્દશાનું તેમણે આપેલા ચિત્રથી સૌનો ચહેરો ચિંતાશીલ બની રહે પણ થોડીક ક્ષણોમાં તો ભદ્રંભદ્રની જેમ જ થોડાક તત્સમ શબ્દો બોલીને વાતને વાળી લે. ઠાવકાઈથી ધીમેથી કોઈ દિવંગત કવિની સ્ટાઈલથી કહે : 'આપણે આપણું કર્મ કરવું, શેષ ઉપરવાળા પર છોડી દેવું.' બુધાલાલનું આ વાક્ય સાંભળી સૌ શાંત થઈ જાય. બુધાલાલની ગીતાવાણી સૌમાં બળ પૂરી રહે. બુધાલાલ તે આ નાટક કરે, પણ અદ્દલ જીવન જેવું. તેઓ રડે, હસે, લડે કે ગળે પડે - બધી વેળા અભિનયના માસ્ટર. જૂની રંગભૂમિના અશરફખાન જોઈ લો ! ટીખળી કરનારાં કહે પણ ખરા કે, 'બુધાલાલ ! વાહ ! તમે તો કમાલ કરો છો, ધમાલ કરો છો, બબાલ કરો છો પણ ખરેખર તો બધાંને હલ્લાલ કરો છો.' બુધાલાલના કાને કેટલાક શબ્દો પડે પણ ખરા છતાં સાંભળ્યું ન સાંભળ્યું કરીને વાતને ટાળી દે.

બુધાલાલા ઘણીવાર વતનની વાત કાઢે, ખેતરની વાત કરે, વૃક્ષો વિશે વાત કરે, શેઢા વિશે પણ કશુંક કહે. તેમના ઘર અને ઘરનાં માણસો વિશે પણ વાત કરે. બુધાલાલનું એ જ્યુરિસ્ડિક્શન પણ ખરુંને ! પણ બુધાલાલ વાંસ જેવા સીધા નથી. વાંસની ગાંઠોની જેમ તેમનામાં ય વચ્ચે વચ્ચે ગાંઠો હોય. નગરના વૈભવમાં આળોટવાનું, બંગલામાં નિવસવાનું અને શ્રોતાઓ પાસે 'વાહ!' કે 'આહ'ના ઉદ્ગાર કઢાવવા હોય ત્યારે ગામડાની એકાદી વાત ઠપકારે, અભાવો વિશે કોઈ ફેબ્રિકેટેડ સ્ટોરી રચી દે. બુધાલાલને એમના વિદ્યાર્થીઓમાંથી ક્યારેક કોઈક કોઈક કહેતા 'મદારી છે મદારી'. અમારા બુધાલાલ વિશે જ્યારે જ્યારે અમે આવું-તેવું ઘસાતું સાંભળીએ છીએ - ત્યારે અમારો જીવ કપાઈ જાય છે. 'બુધાલાલ હવે તો છોડો આ નાટક, હવે તો થોડાક સહિષ્ણુ બનો, હવે થોડુંક તો સત્ આચરો' એવું કહેવા અમે તૈયાર થઈએ છીએ પણ અમારી લૂલી ત્યાં જ અટકી જાય છે. મોંના દાબડામાં તે પુરાઈ જાય છે. કારણ કે, એમની જીવનલીલા જોતાં લાગે કે બદલાય તે બુધાલાલ નહીં, અટકે તે બુધાલાલ નહીં. નકટો થઈને નાચી શકે તેજ બુધાલાલ. બુધાલાલ અને અમારી વચ્ચે હજી મૈત્રી તૂટી નથી. બુધાલાલને મિત્રો સાથે અલબત્ત, ફાવ્યું નથી. તેમના 'ખાસ' મિત્રોને પણ તેમની સાથે વાંધા છે, ફરિયાદો છે. તેઓનું પણ કહેવું છે : 'કહેવા પૂરતા સંબંધો. બાકી બુધાલાલ ફેંકુ છે, જૂઠ્ઠો છે.' પણ અમે હજી બુધાલાલ માટે આસ્થાવાન છીએ. સત્ય-અસત્ય વચ્ચેની પાતળી ભેદરેખાને એ ભૂંસી નાખશે જરૂર જરૂર. અમોને શ્રદ્ધા છે કે, બુધાલાલ અસહિષ્ણુતામાંથી સહિષ્ણુતાની સરહદમાં જરૂર પ્રવેશી રહેશે. અમોને એ વાતનો પણ પાક્કો વિશ્વાસ છે કે, બુધાલાલ હવે તેમની જ કારમાં, તેમના ખુદના પૈસાથી ખરીદેલ પેટ્રોલથી ગાડીનું બીલ મૂકશે. અમોને તો એ પણ શ્રદ્ધા છે કે, નગરના આલિશાન બંગલા કે વૈભવી જીવનની સામે, તેમના વતન વિશે પણ સાચું કહેશે કે 'અભાવો' વિશેની વાતો કલ્પિત હતી તેવું કબૂલશે. બુધાલાલ તેમના વિશાળ શિષ્યવૃંદ વચ્ચે પણ સાચી હકીકતોની કેફિયત આપશે. અમે તો ત્યાં સુધી વિશ્વાસ દાખવીએ છીએ કે, તેમણે લખેલી અનાત્મકથા કે લખાવેલાં જીવનચરિત્રોના પણ લીરેલીરા કરીને કહેશે : 'અરે, હું બુધાલાલ, ગીતા પર હાથ મૂકીને સ્વીકાર કરું છું કે, મેં મને જે આજદિન સુધી છેતર્યો છે ! હું તેનું પ્રાયશ્ચિત દાઢી વધારીને, મૌન રાખીને, આડુંતેડું નહીં લખીને કરીશ.' અમે બુધાલાલ માટે આમ ભારોભાર શ્રદ્ધા ધરાવીએ છીએ. બુધાલાલ જરૂર ઈશ્વરે આપેલું તેમનું મૂળ સ્વરૂપ ધારણ કરશે અને સારાય વિશ્વમાં સૂર્યની જેમ ઝળહળી ઊઠશે. બુધાલાલનો આત્મા હજી સાબૂત છે ! અમે તો ત્યાં સુધી કલ્પિએ છીએ કે, જગતના પાટલે હવે બુધાલાલનો નવપ્રવેશ થશે ત્યારે નવી હવા, નવું વાતાવરણ અનુભવી રહેવાશે. પશ્ચાતાપના અગ્નિમાં તવાઈ તેમનું શરીર કુંદનનો ચળકાટ ધારણ કરશે. થોડી ઓછી ઊંચાઈએ જન્માવેલી લઘુતા દૂર થશે અને થોડીક ઊંચાઈ પણ વધી હશે. તેમની ભાષામાં પ્રવેશી ગયેલા ખંધા શબ્દો બાષ્પીભૂત થઈ જશે અને તેના સ્થાને કૂંણાં કૂણાં ડૂંડા જેવા કુમાશ ભરેલા શબ્દો તેનું સ્થાન લેશે. લો, ચરિત્ર પૂરું કરું. બુધાલાલ અમારા મિત્ર છે અને રહેશે. જગતને બુધાલાલની હજી જરૂર છે. તમે ઈચ્છો અને કશુંક આ સિવાયનું પણ બુધાલાલ વિશે ઉમેરવા ઈચ્છતા હો તો જરૂર જરૂર નવા રંગો તેમાં ઉમેરશો. બુધાલાલ દીપ્ત, પ્ર-દીપ્ત થઈ રહેવા જોઈએ એ જ અમારો મિત્ર તરીકેનો અભિલાષ છે.

*ફુવારા પાસે, 'વાગીશા', રાજમહેલ રોડ,*
*લુણાવાડા-૩૮૯૨૩૦, જિ. મહિસાગર.*
*મો. ૯૮૨૫૩૫૬૫૫૧*



# પ્રસન્ન દામ્પત્ય યાને સુખી જોડી

- *પ્રદ્યુમ્ન આચાર્ય*

**અ**મારી બાજુમાં સુધાબહેન અને ગમનભાઈ રહે છે. તે બહાર જતાં હતાં. આગળ સુધાબહેન ચાલતા હતા, પાછળ ગમનભાઈ ચાલતા હતા. મેં મારા પત્નીને કહ્યું કેવું સુખી જોડલું છે ! પત્ની કહે ‘રાખ ને ધૂળ ? આને તમે સુખી જોડલું કહો છો ? સુધાબહેન વાઘણ જેવી છે. બિચારા ગમનભાઈનું કાંઈ જ ચાલતું નથી. (આ બાબત આપણા બંનેને લાગુ પડે છે તેવું હું પ્રકટપણે બોલ્યો નહીં.) જોતા નથી, ગમનભાઈ નીચી મૂંડી કરીને બકરીના બચ્ચાની માફક પાછળ પાછળ ચાલ્યા જાય છે ! મેં તો સાંભળ્યું છે કે, સુધાબહેન ક્યારેક ગમનભાઈ પર હાથ પણ ઉપાડી લે છે. (આ બાબત મારે તમારો આભાર માનવો ઘટે) હું ચૂપ થઈ ગયો.

વિષયને બીજે વાળતાં કહ્યું, પ્રસન્ન દામ્પત્ય એટલે શું તે તું જાણે છે ? પત્ની આંખ ફાડી સામે જોઈ રહી. આગનાં પારખાં ન કરાય તેવું જાણતો હોવા છતાં, આવો પ્રશ્ન મારાથી થઈ ગયો. મારા પત્ની કાંઈ બોલ્યા નહીં એટલે મેં સમજાવવાની કોશિશ કરી. મેં કહ્યું જેમાં પતિ-પત્ની વચ્ચે પ્રેમ હોય, સમજણ હોય, પરસ્પર સન્માન અને આદર હોય. અને કજિયો હોય તો તે પણ પ્રેમનો હોય. પત્ની વિફરી. સીધો જ મારા પર હુમલો કર્યો.’ ‘તે હું જ તમારા ઘરમાં કકળાટ કરનારી છું તેમ સીધું કેમ નથી કહેતા ? તમે આમેય કયે દાડે સીધું બોલો છો ? દુનિયામાં તમે એક જ સારા અને બીજા કકળાટ એમ જ ને ? તમે ક્યારેય મને બે સારા વેણ કીધા છે ?’ અને તે રડવા લાગી. મેં તેને શાંત પાડવા કોશિશ કરી. ‘જો મારું કહેવાનું એમ નથી હું તો માત્ર અમસ્તી પ્રાસ્તાવિક વાત કરતો હતો કે, સુખી જોડી કોને કહેવાય.’ મને આ પ્રમાણે વાતની શરૂઆત કરવા માટે પસ્તાવો થયો. સ્ત્રીને ક્યારેય સમજી શકાતી નથી. સમજાવી શકાતી નથી. અને તેમાંય ખાસ કરીને રડતી હોય ત્યારે, સમજાવવાની કોશિશ વ્યર્થ છે.

તે વધુ જોરથી રડવા લાગી. અને બોલી, તે માટે તમને સુધાબહેન અને ગમનભાઈ જ નજરે ચડ્યા ? જ્યારથી લગન કરીને આવી અને ઘરમાં પગ મૂક્યો ત્યારથી ક્યારેય મારા માટે એક પણ સારું વેણ બોલ્યા છો ? કાયમ મેણા ટોણા જ માર્યા કરો છો. આખો દિવસ નોકરડીની જેમ કામ કરવાનું તમારી પ્રજા સાચવવાની. પણ તમે ક્યારેય ઘરકામમાં મદદ કરી છે ? કપડાં બદલીને અરે લેંઘો પણ ઊંચો મૂકતા નથી. ચા પીને રકાબી પ્યાલા મૂકવાનું તો બાજુએ રહ્યું, પણ છાપા પર કપના કુંડાળા પાડી ઊભા થઈ જાઓ છો. અને સુખી જોડીનો ઉપદેશ આપવા બેસી જાઓ છો ? મારા તો કરમ જ ફૂટેલા નીકળ્યા. મને થયું ખોટા સમયે ખોટા પ્રદેશમાં પ્રવેશ થઈ ગયો. હવાઈ ઊડીને ક્યાં પડશે તેની આગાહી થઈ શકે નહીં. તેવું જ સ્ત્રીઓના કકળાટનું છે. કઈ વસ્તુમાં ક્યારે ડુંભાણું મૂકાઈ જશે, તે કોઈ કહી શકે નહીં.

ફરી મેં કહ્યું‘તું કહે છે તેવું કહેવાનો મારો આશય ન હતો. હું તો માત્ર પ્રયોજન વિના જ વાત કરતો હતો. અને તને એમ લાગતું હોય કે, હું ઘરકામમાં મદદ કરતો નથી તો સાંભળ, આજથી મારું કામ મારી જાતે જ કરીશ. પછી તો રાજી નેં ? તેણે કહ્યું ‘તમે તમારા કામ જાતે કેવી રીતે કરો છો તે અમે જોઈશું.’ તે માંડમાંડ શાંત થઈ. આમ મારા દોઢ ડહાપણમાં મારી સ્વતંત્રતા શહીદ થવાને આરે પહોંચી ગઈ. પછી હું જમવા બેઠો. જમીને થાળી લઈને ચોકડીમાં મૂકવા જતો હતો તે કતરાતી આંખે જોઈ રહી. તેણીને આઘાત લાગ્યો હોવો જોઈએ કે આ માટીડો માત્ર વાતો જ નથી કરતો બોલે છે તે કરી બતાવે છે. આ તેણીને માટે નવો અનુભવ હતો. અને કદાચ ઊંડે ઊંડે એવી પણ ચિંતા થઈ હોય કે, તેની મારા પરની શાસનની પકડ ઢીલી પડી જશે. પરંતુ કાંઈ બોલી નહીં.

જમીને અમે હીંચકા પર બેઠા હતા. તેવામાં તેણીના દૂરના કાકા તેના દીકરાને લઈને મળવા આવ્યા. તેઓ દૂરના ગામડે રહેતા હતા, દીકરા બબલુને બારમા ધોરણમાં દાખલ કરવાનો હતો. અને હોસ્ટેલમાં રહેવાની વ્યવસ્થા કરવાની હતી. પત્ની કહે ‘કાકા, તમે જરાય ચિંતા કરશો નહીં. તે પોતાની વગ વાપરીને પણ જે શાળા કોલેજમાં દાખલો જોઈતો હશે તે શાળા કોલેજમાં દાખલો અપાવી દેશે.’ હું મનમાં જ બોલ્યો ‘મારી બીજે ઠેકાણે વગ ચાલે છે, એક માત્ર ઘરમાં જ વગ ચાલતી

નથી.' પરંતુ મેં ટાપશી પુરાવતા કહ્યું 'કાકા તમે જરાય ચિંતા કરશો નહીં. બોર્ડીંગ, હોસ્ટેલમાં પ્રવેશ મળે ત્યાં સુધી બબલુ અમારી સાથે જ રહેશે. શાળા કે કોલેજમાં હોસ્ટેલ અગર બોર્ડીંગમાં જ્યાં દાખલ કરવાનો હશે ત્યાં હું મહેનત કરીશ. મારી વગનો ઉપયોગ કરીશ.' કાકા ખુશ થઈ ગયા, તેનાથી વધુ ખુશ તેની ભત્રીજી થઈ. તેમને હિંમત અને આશ્વાસન મળ્યાં. કાકા બોલ્યા, 'તમારાં કાકી કહેતા હતાં, બંનેની જોડી જાણે શિવ પાર્વતીની જોડી છે.' મારી પત્ની ખુશ થઈ હોય તેવું લાગ્યું. સવારે પ્રસન્ન દામ્પત્યનું ડહાપણ ડહોળેલું તેની આ ભરપાઈ હતી. તમે આને લાંબા ગાળાની ચાલ કહી શકો. પત્નીને જીતવી મુશ્કેલ છે. પણ મારા પાસા પોબાર પડતા હોય તેવું લાગ્યું. તેણી ચા બનાવીને લાવી. તેઓ ચા પીને વિદાય થયા. પછી મારી પત્નીને વચન આપ્યા પ્રમાણે ચા પીને રકાબી પ્યાલો રસોડામાં મૂકવા ઊઠ્યો કે, તુરત પત્ની બરાડી ઊઠી, 'ખબરદાર, રકાબી પ્યાલાને હાથ અડાડ્યો છે. રસોડામાં પગ મૂક્યો છે તો. અમે બારવરસના નથી બેઠાં ?' મેં કહ્યું 'મારું વચન મારે પાળવું જોઈએ. સવારે મેં કહ્યું હતું કે, મારું કામ હું જાતે કરીશ. હવે જ્યારે ખરેખર તેમ કરવા જાઉં છું તો તને વાંધો પડે છે.' તેણી બોલી, 'તમે તો વાતેવાતે વેણ પકડો છો. એક અમસ્તું અમે બોલ્યા ત્યાં તાળવામાં ટીપું પડી ગયું.' આમ બોલી મારા હાથમાંથી રકાબી પ્યાલો ખૂંચવવાનો પ્રયાસ કરવા લાગી. ખબર નહીં કેમ, મને પણ શૂરાતન ચડ્યું. મેં પણ રકાબી



પ્યાલો મજબૂતીથી પકડી રાખ્યો. મારે બતાવી દેવું હતું કે, અમે પણ વચન પાલક છીએ આમ અમારા વચ્ચે ખેંચતાણ ચાલતી હતી તેવામાં બાજુ વાળા નીલુબહેન અને તેના પતિ સતીષભાઈ ઘરમાં પ્રવેશ્યા. અમને આવી સ્થિતિમાં જોઈને નીલુબેન તેના પતિને કહેવા લાગ્યા 'જોયું આનું નામ સુખી જોડી. કજિયો છે પણ પ્રેમનો છે. તમે કાંઈક પ્રધ્યુમનભાઈ પાસેથી શીખો. તમે સળી ભાંગીને બે કટકા કરતા નથી. સોફા પર બેઠાં બેઠાં ચાના ઓર્ડર છોડ્યા કરો છો. અને છાપા પર ચાના કપના કુંડાળા પાડતા જાઓ છો. અમને એક નોકરડી સમજી બેઠા છો. તમને એમ ક્યારેય થયું કે, ચાલો ઘરમાં મદદ કરીએ ? નાની એવી મદદ પણ ક્યારેય કરી છે ?' હું અને મારા શ્રીમતી હસી પડ્યાં.

પ્રસન્ન દામ્પત્યમાં બંનેએ 'પતિ-પત્ની' હોવું જરૂરી છે. 'દમ્પતી'નો અર્થ જ છે. જાયા ચ પતિ ચ. - જમ્પતિદમ્પતિ. એટલે Live in relationship, અગર મૈત્રી કરારમાં બંને પાત્રો ગમે તેટલા પ્રસન્ન, સુખી હોય તો પણ પ્રસન્ન દામ્પત્ય કહી શકાય નહીં. 'દમ્પતી' શબ્દ આમ તો દ્વંદ્વ સમાસ છે. દ્વંદ્વ મોટે ભાગે યુદ્ધના સંદર્ભમાં જ વધુ પ્રયોજાય છે, સમજાય છે. 'બેઉ બળિયા બાથે વળગિયા.' જ્યારે સાથે સમાસનો નિર્ણય કરે ત્યારે પ્રસન્ન દામ્પત્ય સર્જાય છે. અને તેમાં જ તેની સાર્થકતા છે.

એમ કહેવાય કે, પ્રસન્ન દામ્પત્યમાં પતિ-પત્ની બંને પ્રસન્ન હોય છે. પરંતુ તેમાં પણ પત્ની પ્રસન્ન હોય તો જ તે સાર્થક બને છે. પતિ પ્રસન્ન હોય અપ્રસન્ન હોય તેનો કોઈ જ મતલબ નથી. તેની કોઈ જ ગણના નથી. પતિ તો આંગળિયાત (Insignificant) છે. અલેલ ટપ્પું છે. (Non-entity) પેલી મનુસ્મૃતિની સૂક્તિ છે. 'યત્ર નાર્યસ્તુ પૂજ્યન્તે તત્ર રમન્તે દેવતા.' એટલે કે જ્યાં નારીની પૂજા થાય છે ત્યાં દેવતાઓ આનંદ પામે છે. પરંતુ આ સૂક્તિ ઉલટાવી નાખવાની જરૂર છે. 'યત્ર નાર્યસ્તુ રમન્તે તત્ર પૂજ્યન્તે દેવતા.' એટલે કે જ્યાં નારી આનંદમાં રહે છે ત્યાં દેવતાની પૂજા થાય છે. નારી જો આનંદમાં ન હોય તો ત્યાં દેવતાની પૂજા કોણ કરે ? હું તો કહું છું તે ઘરમાં પૂજા કરવાની જરૂર જ નથી. પૂજા મનની શાંતિ અને આનંદ માટે હોય છે. નારી આનંદમાં હોય ત્યાં દામ્પત્ય પ્રસન્ન જ હોય છે. 'યત્ર નાર્યસ્તુ રમન્તે તત્ર પ્રસન્ન દામ્પત્યમ્ પ્રવર્તતે.'

ગહન વિચારણાને અંતે પત્નીને પ્રસન્ન રાખવાના સો ઉપાયો અમે શોધી કાઢ્યા છે. આ ઉપાયો અફર કારગત નીવડે

છે તેવો અમારો અનુભવ છે. 'સર્વ જન હિતાય સર્વ જન સુખાય' તે ઉપાયો રજૂ કરવા પ્રેરાયા છીએ જે નીચે મુજબ છે.

ઉપાય નં. એક - પત્ની કહે તેમ કરવું. પત્ની કરે તેમ કરવું નહીં.

ઉપાય નં. બે - પત્ની કહે તેમ કરવું. પત્ની કરે તેમ કરવું નહીં.

ઉપાય નં. ત્રણ - પત્ની કહે તેમ કરવું. પત્ની કરે તેમ કરવું નહીં.

ઉપાય નં. ચાર - પત્ની કહે તેમ કરવું. પત્ની કરે તેમ કરવું નહીં.

આમ સો ઉપાયો ગણી લેવા. પત્ની કહે તેમ કરવું તેમાં પત્નીના અધિકાર બાબત શંકા લાવવી નહીં, સામા સવાલ જવાબ કરવા નહીં. પત્નીની આજ્ઞા શિરોધાર્ય ગણવી, અને વફાદારીપૂર્વક તેનું પાલન કરશે તેની ખાત્રી વગેરે બાબતોનો સમાવેશ છે તેમ સમજવું.

પત્ની કીટી પાર્ટીમાં જતી હોય તો પતિએ કીટી પાર્ટીમાં જવું નહીં. પત્ની બ્યુટી પાર્લરમાં જતી હોય તો પતિએ બ્યુટી પાર્લરમાં જવું નહીં. પત્ની તેના પિયર જતી હોય તો તેની પાછળ તેના પિયર જવું લાખના બાર હજારનો ધંધો છે. પત્ની સેલમાં જતી હોય તો મનને મજબૂત રીતે પકડી રાખવું પણ તેની સાથે સેલમાં જવું નહીં. તેમ છતાં માણસ ભાન ભૂલે છે, ન કરવાનું કરી બેસે છે. આવું અમે એકવાર કરી બેઠા.

એકવાર મારાં પત્ની સાથે સેલમાં ગયો. જો કે તેને ગમ્યું નહીં. દુકાને ગયા ત્યાં તો કાપડિયો ઊભો તઈ ગયો 'આવો બહેન આવો, ઘણા સમયે પધાર્યા. મને થતું હતું કે બેન ઘણા સમયથી આવ્યા નથી.' પત્નીએ મારી સામે જોયું. મને કહેવાનું મન થઈ ગયું, 'સાથે આવેલા બનેવી સામે તો જો.' પણ ચૂપ રહ્યો. વેપારી કહે 'બહેનને હમણાં આવેલી છેલ્લી વેરાયટી બતાવી દો... ઠંડાં પીણાં લાવો.' વેપારી એવી રીતે બોલતો હોત કે જાણે બહેનના આવ્યાથી ધન્ય થઈ ગયો હતો. બેન સાડીઓ જોવામાં મસ્ત થઈ ગયાં. કોઈએ કહ્યું છે અગર તમારે ધીરજવાન સહનશીલ કંટાળો લાવ્યા સિવાય સતત હસતું મોં રાખીને પરિણામની પરવા કર્યા વિના કામ કરવાનું શીખવું હોય તો કોઈ કાપડિયાને ત્યાં નોકરી કરવી. અમારા બંનેનું કામ પેલા ઉપનિષદના બે પક્ષીઓ જેવું હતું. એક ખરીદીના મીઠા ફળ ચાખતું હતું. બીજું માત્ર જોયા કરતું હતું અને જીવ બાળતું હતું. મારી ધીરજ ખૂટતી જતી હતી. મારો તો કોઈ ભાવ જ પૂછતું નહતું. બીલ તો મારે ચૂકવવાનું હતું. તેની આટલી બધી ઉપેક્ષા ? તે મારાથી સહન થઈ નહીં. મારો આત્મા ઉશ્કેરાઈ ઊઠ્યો. હમ ભી કુછ કમ નહીં.'' તે બતાવી દેવા માટે ખુરશી પરથી ઊભા થઈ મોટેથી બધાનું ધ્યાન ખેંચાઈ તેમ બોલ્યો 'મને આ સામે દેખાઈ છે તે ચોકડાવાળું બુશશર્ટનું કાપડ બતાવો.' કાપડિયો ડઘાઈ ગયો.મારી પત્ની ડોળા કાઢવા લાગી. કાપડિયો કહે 'સાહેબ, તે ગાદલાનું માદર પાટ છે. બુશશર્ટનું કાપડ નથી' પછી તેના માણસને કહે સાહેબને 'ઠંડા પીણાં આપો. આઈસક્રીમ આપો, પંખો ચાલુ કરો' સાહેબ તો ઠંડાં પીણાં પીધા વિના જ ઠંડા થઈ ગયા હતા. કાપડિયો પાછો બહેનને સાડીઓ દેખાડવામાં વ્યસ્ત થઈ ગયો. તે કહે બહેનેને તાજેતરમાં આવેલી કેટરીના કૈફ વાળી સાડી બતાવો. મને કહેવાની ઈચ્છા થઈ આવી કે, કેટરિના કૈફે વળી કયે દાડે સાડી પહેરી છે ? પણ માદરપાટનો માર તાજો હતો, તેથી કાંઈ બોલ્યો નહીં ચૂપ રહ્યો. બે કલાક અંતે ખરીદી પતાવી મોટું મસ્સ બીલ ચૂકવી બહાર નીકળ્યા. પત્ની નારાજ થઈ ગયેલી લાગી.તેણી બોલી 'જેવા હોઈએ તેવા દરેક ઠેકાણે ન વરતાઈ રહીએ. નિરાંતે ખરીદી પણ કરવા દીધી નહી' હું અહી આંગળિયાત (insignificant) અને અલ્લેલટપ્પુ પૂરવાર થયો. (non-entity).



પ્રસન્ન દામ્પત્યમાં પરસ્પર પ્રેમ અને સમજણ પાયામાં છે. લગ્ન પહેલાં વેવિશાળ સમયે કુંડલી મેળવે, નાડી દોષ જુએ, લગ્ન માટે સારું મૂહૂર્ત જોવડાવે, અમૃત, લાભ ચોઘડિયામાં સગા સ્નેહીજનોના આશીર્વાદ સાથે બ્રાહ્મણ શાસ્ત્રોકત વિધિ કરાવે. લગ્નજીવનની સફળતા માટે દરેક ઉપાય કરી જુએ છે. તેમ છતાં મોટા ભાગના લગ્નો નિષ્ફળ નીવડે છે. પછી લગ્નથી વધુ મહેનત છૂટાછેડા માટે કરે છે. કારણ કે તેમાં પ્રેમ અને સમજણ નથી. 'પ્રેમ ન બાડી ઉપજે.'

પ્રસિધ્ધ હાસ્ય લેખક સ્વ, ધનસુખલાલના પત્ની લગભગ પાગલ હતાં. તે લેખકને જુએ અને ગુસ્સે થાય, બૂમો પાડે, હાથમાં જે કાંઇ હોય તેનો છૂટો ઘા કરે. સ્વ મહેતા કહેતા, આમાં અમે બન્ને ખુશ છીએ. જો તે ઘા કરવામાં સફળ થાય તો તે ખુશ, અને તેનો ઘા હું ચૂકવી દઉં તો હું ખુશ. આનું નામ સમજણ. શાણાં માણસો સમસ્યામાં સમાધાન શોધે છે.

મેં એક દમ્પતીના પ્રસન્ન દાંમ્પત્યની વાતો સાંભળેલી. એક વખત તેના ઘરે ગયો. બારણામાં પેસતાં જ હું વિચારમાં પડી ગયો. મને મળેલી માહિતી સાચી ન હોય તેવું લાગ્યું કારણ કે બન્ને એક બીજાની સાથે મોટે મોટેથી ઝઘડો કરતા હોય તેવું લાગ્યું. મોટે મોટેથી બૂમો પાડી એકબીજાને મેણા ટોણા મારતા હતા. પરંતુ મને જોતાં જ બંને ખડખડાટ હસી પડ્યા. હું છોભીલો પડી ગયો. પતિ મહાશય બોલ્યા 'અમે ઝઘડતા હતા તેની તમને નવાઇ લાગી ને ? પરંતુ આ તો અમારો અઠવાડિક કાર્યક્રમ છે.' આ સોની કજિયો હતો. (હવે તો કજિયામાં પણ જાતપાત આવી ગઈ છે, બોલો. આ બ્રાહ્મણ કજિયો, આ વાણિયા કજિયો, આ લુહાર કજિયો). તે બોલ્યા, દરરોજ મીઠાઈ અબખે પડી જાય ત્યારે કાંઈક તીખું, ખારું, ખાટું, ચટપટું ખાવાની ઇચ્છા થાય છે. તેમ અમે પણ અઠવાડિયે એક દિવસ આ રીતે ઊજવીએ છીએ. કજિયો કરીએ છીએ. પછી બંને એકી સાથે ગાવા લાગ્યા "થોડે શિકવે ભી હો, કુછ શિકાયત ભી હો તો મઝા જીનેકા ઔર ભી આતા હૈ" પ્રસન્ન દામ્પત્યની કોઈ રેડી મેડ ફોર્મ્યુલા નથી. પણ અમે શોધી કાઢેલા ઉપાયો ઘણી રીતે અસરકારક રીતે મદદકર્તા બને છે. એક વખત મેં મારું પુસ્તક મારા એક મિત્રને વાંચવા આપ્યું. આઠ દશ દિવસ પછી જ્યારે મળ્યા ત્યારે અતિ ઉત્સાહમાં મેં પૂછ્યું 'કેમ પુસ્તક વાંચ્યું ? કેવું લાગ્યું ?' તેનો જવાબ સાંભળી મને જબરી નિરાશા થઈ. તે કહે 'મેં તો પુસ્તક વાચ્યું નથી. પણ મારી પત્નીએ વાંચ્યું છે, તે કહે છે પુસ્તક સારું છે. તેને સારું લાગ્યું હશે ત્યારે જ પુસ્તક સારું છે તેમ કહ્યું હશેને ? મારી પત્ની ખોટું ન બોલે.' આમ મારું પુસ્તક વાંચવામાંથી છૂટકારો મેળવ્યો. કાંઈ જેવો તેવો લાભ છે ? આમાં અમારા તનમ શંકરની તોલે કોઈ ન આવે. તેના ઘર પાસેથી નીકળો અને તે બારણામાં ઊભા હોય તો કહેશે, 'આચાર્યભાઈ, તમારા બહેન કહે છે કોઈક દિવસ તો ઘરે આવતા હો.' એટલે આના બે ફલિતાર્થ. કોઈક દિવસ તો ઘરે આવતા હો એનો અર્થ એ કે અત્યારે તો નહીં જ. અને બીજું બહેન કહે છે, તનમનશંકર તો નહીં જ. પત્ની કહે તેમ કરવું તેનું શ્રેષ્ઠ ઉદાહરણ આથી બીજું કયું હોઈ શકે ?

મારાં પત્ની પણ કહે છે, બહુ ભીડભાડવાળી જગાએ ન જવું. તેનું હું અક્ષરશઃ પાલન કરું છું. તેથી તો કાવ્ય જગત, નવલિકા, નવલકથા ક્ષેત્રને હાથ બતાવ્યો નથી. સોરી, હાથ અજમાવ્યો નથી.

ભર્તૃહરિએ સાચું જ કહ્યું છે આ ક્ષણે ક્ષણે પરિવર્તન પામતા જગતમાં બીજા અમને સુખી માને છે. અમે બીજાને સુખી માનીએ છીએ તે વળી ત્રીજાને સુખી માને છે. ખરેખર એવા કોઈ દમ્પતી હશે કે જે સુખી હોય અને જે સુખી છે, તે દમ્પતી છે ?

પણ આમાં તમારે માઠું લગાડવાની જરૂર નથી.

*પ્લોટ નં. ૨૮૫, સેક્ટર-૧-સી,*
*ગાંધીનગર-૩૮૨૦૦૧.*
*મો. ૯૪૨૭૦૨૬૮૪૨*



# જબ 'અર્પણ' તુમ્હેં ભી ડરાને લગે...

*- દિલીપ શાહ*

**''ન**જીકના ભવિષ્યમાં તમારી વરસો જૂની ઇચ્છાઓનો મોક્ષ થતો લાગે છે, એવું તમારા બંને હાથની હથેળીઓની રેખા અને આ ચળકતા લલાટની સમાંતર ત્રણ આડી રેખાઓ બતાવે છે શાહ સાહેબ'' ગોલ્ડ મેડાલિસ્ટ તાજો જ ધંધો જમાવવા, ફૂટપાથ (એ ય પાછી આશ્રમરોડની !) નાં એક કોર્નર પર કામચલાઉ કેબીન લઈ બેઠેલા જ્યોતિષીએ મેગ્નીફાઈડ ગ્લાસ પાથરણામાં મૂકતા મને પ્રસન્ન ભાવથી જણાવ્યું.

''મહારાજ તમારા મોંમાં હક્કા-નૂડલ્સ... ને લ્યો આ નવી નક્કોર નોટોની દક્ષિણા'' મેં એક મુમુક્ષુ તરીકે શગુન તરીકે રૂપિયા પાચસો ચૂકવીને ડાયરીમાં ખર્ચ ખાતે અંકે રૂપિયા પાચસોથી ઉધારનાં ખાને મહૂરત કર્યું. શરૂના દસ વરસ બાલ-જોડકણાં ઈરાની હોટલની ચા અને મસ્કાબન નાસ્તા સાથે એક નવા શરૂ થઈ ડચકાખાતા સામયિક માટે સંકટ સમયની સાંકળનું કામ કર્યું. પછીનાં પાંચ વરસ કરકસરની કડકીના ક્લમ અને કાગળ પર કબજો જમાવીને બેઠા. સંપાદકે પુરસ્કારની કરકસર કરી એટલે મેં શબ્દોની. પહેલા સોનેટ લખતો હતો હવે હાઈકુ શરૂ કર્યા. સંપાદકે છાપાની પસ્તી અને ભંગારનો સાઈડ બીઝનેસ શરૂ કર્યો એટલે મેં અનુવાદમાં નજર ઠારવી. હિન્દી અનુવાદ સહેલા પડશે એમ માની મેં ઉત્તર ભારતના નામી-અનામી સાહિત્યકારોનાં પુસ્તકો રવિવારી ગુજરીમાં મહિનો ધક્કો ખાઈ ખરીદ્યા (ભાઈબંધોએ લોન આપી હતી વગર વ્યાજની પણ એક શરતે જૂની ગુજરાતી ફિલ્મો નહીં બતાવવાની) તરજુમો શરૂ કરતાં જ ઈમ્તહાન, ઈન્તકામ, ઈત્તફાક, ઈન્તજાર... શબ્દોના અર્થ (સાચા) સમજતાં મધરાત થઈ ગઈ. ટેલિફોન પર મિત્રોએ એના અર્થ ગુગલમાં જોવાની સલાહ આપી. એક બાજુ પૈસાની કડકી ને બીજી બાજુ સ્માર્ટ ફોન અને ઇન્ટરનેટની 'કિંમતી' સલાહ સૂચન. કાગળ ઉપર ખરચાનું કામચલાઉ ટોટલ ઘરનાં ભાડાથી બમણું હતું. બે મહિનાથી શેઠના છોકરાં એ ગર્લફ્રેન્ડ માટે ઉધાર લીધેલા પૈસાની ઉઘરાણી કરતાં નોકરી જવાની બીક હતી એટલે એ માંડી વાળ્યું. ભલું થજો પડોશનાં પંડ્યા સાહેબનું જેમણે મને હિન્દી-ગુજરાતી કોશ ઉદાર ભાવથી મહિના માટે આપ્યો (જૂનો જર્જરિત એટલો હતો કે, બાઈન્ડીંગનો મારો ખરચો ઓરીજિનલથી વધી ગયો) 'ઘાટ કરતા ઘડામણ મોંઘી' કહેવત મારા ઘરમાં જ ધાડ પાડી ગઈ. જે થાય તે ખરું બે-ત્રણ વાર્તાઓ અનુવાદિત કરી, બે તંત્રીએ ફોન કરી આવવાનું કહ્યું, ચાર સંપાદકોએ વિવેચકની ભૂમિકામાં ભાષાશુદ્ધિ, શૈલી, કથાવસ્તુની પસંદગી... વગેરે બાબતો પર લાં... બી... વ્યાખ્યાનમાળા ચલાવી. 'મગજ બહેર મારી જવું' રૂઢિપ્રયોગને વાક્યમાં વાપરતાં મને આવડી ગયું. આ પાર કે પેલે પાર સમજીને જોડકણાની સગી બહેન જેવા ગીત-ગઝલને ધ્યેયના મેનૂમાં અગ્રિમતા આપી દીધી.

જાણીતા ગઝલકારોનાં સંપાદન પુસ્તકાલયની મોંઘી સભ્ય ફી ભરી વાંચવાના શરૂ કર્યા. બુધ-શનિ સભાઓમાં આંટાફેરા માર્યા, કાફિયા, રદીફનો કક્કો ય ઘૂંટ્યો. દાઢી વધારી, નેશનલ હેન્ડલૂમનો થેલો (ગાંધી જયંતીને લીધે ડિસ્કાઉન્ટ સેલ) વસાવ્યો. વહેલું મોડું મંચ મળે અને પછી કવર સાથે લંચ મળે એવી આશાઓ ઠગારી નીવડી. ઊંઘતા શ્રોતાજનો અને તાળીઓ પાડતા ડોરકીપરનાં દૃશ્યોથી હોઠ પરનું સ્મિત ગયું ! બિચારી આંખે ઝળઝળિયાંથી મનને મનાવી લીધું.

'ડગલું ભર્યું કે ના હઠવું.' 'કલમને ખોળે જીવું છું.' 'ડાંડિયા'નો નર્મદ મારી પીઠ થાબડતો હતો. 'ભોમિયા વિના મારે ભમવા'તા ડુંગરા' ઉમાશંકર જોશી પ્રેરણા પરબ હતા. 'હમ હોંગે કામિયાબ' રેડિયા પરનું ગીત મારી સહનશક્તિ ઉપર લેપ લગાડવાનું કામ કરતું. 'લેખન મારો જન્મસિદ્ધ હક્ક છે, હું લખીને જ જંપીશ.' મારું આ મનોમંથન મને મારા આગવા પુસ્તકનાં પ્રકાશન માટે પ્રેરકબળ બની ગયું.

શરૂમાં રોમાન્સથી લથપથ એકદમ આધુનિક પ્રણયકથા નવલકથા સ્વરૂપે વિચાર્યું પણ પુસ્તક વિમોચન વખતે આવી ભાવકો અલ્પાહાર કરશે પણ પુસ્તક ન ખરીદે વાળી દંતકથાએ મને પીછે હઠ કરાવી. નવલિકાઓ તો ઢગલાબંધ ઈન્ટરનેટ પર ફ્રીમાં વાંચવા મળે છે એટલે પાછા વાચક-ભાવકની તંગીની મૂંઝવણ. વિવેચન ફિલ્મોનાં હોંશેહોંશે વંચાય છે, સાહિત્યકૃતિના નહીં. પુસ્તક વિવેચનનું લખાયા પછી જાહેર સમારંભમાં થતા સાક્ષર-વિવાદનાં છમકલાં બીજે દિવસે 'બ્રેકીંગ ન્યૂઝ' બની જાય છે. વિવેચન કરવામાં બાજની નજર, ભઠ્ઠીનો તાપ અને સાણસીની પકડ જોઈએ. (લગ્ન પછી આવી જણસો ક્યાંથી સચવાય ?)

છેવટે વિચાર્યું, ચોકઠા વગર પણ હસી શકાય. મનને હળવું કરી શકાય. જીવનમાં જે લગભગ ઓછું થઈ ગયું છે એવા હાસ્યને લગતા લેખો લખી એનું પુસ્તક ''આદુ કોથમીર મરચાં'' નામે કેમ ના બહાર પાડવું ? શીર્ષક પણ સૂચક છે કે

એ ત્રણેય સામગ્રીઓ લગભગ શાક જોડે મફતના ભાવે મળે છે છતાંય ઉપયોગી છે અને રસોઈ માટે ઉદ્દીપકનું કામ કરે છે. નાના મોટા થઈ લગભગ ૨૬ લેખો આવરી લેવાનો (જાતે લખેલા હોય તોય પસંદગીમાં ઓછા ગમે ખુદને બોલો કોને કહેવું ?) એજન્ડા રાખ્યો.

પ્રસ્તાવના માટે જાણીતા હાસ્ય લેખકોએ ટેલિફોન પર તાત્કાલિક ઉમળકો ના બતાવ્યો. (થોડો ભાવ ખાધો)... ''જૂઓ મિત્ર છેલ્લા પાંચ વરસથી પ્રસ્તાવના કોઈની હું લખતો નથી. વિમોચન વખતે બાબાને મોકલીશ. જે કાંઈ વહેવાર કરવો હોય તો એની સાથે...'' બીજા ચંદ્રક વિજેતાએ એ દિવસના (કાળી ચૌદશનો હોવા છતાંય) એમનાં ભરચક કાર્યક્રમનું મેનૂ બે વાર વાંચી ત્રણ વાર મારી પાસે ફરી બોલાવડાવ્યું... પછી મેં જાતે જ ભૂતિયા નામે હિન્દી અને અંગ્રેજી સાક્ષરોની શુભેચ્છા બેકપેજ પર લઈ લીધી.

પ્રકાશક શોધતાં શોધતાં પુર્નજન્મ કદાચ ન લેવો પડે એવું શરૂમાં લાગ્યું. ત્રણ ચાર ધક્કા, બબ્બે શેઠિયાઓ બિલ્લોરી કાચથી વાંચે... છેલ્લે બુક-એડિટર માઈક્રોસ્કોપીક નિરીક્ષણ કરી ભારતીય ક્રિકેટ કોચની પસંદગીની જેમ એની નોંધ મૂકે. આંટાફેરા અને આશીર્વાદ. પુસ્તક સ્વયં પ્રકાશનથી છાપવું એ અંતિમ નિર્ણય લઈ લીધો. (એ વખતે ખબર નહીં ચોઘડિયું લાભ હતું કે કાળ !)

ચોપડી છાપવા માટે એક પ્રિન્ટરને એના છોકરાને બે વરસ ટ્યુશન ફી વગર ભણાવવાનું નક્કી કરી દીધું. વિમોચન વખતે અતિથિ વિશેષમાં જ્ઞાતિમંડળના ચેરમેને આવવાની હા પાડી પણ ડોનેશન એમની છોકરીની NGO માટે આપવાની શરતે મેં ય હા પાડી (જ્ઞાતિનો મોટો વ્યાખ્યાન હોલ બે કલાક માટે ફ્રી કરી આપ્યો.) આઈસક્રીમ જે સમારંભને અંતે આપવાનો હતો એનો ખરચો સાસુ સસરાને ઘણું સમજાવ્યા પછી હા પાડી (એમાંય શરત... ત્રણ વરસ સુધી બોણી નહીં મળે.)

લગભગ દશેરાએ ઘોડું દોડશે એવું લાગતું હતું ત્યાં યાદ આવ્યું પુસ્તક અર્પણ કોને કરવું ? રાત્રિ બેઠક ભરાઈ ગઈ. ખંડમાં દરેકનાં સલાહ સૂચન માંગવામાં આવ્યાં.

'અલ્યા, એમાં આમ બધાને ભેગા કરવાના હોય. ઘરનાં મા-બાપને જ ! ચોપડી પહેલી છે ને ?' વડીલોએ ખોંખારો કર્યો.

'પણ કદાચ આ પછી બીજો કોઈ સંગ્રહ ના થાય તો ? હું અને અમારો પરિવાર લટકી જ જાય ને ?' પત્નીએ ટાપસી પૂરી.

'બંધુ, અવારનવાર વગર વ્યાજે પૈસા ધીર્યા એટલે ઋણસ્વીકારમાં અમને જ ભૂલી જવાના ?' મિત્રોની ટકોર.

'પંડ્યા સાહેબે કોશ આપ્યો, પરમાર સાહેબે આંખે મોતિયો હોવા છતાં પ્રૂફ રીડિંગ કરી આપ્યું, એમને હાંસિયામાં ના રખાય.' મંગાભાઈ માસ્તરે મમરો મૂક્યો.

'આઈસક્રીમનો ખરચો મારા મા-બાપ ઉપાડતા હોય તો એમનું નામ લખવામાં શું વાંધો છે ?' પત્નીએ ફરીથી ઉધડો લીધો.

'શાહ સાહેબ... આ અપર્ણનું લીસ્ટ હું રાતના આઠથી નોંધું છું. બાર પાના ભરાઈ ગયા. ત્રણ વાર ચા પીધા પછી બધા કંટાળી ગયા છે... માંડી વાળો.'

... આ વખતે વિવિધ ભારતીમાં છેલ્લું ગીત વાગતું હતું 'જબ દર્પણ તુમ્હેં ભી ડરાને લગે...'

*એમ-૫, ૨/૧૨, શાસ્ત્રીનગર,*
*એન.ઈ.ઓ. હોસ્પિટલની બાજુમાં, નારણપુરા,*
*અમદાવાદ-૩૮૦૦૬૩. મો. ૯૯૭૯૯૪૬૧૪૨*



# જસમા ઓડણ એક પ્રેમકથા

– *રવીન્દ્ર ઠાકોર*

(જસમા-ઓડણની કથા આપણા લોકસાહિત્યમાં તો મળી આવે છે - અતિ પ્રચલિત છે, એ કથા. પણ એના મૂળ રાજસ્થાની લોકસાહિત્યમાં પણ છે- એક મિત્ર પાસેથી એ સાંભળ્યું ત્યારે આશ્ચર્ય થયું. રાજસ્થાન અકાદમીએ એ કથા પર નૃત્ય નાટિકા પણ કરી હતી. અને એ જ મિત્ર પાસેથી એની ટેપ પણ સાંભળી અને રાજસ્થાન અને ગુજરાતની એ કથાઓને સંયોજવાનો વિચાર આવ્યો. એ બે કથાઓ પર આ ગીતનાટ્યની રચના કરી છે - પ્રારંભમાં રાજસ્થાનની કથા ગૂંથી છે.

**પ્રવેશ - ૧**

(પડદો ખૂલે છે ત્યારે તખતા પર ઉદેપુરનું મંદિર દેખાય છે. પૂજારી આરતી ઉતારે છે. લોકો પૂજા કરીને ચાલ્યા જાય છે. ત્યાં જ રાજકુમાર રતનદેવ શક્તિની મૂર્તિ પાસે આવી પ્રાર્થના કરે છે.)

રાજકુમાર : ***હે મા ! અમીને વરસો.***
***તરસ્યા પ્રાણની આરત થાયે,***
***ઝંખના એનું મિત રે પાયે,***
***આજ કૃપાને વરસો.***
***અંગઅંગની આગ બુઝાવો,***
***પ્રાણ પ્રાણની પ્યાસ બુઝાવો,***
***શત શત ધારે વરસો.***
(પૂજારી એની પાસે આવે છે.)

પૂજારી : રાજકુમાર ! તારી તૃષ્ણા ખોટી છે. તું ભાન ભૂલ્યો છે. તું જાણે છે કે રાજકુમારી જસમા દે પ્રત્યેક પુરુષને ધિક્કારે છે.



રાજકુમાર : હું જાણું છું. છતાંય, યુગયુગોથી મારો આત્મા એની પૂર્ણ પ્રાપ્તિ માટે તલસે છે. જન્મજન્માંતરોના મારા પુરુષાર્થનું આ ભવે પૂર્ણવિરામ આવશે.

પૂજારી : નિરાશામાં- હતાશામાં.

રાજકુમાર : ના, સ્નેહની પૂર્ણ પ્રાપ્તિમાં. મેં માની પૂજા કરી છે, તે વિફળ નહીં જાય. (મૂર્તિ સામે) કહો, મા ! તારી પૂજા નિષ્ફળ જશે ? ના, ના ... ના કહો ને, મા ! (ત્યાં જ નેપથ્યે ઢંઢેરો સંભળાય છે : 'ઉદેપુરના નગરજનો સાંભળો, સાંભળો, નગરજનો, રાજકુમારી જસમા દે અત્યારે મંદિરે માના દર્શને જાય છે. મહારાજાની આજ્ઞા છે કે રાજકુમારીના રસ્તે કોઈ પુરુષ ડોકાય નહીં. જો કોઈ પણ પુરુષ રાજકુમારીની નજરે ચડશે તો તેને મૃત્યુનો દંડ દેવામાં આવશે.')

પૂજારી : સાંભળ્યું ?

રાજકુમાર : હા, પણ એકવાર, આ જ મંદિરમાં, અજાણતાં જ એ દૃષ્ટિપથે પડી છે પછી ...

પૂજારી : અત્યારે તો ચાલ્યો જા, સંતાઈ જા.
(પૂજારી ચાલ્યો જાય છે. રાજકુમાર મૂર્તિ પાછળ સંતાઈ જાય છે. ત્યાં જ રાજકુમારી સખીઓ સાથે પ્રવેશીને પ્રાર્થના કરે છે.)

રાજકુમારી : ***જય હે, વરદાયિની ! જય હે...***
***તવ મંગલ સ્પર્શે જગ જાગે,***
***જાગે અંતર આ અનુરાગે.***
***જય હે, વરદાયિની ! જય હે.***
***તવ ચરણોમાં ફૂલ વહાવ્યાં***
***તવ વેણ ફૂલોને ઝંખી.***
***તવ નિશ્ચલ અધરને ખોલો,***
***આ શાંતિ હવે તો ડંખી.***
***નિશદિન સ્મરણે રમતું અંતર,***
***એ અંતર આજ ભરી દો, મા !***
***તવ પુનિત પુનિત વરદાને,***
***આ જીવનને છલકાવો મા !***

*જય હે, જય હે, વરદાયિની ! જય હે.*

મૂર્તિનો અવાજ : તથાસ્તુ !

રાજકુમારી : મા, એક ધ્યાને જો મેં તારી પૂજા કરી હોય તો મા, આજ મને વરદાન આપ.

અવાજ : તને ઈચ્છિત વરની પ્રાપ્તિ થાય.

રાજકુમારી : શું ? શું ?

અવાજ : તને યોગ્ય પતિની પ્રાપ્તિ હો !

રાજકુમારી : ના- મા, ના... !

અવાજ : મારું વેણ અફળ નહીં જાય.

રાજકુમારી : આ જ મારી પૂજાનું ફળ ?

અવાજ : હા.

રાજકુમારી : મા, તારાં વેણ જૂઠાં છે. મા ! શું મારી પૂજા જૂઠી હતી ? તું શું જાણતી નથી મા, કે હું કોઈ પુરુષને ઝંખતી નથી ? મારે નથી જોઈતો પુરુષ - નથી જોઈતો સ્વામી. યુગોયુગોથી પુરુષે મને દગો દીધો છે. તું એ જાણે છે તો ય આજે...? તારો અનાદર નથી કરતી પણ મા, અહીં, ક્યારેય પાછી નહીં આવું... (સખીઓ સાથે જાય છે.)

(પૂજારી તથા રાજકુમાર આવે છે.)

અવાજ : સાંભળ્યું ? રાજકુમાર ?

રાજકુમાર : પણ એ કેમ બને ? મા, બોલો તો ખરાં, એ કેમ બને ? મારી, મારી પૂજા શું જૂઠી ?

રાજકુમાર : (આર્દ્રસ્વરે) *મારાં પળપળ પ્યાસી નેણ.*

*તું જ હૃદય ને તું જ રે જીવન,*



*તું જ સુધારો જીવન.*
*રોમ રોમની ઝંખન માગે,*
*અમ કોમળ રે સ્પર્શન.*
*મારાં સૂના દિન ને રેન.*
*મારાં પળપળ પ્યાસા નેણ.*
*મને મૃત્યુ દો.,*
*મને મૃત્યુનાં દો વરદાન,*
*હે વરદાયિની !*
*મને મૃત્યુ દો, મૃત્યુ દો...*

મૂર્તિનો અવાજ : શાંત થા, રાજકુમાર, શાંત થા.

રાજકુમાર : આટલા સમયની મારી પૂજા શું વ્યર્થ જશે - નિષ્ફળ જશે ?

અવાજ : ના.

રાજકુમાર : તેં સાંભળ્યું નહીં મા, એણે શું કહ્યું તે ?

અવાજ : ભૂતકાળના અનેક જન્મોમાં પુરુષે એને દગો દીધો છે એટલે એનું કાળજું કઠોર બન્યું છે. પણ હજીય રસ્તો છે, રાજકુમાર. ચિત્રોમાં એનો જીવન રસ રમે છે. તું ચિત્રકાર બનીને એનું હૈયું જીતી શકે તો એને પામી શકે. વરદાનની સિદ્ધિ તને મળે.

રાજકુમાર : તારી કૃપા ફળો. મા !

(તખતા પર આછું અંધારું)

**પ્રવેશ : ૨**

(પૂર્ણ પ્રકાશ થતાં તખતા પર રાજકુમારીનો આવાસ. રાજકુમારીનું નૃત્ય)

રાજકુમારી : *આજ છલોછલ છલકે મારું અંતર કોનાં ગીતે ?*

*પવનની પાંખે કોણ ચઢીને આંગણ આવ્યું ?*
*ફૂલ ફોરમની સંગે કોણે ગીત વહાવ્યું ?*
*કોનું સ્મિત એ નિરખે આજે રવિ - શશીનાં સ્મિતે ?*

દાસી : (પ્રવેશતા) રાજકુમારી બા, બારણે એક અજાણ ચિત્રકાર ઊભો છે. તમને એ મળવા માંગે છે. એ કહે છે કે તમારી અંતરવ્યથાનું નિવારણ એની રંગરેખાથી એ દૂર કરી શકશે. આપ આજ્ઞા આપો તો...

રાજકુમારી : (સ્વગત) અજાણ ચિત્રકાર ? (પ્રગટ) તત્કાળ એને હાજર કર.

(દાસીજાય છે. થોડી વાર પછી ચિત્રકારવેશે રાજકુમાર રતનદેવ આવે છે. પ્રણામ કરે છે.)

ચિત્રકાર : આ રંગ ને રેખાઓમાં મેં જીવનનું એક અનેરું સત્ય બાંધ્યું છે. મને શ્રદ્ધા છે કે તે આપનું દુઃખ અવશ્ય દૂર કરશે.

રાજકુમારી : તો તો પળવાર પણ ના થોભો. પ્રારંભો ચિત્રકાર, (ચિત્રકાર પોતાનું ચિત્ર શરૂ કરે છે ત્યારે રાજકુમારી તથા ચિત્રકાર તખતા પર આછા અંધારામાં દેખાય છે અને અંકિત થતા ચિત્રનું દૃશ્ય તખતાના પાછળના ભાગ પર ભજવાય એવી પ્રકાશ યોજના. તખતાના પાછળનાં ભાગમાં જંગલનું દૃશ્ય.)

વૃંદ : *એક અડાબીડ વન રે.*
*પળપળ પ્રાણ પ્રકૃતિ મલકે*
*ગીતો ગાય ઝરણ રે... એક.*

ચિત્રકાર : ને ત્યાં ...
(હંસહંસીનો પ્રવેશ)

વૃંદ : *ગગને ઊડતો રમતો ભમતો રાજહંસ રઢિયાળો,*

વૃંદ : *થનગનતી, નરતંતી, ઝૂમતી એક હંસી રૂપાળી...*

રાજકુમારી : (સ્વગત)
*આ તો જાણે મારા પૂર્વ ભવની કથા,*
*કોણ જાણે કેમ મારી રુઝવે વ્યથા.*
(સંગીતના સૂરો સાથે હંસહંસીનું સંવનન નૃત્ય... પછી હંસહંસીને તેમનાં સંતાનોનું નૃત્ય)

પ્રવક્તા : *વર્ષો વીત્યાં સુખ સ્પર્શે સહુ રાચ્યાં.*
*ત્યાં ઘેરા દુષ્કાળે કણ કણ રે નાચ્યાં.*
*અંગ અંગની ઝાળે અણુ અણુ સહુ જલતું.*
*મહાકાળને કોપે રે વન સકળ એ બળતું.*

ચિત્રકાર : ને ઘેરા દુષ્કાળમાં ટળવળતાં સંતાનોને જોઈ હંસીના આર્દ્ર હૈયાએ વિનંતી કરી અને હંસને દૂરને ગગન ઊડ્યો ચણ લેવા. પણ સમયની ગતિ ન્યારી હતી. દુષ્કાળ પછી એ જ વનમાં...

વૃંદ : *જાગ્યો દાવાનાળ !*
*અંગ અંગમાં આગ ભરીને આવ્યો*
*ખાઉં ખાઉંના રાગ ધરીને આવ્યો*
*રે જાગ્યો દાવાનળ !*

ચિત્રકાર : હંસ પરની શ્રદ્ધાએ હંસી, પોતાનાં સંતાનોનું જતન કરતી, આ દાવાનળમાં પણ એની રાહ જોતી રહી. હંસ આવ્યો પણ દાવાનળની ગગનસ્પર્શી ઝાળને કારણે પાછો ફર્યો ને વળી પાછો દ્રોહનો અનુભવ કરતી હંસીએ સંતાનો સાથે આગમાં જાત હોમી. હંસ પાછો આવ્યો ત્યારે દાવાનળ શમી ગયો હતો. નીચે ઉતરીને કુટુંબનો સર્વનાશ જોયો અને ....

હંસ : (માથું પછાડતો) આપો હે દેવ ! હવે મૃત્યુનાં વરદાન !
*ઝંખે પ્રિય મિલન, મારાં આતુર પ્રાણ.*
*જન્માંતરે પામીશ પાછો એનો મેળાપ.*
*દો મૃત્યુનાં વરદાન દેવ, હવે તો આજ.*

ચિત્રકાર : *હંસે છોડ્યા એ જ ક્ષણે પ્રાણ,*
*મૃત્યુમાં જોયાં એનાં નિજનાં નિર્વાણ.*
(રાજકુમાર - રાજકુમારી પર પ્રકાશ.)

રાજકુમારી : આ તમે કેમ જાણ્યું ?

ચિત્રકાર : હું જ એ જ હંસ...
(સંગીતની ઝંકૃતિ .. રાજકુમાર - રાજકુમારીનો ચક્ષુરાગ.)

રાજકુમારી : હે પ્રિયે

રાજકુમાર : હે મમ પ્રાણ !

રાજકુમારી : હવે ન ખપે એક ક્ષણનોય વિયોગ. પળેપળનાં સહજીવન. આ મહેલ, આ સિંહાસન ને આ વૈભવના અવરોધો ન ખપે... ચાલો પ્રાણ, બની જઈએ આપણે સામાન્ય જન.. પેલાં ઓડ લોકોની વચ્ચે ભળી જઈએ... ક્ષણેક્ષણ ધર્મ અને કર્મમાં સાથે .. શ્વાસોશ્વાસ સાથે.
(તખતા પર આછું અંધારું.)



**પ્રવેશ : ૩**

વૃંદ : *ગરવી ગુર્જર ભીમ સોહાય પાટણ, દેશ રે હો.*
*સિદ્ધરાજ જયસિંહના રાજસુખ સોનલ વેરે હો.*
*રૂડી શરદપુનમની રાત કે કંઠ છલકાતા રે હો.*
*રૂડાં રંગે ચંગે નાચે જોબન મલકાતા રે હો.*
(પ્રકાશ થાય છે ત્યારે ગુજરાતણનો રાસ)

વૃંદ : *સૂના રાધાની આંખ્યું ને તીર*
*કે કા'ન આજ રાસે રમવાને આવો.*
*આજ છલકે છે અંતર અધીર*
*કે કા'ન આજ રાસે રમવાને આવો.*
*બાવરી આ રાધાના ઘેલા રે ઉરને*
*કા'ન હવે ઝાઝું ન પજવો.*
*અંતરના ઊમટેલા પ્રણયના પૂરને*
*કા' ન હવે ઝાઝું ન લજવો*
*આજ લહેરાતાં શારદી સમીર*
*કે કા'ન આજ રાસે રમવાનો આવો.*
(આછો પ્રકાશ પનઘટ.)

વૃંદ : *પેલા પનઘટની રે પાળે કે રૂપ આ મલકાતાં રે.*
*સોનલ રૂપલ બેલડાં ધારે કે નીર આ છલકાતાં રે.*
(પૂર્ણ પ્રકાશમાં પનઘટ પાળે ગરબો.)

વૃંદ : *મારું બેડલું છલકી જાય*
*કે પનઘટ પાણીડાં નેં જાઉં.*
*કોઈની આંખ્યું અડકી જાય*
*કે સૈયર પાણીડાં નેં જાઉં.*
*ઊંડા તે નીરના કલકલ એ સાદમાં*
*કોનાં ઈજન આજ માણું ?*
*કોને તે પરશે રોમ રોમ જાગે ?*
*કોણે ગાયું વણજાણ્યું કો ગાણું ?*
*એવાં ગીત કોણ રે ભરી જાય.*
*કે પનઘટ પાણીડાં નેં જાઉં...*
(સ્ત્રી વૃંદ જાય છે - આછો પ્રકાશ.)

વૃંદ : *એવા રૂડા ગુર્જર દેશનો સિદ્ધરાજ રાજવી હો.*
*સુખનાં મોતી જો વેરાય કે ગુર્જર ચોકમાં રે હો.*
*પણ લલાટ લેખ રે જુદા, કાળગતિ ન્યારી રે હો.*
*વીત્યાં વાદળનાં રે નીર, મૂંઝાઈ લોકમતિ રે હો.*
(સંગીતના સૂરોમાં દુકાળનું દશ્ય)
(તખતા પર આછું અંધારું)

**પ્રવેશ : ૪**

(શક્તિનું મંદિર. પ્રકાશ થાય ત્યારે સિદ્ધરાજ પ્રાર્થના કરતો દેખાય છે.)

સિદ્ધરાજ : મા, હું ચક્રવર્તી સિદ્ધરાજ, આજ પામર માનવી બનીને તારે શરણે આવ્યો છું. ભીખ માંગવા આવ્યો છું મા, મારો ખોળો છલકાવી દો મા, કોઈ વરસે પડ્યો ન હોય તેવો આ કારમો દુકાળ મારી પ્રજામાં રોજ રોજ મૃત્યુ... મેહુલિયો રીઝતાં નથી ને... માં, કશો માર્ગ તો દેખાડ. તારી કૃપા વરસાવ મા, નહિતર મને મૃત્યુ આપ...

મૂર્તિનો અવાજ : તથાસ્તુ. તેં મારી વર્ષો સુધી પૂજા કરી છે. જા, મારું વરદાન છે કે તને માર્ગ જડશે. તું એક તળાવ બંધાવ- ધરતીનાં પેટાળ તારી સૂકી ભૂમિને એનાં નીરથી હરિયાળી બનાવશે.

સિદ્ધરાજ : પણ આ માણસોમાં એ તાકાત ...

અવાજ : રાજસ્થાનની ઓડ પ્રજાને બોલાવ. એ તળાવ ખોદશે ને એ તળાવ સહસ્રલિંગ તળાવ નામે ઓળખાશે. પણ સિદ્ધરાજ મારી એક શરત છે.

સિદ્ધરાજ : શરત ?

અવાજ : હા. તું કે તારો કોઈ અધિકારી ધર્મ કે નીતિ ચૂકશો તો ધરતીનાં પેટાળ તને નીર નહીં આપે.

સિદ્ધરાજ : કબૂલ છે મા !

અવાજ : સિદ્ધરાજ, જો તારી પ્રજાની આ આકરી કસોટી છે. આજ અને આવતી કાલ તારી કસોટી કરવા આવ્યા છે. મને કશું, કશુંક... ! પણ જવા દે. જા, પુરુષાર્થ કર, ધર્મને માર્ગે પુરુષાર્થ કર....

સિદ્ધરાજ : તારી કૃપા મા ! .. પ્રધાનજી !

પ્રધાન : (પ્રવેશી) જી....!

સિદ્ધરાજ : માએ પૂજા સ્વીકારી છે - માર્ગ દેખાડ્યો છે. રાજસ્થાનની ઓડ પ્રજાને બોલાવો. અહીં નીર ફૂટશે, તળાવો ફૂટશે ને ફરી... ફરી...
(તખતા પર અંધારું.)

**પ્રવેશ : ૫**

(તખતા પર પ્રકાશ થતાં જ માર્ગ પર ગુજરાત આવતી ઓડ પ્રજાનું ગીતનૃત્ય. એ વૃંદમાં ઓડ-ઓડણ બનેલાં રાજકુમાર - રાજકુમારી - જસમા ને કેશવ નામ ધારી.)

સ્ત્રીવૃંદ : થોરી બાંકડિયાળી પાઘે મારો જિયરો ઝૂલ્યો જાય કે છલકે જોબનિયું.

પુ. વૃંદ : થોરી અણિયારી રે આંખે, મારો જિયરો મલકી જાય કે છલકે જોબનિયું.

સ્ત્રી વૃંદ : છોરા, થોરા રૂપમાં સોનલ મનડાં મોહ્યાં,

પુ. વૃંદ : ગોરી, થોરી નજરુની ગલીએ ચિત્તડાં ખોયાં.

સ્ત્રી વૃંદ : થોરા મ્હોર્યા રૂપની ફાગે, મારો જિયરો ઝૂલ્યો જાય કે છલકે જોબનિયું.

પુ.વૃંદ : થોરા મ્હેક્યાં રૂપની આગે, મારો જિયરો મલકી જાય કે છલકે જોબનિયું.

સ્ત્રી વૃંદ : ચાર દિનનાં ચાંદરણાંની હેતે ગાશું.

પુ. વૃંદ : દશ દશ દિશામાં એને વ્હેતાં જાશું.

સ્ત્રી વૃંદ : થોરા ફૂમતડાના ફૂલે, મારે જિયરો ઝૂલ્યો જાય રે છલકે જોબનિયું.

પુ.વૃંદ : આજ અંગે વસંત મ્હાંરે કે જિયરો મલકી જાય કે છલકે જોબનિયું.
(તખતા પર અંધારું.)

**પ્રવેશ : ૬**

(પ્રકાશ થતાં ઓડ લોકો તળાવ ખોદતાં દેખાય છે.)

વૃંદ : ***હે ઝીલો રે રામ ! હંબો હંબો હૈસો ..***
***આપણી તે ધરતીની પ્રીત રે ..***
***ઊંચે ગગન, નીચે ધરતીનો આશરો,***
***સૂરજનાં તાપ અંગ લાગે સોહામણો.***
***ભલી માટી ને માટીનાં સ્મિત રે.***

સિદ્ધરાજ : (પ્રવેશી, એક ખૂણેથી જસમાને જોતાં)
***કેવાં મોહન આ રૂપ !***
***શીતળ, સુંદર, શશીમય કાયા,***
***અંતર એની વળગે આ શી માયા.***
***અમૃત ઝરતાં નયન,***
***કેવાં સુકોમળ આ રૂપ.***

(એને ટીકી રહે છે. ઓડ લોકો જાય છે. સિદ્ધરાજની રૂપલોભી આંખ વાસનામય બની જસમા પર ઠરી રહી છે.)

આકાશવાણી : સિદ્ધરાજ ! તેં નીતિ ખોઈ. જસમા પર તારી વાસનાભરી વિષભરી દૃષ્ટિ ઠેરવી. હવે મારું વેણ મિથ્યા નહીં જાય ... ધરતીનાં પેટાળ હવે ...

સિદ્ધરાજ : ક્ષમા કરો મા, હું એને ભૂલી જઈશ.એક વાર ક્ષમા દો. હવે ક્યારેય એને ... જસમા, રૂપવંતી, લજામણી શી નાર .. ના, ના, મારા રોમરોમને તારુ ઈજન. જસમા, તને નહીં ભૂલી શકું... નહીં ભૂલી શકું...

અવાજ : ભૂલી જા, ભૂલી જા. નીતિ, સત્ય, બધું જ ..

સિદ્ધરાજ : ભલે બધું જ એળે જાય. પણ મારી યુગયુગાંતરની તૃષા... જસમા... જસમા...!
(તખતા પર અંધારું.)

**પ્રવેશ : ૭**

(પ્રકાશ થતાં જ તળાવ ખોદતી ઓડ સ્ત્રીઓ દૃષ્ટિગોચર થાય છે. જસમા પાસે સિદ્ધરાજ આવે છે.)

સિદ્ધરાજ : ***જસમા, માટી થોડી રે ઉપાડ,***
***કેડોનો વંક વળી જશે રે.***

જસમા : ***ઘેલા રાજ ઘેલું ના તું બોલ,***
***અમારી કેડયો તો લોહે જડી..***

સિદ્ધરાજ : ***જસમા, માટી થોડી રે ઉપાડ,***
***ઓ રે રૂએ તારા છોરુડાં.***

જસમા : ***પારણું બાંધ્યું આંબા કેરી ડાળ,***
***આવતી જતી જે નાખું હીંચકો.***

સિદ્ધરાજ : ***જસમા, મારે મહેલે પધાર,***
***તને રે દેખાડું મારી રાણીઓ.***

જસમા : ***તારી રાણી રે તું જોઈને બેસ,***
***રાણીઓ સરખી મારે દાસીઓ.***

સિદ્ધરાજ : ***ધાર્યું મારું થાય, વેણ ઉથાપે કોઈ ના,***
***તારા તે શા ભાર, મુજ આગળ રે ઓડણી.***
(તખતા પર અંધારું.)

**પ્રવેશ : ૮**

(પ્રકાશ થતાં જ ઓડ લોકોના આવાસમાં ઓડ સ્ત્રીઓ 'છલકે જોબનિયું'નું ગીત, રાતને ટાણે ગાતી હોય છે.)

સ્ત્રીવૃંદ : ***હે થોરી બાંકડિયાળી પાઘે કે જિયરો ઝૂલ્યો જાય કે છલકે જોબનિયું.***
***હે થોરી અણિયાળી રે આંખે મારો જિયરો મલકી જાય કે છલકે જોબનિયું.***
***ચાર દિનનાં ચાંદરણાને હેતે ગાશું,***
***દશ દશ દિશામાં એને વ્હેતાં જાશું.***
***હે થોરા ફૂમતડાના ફૂલે, મારો જિયરો ઝૂલ્યો જાય કે છલકે જોબનિયું.***
***આજ અંગે વસંત મ્હોરે કે જિયરો મલકી જાય કે***

*છલકે જોબનિયું.*

(ત્યાં જ સિદ્ધરાજના માણસો આવીને જસમાનું હરણ કરે છે.)

સ્ત્રીઓ : (બચાવો .. બચાવો)..!

ઓડ પુરુષો : (એકદમ ધસી અવી) શું ? શું થયું ?

સ્ત્રીઓ : જસમાને સિદ્ધરાજના માણસો ઉપાડી ગયા.

પુરુષો : આપણે લડી લઈએ.

કેશવ : ના, લડવું નથી..હું એને છોડાવી લાવીશ ... પણ આપણે અહીં હવે રહેવું નથી. આ ભોમકાનું પાણી હવે આપણને ન ખપે ...

(તખતા પર અંધારું)

**પ્રવેશ : ૯**

(પ્રકાશ થતાં જ સિદ્ધરાજના રાજમહેલનો એક આવાસ .. બંદિની જસમા બેઠી છે.)

સિદ્ધરાજ : ***જસમા, તારે ખોદવી કાં માટી રે ?***
***બનો મારી રાણી રે.***

જસમા : ***મને ગમે મારી માટી રે નથી બનવું રાણી રે.***

સિદ્ધરાજ : ***સાંકળાં ઘડાવું સોનાનાં,***
***દામણા ઘડાવું રતનજડિત,***
***બનો મારી રાણી રે.***

જસમા : ***સાંકળાં ઘડાવો તારી રાણીઓને,***
***દામણી ઘડાવો તારી રાણીઓને,***
***અમે ગરીબ ઓડની જાત,***
***છેડો મારો મેલજો નકી.***

(નિરાશ સિદ્ધરાજ પાછો જાય છે.)

જસમા : ***ઓ રે ચાંદલિયા, જા વ્હાલમ પાસે,***
***કહેજે જસમા તારી ઝંખે,***
***ઝંખે જસમા તારી,***
***બંધન આજે ભારી.***
***વેગે પધારો, વ્હારે આવો.***
***ઘેરાં બંધન આ છોડાવો.***
***ઓ પ્રિયતમ ! હું તલસું આજ.***
***જા ચાંદરિયા વ્હાલમ પાસે,***

(ત્યાં જ બારીએથી જસમાનો પતિ આવે છે.)

કેશવ : ચાલ, જસમા...

જસમા : નાથ ...

કેશવ : આ ભોમકાનું પાણી આપણે આજથી હરામ છે.

(બારીએથી બંને ઊતરી જાય છે.)

(તખતા પર આછું અંધારું)

**પ્રવેશ : ૧૦**

(રસ્તા પર જસમાના પતિ તથા સિદ્ધરાજના માણસો વચ્ચેનું યુદ્ધ. જસમાનો પતિ હણાય છે. એના શબને ખોળામાં લઈ જસમા પ્રાર્થે છે.)

જસમા : ***મારા રાતની કસોટી કેવી નાથું ?***
***મારા આંસુએ તમને બોલાવું !***
***ઓ પ્રાણ .. તમે કદી નહીં બોલો,***
***નહીં બોલો.***
***હું જાણું તમે આંખ્યું નહીં ખોલો,***
***નહીં ખોલો.***
***ભેળા મળશું મરણકેરી વાટ .. મારા ..***

(એના અંગૂઠામાંથી અગ્નિ પ્રગટે છે. એ સતી થાય છે. ત્યાં જ સિદ્ધરાજ પ્રવેશે છે.

જસમા : (શાપ દેતી) સુકાશે આ જ તળાવ, નિર્વંશ તું મરશે સહી, પાટણ થાશે પાયમાલ, મુજ સતીના શાપથી.

(જસમા પતિ સંગે અગ્નિ ઓઢે છે ને સિદ્ધરાજ નત મસ્તકે ઊભો રહે છે.)

**(પડદો)**

*૮, અધ્યાપક મિત્ર મંડળ સોસાયટી,*
*પોલિટેકનીક પાસે, અમદાવાદ-૩૮૦૦૧૫.*
*ફોન : ૦૭૯-૨૬૪૪૯૨૦૬*



# જીદની જીત

– *પ્રકાશ લાલા*

**પાત્રો :**

૧. રોહન (૪૦ વર્ષનો યુવાન)
૨. રજની (રોહનની પત્ની)
૩. પરી (રોહન-રજનીની ૧૦ વર્ષની દીકરી)
૪. પ્રદીપરાય (રોહનના નિવૃત્ત પિતા)
૫. જીતેનભાઈ (પ્રદીપરાય મિત્ર)

**દૃશ્ય - ૧**

સ્થળ : રોહનનું ઘર.

સમય : સાંજના સાતનો.
(રજની ઓફિસેથી આવીને સાંજની રસોઈમાં વ્યસ્ત છે. કિચનમાં ને સીટીંગરૂમમાં એની આવનજાવન ચાલે છે.. એ કિચનમાં હોય ત્યાં ડોરબેલ રણકે...

રજની : (કિચનમાંથી) એ આવી... ખોલું.. (હાથ લૂછતી બહાર આવે) રોહન જ ઓફિસેથી આવી ગયા લાગે છે. (ફરી ડૉર બેલ વાગે) હા... ભાઈ, હા... ખોલું છું. (જઈને બારણું ઉઘાડે.. રોહન પ્રવેશે) આવી ગયા ?

રોહન : (અંદર આવતાં - કંઈક ચીડથી) કેમ મારે નહોતું આવવાનું ? (બેગ ટેબલ ઉપર મૂકે. ખુરસીમાં બેસે.)

રજની : એમ નહીં હવે ! (કહેતી કિચનમાં પાણી લેવા જાય...)

રોહન : (બૂટ-મોજાં કાઢતાં) તો ? હું આજે ઓફિસમાં જ રાત રોકાવાનો છું એવો તને કોઈનો ફોન, એસએમએસ કે વોટ્સએપ આવ્યો હતો ?

રજની : (પાણીનો ગ્લાસ રોહનને આપતા) બસ હવે, બહુ થયું... પતિદેવ કામ પરથી આવે એટલે દરેક પત્ની સ્વાભાવિક આમ જ બોલે કે ‘આવી ગયા તમે ?’ મેંય એમ પૂછ્યું એમાં તો તમે... રોહન, આટલા અપસેટ કેમ છો ? જોબ કરીને તો હું ય આવી છું...

રોહન : આવી પરિસ્થિતિમાં અપસેટ ન થાય તો બીજું શું થાય ? એક બાજુ બાપુજીની ના સમજાય એવી જીદ... આપણું કંઈ સાંભળવા જ નથી માંગતા.

રજની : હં... મને તો રોહન, એમની વાત જરાય વ્યાજબી લાગતી નથી. આવી હઠ લઈને બેસાતું હશે?

રોહન : ને આજે સવારે તો એમણે અલ્ટીમેટમ આપી દીધું છે કે કાલ સુધીમાં આપણે સંમતિ નહીં આપીએ તો ...

રજની : એ ઉપરવટ જઈને પોતાનું ધાર્યું કરશે. પછી આપણું જે થવાનું હોય તે થાય.

રોહન : હા... હવે તું જ કહે રજની કે આવી સિચ્યુએશનમાં હું અપસેટ ના રહું તો શું કરું ! ઓફિસમાં ય આખો દિવસ મનમાં બાપુજીની આ વાત જ ઘૂમરાયા કરતી હતી... એ કહે છે એમ કરશે તો આપણે શું કરશું ?

રજની : રોહન, તમે કંઈક કરો. ગમે તે રીતે બાપુજીને મનાવી લો. એમને પ્રોબ્લેમ શું છે આપણી જોડે ? મેં એમને દુભવ્યા છે ?

રોહન : એવું કશું થયું નથી કે નથી એવી બાપુજીએ ક્યારેય ફરિયાદ કરી.

રજની : તો પછી એમના મગજમાં આવું ભૂત કેમ ભરાયું છે, હેં ...?
(રોહન બોલ્યા વિના ઈશારાથી ‘ખબર નહીં’ કહે છે..) નથી આપણે ક્યારેય આ મકાન કે મિલકતની વાત...

રોહન : (વચ્ચે જ) એ તો પ્રશ્ન જ નથી.. પણ કંઈ સમજાતું નથી. બાપુજી ચોખવટથી કહેતા નથી. બસ એક જ રટણ લઈને બેઠા છે હું આમ કરીશ.

રજની : વાત વ્યવહારુ હોય, વજુદવાળું કારણ હોય તો ઠીક છે. બાકી એમનો આ નિર્ણય આપણે નહીં, કોઈ ના સ્વીકારે...

રોહન : હાસ્તો...

રજની : રોહન, બાપુજી જો એવું પગલું ભરશે તો આપણે શું કરશું ? ક્યાં જઈશું ? આપણું શું થશે ?

રોહન : રજની, મને પણ એ જ ચિંતા સતાવે છે.. (થોડીવાર બંને મૌન રહે..)બાપુજી ક્યાં ?

રજની : પરીને લઈને ગાર્ડનમાં ગયા છે. બાપુજીને આમ કરતા રોકવાનો તમને કોઈ રસ્તો સૂઝે છે, રોહન?

રોહન : (અકળાઈને) રસ્તો જડતો હોય તો ક્યારનો એ પકડી ના લીધો હોત.

રજની : પ્લીઝ, અકળાઈ ગયા વિના વિચારો. જેમ બાપુજીની વાતને લઈને તમે અપસેટ છો એમ હું

ય મૂંઝાયા કરું છું... શાંત ચિત્તે વિચારો.

રોહન : ઓ. કે....

રજની : જમવા બેસવું છે તમારે ?

રોહન : બાપુજી આવતા જ હશે ...બધાં સાથે જ બેસીએ, બરાબર ?

રજની : ભલે. (રજની કિચનમાં જાય. રોહન રૂમમાં કપડાં બદલવા જાય... મ્યુઝિક ..ચેઈન્જ કરીને રોહન આવે... વિચારમાં આંટા મારે. કંઈક યાદ આવતાં મોબાઈલ લઈ ફોન કરે... વાતચીત-માઈમ જરા રાહત અનુભવી મોબાઈલ મૂકે...બેસીને ટી.વી. ઑન કરે .. ત્યાં વાતો કરતાં ને હસતાં હસતાં પ્રદીપરાય તથા પરી આવે...)

રોહન : બાપુજી, આવી ગયા ? પરી તમને હેરાન નથી કરતીને ?

બાપુજી : હોય કંઈ... રોહન, મને એની સાથે ને પરીને મારી સાથે મજા આવે છે... અમને તો જલસા છે... રાઈટ પરી ?

પરી : રાઈટ, દાદુ...

રોહન : તો પછી તમને ...

બાપુજી : (વાત કાપતાં) તું જમ્યો, દીકરા ?

રોહન : ના... તમારી માટે વેઈટ કરતો હતો. હવે બધાં સાથે બેસીએ.. જમવા બેસવું છે ને, બાપુજી ?

બાપુજી : હા... હું જરા હાથપગ ધોઈ આવું. (બાપુજી રૂમમાં જાય.)

રોહન : ભલે, રજની, થાળીઓ પીરસો, અમે આવીએ છીએ... પરી, જા મમ્મીને હેલ્પ કર...

પરી : ઓ.કે. પપ્પા... (પરી કિચનમાં જાય...) થોડીવારમાં પ્રદીપરાય આવે એટલે રોહન અને પ્રદીપરાય પણ જમવા માટે કિચનમાં જાય... ફેડ આઉટ... મ્યુઝિક... ફેડ ઈન....)

**દશ્ય - ૩**

(રોહન અને પ્રદીપરાય જમીને સીટીંગરૂમમાં આવે... પ્રદીપરાય- બાપુજી બે-ત્રણ આંટા મારી સોફામાં બેસે.. ટી.વી. ઓન કરી જુએ... રોહન બાજુમાં ઊભો રહે...)

રોહન : બાપુજી... મારે કંઈક કહેવું છે..

બાપુજી : (હાથથી કંઈ ના બોલવાનું કહે ...) દીકરા, હું મારી વાતમાં મક્કમ છું. એટલે એના વિશે કોઈ ચર્ચા અત્યારે - આજે ન કરીએ... કાલે બધી વાત અને જાહેરાત...(પાછા ટી.વી. જુએ)
(રોહન નિરાશ થઈ ઊભો રહે.. રજની કિચનના બારણે ઊભી રહી સાંભળતી હોય છે.. એ પણ સાંભળીને અકળાય..રોહન-રજની આંખના ઈશારે વાત કરે... ફેડ આઉટ. - મ્યુઝિક)

**દશ્ય - ૪**

સ્થાળ : એ જ

સમય : બીજા દિવસની સવારના દસેક વાગ્યાનો.
(બાપુજી સોફામાં પેપર વાંચતાં બેઠાં છે... રોહન ટેબલ -ખુરસી પર કંઈક કામ કરી રહ્યો છે... ત્યાં ડૉરબેલ વાગે... રોહન ઘડિયાળ જુએ, બારણું ખોલવા જાય, જીતેનભાઈ આવ્યા છે....)

રોહન : યસ જીતેન અંકલ, આવો...આવો...
(લઈને અંદર આવે...)

જીતેન : (પ્રદીપરાયને) કેમ છે, પ્રદીપરાય... શું ચાલે છે?

બાપુજી : બસ... બધું એમનું એમ ચાલે છે.. ચાપાણી પીને પેપર વંચાય છે.. પણ જીતેન, તું અત્યારે, અચાનક ?

જીતેન : અચાનક નથી આવ્યો, પ્રદીપ... રોહને ફોન કરીને કહ્યું હતું કે અંકલ, કામ છે તે આવજો... એટલે...

બાપુજી : (રોહન સામે સૂચક નજરે જુએ...)
અચ્છા.. તો દીકરા, તેં તારા જીતેન અંકલને બોલાવ્યા છે.. એમને !

રોહન : હં...હા,...હા..બેસોને જીતેન અંકલ....
(ત્યાં રજની પાણી લઈને આવે...)

રજની : નમસ્તે જીતેન અંકલ ..

જીતેન : (પાણી લે..) નમસ્તે વહુ બેટા....
સુખી રહો...(પાણી પી ગ્લાસ રજનીને આપતાં) હં તો બોલ ભાઈ, શું કામ પડ્યું મારું ?

રોહન : કામમાં તો અંકલ, એવું છે ને કે .. (અચકાય.. બાપુજી સામે જુએ... રજની સામે જુએ...) કામમાં તો....

જીતેન : હા... બોલ... ખાનગી છે ! પ્રદીપની હાજરીમાં ડિસ્કસ થાય એવું નથી ?

રોહન : ના...ના, અંકલ, એવી કોઈ વાત નથી...

રજની : હા...અંકલ...
(જીતેન 'તો પછી છે શું ?' એવા ભાવથી બંને તરફ દૃષ્ટિ કરે...)

રોહન : જીતેન અંકલ, તમે બાપુજીને સમજાવોને કે...

બાપુજી : (રોહનને વચ્ચે જ અટકાવતાં)
હં... આ શું સમજાવવાનો હતો મને ! જો રોહન, તમારી વાત હું માનવાનો નથી. મારા નિર્ણયમાંથી હું ફરવાનો નથી. મારી ના એટલે ના છે...

જીતેન : અરે, પણ શેની હા ને શેની ના છે ?

રોહન : અંકલ, બાપુજી, હઠ લઈને બેઠા છે કે આ ઘર...

જીતેન : (પૂરું સાંભળ્યા વિના જ) આ ઘર મકાન પ્રદીપ તારા નામે કરી દે એવું તમે ઈચ્છો છો ને આ તારા બાપુજી ના પાડે છે, એમજ ને ?

રોહન : ના...ના... અંકલ, એવી વાત નથી...

જીતેન : તો વતનમાં જે મકાન છે તે તારા નામે કરાવી લેવું છે ?

રજની : ના..અંકલ...

જીતેન : તો એ વેચી દઈ પૈસા તમને આપે એવું કહેવું છે ?

રોહન : પ્લીઝ અંકલ, મારી પૂરી વાત સાંભળો તમે... અમારે મકાન-જમીન, પૈસા ઘર કંઈ નથી જોઈતું ...

જીતેન : તો વાત શું છે ? પ્રદીપ કઈ વાતની ના પાડે છે ? (રોહન વાત કઈ રીતે કહેવી એ વિચારમાં છે ત્યાં)

બાપુજી : જીતેન, રહેવા દે... હું જ તને જણાવું કે રોહન અને રજની વહુ શું ઈચ્છે છે.

રોહન : પપ્પા, પ્લીઝ... માની જાવને ...

બાપુજી : ના...જીતેન, આ લોકો મને વૃદ્ધાશ્રમમાં....

જીતેન : (પૂરું સાંભળ્યા વિના... વચ્ચેથી જ) હેં ? રોહન, રજની વહુ.... આ હું શું સાંભળું છું ! તમે પ્રદીપને વૃદ્ધાશ્રમમાં ધકેલી દેવા માંગો છો ?

રોહન :
રજની : અંકલ... પપ્પા...

જીતેન : અરે, સગો બાપ તમારાથી ખમાતો નથી ! હે ઈશ્વર, શું કળજુગ આવ્યો છે.. જે બાપે દુઃખ વેઠીને તમને પાળ્યા-પોષ્યા, મોટા કર્યા, ભણાવ્યા-ગણાવ્યા.. એ બાપને તમે પાળવા-સાચવવા તૈયાર નથી ?

રોહન : જીતેન અંકલ, એવી વાત નથી.

જીતેન : એવી વાત નથી તો છે શું ? પ્રદીપ તમને ભારે કેમ પડે છે ? અને તમારી ઈચ્છા મુજબ તમારા બાપુજી વૃદ્ધાશ્રમમાં રહેવા જાય એવું એને સમજાવવા તેં મને બોલાવ્યો હતો ?

રોહન : અંકલ, પ્લીઝ, ... ગુસ્સો ના કરો.. શાંતિથી વાત સાંભળો...

જીતેન : ગુસ્સે ના થાઉં તો શું આવી વાત પર ખુશ થાઉં ?

બાપુજી : મારી વાત સાંભળ, જીતેન...

જીતેન : નથી સાંભળવું મારે કશું... ને હા પ્રદીપ, તું ઢીલો પડીને પણ દીકરા-વહુની વાત માની લઈ વૃદ્ધાશ્રમમાં રહેવા જવાની હા પાડી દે એ વાત મને મંજુર નથી...

બાપુજી : જીતેન ...

જીતેન : અરે, મકાન તારું છે... તને પેન્શન આવે છે.. તું સાજો-નરવો છે.. આ લોકોને કઈ રીતે તું ભારરૂપ થઈ રહ્યો છે એજ મને તો નથી સમજાતું.

રોહન : (જરા ઊંચા અવાજે) બસ અંકલ, બસ, પહેલાં પૂરી વાત સાંભળો...(જીતેન એની સામે જુએ...) અમને બાપુજી જરાય ભારરૂપ નથી લાગતા... ને અમે એમને વૃદ્ધાશ્રમમાં જવાનું કહ્યું નથી..

જીતેન : તો ?

રજની : બાપુજી પોતે જ છેલ્લા ચાર દિવસથી વૃદ્ધાશ્રમમાં રહેવા જવાની હઠ પકડીને બેઠા છે !

જીતેન : હેં ?

રોહન : હા.. એ જાતે જ એવું નક્કી બેસીગયા છે..ને અમે બંને કેટલી વિનંતી કરીએ છીએ પણ એમનો નિર્ણય બદલવા તૈયાર નથી.

જીતેન : શું ? પ્રદીપ, કેમ ? (પ્રદીપરાય કંઈ બોલતા નથી.)

રજની : અને આ વાત બાપુજીને સમજાવવા જ અમે તમને બોલાવ્યા છે, અંકલ...

જીતેન : પ્રદીપરાય, શું છે આ બધું ?

બાપુજી : કેમ, એમાં ખોટું શું છે !

રજની : બાપુજી, તમને અમારાથી કંઈ ખોટું લાગ્યું છે ? હું તમને બરોબર સાચવતી નથી ?

બાપુજી : ના, વહુ બેટા ના... એવો તો તમે મનમાં વિચારેય ન લાવતાં..

રજની : તો કેમ, બાપુજી ?

રોહન : બાપુજી, મારાં કોઈ વાતવર્તનથી તમારું દિલ દુભાયું દુખાયું છે ?

બાપુજી : ના રોહન બેટા, ના... હું તમારાથી જરાય નારાજ નથી કે નથી મને તમારી વાતે ખોટું લાગ્યું !

જીતેન : તો પછી આ વૃદ્ધાશ્રમમાં રહેવા જવાનું ભૂત કેમ ઊપડ્યું છે તમને પ્રદીપરાય ?

બાપુજી : અરે ભાઈ, જરા સમજો. દીકરો-વહુ જોબ કરે... આખો દિવસ બહાર હોય ને ઘરમાં હું એકલો એકલો મૂંઝાઉં છું...વળી, બંનેને મારી સગવડ-અગવડ જોવી પડે એટલે એમને એમની રીતે જિંદગી જીવવામાં હું નડતરરૂપ બનું....

રોહન : પણ બાપુજી...

બાપુજી : બેટા, તારી બા હોત તો અમે બંને એકબીજાના સહારે-પરસ્પરની હૂંફે-કંપનીમાં અહીં મોજથી રહેતાં હોત... પણ એ તો આપણને છોડીને ચાલી ગઈ... હવે ઢળતી ઉંમરે ઘરમાં એકલું એકલું લાગે કે નહીં ?

રજની : બાપુજી, સવાર-સાંજ અમે હોઈએ જ છીએ... અમને તમારાથી કોઈ તકલીફ નથી.

રોહન : ને તમારી લાડકી પરી... સ્કૂલ સિવાયના ટાઈમમાં એની કંપનીમાં તમને ખૂબ મજા આવે છે એવું તો તમે જ કહેતા હતાને... તો પછી ?

બાપુજી : એ બધું સાચું... પણ પરીને ભણવાનું હોય... તમારે તમારાં કામ હોય... એના કરતાં વૃદ્ધાશ્રમમાં મારી ઉંમરનાની કંપની મળે.. ત્યાં સૌ સાથે સત્સંગ થાય.. અમારી અવસ્થા જોગ રમતો રમીએ, વાંચન થાય, સરખે સરખાં સાથે વાતો-ચર્ચા થાય તો ટાઈમ ક્યાં પસાર થાય તે ય ખબર ના પડે અને મજા આવે...

જીતેન : એક રીતે તો પ્રદીપ, તારી વાત સાચી છે...

રોહન : પણ બાપુજી ...

બાપુજી : તમે બંને મારું ખૂબ ધ્યાન રાખો છો જ પણ સમવયસ્કોની કંપનીમાં મને એકલું નહીં લાગે અને અમને ગમતી પ્રવૃત્તિઓ સાથે મળીને ત્યાં વૃદ્ધાશ્રમમાં કરતા રહીએ એટલે વૃદ્ધાવસ્થામાં નિવૃત્તિ સમયમાં અમે અમારી ગમતી રીતે જિંદગી જીવવાનો આનંદ લઈ શકીએ... એટલે જ મેં વૃદ્ધાશ્રમમાં જવાનું નક્કી કર્યું છે...

રજની : પણ બાપુજી, તમે છતાં વહુ દીકરે ને ઘરે વૃદ્ધાશ્રમમાં જાવ તો સમાજ શું કહેશે ?

બાપુજી : રજની-રોહન, સમાજની ચિંતા ના કરો. હું તમારાથી નારાજ થઈ લડી-ઝઘડીને કે તમારા ત્રાસથી દુઃખી થઈ ઘર નથી છોડી જતો પણ મારી મોજ-ખુશી માટે સૌની સંમતિ સાથે, રાજીખુશીથી વૃદ્ધાશ્રમમાં રહેવા જવાનો છું... તમે પરીને લઈને મળવા આવતાં રહેજો... વાર-તહેવારે હું ય ઘરે આવીશ...

જીતેન : રોહન, રજની વહુ... પ્રદીપની વાતમાં મને દમ લાગે છે.

રોહન : અંકલ, મેં તમને બાપુજીને સમજાવવા બોલાવ્યા હતા... એને બદલે તમે તો ...

જીતેન : દીકરા, સાચી ને સારી વાતમાં ટેકો આપવો મારો સિદ્ધાંત.

બાપુજી : રાઈટ , પછી, જીતેન...

રજની : એટલે બાપુજી વૃદ્ધાશ્રમમાં રહેવા ન જાય તેમ એમને તમે નહીં સમજાવો ?

જીતેન : અલ્યા ભાઈ, જે સાચું સમજ્યો હોય એને શું સમજાવવાનું ?

બાપુજી : વાહ... જીતેન.. થેન્ક્યુ....

રોહન : બાપુજી...

બાપુજી : હવે તમે લોકો મારી વાતનો વિરોધ કરવાનું છોડી, મારા વૃદ્ધાશ્રમ ગમનની હોંશે હોંશે તૈયારી કરો. આજના દોડધામ, સ્પર્ધાના સમયમાં વડીલો જુવાનિયાંને નડ્યા વગર, વૃદ્ધાશ્રમમાં રાજીખુશીથી રહેવા જાય તે બદનામીની કે ટીકાની બાબત નથી. એ તો વ્યવહારુ ને ડહાપણભરી વાત છે.. તમને ખબર છે કે દૂર રહેવાથી પ્રેમ વધે છે. દૃઢ બને છે.

જીતેન : રાઈટ...

રજની : પણ બાપુજી..

બાપુજી : રજની બેટા.. તમે ચિંતા ના કરો... આજે સાંજે મેં આપણાં કેટલાંક સગાં-સ્વજનો અને મારા કેટલાક ગાર્ડન ફ્રેન્ડઝને આઈસ્ક્રીમ પાર્ટી માટે બોલાવ્યા છે.. ત્યારે આ વાતની હું જ જાહેરમાં વિધિવત જાહેરાત કરીશ.. એટલે તમારે મૂંઝાવાની જરૂર નથી.. હોં....

જીતેન : અચ્છા ?

બાપુજી : હા.... એટલે ચિંતામુક્ત બની અત્યારે મને અને આ તમારા કામ માટે બોલાવેલા કાકાને ચા પિવડાવો નહીં તો મને ગાળો દેશે...

જીતેન : હા... ચા મળશે કે પછી તમારું કામ ના કરવા બદલ મારી ચા કેન્સલ ...?

રોહન : ના.. અંકલ, એવું હોય ?

જીતેન : તો પછી હવે 'દુઃખી મન મેરે' ગીત ગાવાના બદલે હસો... ને ચા પિવડાવો... રાઈટ...

રજની : રાઈટ અંકલ.. ચાની સાથે ગરમાગરમ ભજિયાં પણ રાઈટ ...?

જીતેન :
બાપુજી : હેં... ઓહ...રાઈટ... રાઈટ...

(બધા હસે.. મ્યુઝિક.. ફેડ આઉટ)

---

*'વ્રજ' પ્લોટ નં. ૧૫૨૮/૨*
*સેક્ટર ૨-સી, ગાંધીનગર - ૩૮૨૦૦૨*
*મો. ૯૪૨૬૦૮૪૬૩૨*
*ઘર : ૨૩૨૨૪૧૭૫*



# છેલ્લી બાજી ...,

*– વિનોદ સી. દવે.*

**પાત્રો અને પરિચય**

(૧) ઈન્સ્પેક્ટર - રાણા (P.I.)
(૨) ફોજદાર - પઠાણ (P.S.I.)
(૩) ફોજદાર - પટેલ (P.S.I.)
(૪) જમાદાર - ઝાલા (A.S.I.)
(૫) કોન્સ્ટેબલ - મનજી તથા રામજી
(૬) મકાન માલિક - રમેશ
(૭) મંજુ - રમેશની (પત્ની)
(૮) મહેશ - રમેશનો (મોટો પુત્ર)
(૯) જયેશ - રમેશનો (નાનો પુત્ર)
(૧૦) માયા - જયેશની (પત્ની)
(સંગીત - લાઈટ -એક્સ્ટ્રા કલાકાર જરૂરિયાત પ્રમાણે)

**પ્રવેશ પહેલો**

(દશ્ય સ્થળ : પોલીસ સ્ટેશન - સમય - સવારનો)

(પડદો ખૂલે ત્યારે સામે (સત્યમેવ જયતે) તથા (મે આઈ હેલ્પ યુ) લખેલ પોસ્ટર દેખાય. ગાંધીજી તથા સરદાર વલ્લભભાઈની છબી. એક મોટા ટેબલ ઉપર ટેલિફોન અને ફાઈલ અને (પોલીસ ઈન્સ્પેક્ટર)ની નેઈમ પ્લેટ સામેની ત્રણ-ચાર ખુરશીઓ ખાલી. ટેબલ ઉપર એશ ટ્રે, અને પાણી માટેના બે કાચના ખાલી ગ્લાસ.) તેમજ એક ટેબલ ઉપર ખુરશીમાં બેસી જમાદાર કાગળમાં કશુંક નોંધ કરતા હોય. કોન્સ્ટેબલ બન્ને. ડાબી અને જમણી બાજુ સંત્રી ડ્યુટીમાં સ્ટુલ ઉપર હાથમાં બંદૂક (હથિયારો) સાથે બેઠા હોય જેમાં મનજી મોઢામાં બીડી રાખી માચીસથી સળગાવતો હોય અને બીંડી ફૂંકવાની તૈયારીમાં હોય, તેમજ રામજી હથેળીમાં તમાકુ ચોળવાની તૈયારી કરતો હોય...)

(ટ્રીન... ટ્રીન .. ટ્રીન... ટેલિફોનની ઘંટડીનો અવાજ)

ઝાલા : એલ્યા .. મનજી ... જો તો ... કોનો ફોન છે ? (ફોનની રીંગ વાગે રાખે છે.)
(બંને કોન્સ્ટેબલોને પોતાના કામમાં મશગૂલ જોતાં પોતે જ ઊભા થઈ ઈન્સ્પેક્ટરના ટેબલ ઉપર જઈ ફોન ઉપાડે છે.)

ઝાલા : હલ્લો, હલ્લો .. કોણ બોલે છે ? હું, પોલીસ સ્ટેશનેથી જમાદાર A.S.I. ઝાલા બોલું છું. કોનું કામ છે તમારે ? P.I. રાણા સાહેબ... ઈન્સ્પેક્ટર સાહેબ ... હા ... એ રજામાં છે. હજુ આવ્યા નથી? કદાચ. આજે હાજર થવાના છે ! તમારું નામ શું ? (ડોક્ટર-જાની બોલું છું.) એવું સંભળાય છે.)

ઝાલા : ક્યાંથી બોલો છો ? જાની સાહેબ ...(સરકારી હોસ્પિટલેથી બોલું છું.) ડૉક્ટર સાહેબ... P.I. રાણા સાહેબ આવશે એટલે હું તમને ફોન કરાવું છું ... ઓકે ... (ફોનનું રીસીવર મૂકતા... બંને કોન્સ્ટેબલોને ખખડાવતા ...) એલ્યા.. તમે બંને જણાં અહીં પોલીસ સ્ટેશનમાં નોકરી કરવા આવો છો કે તમાકુ ...બીડી ... ફૂંકવા ...? (મોટા અવાજેથી બરાડીને .. ) શું ... આ ગામના પોલીસ સ્ટેશનનો ઠેકો મેં રાખ્યો છે ? પોલીસ સ્ટેશનમાં પી.આઈ. સાહેબ - કે ફોજદાર હાજર નથી... તેના ફોન મારે એટેન્ડ કરવાના ? હું કાંઈ બીએસએનએલનો ટેલિફોન ઓપરેટર છું ? લોકોની ફરિયાદ મારે નોંધવાની ? તપાસ મારે કરવાની ? કોર્ટમાં મારે જાવાનું ? રેડ પાડવા કે આરોપીને પકડવા મારે દોડવાનું ? એક તપાસ ઈન્કવાયરી પૂરી ન થાય ત્યાં બીજી આવી ને ઊભી જ હોય....? સરકાર શું મને ઈનામમાં 'ગોલ્ડ મેડલ' દઈ દેવાની ... છે ? (મોઢું બગાડી નારાજગી વ્યક્ત કરતા ગરમીને કારણે નેપકિનથી મોઢું લૂંછતા...) ગજબ છે ... હો ... આ ... નોકરી.

મનજી : જમાદાર ઝાલા સાહેબ ખોટું ન લાગે તમને, તમે અમારા વડીલ છો. તમે અમારા સિનિયર ... છો... ને સાહેબ રજામાં છે... એટલે તમને ટ્રેનિંગ મળે છે ...! કદાચ - ન કરે નારાયણને તમને A.S.I. માંથી P.S.I.નું પ્રમોશન પણ મળી જાય. ..!

રામજી : ટાપશી પુરાવતાં, હા ... ઝાલા સાહેબ સાચું કહે છે .. મનજી....

ઝાલા : એલ્લા,...મનીયા...મજાક કરે છે. ...મારી... ચૂપ... રે ને તું, તારી નોકરી સંભાળ. સંત્રી ડ્યુટીની ? મારું જે થવું હોય તે થાય....! મારે કાંઈ ફોજદારી કરવી નથી.. આ જમાદારી સારી ... છે, સમજ્યો....? આ જમાદારીમાં આટલો ત્રાસ છે તો ફોજદારીમાં કેટલી મુશ્કેલી છે. એની ખબર છે .. તને ? કેટલાં વર્ષ થયાં નોકરીમાં ? પૂછી જો આવે

તો P.I. રાણા સાહેબને, આખા ગામની ઉપાધી છે. (સિગારેટ સળગાવી નિરાંતે - થોડો વિરામ લેતા...) (હળવા મૂડમાં) રામજી - સામું જોઈને... અરે...રામજી એ જમાના ગયા. જ્યાં ફોજદારનો ડંકો વાગતો..સમજ્યો.

રામજી : હે ... હે...બાપુ..

રામજી : (ઝાલા તરફ હળવાશથી વાતોમાં વધુ રસ પડતા) બાપુ - હું કાંઈ સમજ્યો નહીં. એમા આપણો શું રોલ છે....?

ઝાલા : ગામમાં મારામારી થાય. કોમી દંગલ થાય કે કોઈની હત્યા થાય. કોઈ દુર્ઘટના બને કે અકસ્માત થાય. આંતકવાદીઓ આંતક ફેલાવે કે દારૂનો કોઈ લઠ્ઠાકાંડ થાય, કે કોઈપણ ઘટના બને તેની સંપૂર્ણ જવાબદારી પોલીસ ખાતા ઉપર જ...?

મનજી : બાપુ-જાન-માલની જવાબદારી તો પોલીસ ઉપર જ આવે છે ?

ઝાલા : મનીયા ...? (જોરથી ઊંચા - સાદે, ઊંચા - અવાજે) તંબૂરો .. તારા, (ગમ ખાતાં) “એક તો - પૈસાની પેદાસ નહીં ને ઘડીની નવરાશ નહીં” અને પાછું ચોવીસે કલાક સરકારની સેવામાં આ તે કાંઈ નોકરી કહેવાય. (May I Help you) બોર્ડ તરફ અંગુલી નિર્દેશ કરતાં) આ જો, તું ... ડોબા... આના કરતા તો માસ્તરની નોકરી સારી - માસ્ટર,

રામજી : માસ્તર.... !

ઝાલા : હા ... માસ્તર .. ટીચર ...!

મનજી : આ તે કાંઈ નોકરી કહેવાય. ....!

ઝાલા : આના જેવી તો નોકરી નથી ...?
છોકરાને ભણવું હોય તો, ભણે નહીં તો જાય તેલ લેવા ...! માસ્તર ... ને ... શું એય મજાની અડધા દિવસની નોકરી ને આખા દિવસનો પગાર, અને શાંતિ... જ કોઈ માથાકૂટ જ નહીં... અને પાછું આખુંય ગામ ઓળખે, અને ‘સાહેબ’ કહી બોલાવે તે જુદું અને ફાલતુ સમયમાં છોકરા ભણાવી ટ્યુશન - ક્લાસીસ-કરે ઈ’નોખું, ધંધો, પાર્ટ-ટાઈમ કરી કે શેરબજારમાં બે પૈસા રળી લે, અને કોઈ મગજમારી જ નહીં ને...? મજાની નોકરી ...! સુખી નોકરી છે.

મનજી : જમાદાર સાહેબ... માસ્તર... ઈ... માસ્તર સમજ્યા...? એનાથી ક્લાસમાં ભણતાં છોકરા, બીએ, - ડરે, આપણા પોલીસ ખાતા જેવી ‘ધાક’ નહીં ... ! શું કહેવું છે તારું રામજી ...?

રામજી : બાપુ - માત્ર પોલીસનું નામ પડે ત્યાં જ માણસને પરસેવો છૂટવા માંડે, ખરું ને ...?

ઝાલા : (મનજી - તરફ ઊભા થઈને હાથ લાંબો કરતા ઊંચા અવાજે ...) એલ્યા, મનીયા- તારા ખાનદાનમાં ... કોઈ મીલીટરી કે પોલીસ ખાતામાં હતું ખરૂં ? સિનિયર હું છું કે તું ...? તને વધારે ખબર હોય કે મને...? (ગુસ્સે થઈને ડોબા - આ સામું જો શું લખ્યું છે - (સત્યમેવ - જયતે)ના પોસ્ટર તરફ હાથ લાંબો કરી ને ...જણાવતાં.. આનો અર્થ શું થાય...? ખબર છે તને... ‘હમેંશા - સત્યનો વિજય’- થાય છે.

ઝાલા : પહેલાના જમાનામાં માણસો પોલીસ સ્ટેશનમાં પગ મૂકતા જ ધ્રૂજવા માંડતા. અને રીઢા ગુન્હેગારો પોતાનો ગુન્હો સામેથી કબૂલી લેતા-’ ‘પોલીસ’ ને ‘થર્ડ-ડીગ્રી’નો ઉપયોગ જ નહોતો કરવો પડતો, ત્યારે માણસો બહુ સમજુ હતા. કાયદાને માન આપતા, નીતિ-નિયમોનો ભંગ નહોતા કરતા...? તેમનામાં માણસાઈ હતી..., તે જમાનામાં ‘પોલીસ’ની ‘આબરૂ’ હતી.

મનજી : (ઝાલાની વાતોમાં રસ - લેતા...) (તમાકુ-ચૂનો કાઢી- બનાવવાની - હાથમાં લઈ ચોળવા તૈયારી કરતાં)
તો, શું - બાપુ- આજે કાયદો - નથી ? નીતિ - નિયમ - કાનૂન નથી ?

ઝાલા : આજે પરિસ્થિતિ જુદી જ છે ?
બધુંય છે ...! પરંતુ સમજ્યો, મનીયા, રામજી, સાંભળ તમે જુઓ છે ને ? આજના હવેના સમયમાં પોલીસ સ્ટેશનમાં ગુનેગાર ઘૂસી આવે છે ! આ તો, મારો અનુભવ બોલે છે !

(બંને તરફ - નજર જોતા, પોતાની આપવીતી જણાવતાં )- તમને શું ખબર હોય...? ગુનેગારોને ગુનો કે જુલ્મ કબૂલવાની વાત તો બાજુએ રહી - પરંતુ તેને છાવરવા બચાવવા - માર ન મારવા. હાથ કડી કે દોરડા ન બાંધવા. જેલમાં ન પૂરવા. રીમાન્ડ ઉપર ન લેવા. ભલામણ લઈને ગુનેગારો સાથે આવે છે ...? તમે બંને નથી જોતા ... (રામજી તરફ નજર કરતા....) મારો તો જીવ બળે છે, પણ શું થાય. આપણે રહ્યા - નાના માણસ ..! ત્રીસ - બત્રીસ - વરસની નોકરી થઈ છે. જલ્દી પૂરી થાય એટલે ‘જવાબદારી’ માંથી મુક્ત થઈ ગામડે ઘર ભેગા થઈએ. નહીંતર -હવે સમય છે ને બહુ જ ખરાબ છે -

આ સરકારના ઉચ્ચ અધિકારીઓ મને ક્યાંક જો કામમાં બેદરકાર રહ્યો ને તો 'ફીટ' કરી ઘરે બેસાડી દેશે, સમાજમાં આબરૂ જશે અને પેન્શન પણ અટકશે ...! સમજ્યો...

મનજી : ના - બાપુ - ના તમે ભૂલો છો ?

ઝાલા : તમને જોઈને મને કહેવાનું મન થાય છે, કામની જવાબદારી, ઈમાનદારી, સત્યનિષ્ઠા. દેશપ્રેમ-પ્રમાણિક્તા-વફાદારી વગેરે. બધું જ સત્યાનાશ ! ખતમ થઈ ગયું હોય તેમ લાગે છે....!

મનજી : (રામજી અને ઝાલા - બાપુ તરફ નજર કરી બીડી સળગાવતાં) શું વાત કરો છો ? ઝાલા - બાપુ ? મને તો લાગે છે કે અમારો સમય નોકરીનો ખૂબ જ કપરો - અને ખરાબ જ હશે ...? (રામજી સામે જોઈને)

ઝાલા : આજે હળાહળ કળિયુગ ચાલી રહ્યો છે તમને ખબર છે ? આજે કોઈનો ભરોસો ન કરાય ? સમજ્યો, અરે ... સગો દીકરો હોય ને તોય નહીં...? ભાઈ-ભાઈનો પણ નહીં ! ગમે ત્યારે દગો દઈ દે ! એ 'સતયુગ' ના જમાના ગયા ... આજે માનવતા મરી પરવારી છે... તું છાપાંમાં નથી વાંચતો કેવા કેવા બનાવો બને છે અને સમાચાર આવે છે.. (પોતાના ટેબલે જઈ ખુરશીમાં બેસતા) જરાક રીલેક્સ થતા ... જ

મનજી : ઝાલા - બાપુ આપણા P.I. રાણા સાહેબને કેટલી નોકરી બાકી છે ?

ઝાલા : મારા જાણવા મુજબ સાહેબ, આ પોલીસ સ્ટેશનમાં જ અહીંથી સેવા નિવૃત્ત થશે ! આ P.I. સાહેબનું છેલ્લું પોલીસ સ્ટેશન હશે ! ત્રણ-ચાર મહિના જ બાકી છે, એટલે તો રજામાં છે. (બહાર જીપ ઊભી રહેવાનો અવાજ તેમજ ગાડીનું હોર્ન સંભળાય છે.

ઝાલા : લાગે છે, P.I. સાહેબ આવી ગયા લાગે છે ! (ફટાફટ બધું વ્યવસ્થિત કરતાં) (તેમજ મનજી અને રામજીને સાવધાન રહેવાની સૂચના ઈશારેથી આપતાં...)
રાણા (P.I.) ઈન્સ્પેક્ટરનો પોલીસના ફૂલ યુનિફોર્મમાં હાથમાં લાકડાની સ્ટીક સાથે રૂઆબદાર પ્રવેશ ...) પોલીસ સ્ટેશનમાં નજર નાંખતા ...

ઝાલા : ગુડ મોર્નિંગ - સાહેબ - સાવધાન થઈ સલામ - કરતાં...
(મનજી અને રામજી - ઊભા થઈ પોતેપોતાની જગ્યાએ સલામ કરતા.. નમસ્કાર સાહેબ...)

રાણા : પોતાની ઈન્સ્પેક્ટરની ખુરશી પર બેઠક લેતાં... બેસો બેસો મી. ઝાલા... કેમ છો બધાં... શું છે ત્રણ-ચાર દિવસની કાંઈ નવા-જૂની...? ગામમાં શાંતિ છે ને ?

મનજી : (ટેબલ ઉપર ઊંધા પડેલા - કાચના ગ્લાસમાં પાણી લાવી રાણા સાહેબને આપતા...) લ્યો સાહેબ, પાણી - પીવો, ચાનો ઓર્ડર બહાર હોટલવાળાને આપું?

રાણા : ના...ના. હમણાં નહીં. થોડીવાર રહીને .. અરે ઝાલા - પેલા ગયા અઠવાડિયે નવા હાજર થયેલા બે ફોજદારો ક્યાં છે ? મી. પઠાણ અને પટેલ - બહાર ગયા છે ?
(પોલીસ સ્ટેશનની સ્ટેશન - ડાયરીનાં પાનાં ઉથલાવી - વાંચતાં... વાંચતાં...) (માથા પરથી 'કેપ' ઉતારી ટેબલ પર મૂકતા...) પોલીસ સ્ટેશન કેમ ખાલી છે ?

ઝાલા : સાહેબ, પઠાણ સાહેબ- કોર્ટમાં તારીખ હોઈ બહાર ગામ છે. તેમજ પટેલ સાહેબ - બંદોબસ્તમાં ગયા છે. તેથી પોલીસ સ્ટેશન ખાલી - ખાલી લાગે છે !

રાણા : ક્યારે આવવાના છે ?

ઝાલા : આજે જ હાજર થવાના છે, લ્યો, (સાંભળતાં જ પઠાણ સાહેબ આવતા દેખાય છે.)

પઠાણ : (યુનિફોર્મમાં P.I. રાણા સાહેબને 'સલામ' - કરતા સાવધાન - થઈ પોલીસ સ્ટેશનમાં પ્રવેશ કરતાં...) ગુડ મોર્નિંગ. સર -

રાણા : ગુડ મોર્નિંગ - ગુડ મોર્નિંગ - કોર્ટમાં કયાં ગુનાની તારીખ હતી ?

પઠાણ : મારા-મારીનો જૂનો કેસ હતો તેની તારીખમાં ગયો હતો.

રાણા : પટેલ - ફોજદાર ક્યાં ગયા છે ?

પઠાણ : હમણાં આવે જ છે, બંદોબસ્તમાં હતા. મારી સાથે હતા - કોઈક કામે રોકાયા છે.

રાણા : ઠીક છે- (મોટા અવાજેથી બૂમ પાડતા) એલ્લા. ... મનજી ત્રણ-ચાર-કપ 'ચા' નો બંદોબસ્ત - કર, ત્યાં સુધીમાં હું આ કાગળોમાં સહી કરી નાખું.

રાણા : ફોજદાર પઠાણ - તમે તમારી ડાયરી - ભરી નાખો. પછી વધુ વાતો કરીશું. -

પઠાણ : હા. સાહેબ, તેના ટેબલે જઈ - ડાયરીમાં નોંધ કરતાં.

મનજી : (ચા - લેવા - જાય છે...) (થોડીવાર રહીને ... હાથમાં ૬ કપ - 'ચા' લઈને આવતા...)
ફોજદાર - પટેલનો પોલીસ સ્ટેશનમાં પ્રવેશ ...)
લ્યો, સાહેબ- પટેલ સાહેબ પણ આવી ગયા...!

પટેલ : 'સાવધાન' થઈ સેલ્યુટ કરી રાણા સાહેબ સાથે હાથ

મિલાવતા ...

ગુડ - મોર્નીંગ - રાણા સાહેબ ...

રાણા : બેસો. બેસો. મી. પટેલ...'ચા' પીઓ... બહાર ગયા'તા ...!

ઝાલા : એલ્લા. મનજી - સાહેબને 'ચા' આપજે, અને પાણીની બોટલ - આપજે,

રાણા : બંને ફોજદારો સામું 'ચા' પીતા- પીતા જોઈને તમે બંને નસીબદાર છો. મારે હવે ૪-૬ મહિના નોકરી બાકી છે. તમને મારી પાસેથી કાંઈક નવું શીખવા મળશે' જાણવા મળશે.

ઝાલા : સાહેબ - કેટલા વર્ષની નોકરી થઈ ?

રાણા : પાંત્રીસ વર્ષની નોકરી થશે,

પટેલ : સાહેબ, તમારી ઉંમર હજુ દેખાતી નથી ?

પઠાણ : હા, સાહેબ, કોઈ એમ નો કહે કે તમે ૫૮ વર્ષના છો ?

રાણા : બધાના શરીર સરખા ન હોય... અલગ- અલગ - બોડીનું બંધારણ હોય - આ ખાતામાં ખડતલ - શરીર હોય તો જ ચાલે .. નહીત્તર આ - લુખ્ખા - મવાલીઓ તમારી જ આબરૂ ઉતારે.. (પઠાણ- અને પટેલ સામું જોતા...) આ તમારું પહેલું જ પોલીસ સ્ટેશન છે ને ? P.T.S. ટ્રેનિંગ કરાઈ ખાતે પુરી કર્યા પછી તમારા બંનેની આ પોલીસ મથકથી શરૂઆત થશે ! અને મારું આ છેલ્લું પોલીસ સ્ટેશન છે...! ખરૂં ને ...! પટેલ,

(રાણા-સાહેબ સિગારેટ સળગાવીને માચીસની સળીને ફૂંક મારી ઠારવતા ...)

**પ્રવેશ બીજો**

(દૃશ્ય- સ્થળ એ જ ) (પોલીસ સ્ટેશનમાં બધાં જ અધિકારી P.I., P.S.I, A.S.I. બંને કોન્સ્ટેબલ હાજર પોત પોતાની ખુરશી - સ્થાન ઉપર)

રાણા : ફાઈલમાં કાગળ ઉથલાવતા.. અરે ઝાલા ...

ઝાલા : હા, સાહેબ...

રાણા : આ F.I.R. ની નકલ - વકીલને આપવાની હતી - તે લઈ ગયો ?

ઝાલા : ના, સાહેબ કોઈ આવ્યું નથી ...

રાણા : ઠીક છે, અરે ફોજદાર પઠાણને બોલાવો, અને પટેલને પણ મોકલો.

ઝાલા : પઠાણ સાહેબ - રાણા સાહેબ બોલાવે છે. સાથે પટેલ સાહેબની પણ રાહ જુએ છે.

રાણા : બંને P.I.ના ચેમ્બર્સમાં પ્રવેશતા) બેસો. આવતી કાલે શહેરમાં દિલ્હીથી મંત્રી આવવાના છે. તો તેના બંદોબસ્ત માટે હેડક્વાર્ટરથી માંગણી છે. તમે તૈયાર રહેજો કદાચ જવું પડે ! સંભાળી- નોકરી કરજો. તમે બંને મારા દિકરા જેવા છો. એટલે સલાહ-સૂચન કરૂં છું. ખોટું ન લગાડશે,

પઠાણ : ના સાહેબ. તમારો અમારા ઉપર હક્ક છે. (પટે- સાથ પુરાવતા) અમને તમારી પાસેથી ઘણું શિખવા મળશે. તમારા જેવા સારા માણસો આ ખાતામાં ઓછા છે ! સાહેબ.

રાણા : હજુ તમારે શરૂઆત છે. નોકરીમાં ઘણું ઉંડુ ઉતરવું પડશે ! કાયદા-કાનૂન પ્રેકટિશ અનુભવ બુદ્ધિથી કામકાજ કરવું પડશે ! ઘણાં પડકારો આવશે, હિંમ્મતથી સાવધાનીપૂર્વક ખંતથી કામ કરજો, પૈસાની લાલચ ન કરતાં ટ્રીન... ટ્રીન.... ટ્રીન... ટેલિફોનની ઘંટડી વાગે છે,) ભષ્ટ્રાચારથી દૂર રહેજો...

રાણા : (ટેલિફોન ઉપાડતા) હલ્લો, કોણ બોલે છે ? હા, પોલીસ સ્ટેશન છે ! હું P.I. રાણા બોલું છું. બોલો કોનું કામ છે ? શું થયું ? હા ... હા.. ઠીક છે, હા. હું પંદર-વીસ મીનીટમાં ત્યાં પહોંચુ છું. તમે ત્યાં જ રહેજો.. ટેલીફોન. રીસીવર પર પાછું મૂકતા ..)

પઠાણ : શું - હેડક્વાર્ટરથી ફોન હતો ? કાંઈ થયું ?

રાણા : હા .. તમે અને પટેલ. બંને ફોજદારો તૈયાર થઈ જાવ. ઝાલા - તમે આ પોલીસ સ્ટેશન સંભાળજો - અને મનજી અથવા રામજી મારી સાથે ગાડીમાં ચાલો. એક 'ખૂન' થયું છે. કાગળો - પેન લઈ લો. (બધા જ ફટાફટ ગભરાટ સાથે ઝડપથી ટીમ લઈ જીપમાં જવા તૈયારી કરતા ... પટેલ .. મર્ડર .. હા- પઠાણ સામું જોતા ..

રાણા : ચાલતા, ચાલતા આ તમારો બંનેનો પહેલો કેસ

પઠાણ : રાણા સાહેબ કંઈ જગ્યાએ 'ખૂન' થયું છે ? ચાલતા ચાલતા.

રાણા : ઝડપ કરો, અને મનજીને તથા P.S.I. પટેલને સૂચના કરી કે ડોગ સ્કોવોડ - અને ફોટોગ્રાફરને ઘટના સ્થળે લઈ આવે.

પટેલ : રાણા, સાહેબ કંઈ જગ્યાએ જવાનું છે.

રાણા : એરપોર્ટ રોડ ઉપર આવેલી 'નીલકંઠ' સોસાયટીમાં...

પટેલ : ઠીક કે સાહેબ, હું હમણાં જ વ્યવસ્થા કરું છું અને 'બુલેટ' મોટરસાઈકલ લઈ ત્યાં પહોચું છું.

રાણા : (પઠાણ- મનજી વિ. સાથે ઘટના સ્થળે જીપ ઊભી

રાખી નીચે ઉતરતા ...) તેમજ ઘટના સ્થળનું નિરિક્ષણ કરતા.. ચારેય તરફ નજર નાખી તપાસ કરતા .. (એક લાશ માથે સપેદ ચાદર ઢાંકેલી પડી હોય છે. યુવાનીની છે જેમાં માથે લોહીના ડાઘા હોય છે.) આજુબાજુમાં બે-ચાર માણસો કૂતૂહલ વશ- દૂરથી ઉભા રહીને જોતા હોય છે...)

પટેલ : ડોગ-સ્કવોડ-ફોટોગ્રાફરને લઈને તુંરત પહોંચી આવતા.. (ફટાફટ- ફોટા લઈ આજુબાજુવાળા સોસાયટીના મકાનો તેમજ લાશનો ફોટો - માથે ઓઢાડેલી ચાદર- રાણાએ ઉંચી કરી જોતા... પઠાણ પટેલના મોઢામાંથી ચીસ નીકળી ગઈ બાપ રે બાપ..

રાણા : પટેલ , કાંઈ જોયું કેમ ? ગભરાઈ ગયા ? પઠાણ - 'લાશ'નું નિરિક્ષણ કરો. શેના વડે હત્યાં થઈ છે ? પુરાવા મેળવો.

પઠાણ : હા, સાહેબ... (આજુબાજુ તપાસ કરતા....)

રાણા : સ્ટેટમેન્ટ લેવા માણસોને પણ પૂછપરછ કરજો.

પટેલ : સાહેબ.. થોડે દૂર ખૂલ્લો પ્લોટ છે. એ જ રસ્તા પર સામે ઉપરના મકાનમાં સ્ત્રીઓના રડવાનો અવાજ આવે છે...

રાણા : સોસાયટીના એક રહીશને પૂછતા .. આને ઓળખો છો ? 'લાશ' તરફ (અંગૂલી નિર્દેશ કરતા). અમારી સોસાયટીમાં કોઈ ફરિયાદ નથી. કોઈ ચોરી નથી થઈ અને આજે .. મર્ડર... ખૂન થઈ ગયું... તેમ બોલતા રહીશ ઢીલો પડી ગયો... અરે, પટેલ - પઠાણ આજુબાજુના રહીશો ના નામ લખો. અને મનજી - લાશને પોસ્ટમોર્ટમ કરવા હૉસ્પિટલે મોકલાવો, પઠાણ તમે ફોન કરો અને એમ્બ્યુલન્સ મંગોવ.

પઠાણ : જી સાહેબ... હમણાં જ પી.એમ. માટે 'લાશ' મોકલવા વ્યવસ્થા કરાવું છું.

રાણા : પટેલ, તમે પણ તમારી તપાસ શરૂ કરી દો, મરનારનું 'મોઢું' ઓળખાતું નથી ? કોણ છે ? જ્યાં સ્ત્રીઓ રડે છે તે ઘરનું સરનામું - માલીકનું નામ લઈ લો, ચાલો, પોલીસ સ્ટેશને, પોપરો તૈયાર કરવા - હા. સાહેબ. પટેલ- પઠાણ- મનજી વિગેરે પોલીસ સ્ટેશનો પરત જવા એકઠા થયાં, ગુફતેગુ - કરતા ...ફરી પોલીસ સ્ટેશનો આવ્યા....

રાણા : પટેલ અને પઠાણ તમે બંને આ ખૂનની તપાસ કરો. મકાન માલિક, તથા ખૂનીને શોધી કાઢો. મને રોજેરોજની તપાસનો રિપોર્ટ જોઈએ.. અને હું પણ મારી રીતે મારા જ અનુભવથી તપાસ કરૂં છુ ઠીક છે જાવ - બંને જણા ...

ઝાલા : સાહેબ, મરનાર હિન્દુ છે કે મુસ્લીમ.

રાણા : P.M. રીપોર્ટ આવે પછી જ મને ખબર પડે, ત્યાં સોસાયટીમાં બધા હિન્દુ જ રહે છે. અને મનજી તું તપાસ કરતો. સ્ત્રીઓ રડતી હતી તે ઘરના માલિકને લઈ આવ.

મનજી : હા. સાહેબ... જેવી સૂચના...

ઝાલા : રાણા સાહેબ, આ વિસ્તાર તો નવો જ છે. નવા ફલેટો, સોસાયટીઓ બને છે ત્યાં વળી કોણ હશે આ મરનાર... હશે કોઈ લુખ્ખો કે મવાલી.. કાં દારૂડિયો, હશે ને રાત્રે જ કોઈ પતાવી દીધો હશે.

પટેલ : (મોબાઈલથી રાણા સાહેબને ફોન કરતા ... રાણા સાહેબ મકાન માલીકનું નામ રમેશભાઈ છે. જે કંપનીમાં હતા....)

રાણા : હા, ઠીક છે.. જે હોય તે વિસ્તારથી પૂરી તપાસ કરો. 'ખૂની'કોણ છે ? આપણે બધાના નિવેદનો લેવાના છે. (ફોન મૂકતાં)

પઠાણ : (ટ્રીન ટ્રીન ટ્રીન. ટેલિફોનની રીંગ વાગે છે. પોલીસ સ્ટેશને ફોન કરે છે)

રાણા : બોલો, P.I. રાણા બોલું છું.

પઠાણ : નમસ્કાર, સાહેબ, પઠાણ બોલું છું. P.M. રિપોર્ટ - બે દિવસ પછી મળશે. 'લાશ'નો કબજો રમેશભાઈ રાઠોડ કરીને ભાઈ આવ્યા છે તેમને આપી દીધો છે. હૉસ્પીટલના P.M. રૂમમાંથી, પરંતુ તે હજુ સુધી ઓળખી નથી શક્યો કે 'લાશ' તેના સંતાનની છે કે બીજા કોઈની ? ચહેરો ઓળખાતો નથી ? માત્ર પહેરેલા કપડાં ઉપરથી ખાતરી ન કરી શકાય ? તે હા - ના - કરે છે.

રાણા : ફોન ઉપર બધી ચર્ચા ન થાય. મી. પઠાણ... તમે એને અહીં પોલીસ સ્ટેશને લઈને આવો, ઠીક છે.

પઠાણ : રમેશભાઈ તમારે સાહેબ પાસે રૂબરૂ આવવું પડશે, ચાલો, પોલીસ સ્ટેશને ?

રમેશ : પઠાણ- સાથે પોલીસ સ્ટેશને પહોંચતા .. રડતા ... રડતા...સાહેબ મારા .. મહેશનું 'ખૂન' થઈ ગયું થઈ ગયું... હાય... રામ.... રડતા... મારો મહેશ ...સાહેબ... 'ખૂની' ને તમે પકડો...

રાણા : મનજી. આ ભાઈને પાણી-પીવડાવ. બેસો. આ ખુરશીમાં બેસો....

પટેલ : F.R.I. વિગતો સાથે લખો. ચાલો હું લખાવું. (IPC - 302 મુજબ )ગુનાની નોંધ કરો. પઠાણને પણ બોલાવો. મારી ચેમ્બરમાં શું બન્યું. બનાવ કેવી રીતે

બન્યો ? બધી વિગતો સાથે રમેશભાઈ તમે શાંતિથી વાતો કરો. તમારા 'મહેશ'ના 'ખૂની'ને અમે ગમે ત્યાંથી ગોતી-શોધી કાઢીશું - તમે બધી હકીકત જણાવો.

રમેશ : સાહેબ એક વાત કહું... હું મારા દિકરાની 'અંતિમક્રિયા' કરી પછી આવું તો...?

રાણા : તમે પહેલા નક્કી કરી લો, આ જેનું 'ખૂન' થયું છે તે જણ તમારો જ છે ને ? તો પછી 'લાશ' સ્વીકારવાની ના કેમ પાડો છો ? તમે 'ખૂન' કર્યું છે ?

રમેશ : બાપ છું એનો ... (રોતા રોતા... આ શું બોલો છો? સાહેબ (હાથ-જોડીને) ગમે તેમ તોંય મારો દિકરો હતો....

પટેલ : અમને રીપોર્ટ મલ્યા છે કે તમારો 'મહેશ' ગુન્ડાગીરી, દાદાગીરી- મારામારી કરતો...?

રમેશ : આ બધા જ કામો .. અમારી સોસાયટી વાળાના છે ...!

રાણા : ઠીક છે તમે ... તમારા દિકરાની વિધિ - પતાવી આવો.. (રમેશ હાથ જોડીને ઘરે જાય છે..) જયશ્રી ક્રિષ્ન.

પઠાણ : રાણા, સાહેબ - વાત કહું તમને, આ છોકરાના રીપોર્ટ સારા ન'હોતા, શેરી અને સોસાયટીમાં કોઈ ઘર બાકી નથી કે જેની સાથે તેનો ઝઘડો થયો ન હોય... ! તેની 'લાશ' એટલી ડેન્ઝર હતી કે ડૉક્ટર - ગભરાઈ ગયો હતો. P.M. કરનાર...! આખુંય મોઢું છુંદી નાખ્યું છે. કહી નથી શકાતો ? માત્ર કપડા અને તેના મજબૂત શરીરના બાંધા ઉપરથી અનુમાન લગાવી શકાય કે મરનાર 'મહેશ' જ છે...!

રાણા : તમે બન્ને ફોજદારો આની બધી જ ઈન્કવાયરી કરો. હું F.I.R. તૈયાર કરી નાખું છું. કારણ કે DySP કે DSP સાહેબને રીપોર્ટ આપવો પડશે.

પઠાણ : O.K. સર -પટેલ - પઠાણ બંને બહાર નીકળી ફરી તપાસમાં લાગ્યા. (પટેલ - પઠાણને કહેતા... હું સોસાયટીમાં ખાનગી-ડ્રેસમાં જાંઉ છું. અને તમે ઘરની પૂરી વિગતો તપાસો -

રાણા : (ઝાલાને બૂમ પાડી બોલાવતા) બંને ફોજદારોને એક મીનીટ માટે બોલાવો તો... અરજન્ટ- તુરંત.

ઝાલા : (રાડ પાડી. મોટા અવાજે જીપમાં બેસવા જતાં બંને સાહેબોને ...)
પટેલ સાહેબ P.I. આપને બોલાવે છે...

રાણા : આપણે ખૂનીને શોધવાનો છે. દરેક ગુનાની પાછળ એક 'હેતુ' હોય છે. આ 'મહેશ'નું ખૂન કરનારે કોઈક ખાસ હેતુપૂર્વક આખી યોજના બનાવી છે. તમે બંને તપાસમાં ઊંડા ઉતરજો. અને ઝીણવટ ભરી- તપાસ દરેક રીતે કરજો....

પઠાણ : O.K. સર, પટેલ, હા સાહેબ. (બંને, સેલ્યુટ, કરી જતા...)

રાણા : અરે, ઝાલા... સાંભળો... ક્યાં ગયા...

ઝાલા : યસ સર, બોલોને શું હુકમ છે ?

રાણા : બેસો, તમે પણ અનુભવી છો અને મારા કરતા આ ગામમાં તમને ઘણાં ઓળખે છે - તો તમારી જરૂર મને ખૂન-કેસ ઉકેલવામાં પડશે...?

ઝાલા : ભલે, સાહેબ, હું હાજર જ છું. તમે કહો તે માહિતી પૂરી પાડીશ...

રાણા : જુના રેકોર્ડ - ફાઈલો કાઢો જુના રીઢા ગુનેગારો - કે ખૂનીની વિગતો મારે જોવી છે- ફોટા જુઓ.

ઝાલા : ભલે, સાહેબ, હમણાં જ શોધી લાવું છું.

ઝાલા : મનજી અને રામજી કોન્સ.ને મદદ માટે અવાજ કરતાં)
રેક-કબાટમાંથી જૂની ફાઈલો રજીસ્ટર - ખંખોળતા... ધૂળ ઝાપટતા...

ઝાલા : આ જુની ફાઈલ આપ તો.. ખાખી પૂંઠાવાળા (હાથથી અંગૂલી નિર્દેશ કરતા) ફાઈલ - ઝાપટી - ધૂળ ખંખેરતા... (પોટલું બાંધવાની સૂચના- મનજીને કરતા) મળી મળી... માહિતી.. મળી (રાજી થતાં P.I. ના રૂમમાં જતા...)
(લ્યો, સાહેબ, આ 'મહેશ' રાઠોડના નામે ત્રણ- ચાર વર્ષ પહેલા સોસાયટીમાં મારામારીના કેસમાં ફરીયાદ આવેલી. પછી ઘર મેળે સમાધાન રહિશો સાથે થતા બંધ કરી દીધેલી... પછી એ ચાર-પાંચ વર્ષ મુંબઈ કામ-ધંધે જતો રહ્યો હતો.

રાણા : લાવો, હું જોઈ લઉં, ફાઈલ વાંચતા... બરોબર છે. ગુડ - તમે સાચા છો, આપણે એ પણ જાણવું પડશે કે તે મુંબઈમાં શું કરતો હતો ? તેની દોસ્તી, કે ઉઠક- બેઠક કોની-કોની સાથે હતી ?

ઝાલા : હા, સાહેબ, તમારી વાત- ખરી છે, મને યાદ છે ત્યાં સુધી - તે કોઈ ખાનગી કંપનીમાં 'ડ્રાઈવર' હતો... બહું ભણેલો નહીં, પણ વાંચતા લખતા- આવડતું - આઠ-દસ ચોપડી માંડ ભણ્યો હોય...?

રાણા : ઠીક છે, જોઈએ હશે આ બંને નવા ફોજદારો શું તપાસ કરે છે ? જાવ હવે, ઘરે જમવાનો સમય થઈ ગયો છે. હું પણ નિકળી રહ્યો છું .

**પ્રવેશ ત્રીજો**

(સમય સવારનો, દૃશ્ય એજ - પોલીસ સ્ટેશન)

પટેલ : (યુનિફોર્મમાં પ્રવેશતા...)
અરે, મનજી- રાણા સાહેબ આવી ગયા ?

મનજી : ના, સાહેબ, તૈયારી છે, દસ થવા આવ્યા છે.

પટેલ : આજે પેલો 'ખૂન' થઈ ગયું ને તેનો 'બાપ' આવવાનો છે. જો આવે તો મને અથવા રાણા સાહેબના રૂમમાં લઈ જજે.

મનજી : હા, સાહેબ. જેવી સૂચના ..

રમેશ : (સફેદ લેંઘા-ઝભ્ભામાં)
(રામજીને પૂછતા ... રાણા સાહેબ આવ્યા છે ? પટેલ સાહેબ છે...)

રામજી : હા- તમે કોણ ? (હું રમેશ રાઠોડ -) (જવાબ દેતા,

રામજી : હમણાં - ત્રણ ચાર દીવસ પહેલા જેનું 'ખૂન' થઈ ગયું તેના પિતા ?

રમેશ : (હકારમાં માથું હલાવતા...)

મનજી : અરે, હા- તમને સાહેબે કહ્યું હતું....

રાણા : (પોલીસ સ્ટેશનમાં પ્રવેશતા )
(મનજી - અને - રામજી) એ સલામ મારી- અભિવાદન કરતા .. ગુડ મોર્નિંગ - સાહેબ...
(ગુડ મોર્નિંગ - ગુડ મોર્નિંગ - જવાબ દેતા...
(પોતાની ચેમ્બર - ખુરશી પર બેઠક લેતા) અરે, મનજી- મોકલો પેલા - બહાર ઊભા છે તે ભાઈ ને...

રમેશ : (જય શ્રી કૃષ્ણ ... સાહેબ - બે હાથ જોડી - P.I. સાહેબ સામે ઊભા રહેતા.

રાણા : બેસો, રાઠોડ ભાઈ-

રમેશ : (ખુરશી પર બેઠક લેતા)

રાણા : હવે, મને વિગત - જણાવો. બનાવની , બધી જ.

રમેશ : મારું નામ રમેશ રામજી રાઠોડ છે. હું કંપનીમાં મહેતાજી હતો. હાલ નિવૃત્ત છું. મારે બે દિકરા - જયેશ નાનો મહેશ મોટો છે. જયેશ પરણેલો છે. તેની વહુનું નામ માયા છે. મારી પત્નીનું નામ મંજુ છે. જયેશ મારી સાથે તેની પત્ની માયા સાથે જ રહે છે. તે કંપનીમાં સુપરવાઈઝર છે. મહેશ - અપરણિત છે.

રાણા : નાનો દિકરો પરણેલો છે તો મોટો કેમ કુંવારો રહી ગયો ?

રમેશ : તે લગ્ન કરવા ઈચ્છતો ન હતો. તે નાનપણમાં ભણવામાં હોશિયાર હતો. પરંતુ - સોસાયટીના લુખ્ખા તત્ત્વો સાથે મારામારી થતા - તે સાવ નફ્ફટ થઈ ગયો અને .... કુંવારો રહી ગયો. અને બેરોજગાર હતો.

રાણા : (અરે આ મનજી... ચા - નો ઓર્ડર આપો અને પટેલ તથા પઠાણ બંનેને બોલાવો...)
(પટેલ અને પઠાણ - સાહેબના રૂમમાં પ્રવેશતા ...)

રાણા : બેસો, આ વાંચો, જે વિગતો મને આ રાઠોડભાઈએ લખાવી છે. તમને તેની નોંધ કરો.. કામ લાગશે..

મનજી : (સાહેબના રૂમમાં બધાને ચા-પાણી આપતા...)

રાણા : તમારે કોઈ દિ' 'મહેશ' સાથે ઘરમાં ઝઘડો થયો હતો ? રમેશને પૂછતા ?

રમેશા : ના- સાહેબ, કો'ક દિ' માં દિકરો ઝઘડો કરતો !

રાણા : તમારી પત્નીનું નામ ?

રમેશ : મંજુ -

રાણા : તમારી પત્ની મંજુ અને જયેશની વહુ 'માયા' કાંઈ સગાસંબંધીમાં થાય છે ?

રમેશ : ના, સાહેબ, તમારે મારી પત્નીનું નિવેદન લેવું હોય તો અહીં લઈ આવું?

રાણા : ના, જરૂર નથી. પછીથી જણાવીશું. ઠીક છે તમે જાવ. જરૂર પડે તમને બોલાવી એ તો આવજો, મોબાઈલ નંબર લખાવતા જાવ... પટેલ સાહેબ પાસે.

પટેલ : (મોબાઈલ નંબર ડાયરીમાં નોંધતા) રમેશ - ઘરે જતા)
રાણા સાહેબ, મને તો લાગે છે બાપ-દિકરા વચ્ચે કામધંધો ન કરવા ઝઘડો થયો હોય અને રમેશે જ રાત્રે કાળસ કાઢી નાંખ્યું હોય તો ? પૈસાના લબારામાં.

પટેલ : ના, ના મને તો સાહેબ એવું જાણવા મળ્યું છે કે 'મહેશ'ને બાજુવાળાની છોકરી સાથે કાંઈ લફરૂં હોય અને રાત્રે બહાર સૂતો હોય - ને કોઈએ પતાવી દીધો હોય ?

રાણા : બંને ફોજદારના તપાસના કારણો જાણી આનંદીત થયા.. વાહ ... વાહ... તાલી પાડતા ... વેરી ગુડ. હવે આપણી તપાસની ગાડી પાટા ઉપર ચડશે - તેવું મને લાગે છે...

પટેલ : પઠાણ- અને ઝાલા સામે જોતા .. સાહેબ, મારા અંદાજ મુજબ કોઈ 'પ્રેમપ્રકરણ' જ લાગે છે.

રાણા : ઝાલા, ને પૂછતા .. જમાદાર તમારો અનુભવ શું કહે છે ..?

ઝાલા : સાહેબ, મારો અંદાજ તો એમ કહે છે કે આ મરનાર ગુંડાગીરી કરતો કદાચ કોઈ પાસેથી ધંધો કરવા પૈસા

ઉછીના લીધા હોય અને પરત ન ફર્યા હોય તો.. સામે વાળાએ ... પતાવી દીધો હોય...

રાણા : વેરીગુડ- સરસ - આઈડિયા... ચાલો. મારો સ્ટાફ 'ખૂની'ને શોધવા તપાસ તો કરે છે જે જાણી આનંદ થયો, હરકતાં ... હસતા.. હજુ મારો અભિપ્રાય બાકી છે. મને તો લાગે છે નિવૃત્તિ પહેલા - ખૂની- પકડાઈ જાય તો સારું ...પઠાણે - પૂછતા...) (રાણા સાહેબ - આજે મૂડમાં લાગો છો) જરૂર કોઈ કડી- મળી હશે તમને ...?

રાણા : ચાલો, હજુ 'નિલકંઠ' સોસાયટીમાં હું જઈ આવું, તમે પોલીસ સ્ટેશને રહેજો. આ મારી છેલ્લી- બાજી - તપાસ છે. પટેલ - ઓકે- સર, ઓલ ધી બેસ્ટ,

પઠાણ : મને લાગે છે. સાહેબને કાંઈ સગડ-કડી મળી લાગે છે ? નહીંતર આપણને કે નહીં ? (પટેલ સામે જોતા...)

**પ્રવેશ ચોથો**

રાણા : 'ખૂન' થયેલ જગ્યાએ જઈ ફરીથી નિરિક્ષણ કરતા... આજુબાજુ- કુકાનો મકાનો- રહેવાસીનું અવલોકન કરતાં બાજુની ગલીમાં એક ઘંટી - હતી જે અનાજ દળવાની - ઘંટી છેલ્લા - ૧૦ દિવસથી બંધ હતી ! માલીક બિમાર હોવાનું રહિશો કહેતા હતા - વિસ્તાર નવો હોવાથી ખુલ્લો હતો... વિચારતા .. વિચારતા... કદાચ. મુંબઈવાળાએ રાતે આવી મર્ડર કર્યું હોય તો ? અને 'મહેશ'ના મિત્રો કે ઉધરાણીવાળા રાત્રે પરત જતા રહ્યાં હોય.. તપાસમાં નવડા મળતા ન'હોતા, શું કરવું ? બધાના નિવેદન-રીપોર્ટ લીધા - પરંતુ હત્યારો આઝાદ હતો. તો પછી 'ખૂની' ક્યાં ગયો ? રીપોર્ટ- એવો મલ્યો કે સોસાયટી વાળા 'મહેશ'ના દબંગ-ગીરી, લુખ્ખાગીરીથી ત્રાસી ગયા હતા. ફરિયાદ કરવા કોઈ આગળ ન આવતું. (ફરી પાછા - પોલીસ સ્ટેશને પરત આવતા)

રાણા : (ઝાલા - પટેલ અને પઠાણને બોલાવો)

ઝાલા : હા, સાહેબ ... (બંને રૂમમાં પ્રવેશતા)

રાણા : તમે મંજુ અને માયાનું નિવેદન લીધું છે ? (બંને એ હકારમાં માથું હલાવ્યું)

રાણા : તમને કાંઈ અજુગતું નથી લાગ્યું ને ? મને તો શંકા છે કે રમેશની પત્ની મંજુને પૂછપરછ કરો, બોલાવો તેને પોલીસ સ્ટેશને (થોડીવારમાં મંજુ આવતા...)

મંજુ : 'જયશ્રી કૃષ્ણ' , સાહેબ...

રાણા : તમારું ના, પતિનું નામ- દિકરા - વહુનું નામ જણાવો ?

મંજુ : મારૂં નામ મંજુ ઉમ.વ. ૪૮, પતિનું નામ રમેશ - મારે મહેશ અને જયેશ બે દિકરા છે. જયેશ મારી સાથે જ રહે છે. તેના લગ્ન ગયા વર્ષે જ થયા છે. મહેશ કુંવારો છે, બેરોજગાર છે.

રાણા : તમારે કોઈને, કોઈને ઘરમાં 'મહેશ' સાથે બોલાચાલી થઈ હતી ? બંને ભાઈઓ વચ્ચે ઝઘડો થયો હતો ? પૈસા બારામાં કાંઈ રકઝક થઈ હતી ?

મંજુ : નીચું જોઈને - મને કાંઈ ખબર નથી. બધો વહીવટ તેના બાપા- રમેશ જ કરે છે. ઈ જે કેમ ઈ થાય - પણ મહેશ - કાંઈ અમારુ સાંભળતો ન'હતો - (ઠીક છે. તમે જાવ. મંજુ - રોતા - રોતા.... માથે ઓઢીને નિકળી જાય છે...)

રાણા : મને આ બાઈ ઉપર શંકા છે. મારી આંખમાં આંખ મેળવીને કાંઈ વાત કરતી નથી ?

પટેલ : બાઈ માણસ છે, કદાચ કાંઈ છુપાવતા હોય તો, કહેવાય ન'ઈ.....,

પઠાણ : સાહેબ - આપણે 'મહેશ' જ્યાં નોકરી કરતો તે સ્થળે 'મુંબઈ' પૂછપરછ - તપાસ કરી આવીએ તો ?

રાણા : ગુડ-આઈડીયા, મને પણ કાંઈક એવું લાગે છે ? ગુન્હેગાર ગુનો કરી રાત્રે મુંબઈ ભાગી ગયો હોવો જોઈએ.

ઝાલા : સાહેબ, એક વાત કહું ! હું તો નાનો માણસ છું. તમે બધા મારા અધિકારીઓ છો. મારૂં માનવું છે કે આ ગુજરી જનાર 'મહેશ' નો ભાઈ ક્યાં છે ? તેનું નિવેદન બાકી છે ?

પટેલ : અરે, મેં પહેલા જ પૂછ્યું હતું. પરંતુ - રમેશે - તેના પુત્ર બહારગામ કંપનીના કામે ગયો છે, તેવું મને કહેલું....

પઠાણ : અરે... રાણા.. સાહેબ હું પણ કંપનીમાં ફોન કરી પૂછપરછ કરી આવ્યો હતો, તેમે કહ્યું કે બેંગ્લોર બાજુ કંપનીમાં ક્યાંક ઓડીટ કરવા ગયો છે....?

રાણા : અરે, સગો મોટોભાઈ મરી જાય, તો આવે તો ખરો કે ન'ઈ.

રાણા : અરે બનાવ બન્યાને મહિનો થવા આવ્યો - હજુ કોઈ તપાસનું તથ્ય નથી આવ્યું - અકળાઈ ઊઠતા .....) પટેલ - પઠાણ. તમે ... શું - તપાસ કરી.. કડી - સગડ - પગેરૂ મેળવો...મારે નિવૃત્તિ પહેલા આ કેસ

ઉકેલવો જ છે. .. મારી આ 'છેલ્લી-બાજી' છે. હજુ સુધી હું હાર્યો નથી.. (અરે, પટેલ પઠાણ, . ... અવાજ મારતા...)

પટેલ : મને નવો વિચાર આવ્યો કે ફોન કરી પૂછતો પેલી મંજુને કે તારા દિકરા જયેશની વહુ 'માયા' ક્યાં છે ?

પઠાણ : પ્રવેશતા - મને રમેશે એમ કહ્યું હતું. કે તેનો પુત્ર-જયેશ - માયા - બંને બહાર કંપનીના કામે ગયા છે ?

રાણા : ખલ્લાસ... આ છેલ્લો આઈડિયા હલો. તપાસની કડી મળવાનો ..'ખૂની' બહું જ ચાલાક, કૂશળ છે. કોઈ નિશાની - નથી છોડી,

પટેલ : સાહેબ, ફોટોગ્રાફ, ડોગ સ્કવોર્ડની રીપોર્ટ- રી-ચેક કરી લઈએ -

પઠાણ : રાણા - સાહેબ, P.M. રીપોર્ટના ફોટા- લાશનું નિરિક્ષણ કરેલ રીપોર્ટ - ફરીથી જોઈ લઈએ-

રાણા : (ગુસ્સામાં ... શાંતિ... શાંતિ... પ્લીઝ..બેસો...)

ઝાલા : સાહેબ, પાણી-પીવો હું 'ચા' મંગાવું છું. (શાંતિથી બધો જ સ્ટાફ 'ખૂન'ની તપાસ ઘડીભર ભૂલી જઈને 'ચા' પીવે છે.)

ઝાલા : સાહેબ, શાંતિ રાખો. સૌનું કામ થશે. ધીરજથી વિચારીએ...

રાણા : મારે હવે નિવૃત્તિનો સમય આવે છે આ - 'ખૂન' અને 'ખૂની' મારૂં લોહી પી ગયા છે ! કેટલાય ધમપછાડા કર્યા- પરંતુ ક્યાંય - ત્રણ ત્રણ અધિકારી હોવા છતાંય તપાસ નામે 'મીડું' - મારે શું- રીપોર્ટ ઉપરના અધિકારીને દેવો, આબરૂ જશે મારી ....! (પટેલ -- પઠાણ નીચું મસ્તક - હાથ માથે રાખી ને રાણા સાહેબની વાત સાંભળે છે) શું - કરવું તેની મુંઝવણ અનુભવે છે ? (પ્રથમ ગ્રાસે મોક્ષિકા) જેવો તાલ થયો છે !
(મનજી- અને રામજી બધી ધમાલ જોઈ રહ્યાં છે) હવે શું ! સૌ વિચારમાં ખોવાયા છે,

રાણા : વિચારો, ખૂબ વિચારો, જાવ જમવાનો સમય થઈ ગયો છે. ઘરે જઈ સૂઈ જાવ... (ગુસ્સામાં પોતાની ચેમ્બરમાંથી બહાર નિકળતા ...)

મનજી : સાહેબને પણ નિવૃત્તિના આરે જ ઉપાધી આવી ગઈ... થાય શું ...!

રામજી : ઝાલા - બાપુ કે'તા તા ઈ'વાત હવે સાવ સાચી લાગી રહી છે..., ઘડીની નવરાશ નહીં પૈસાની પેદાશ નહીં.'' .... સતત દોડતા જ રહો .... આ પોલીસની નોકરી.

**પ્રવેશ પાંચમો**

(સમય સવારનો - પોલીસ સ્ટેશન)

(ટ્રીન ટ્રીન. ટ્રીન .. ટેલીફોનની ઘંટી વાગે છે.)

ઝાલા : નમસ્કાર -- ઝાલા બોલું છું. કોનું કામ છે ? (સામેથી મહિલાનો અવાજ - હું જયા બોલું છું.)

ઝાલા : કોણ - જયા ? (સામેથી - અરે જે હમણાં પંદર-વીસ દિવસ પહેલા ખૂન થઈ ગયું ને 'મહેશ' ભાઈ મારા બેન - ના જેઠ હતા. પરંતુ ...

ઝાલા : તમારે શું માહિતી આપવી છે ? (સામેથી મારી બેન - માયા - જે મરનાર મહેશના નાના ભાઈ જયેશ જોડે પરણાવેલી છે. તેનો બેંગલોર બાજુથી ફોન હતો કે તેને કોઈક ઉપાડી ગયું છે ? તમે તેને બચાવો, તેનો ફોન-મોબાઈલ બંધ આવે છે... ફોન ... કટ થઈ જાય છે..)
(ઝાલા - સવાર- સવારમાં પરસેવાથી રેબઝેબ થતાં - ટેન્શમાં પછી વિચારમાં - હવે ખબર પડી -ખૂની કોણ છે ? કાંઈક ખીચડી રંધાણી છે ? આવવા દો, રાણા સાહેબને .. ઝાલા. આનંદમાં - ઉત્સાહમાં આવી ગયા. મનજી-રામજી આઈડીયા મલ્યો. કાંઈક લીંક મળી - સાહેબને રાજી કરી દઈએ.
(મનજી - ઝાલાની સામું જોતા...)
કૂતુહલ - વશ...
(રાણા સાહેબ - પટેલ સાહેબ - પઠાણ સાહેબ ત્રણેનો પોલીસ સ્ટેશનમાં પ્રવેશ)
પોતપોતાની બેઠક લેતા જ,

ઝાલા : ગુડ મોર્નિંગ સાહેબ -

રાણા : ગુડ મોર્નિંગ, મજામાં, આજે શું ખૂબ મુડમાં છો ? છે કાંઈ નવાજૂની સમાચાર.

ઝાલા : હા, સાહેબ, નવો રસ્તો મલ્યો છે. 'ખૂન-કેસ' માં,

રાણા : હે...પટેલ પઠાણ પણ રસ લેતા ... શું ... થયું ?

ઝાલા : હમણા ફોન હતો. ખૂનીના નાના ભાઈ જયેશની પત્ની માયાના બેનનો. જેનું નામ 'જયા' છે અને 'માયા'નું 'કિડનેપ' થયું છે તે તેના સાસરે નથી ? હે ?...

રાણા : શું વાત કરો છો ? ઝાલા પટેલ, તું ફોન લગાવ, રમેશને રાઠોડને, મંજુને લઈ અહીં આવી. બંને જણાને પોલીસ સ્ટેશનમાં લાવો.

ઝાલા : 'માયા' ક્યાંક ફસાઈ છે ?

રાણા : કાંઈ ફોન નંબર -મોબાઈલ નંબર (ના - માત્ર સામે

છેડે બાઈએ 'જયા' નામ કીધું છે.)

રાણા : O.K.ખૂબ સરસ
વેલ-ડન- ચાલો જોઈએ હવે શું થાય છે ? આગળ વધો. (પોલીસ જીપ - ઉભી રહેવાનો અવાજ) કોન્સ. રામજી સાથે)
(રમેશ - મંજુ- હાથ જોડી P.I. રાણા સામે ઊભા છે.)-

રાણા : હેલો, મને કહો, તમારી પુત્રવધુ ક્યાં છે ? (મંજુને પૂછતા) કડકાઈથી.

મંજુ : મારા દિકરા જયેશ સાથે બેંગલોર ગઈ છે ? તમે લખાવ્યું છે કે સાસરે ગઈ છે ?

રમેશ : હકારમાં માથું હલાવતાં...

રાણા : જયેશને ફોન લગાવો. મારી સાથે વાત કરાવો.

રમેશ : મોબાઈલ કરતા - નો રીપ્લાય.

મંજુ : કદાચ ફોન બંધ હોય ?

રાણા : 'માયા' ને ફોન કરો ?

મંજુ : તેનો ફોન ઘરે ભૂલી ગઈ છે !

રાણા : 'મહેશ' - નો ફોન ક્યાં છે ?

રમેશ : તે ફોન ગુમ થઈ ગયો છે !

રાણા : (કડકાઈથી ) ફરિયાદ કરી છે - ફોન ગુમ - થયાની ?

રમેશ : ના - મને ખબર નથી !

મંજુ : રડતા, રડતા, રમેશને કહે છે મારો રોયો નક્કી આ બધા ધંધા 'માયા'ને મહેશના લાગે છે ?

રાણા : શું કહો છો ? આશ્ચર્ય ?
(પટેલ - પઠાણ - ઝાલા- રામજી- મનજી) માંડીને વાત કર મંજુ -

રમેશ : જે થવાનું હતું - તે થઈ ગયું હવે જે હોય તે બધાને કહે. મને પણ ખબર નથી ?

મંજુ : મહેશ મર્યો નથી ? હજુ જીવે છે. જયેશ - મર્યો છે.
(બધા એજ સાથે ) હે .. માયા - અને મહેશને લગ્ન થયા તે પહેલા - પ્રેમ હતો. પરંતુ જયેશ સાથે લગ્ન કરેલા, મહેશને ફોસલાવી 'માયા' જ લઈ ગઈ લાગે છે.

રમેશ : મહેશ - હયાત છે ? તો જયેશનું ખૂન થયું છે ?
(રાણા-પટેલ-પઠાણ આશ્ચર્યથી) હેં ... શું કહે છે તું ....!

મંજૂ : મને ખબર નથી. પણ રાત્રે મહેશ પાણી પીવા ઊભો થયો હતો. જયેશને પણ મે ઘર બહાર નિકળતા જોયો હતો. કદાચ - મહેશે - જ જયેશને પથ્થરના 'ઘા' મારી મારી ખતમ કર્યો હોય, અને માયા ના કહેવાથી આ 'ખૂન' થયું છે. મારો લાડકો જયેશ બિચારો ભોળો - કામગરો - કહ્યાગરો હતો.....
(પોક મૂકી રડતા...)

રમેશ : મંજુને એક ઝાપટ -મારતા મને કેમ જાણ ન કરી ? હું ઘરમાં જ હતો... 'નાલાયક' ઊઠાડવો હતો ને....!

રાણા : પટેલ, પઠાણ - આ બંનેને જેલમાં પૂરી દો - અને માયા-મહેશને પકડવાના ચક્રો- ગતીમાન કરો - ઝડપ કરો.

પટેલ : કાગળીયા તૈયાર કરતા -

પઠાણ : રમેશ, મંજુ -મહેશ -માયાના મોબાઈલ નંબર એકઠા કરતા....

રાણા : ઝાલા, મનજી-રામજી 'ચા'નો ઓર્ડર આપો... નવા જેલમાં બેઠેલા મહેમાનને ચા-પાણી પીવડાવો...

ઝાલા : સાહેબ, મેં કીધું તું ને કાંઈક રસ્તો મળશે !

રાણા : પટેલ, પઠાણ - તમે બંને હું ત્રણેય- ખોટી દિશામાં દોડ્યા ! કેસનો નવો ફણગો ફૂટતા, રાણા - હસતાં હસતાં ઝાલા - ધન્યવાદ - 'સલામ' તમને - હું - મારી જિંદગી-ની 'છેલ્લી - બાજી' હાર્યો. તમે જીત્યા ! આ જિંદગીની 'છેલ્લી બાજી' માં હુકમનો એક્કો તમે કાઢ્યો તમે જીત્યા. બધા - ચા- પીતા- હળવાશના મૂડમાં હસતા હસતા ... હાશ.. પટેલ પઠાણ- રાણાએ - ઝાલા ASI ને અભિનંદન - આપ્યા. બાપુ તમે કામ કર્યું. 'છેલ્લી બાજી' ... જીત્યા...

(પડદો પડે છે ! હા..હા..હા..)

*'ગાયત્રી કૃપા', પ્લોટ નં. ૧૩૨/૪,*
*વોર્ડ નં. ૪/એ, આદીપુર, (કચ્છ)-૩૭૦૨૦૫.*
*મો - ૯૯૨૪૭૨૩૪૮*



# ઝીરો વેસ્ટ પાર્ક

*– શૈલેષ ટેવાણી*

(**મં**ચની એક તરફ ટેબલ લેમ્પ, બાજુમાં બારી અને તે પછી ઝુલતા પરદાઓ વાળો દરવાજો. મંચની બીજી તરફ એ જ રીતે ટેબલ-ટેબલલેમ્પ, બારી અને ઝુલતા પરદાવાળો દરવાજો. બંને બારીની ડિઝાઈન અલગ. બંને દરવાજાના પરદાઓનો કલર અલગ. ડાબી તરફના ટેબલ નજીક ડાઈનીંગ ટેબલ. જમણી તરફના ટેબલ નજીક નાનો શો હિંડોળો. ડાબી જમણી ડાઈનીંગ ટેબલ પર એક પાંત્રીસેકની સ્ત્રીનો ફોટો. ડાબી તરફના હિંડોળા પાછળ એક શુટેડ-બુટેડ ને ટાઈવાળા ચાલીસેકના પુરુષની બે-ત્રણ હાફ-ફૂલ તસવીરો. બંને દશ્યોની વચ્ચેના સ્પેસમાં ગાર્ડન. એક બેંચ અને આગળ થોડું ઘાસ.)

(હવે ડાબી તરફના ટેબલ લેમ્પના અઝવાળામાં પેલો ચાલીસેકનો પુરુષ કંઈ લખે. તે જે લખે તે અવાજ પ્રેક્ષકોમાં પહોંચે.)

પુરુષ : એકદમ જ રાત વધુ કાળી, વધુ એકાકી, વધુ સુમસામ લાગે. પગ તળેની જમીન સરકી જાય. આંખે અંધારા આવે. ઊભા હોઈએ તો લાગે જમીન ગળી ગઈ. બેઠાં હોઈએ તો લાગે કે હમણાં ચિરનિદ્રામાં પોઢી જશું. જીવ વલોવાય. બૂમ પાડીને કોઈને બોલાવવાનું મન થાય. ઘરની દીવાલો અને પરદા તરફ જોઈએ ત્યારે થાય ઓહ, અહીં તો કોઈ નથી. વળી પ્રશ્ન થાય અહીં, આ ઘરમાં કોઈ હતું ? શું એ આપણું હતું ? આપણું હતું તો ક્યાં છે ? કેમ છોડીને જતું રહ્યું ? કે પછી.. કે પછી ... આપણું હતું જ નહિ ? (મંચ પર પ્રકાશ. પુરુષ ઊભો થાય. દરવાજામાંથી અંદર જાય. ફરી અંધારું.)

- (મંચની જમણી તરફ પ્રકાશ. ટેબલ લેમ્પ પાસે પેલી સ્ત્રી બેઠી છે. કંઈ લખી રહી છે. તેનો અવાજ પ્રેક્ષકોને સંભળાય.)

સ્ત્રી : આ ઘર તો તેણે જોયું જ નથી. અહીં તે આવ્યા જ નથી. તો પછી એમ કેમ થાય છે કે મારે કશું તેના માટે કરવાનું છે ? જ્યુસ, રસોઈ તેને ભાવતા રસ પાતરા ? આમ જુઓ તો મેં ઝઘડો કર્યો જ નથી. બધું ચુપચાપ. એમ જ બિસ્તરા બાંધી લીધા. ચાલી નીકળી. કોઈ ફરિયાદ જ નહિ, ન કોઈ અપેક્ષા.

(વચ્ચેના ગાર્ડનમાં યુવા સ્ત્રી-પુરુષ બહુ આત્મીયતાથી બેઠા છે. હસે છે. વાતો કરે છે. ગુસ્સે થાય છે.)

પુરુષ : પછી તેં મમ્મીને શું કહ્યું ? ચીબાવલી ?

સ્ત્રી : મેં કહ્યું કે સારો છોકરો છે તું પાગલ ! (ખડખડાટ)

પુરુષ : મમ્મીને કહ્યું તે અત્યારે કહેવામાં શો વાંધો છે?

સ્ત્રી : અત્યારે તું સારો નથી.

પુરુષ : યું.. ઈડિયટ !

સ્ત્રી : હું એવી નથી. સીધી છું. સરળ છું. સંસ્કારી છું.

પુરુષ : દરેક સ્ત્રી એમ જ કહે. પણ નીવડે ત્યારે ખબર પડે કે આ તો ધતુરાનું બી.

સ્ત્રી : હા, શરૂઆતમાં દરેક પુરુષ તારી જેમ સારા દેખાય પણ નીવડે ત્યારે ખબર પડે કે આ તો કારેલાનો રસ.

પુરુષ : આપણે ઝઘડો કરવા જ મળીએ છીએ ?

સ્ત્રી : મેં એવું શું કર્યું ?

પુરુષ : ના, તો હું જ માથાનો દુઃખાવો છું ને ?

સ્ત્રી : જો ને, કેવા સરસ ફૂલ ખિલ્યાં છે, પક્ષીઓ કેવું ગાય છે તું પણ કંઈ ગા ને?

પુરુષ : ના, હવે કોઈ મૂડ નથી. હું જઉં છું....

સ્ત્રી : ના, ના, ના સો.... રી.

(પુરુષ ચાલ્યો જાય છે.)

**દશ્ય - ૩**

(પુરુષની બાજુનો ટેબલ લેમ્પ ઓન એ કંઈ લખે જે પ્રેક્ષકોને સંભળાય.)

પુરુષ : બધું જ તેને હસી નાંખવાની આદત હતી. જે કંઈ સીરિયસલી કહું તે પણ હસાવમાં જ કાઢી નાંખે. મને ઘણી વખત થતું કે મારા પેઈન્ટીંગ્સ, મારા સંગીતના કમ્પોઝિશનની તેને વાત કરું. પરંતુ, તેની પાસે ફુરસદ જ નહોતી. અને હવે મારી પાસે ફુરસદ છે તો મને કંઈ કરવાનું મન થતું નથી.

**દશ્ય : ૪**

(સ્ત્રી તરફનો ટેબલ લેમ્પ ઓન થાય. તે જે કંઈ લખે જે પ્રેક્ષકોને સંભળાય.)

સ્ત્રી : તેને એમ લાગતું કે મને તેનામાં રસ જ નથી. પરંતુ, તેના પેઈન્ટીંગ્ઝ, તેનાં કમ્પોઝિશનની સ્વરલિપિ તેની ગેરહાજરીમાં હમેશાં મારી આંગળીઓનો સ્પર્શ મેળવતી. મને તેણે દોરેલાં એક એક દશ્યો, રેખાંકનો ખૂબ ગમતાં. પણ હવે કોઈ ચિત્ર જોવું જ નથી ગમતું. હવે કોઈ સંગીત સાંભળવું જ નથી ગમતું.

(મંચની વચ્ચેની ગાર્ડનની લાઈટ ઓન થાય. બંને નૃત્યની મુદ્રામાં)

સ્ત્રી : ના, આમ... બે સ્ટેપ આગળ. ફરી બે સ્ટેપ પાછળ (મ્યુઝીક ઑન)
ફાગણ ફોરમ તો આયો..
આયો રે આયો
ફાગણ ફોરમ તો આયો..

પુરુષ : (પહેલાં પ્રયત્ન-સ્ત્રીના ખભ્ભે હાથ મૂકી. બંને આંગળા હાથમાં ભરાવી નૃત્યનો પ્રયત્ન કરે.) નથી આવડતું. આ મારાથી નહિ થાય. તું જ ગોઠવી લે. ને કાર્યક્રમમાં તું જ નૃત્ય કરજે. ના, હું નહિ જ કરું.

સ્ત્રી : અરે, એવું શું કામ કરે છે ? પ્લીઝ, તું સરસ નૃત્ય કરે છે. એક બે પ્રયત્નમાં તો પરફેક્ટ થશે. એમ છોડી ન દે પ્લીઝ.

પુરુષ : (દૂર જઈ ગાર્ડનની બેંચ પર બેસી જાય) નહિ એટલે નહિ જ. આટલી નાની વાત તને સમજાતી કેમ નથી ?

સ્ત્રી : મને તો ઘણું સમજાય છે. પરંતુ, તારી દાનત જ નથી. તારામાં ઈગો છે. આટલો મોટો ચિત્રકાર, સ્વરકાર આમ જાહેરમાં નૃત્ય કરે ? એ તું સ્વીકારી શકતો નથી.

પુરુષ : એ તું જે માને તે. નો મિન્સ નો.

સ્ત્રી : જહન્નમ મા જાય આ નૃત્ય. હું પણ નથી કરી કરવાની નૃત્ય. મારે પણ કોઈ નોબેલ નથી લેવો.

પુરુષ : સારું તો ચાલો, ઘરે સિધાવો.

સ્ત્રી : હા, ચાલો રસ્તામાંથી ચિત્ર દોરવા કોઈ પીછડી લેવાનો છે ? તો લેતાં જઈએ.

પુરુષ : ધેટ્સ માય લૂક આઉટ. યુ ડોન્ટ બોધર...

**દૃશ્ય - ૫**

(પુરુષ તરફનો દરવાજો કોઈ ખખડાવે છે. પુરુષ ટેબલ લેમ્પ પર માથું નાખી પડ્યો છે. કોઈ સળવળાટ નથી. ડોરબેલ પણ વાગે છે. આ તરફ સૂનકાર. કોઈ પ્રત્યુત્તર નથી. બહાર વ્યક્તિ (પુરુષ), વ્યક્તિ ૨ (સ્ત્રી)નો અવાજ આપ્યા કરે છે.)

અવાજ

વ્યક્તિ : ૧ : અરે, ખોલો ને ! દરવાજો તો ખોલો.

વ્યક્તિ : ૨ : આમ, ખાધાપીધા વિના ક્યાં સુધી ઘરમાં ગોંધાઈ રહેશો ? કેમ બોલતા નથી ?

વ્યક્તિ : ૧ : અરે, સાંજ પડવા આવી સાહેબ, કેટલું લખશો. થોડું જમી લો.

વ્યક્તિ : ૨ : અરે, આમ તો બિમાર પડી જશો. આટલા કલાકથી બહાર નીકળ્યા જ નથી !

વ્યક્તિ : ૧
વ્યક્તિ : ૨ (પરસ્પર)

- લાગે છે, ઊંઘી ગયા છે.
- ના બાથરૂમમાં હશે.
- આટલીવાર બાથરૂમમાં શું હોય ? ચક્કર આવ્યા હશે.
- ના, સવારે તો મળ્યા હતા. સારું હતું.
- બિચ્ચારા ! એકલા જીવ. દરવાજો ખોલીને જમાડવા તો જોઈએ.
- આપણે પોલીસને ફોન કરીશું ?
- ના, ના, ખોટી બબાલ ઊભી થશે. કદાચ કંઈ બન્યું જ ન હોય.
- પણ તો તો દરવાજો ખોલે ને ? કેમ કંઈ બોલતાં નથી ?
- આપણે થોડીવાર પછી આવીએ. કદાચ ખોલશે.

(દરવાજા પરના અવાજ બંધ થાય. મંચની બીજી તરફ થોડું અજવાળું સ્ત્રી આરામ ખુરશીમાં પગ લંબાવી, હાથ માથા પર લઈ આંખો બંધ કરી બેઠી છે. ફોનની રીંગ વાગે છે. બાજુની ટીપોઈ પરથી મોબાઈલ હાથમાં લઈ તે વાત શરૂ કરે છે. દૂર કોઈના બોલાવવાનો અવાજ આવે છે. સ્ત્રીનો ચહેરો પ્રેક્ષકોને દેખાય છે. પરંતુ, સ્ત્રીને જાણે કોઈ અવાજ સંભળાતો નથી. એ હવે આરામ ખુરશીમાં ઝુલતાં ફોન પર વાત કરે છે. પ્રકાશ તેની ખુરશી આસપાસ ગોળકુંડાળામાં દેખાય છે.)

સ્ત્રી : (ફોન પર)

શું થયું ? દરવાજો ખોલતાં નથી ? સાંભળતાં નથી ? ચિંતા ન કરો. આ એમનો બાલ્કનીમાં ઊભા રહેવાનો સમય છે. જગજીતસિંઘની ગઝલ સાંભળતા હશે. ના, ના, બહુ સ્ટ્રોંગ છે. એમ એમને કશું થાય નહિ, અરે, ના રે ના. તમે નાહક ચિંતા કરો છો. બાથરૂમમાં હોય તો તો પાંચ મિનિટ પછી દરવાજો ખોલે જ. હા, કોઈ તેને ડિસ્ટર્બ કરે તે તેને ગમતું નથી. જાગ્યા હશે. કદાચ, ઝોલું આવી ગયું હોય. તમે ફોન કર્યો ? મોબાઈલ નહિ, કદાચ સાયલન્ટ હોય. હા, લેન્ડલાઈન કરી જુઓ. ત્રીજી રીંગ પછી ઉપાડશે. જુઓ, નહિતર મને ફરી ફોન કરજો. ના, ના જાગું જ છું. અરે, એમાં ડિસ્ટર્બ શેના ? તમે મારી વ્યક્તિની ચિંતા કરો અને હું ડિસ્ટર્બ થાઉં ? હા, જોઈ જુઓ ફરીથી.

(તેની મોબાઈ પર વાતચીતના સમયે બહાર પુરુષ : સ્ત્રી : બાળકનો અવાજ)

પુરુષ : અમે ક્યારના બૂમો પાડીએ છીએ.

સ્ત્રી : અરે, મેડમ ખોલોને ? શું થયું ?

બાળક : આન્ટી પ્લીઝ, મ'માએ પીત્સા બનાવ્યા છે. હું તમને આપવા આપ્યો છું. દરવાજો ખોલોને ?

પુરુષ : હવે તો સાંજ પડવા આવી. તમે આમ તો ક્યારેય, આટલા કલાક ઘરમાં રહેતા નથી !

સ્ત્રી : તમે હિંમત કરો તો સાથે જઈએ સાહેબને ત્યાં. મેડમ સાંભળો છો ?

બાળક : આન્ટી ! હું અગાસી પર જઉં છું. ત્યાં દરવાજો ખખડાઉં. તમે ઉપર તો નથી ને ?

(થોડીવાર ત્રણે એકમેક સામે જુએ પછી અવાજો શાંત થાય.)

**દૃશ્ય : ૬**

પુરુષ : (લખવાનું છોડીને મોનો એક્ટીંગ કરતો હોય તેમ ઊભા થઈ સંવાદો બોલે..)

એટલે તમને આશ્ચર્ય ન થવું જોઈએ. આ કંઈ મારા અમારા જીવનમાં પહેલીવખત નથી બન્યું. ઘણાના જીવનમાં બને છે. બનતું હશે. કોઈ કોઈને છોડી જતું રહે. પાછું આવે. ન આવે. કોઈ એકલાં જ ઘરનાં ખૂણે મૃત્યુ પામે. પડોશીનેય બે દિવસ પછી ખબર પડે. જીવવા માંગીએ તેવું જ મળે તેવું થોડું છે. જીવીએ તે બરાબર હોય તેવું થોડું છે. પણ હમણાં હમણાં થાય છે આ બરાબર નથી. તેનો એવો કોઈ ગુનો નહોતો. મારો પણ એવો કોઈ અપરાધ નથી. (રડમસ) એ આવશે.

**દૃશ્ય : ૭**

(સ્ત્રી હવે લખતી નથી. મોનો એક્ટ કરતી હોય તેમ ઊભી થઈ સંવાદો બોલે. જે પ્રેક્ષકોને સંભળાય.)

સ્ત્રી : કેવું થયું ? જે ન થવું જોઈએ તેવું થયું. બહુ લાંબો સમય (રડમસ) આમ એમનાં વિના વીતાવ્યો. એમનો ફોન પણ નથી. તેઓ આવ્યા પણ નહિ. મને થાય છે મારે જિદ નહોતી કવી જોઈતી. એમનો પણ એવો કોઈ ગુનો નહોતો. પણ આપણે ધારીએ એવું થોડું થાય છે ? થાય છે તેવું આપણે થોડું ધાર્યું હોય છે ? થાય છે કેટલાય દિવસથી દિવસ નથી ઊગ્યો. જાણે સાંજ સાંજ નથી. રાત ઢળતી જ નથી. કંઈ ખરીદવાનું, રસોઈ બનાવવાનું, જમવાનું કંઈ જ કર્યું હતું ? ખબર નથી, અમારે મિત્રો, બજાર, શહેર, બગીચા હતું. કશું જ નહોતું. ફોન કરી જોઉં ? એ ફોન ઉપાડશે ?

(ફોન કરવા મોબાઈલ હાથમાં લે છે. સામે પક્ષે રીંગ જતી હોય તેવું લાગે છે.)

(પુરુષ પણ ફોન હાથમાં લે છે. લેન્ડલાઈનની દિશામાં જોતો રહે છે કાન માંડે છે અને ‘હલ્લો’... બોલે છે.)

**દૃશ્ય : ૮**

(મંચની વચ્ચેની બાજુના ગાર્ડનમાં પ્રકાશ થાય છે. બંને મંચની વચ્ચે, ગાર્ડનની બેંચ પર બેઠા છે. એકમેક તરફ જુએ છે. ગાર્ડનમાં કોઈ ગઝલ, કાંઈ ગીતનું ટ્યુન સંભળાય છે. બંને ઊભા થાય છે. હાથ પકડે છે અને સ્ટેપ લે છે. હવે ગીત આપણને જાણીતું છે.)

પુરુષ :

સ્ત્રી : ફાગણ ફોરમ તો આયો -

આયો રે આયો ... ફાગણ ફોરમ તો આયો..

(બેત્રણ સ્ટેપ પછી બંને અટકે છે. પુરુષ ધીમેથી પૂછે છે.)

પુરુષ : :આવવું છે ને ઘેર ?

સ્ત્રી : ‘કટાક્ષ નજરે,’ પૂછો છો ?

**- દૃશ્ય ફ્રીઝ - પરદો -**

---

*‘પ્રેમમંગલ’, બી-૧૮૬, શાસ્ત્રીનગર (અજમેરા),*
*નાના મવા રોડ, રાજકોટ-૫.*
*મો : ૯૮૨૫૬૩૧૩૦૪*



# ગુજરાત રોજગાર સમાચાર સાપ્તાહિક

- માહિતી ખાતા દ્વારા દર બુધવારે પ્રસિદ્ધ કરાતું રોજગારલક્ષી માહિતીથી ભરપુર સાપ્તાહિક.
- શહેરી, ગ્રામ્ય તેમજ રાજ્યના અંતરિયાળ વિસ્તારોમાં રોજગાર અને જુદા જુદા ક્ષેત્રોની ભરત વિષયક જાહેરાતોની લેટેસ્ટ માહિતી પહોંચાડતું અસરકારક માધ્યમ.
- રાજ્યભરમાં ૧ લાખ ઉપરાંત ગ્રાહકો ધરાવતું વિશ્વસનીય સાપ્તાહિક
- રોજગાર-સ્વરોજગાર વિષયક અદ્યતન માહિતીનો ભંડાર
- રાજ્ય સરકારના અનેક વિભાગો, સ્થાનિક સ્વરાજની સંસ્થાઓ, ગુજરાત જાહેર સેવા આયોગ, પંચાયત સેવા પસંદગી બોર્ડ, ગૌણ સેવા પસંદગી મંડળ તથા કેન્દ્ર સરકારના વિવિધ મંત્રાલયો, નિગમો, જાહેર સાહસો, બેંક, સંરક્ષણ દળો, પોલીસ ભરતી તથા રેલવે રિક્રુટમેન્ટ બોર્ડ વિષયક જાહેરાતોનું સરળ ગુજરાતી ભાષામાં સંકલન.
- આ ઉપરાંત જનરલ નોલેજ ક્વિઝ કોર્નર, સ્વરોજગાર વિષય લેખ, ટેકનિકલ, મેડિકલ, એન્જિનિયરીંગ જેવા અનેક અભ્યાસક્રમોને લગતાં લેખ, માહિતી અને તે સંબંધી વિજ્ઞાપનો.




વાર્ષિક લવાજમ માત્ર

**રૂ. ૩૦/-**

# કાવ્ય સંપુટ

રઘુવીર ચૌધરી
ચંદ્રકાન્ત શેઠ
ભાનુપ્રસાદ ત્રિવેદી
રાજેન્દ્ર શુક્લ
જલન માતરી
માધવ રામાનુજ
ભાનુપ્રસાદ પંડ્યા
મનોહર ત્રિવેદી
રાજેશ વ્યાસ 'મિસ્કીન'
મણિલાલ હ.પટેલ
ધીરેન્દ્ર મહેતા
નીતિન વડગામા
યોગેશ જોષી
ધૂની માંડલિયા
દલપત પઢિયાર
કિશન સોસા
રમણીક સોમેશ્વર
જગદીશ ધનેશ્વર ભટ્ટ
મુસાફિર પાલનપુરી
હર્ષદ ચંદારાણા
શિવજી રૂખડા

બકુલેશ દેસાઈ
મનીષ પરમાર
હર્ષ બ્રહ્મભટ્ટ
ભાગ્યેશ જહા
અંકિત ત્રિવેદી
દિલીપ જોશી
ફિલિપ કલાર્ક
ડૉ. નિરંજન રાજ્યગુરુ
મીરા આસીફ
ગોવિંદ દરજી 'દેવાંશુ'
કૃષ્ણ દવે
રાધેશ્યામ શર્મા
દિનેશ દેસાઈ
રમેશ આચાર્ય
પ્રશાંત કેદાર જાદવ
રમેશ ઠક્કર
અનિલ ચાવડા
ભાવેશ ભટ્ટ
હરદ્વાર ગોસ્વામી
અશોક ચાવડા 'બેદિલ'
રઈશ મનીઆર
અઝીઝ ટંકારવી
નયના જાની
દર્શક આચાર્ય
ચંદ્રશેખર પંડ્યા
ઉર્વીશ વસાવડા
કિશોર જીકાદરા
ભરત કવિ
સૉલિડ મહેતા

પ્રદીપ રાવલ 'સુમિરન'
સ્નેહી પરમાર
નટવર આહલપરા
ડૉ. ઈશ્વર સુથાર 'શિલ્પી'
પ્રફુલ્લ રાવલ
રમેશ પટેલ
રમેશ પટેલ 'ક્ષ'
ડૉ. મનહર ઠાકર
પ્રીતમ લખલાણી
રક્ષા શુક્લ
જયંતી ધોકાઈ
પારસ એસ. હેમાણી
ડૉ. મનોજ જોશી ''મન''
એસ. એસ. રાહી
તેજશ દવે
અનંત પટેલ
દીપક ત્રિવેદી
ભાવિન બી. ગોપાણી
અલ્પ ત્રિવેદી
ડૉ. ધૈવત શુક્લ 'આનંદ'
યોગેશ પંડ્યા
પ્રિતેશભાઈ શાહ
શ્રીમતી જયશ્રી ભટ્ટ દેસાઈ
કનૈયાલાલ ભટ્ટ
કરસનદાસ લુહાર
પ્રવીણ ગઢવી
ડૉ. પ્રદીપ આઝાદ
હર્ષિદા દીપક ત્રિવેદી
સ્નેહલ જોશી

ધરમાભાઈ શ્રીમાળી
ડૉ. મુકેશ જોશી
પ્રજ્ઞા ડી. વશી
રીના મહેતા
ઉમેશ જોશી
વિનોદ ગાંધી
મહેશ દેસાઈ
સંસ્કૃતિરાણી દેસાઈ
ચંદ્રાબહેન શ્રીમાળી
નટવર હેડાઉ 'વનવિહારી'
ભાનુપ્રસાદ પુરાણી
પ્રકાશ જોશી
ભસ્માંગ માંકડ ''સમ્રાટ''
દ્રોણ મોદી
પ્રજ્ઞા પટેલ
પ્રતાપસિંહ હ. રાઠોડ



# ઉઘાડી રાખજો બારી

- *રઘુવીર ચૌધરી*

તમે રહો છો એ ઘરને
બારીઓ તો હશે, હશે જ.
પાછલી બાજુ વૃક્ષ ખરું ?
હોય તો સારું,
કેમકે ક્યારેક તો તમે
એકલા પડવાના -
હો પુરુષ કે સ્ત્રી
એકલા પડવાનો અર્થ
બેઉ માટે સરવાળે સરખો.

ક્યારેક સમય સરખો રહેતો નથી.
છાપું, પુસ્તક, ટીવી-બધું અકળાવે.
માઠા સમાચાર લાવે.
અજુગતા વિચારે ચઢાવે
ત્યારે જો કબૂતર બેલડી બારીમાં ડોકાય,
એક ચૂપચાપ દાખલ થાય,
બે ડગ ડોલતું ચાલી, જરાક મહાલી
છાજલી પર પહોંચવા સરી જાય.
તમને ફરકતી પાંખ દેખાય,
અવાજ ન સંભળાય
કેમ કે તમે એકલા હો
બીજાના વિચારમાં, સમયથી અતડા.
બીજું કબૂતર સીધું છાજલી પર દેખાય.
એ એકનાં બે થાય, બેનાં એક.
કુતૂહલ જાગે :

કપોતની જોડ જોવાથી
તમારી એકલતા ઓસરી જાય.
બારી બહાર વૃક્ષ દેખાય
આસોપાલવ કે અમલ તાસનું -
ગરમાળા કે ગુલમહોરનું
વૃક્ષ કોનું ? ઓળખે એનું.
ખિસકોલીનું તો ખરું જ.
એને એક વૃક્ષ મળે તો
આસપાસનાં મકાનોને વૃક્ષ બનાવી દે.
સૂના ઘરમાં વસંત લાવી દે.
માળો બાંધે,
ઘર કરે,
ટેબલ પરનાં પડીકાં સૂંઘી
ખપ પૂરતું ખોતરી લે.
કીડીની જેમ ખેંચી ન જાય.
ચકા-ચકીની જેમ વહેંચી ને ખાય.
જરા જોઈ લેજો.
ગેલેરીમાં શોભતું શીકું ખાલી તો નથી ને ?



ક્યાં ગયાં તમારા શૈશવનાં સાથી પંખીડાં ?
ખેર.
તમારે ત્યાં ઉંદર તો આવશે જ અડધી રાતે.
દર કે ઘર, ડરે ન ઉંદર.
અવાજ સાંભળી ઊભા ન થાઓ.
લાઈટ કરવાથી એ નહીં પરખાય.
ભલે રાજીખુશીથી પીંજરે પુરાય.
પૂંછડી બહાર આવી જાય.

એની આંખ હીરાની જેમ
ચકમક થાય.
તમારું પીંજરું લઈ એ નાસી નહીં જાય.
એનો આરામ લંબાય એવું ઈચ્છતા હો તો
ભાખરીના ટુકડા અંદર પરોવજો.
પીંજરું ખાલી કરવા
નજીક કે દૂર ગમે ત્યાં જાઓ,
ત્રીજા દિવસે એ હાજર થાય.
એને પીરસવાની જરૂર નથી.
એના ખાણામાં દવા ન ભેળવાય.
બાપા ગણપતિ નારાજ થાય.
કબૂતરના ટોળાની જાળ ન કપાય.
ગણેશજીના અંગૂઠા જેવડા
આ આપણા ઉંદરભાઈ જુએ છે કે
બેઠાં બેઠાં લખે છે બાપ્પા !
ખિસકોલી બતાવે છે તમને
એની પીઠ પર સીતાજીની આંગળીઓની છાપ
જાણે મોતનમાળ :
તો કબૂતરના પગે બંધાય
પ્રેમપત્ર કે શાંતિમંત્ર.
આ બધાની વસ્તીએ રચી છે તમારી સંસ્કૃતિ.
માટે ઉઘાડી રાખજો બારી !

*એ-૬ પૂર્ણેશ્વર,*
*ગુલબાઈ ટેકરા,*
*અમદાવાદ-૩૮૦૦૧૫*

# ઘટનાં ગોરસ ધરું !

*- ચંદ્રકાન્ત શેઠ*

જીવ ભલે માટીનો હું તો ફોરમ સાથે ફરું !
મળી મને જે હોડી તે લઈ મધદરિયે હું તરું !

પાંખ નથી ને તોય ઊડવા ગગન કરે પડકાર;
વાદળ કહે છે : 'આવ, આવ, ના કર વીજની દરકાર;'
હવા જેમ થઈ હળવો એમ જ સૂર શબદમાં સરું...

નવ લખ તારા કહે આંખને : 'રાતે અમને દેખ,
કેવાં ચમકે સોનલ સપનાં નીંદરને પટ પેખ !'
અંધકાર સોંસરવો નીસરી ઉઘાડ ભીતર ભરું !

ડુંગર કહે ઉંબરને : 'મેળવ મારી સાથે પ્રાસ !'
ઘર કહે : 'ભીંતો હોય નહીં તો મારો થાય વિકાસ !'
વાટે-ઘાટે સૌની આગળ ઘટનાં ગોરસ ધરું -

*૯/બી, પૂર્ણેશ્વર ફ્લેટ્સ,*
*ગુલબાઈ ટેકરા ઉપર,*
*અમદાવાદ-૩૮૦૦૧૫.*





# ક્યાં છે ગીતાનો ગાનાર ?

*- ભાનુપ્રસાદ ત્રિવેદી*

ડગલે પગલે કુરુક્ષેત્ર છે,
  અર્જુન કોણ થનાર ?
કોઈ થાય અર્જુન પણ ક્યાં છે
  ગીતાનો ગાનાર ?
કોણ સ્નેહનાં બંધન ત્યાગે ?
  જાગે કોણ અગન-અનુરાગે ?
વીર હોય તે આવે આગે,
  મુક્ત થવા આ ધરતી માગે,
મુક્ત થવા આ ધરતી માગે માનવનો અધિકાર... કોઈ.
અહો સ્વર્ણ-કીચડ : રથ કળણે,
  રોપાતાં જંતર હય-ચરણે,
વ્યર્થ સાત કોઠાનું મરણે,
  ધર્મરાજ દુર્યોધન શરણે,
ધર્મરાજ દુર્યોધન શરણે-રટતા જય જય કાર... - કોઈ.

*'શાલવન' ૬, વિરાટનગર સોસાયટી,*
*પ્લોટ-૪૮૧, સેક્ટર-૨૩, ગાંધીનગર-૩૮૨૦૨૩*
*ફોન: ૨૩૨૩૩૪૮૨*

# કોઈ એનાં જેવું...

*- રાજેન્દ્ર શુક્લ*

ઝાંખું ઝાંખું સાવ જણાતું જેવું તેવું,
એ તો ક્યાંથી હોય, હશે કાંઈ એનાં જેવું !

શ્વાસતણી આવન-જાવન આ અમથી સેવ,
એનું કાંઈ નામ જ ક્યાં છે, કોઈ વિદા લેવું !

હોઠે આવી હૈયું આ અટકે છે એવું,
કહેવાનું તો હોય ઘણું પણ ક્યમનું કહેવું !

નળિયાં ઊતરી જાય , રહે નઈ એકે નેવ,
નભ સંગાથે ફેલાવું, નભ સંગે રહેવું !

ગળું ફૂલાવી ગોખે બેઠું એક પારેવું,
કોક જનમનો યાદ કરી ઘૂઘવે છે કેવું !

*૨૨/૫૨૯, સત્યાગ્રહ છાવણી,*
*જોધપુર ટેકરા, સેટેલાઈટ, અમદાવાદ.*
*ફોન : ૦૭૯-૨૬૮૬૧૭૬૭*






# નામ વગર

*- જલન માતરી*

અકડીને ના ચાલ બશર,
સાત ગગન છે માથા પર.
એક નહીં પણ આઠે પ્રહર,
જીવન છે આફતનું ઘર.
ના કરવાનું તું ના કર,
એવું તું સાહસ ન કર.
ઊંચે ચઢ કે નીચે પડ,
બેસી ના રે' કંઈ પણ કર
એને કાગળ કોણ લખે ?
જે રહેતો હો નામ વગર
ઓળખ હો તો શોધી કાઢ,
ફરતો રે' છે અહીં ઈશ્વર !
વિફરે તો ના વશમાં રે'
હોય નદી કે હો સાગર.
જેમ છે તેમજ રહેવા દે,
અમથી ના કર ખડખોતર.
થોડું લખ પણ ઉત્તમ લખ,
તોજ "જલન" રહેવાય અમર.

*'નશેમન' બિલ્ડીંગ, રાયખડ દરવાજા પાસે,*
*અમદાવાદ-૩૮૦૦૦૧.*
*મો.૯૮૨૪૧૨૫૭૬૫*

# તાઓનાં સૂત્રો...

- માધવ રામાનુજ

કર્યા વગર કરવાનું છે એવું કહ્યું,
એમ અકર્મથી કર્મ કરો એવું કહ્યું.
સ્વાદહીનને આસ્વાદો એવું કહ્યું,
નાનાને તો મોટું ગણવાનું અને
એમ ઘણાંને થોડું ગણવાનું કહ્યું !

અઘરાને સહેલું હો ત્યાંથી આદરો,
મોટાને નાનું હો ત્યાંથી શરૂ કરો.
કઠણમાં કઠણ હોય જે વસ્તુ વિશ્વની,
પહેલાં એ સહેલામાં સહેલી હોય છે.
મોટામાં મોટી જે વસ્તુ વિશ્વની,
પહેલાં તો નાનામાં નાની હોય છે.
આથી સંતપુરુષનું એવું જાણવું :
કોઈ મોટી વસ્તુ એ કરતા નથી.
કાર્ય એ રીતે મોટાં સિદ્ધ કરી શકે !

જે માણસ વચનો આપે હળવે મને,
એની ઉપર શ્રદ્ધા ઓછી બેસશે.
જેને સહેલું લાગે છે આ સર્વ કંઈ,
એને એ મુશ્કેલ પછી પડશે ઘણું !

સંતપુરુષને સહેલું પણ અઘરું, છતાં,
અંતે અઘરું એને કશું પડે નહીં !

જે-૧૧, વિક્રમ એપા.,
શ્રેયસ ક્રોસિંગ પાસે,
અમદાવાદ-૩૮૦૦૧૫.









# દીપક ના ડોલતા દેખું ?!

- ભાનુપ્રસાદ પંડ્યા

બધા ગઢ કાંગરા જૂના હવાને આવવા દેજો !
મિનારા, ટાવરો ઊંચા હવાને આવવા દેજો !

હવાની મખમલી સાડી ફૂલોને શોભતી સારી !
ગુલાબો પ્હેરી ફરવાનાં હવાને આવવા દેજો !

તજાયેલાં જુદા હૈયાં વલખતાં જેમ મળવાને,
તિરાડે અંગ ભીંસાતાં : હવાને આવવા દેજો !

પળો લેતી ગઈ ભેળાં અનોખું ફૂલનાં સ્મરણો !
હવે સ્મૃતિએ ચીતરવાનાં હવાને આવવા દેજો !

નભે ઊડે ઘણાં પંખી લીલાં, પીળાં અને કાળાં !
ધસે લૈ ગામસીમાડા હવાને આવવા દેજો !

ઝરૂખે-ગોખલે મૂકયા દીપક ના ડોલતાં દેખું ?!
દીપકને નાચતા કરવા હવાને આવવા દેજો !

૨૪, સૌરભ બંગલોઝ, સત્યસાંઈ હાર્ટ હોસ્પિટલ માર્ગ,
પ્રદ્યુમ્ન પાર્ક પાસે, રાજકોટ-૩૬૦૦૦૫.
ફોન : ૦૨૮૧-૨૩૩૨૦૫૧

# આંખસમેત...

*- મનોહર ત્રિવેદી*

ચિડિયાં સૌની, સૌનાં ખેત
ચાસ મહીં વાવી જો હેત
સામે ખેતર રાખ્યું હોત
થોડું લૈને ઝાઝું દેત
સાચવતાં સગપણ આ ઝાડ
છાંયો ધરતાં જોતાંવેંત
થાક - પસીનો પળમાં છૂ -
ઝાંઝર આપે જયાં સંકેત
સ્મરણ પધાર્યાં ઊલટભેર
આંસુ દીધાં આંખસમેત
સાવ અકારણ મળવાનું :
બીજું તો શું છે અદ્વૈત ?

*'પ્રણવ', સૂર્યનગર, ઢસા જંક્શન,*
*જિ. બોટાદ-૩૬૪૭૪૦.*
*મો. ૯૩૨૭૭૩૯૦૬૮*





# ને તેથી ઘર કર્યું

*- રાજેશ વ્યાસ 'મિસ્કીન'*

વિશ્વ આખ્ખામાં રખડવું'તું ને તેથી ઘર કર્યું,
રોજ ખોવાઈને જડવું'તું ને તેથી ઘર કર્યું.
માણવું'તું આ જગતને ભીડમાં-ખુશહાલમાં,
કોક ખૂણે જઈને રડવું'તું ને તેથી ઘર કર્યું.
એ અલગ છે વાત ઘૂંટાઈ મરે છે આજ ત્યાં,
સર્વની સાથે ઉઘડવું'તું ને તેથી ઘર કર્યું.
કોઈના વિના અધૂરું લાગતું'તું જીવવું,
પ્રેમ કરવોતો-ઝઘડવું'તું ને તેવી ઘર કર્યું.
બાળપણથી સર્વ ઝંખે કૈં અલગ પોતાપણું,
સર્વથી નોખા જ પડવું'તું ને તેથી ઘર કર્યું.
પ્રેમને-શ્રદ્ધાને લાગે કોઈ એ મંદિર સમું,
જીવતરને એમ ઘડવું'તું ને તેથી ઘર કર્યું.
ક્યાંકથી ને ક્યાંકથી મિસ્કીન મને દુઃખ શોધતા,
ક્યાંક મન મૂકી દદડવું'તું ને તેથી ઘર કર્યું.

*૧, સરસ્વતી સોસાયટી,*
*પાલડી,*
*અમદાવાદ-૩૮૦૦૦૭.*

# 'એક બપોરે' - પછી

*- મણિલાલ હ.પટેલ*

(રાવજી પટેલનું સ્મરણ)

'એક બપોરે' ખેતર શેઢેથી
સારસી ઊડી ગયા પછી
ગળા સુધી ઊગી આવેલો
વિષાદ વાઢવા ભાઈ રમણે
દાડિયાં સાથે દાતરડું લીધું છે...
બાજુના ખેતરમાં એમ.એ.બી.એડ્. વહુ
રવિવાર સાથે ટિફિન પણ લઈ આવી છે...
દલા તરવાડીના દીકરે વેચી દીધેલી વાડીમાં
કરસન કોળી માંડવેથી દૂધી ઉતારે છે...
સીમ-તળાવડીનાં રાતાં પોયણે પોયણે
ઢળતો સૂરજ ઘડીક રમવા રોકાયો છે...
નેંઘલવા આવેલી બાજરીનાં ખેતરોના
લય હિલ્લોળનો બેફામ નશો કરીને
લથડતો પવન ઘાસમાં ગોઢમડાં ખાય છે...
પણે ક્યારીમાં પાકવા આવેલી ડાંગર અને
તડકો પરસ્પર રંગો બદલી રહ્યાં છે
મહુડીની છાંય તળે સૂતેલી સાંજ ઊઠીને
ખેતરે ખેતરે ફરી વળી છે...
આગિયાઓ બત્તીઓ લઈને
રાતને પરણાવવા નીકળી પડ્યા છે
છાણામાં ભારવેલો અગ્નિ
હજી ઓલવાયો નથી..

*સહજ બંગલો, શાસ્ત્રી માર્ગ,*
*શાન્તાબા બગીચાની પાસે,*
*વલ્લભ વિદ્યાનગર-૩૮૮૧૨૦. મો.૯૪૨૬૮૬૧૭૫૭*






# કેવું તળાવ !

*- ધીરેન્દ્ર મહેતા*

આ તે કેવું તળાવ,
એને નહીં કાંઠા, ના તીર !
એમાં નહીં નદીયું, ના વહેણ,
ના ઝરણાં, નહીં નાળાં, નહીં કશેથી આવ;
નહીં મત્સ્ય, નહીં પંખી કોઈ,
સેલારા તો ક્યાંથી, ના રંગોના દેખાવ !
સમય ઝૂકીને જોતો થંભી એમાં અંધ-અધીર !
રસ્તો ભૂલ્યો મેઘ ઊતરે એના પટમાં
ક્યાં એને તોય ધરવ,
એવી અંદર લાહ્ય ઊઠે કે ફાટફાટમાં
જાણે કોઈ લાગ્યો દવ!
જોઉં એને જનમજનમથી એમાં ફેર પડ્યો ના લગીર !

*"જીવન છાયા", હોસ્પિટલ રોડ,*
*પંડિત દીનદયાલ ઉપાધ્યાય માર્ગ,*
*ભુજ-૩૭૦૦૦૧. મો. ૮૯૮૦૦૧૧૦૨૫*

# હું મારામાં મોજ કરું છું

- *નીતિન વડગામા*

ઊતરતો રહી અંદર-અંદર હું મારામાં મોજ કરું છું,
થઈને કેવળ મસ્ત કલંદર હું મારામાં મોજ કરું છું.

હાથ ન લાગે હોડી કે એકેય હલેસું હોય ભલે ના,
તરણે તરતો સાત સમંદર હું મારામાં મોજ કરું છું.

ઊડાઊડ કરું છું મનની પાંખે હું મનગમતા નભમાં,
કાપીને જોજનનાં અંતર હું મારામાં મોજ કરું છું.

પીડાનું પારેવું ના ફરકે મારા આંગણમાં ક્યાંયે,
ઓગાળી ઈચ્છાના ડુંગર હું મારામાં મોજ કરું છું.

સાવ અચાનક આંગણમાં આવીને વાદળ રોજ વરસતું,
ઝીલી ઝીણી-ઝીણી ઝરમર હું મારામાં મોજ કરું છું.

ભીંત બધીયે ભૂંસી નાખી, બારીને ઉઘાડી રાખી,
સકળ વિશ્વને સમજીને ઘર હું મારામાં મોજ કરું છું.

માળાના મણકામાં ફરતો, દીવાની જ્યોતે ઝળહળતો,
ખુદ હું થઈ જઈ મારો ઈશ્વર હું મારામાં મોજ કરું છું.

*'તાંદુલ', ૨,સ્વાતિ સોસાયટી,*
*આત્મીય કોલેજ પાછળ, કાલાવડ રોડ,*
*રાજકોટ-૩૬૦૦૦૫. મો.૯૮૭૯૪૦૦૪૨૪*





# પાંચ ફૂલ

- *યોગેશ જોષી*

કયું ફૂલ
સહુથી નસીબદાર ?
એક ફૂલ
ખર્યું ત્યાં લગી
ઝૂમતું રહ્યું ડાળ પર...
ગુંજતી ગુંજતી
આવતી રહી
મધમાખીઓ,
આવતાં રહ્યાં પતંગિયાં
રંગોની છોળો ઉડાડતાં...
એક ફૂલ
કળીમાંથી ફૂલ બન્યું કે તરત
મહેકાવતું રહ્યું
સોળ વરસની કન્યાના
સુરીલા કેશને...
એક ફૂલ
ગુરુપૂર્ણિમાએ
ગુરુજીને પહેરાવેલ હારમાં
કરતું રહ્યું
ગુરુવંદના...
એક ફૂલ
અર્પતું રહ્યું એનું સર્વસ્વ
ઈશ્વરના ચરણમાં...
એક ફૂલ
આપતું રહ્યું શ્રદ્ધાંજલિ
સદ્ગતના આત્માને...
સહુથી નસીબદાર
કયું ફૂલ ?!

*બી-૩૦૩, અર્જુન ગ્રીન્સ, મેનારવ હોલ પાસે,*
*ઘાટલોડિયા, અમદાવાદ-૩૮૦૦૬૧.*
*મો. ૯૪૨૭૬૦૯૮૨૫*

# ના આવડ્યું

*- ધૂની માંડલિયા*

વહી જવાનું આવડ્યું પણ તરતાં ના આવડ્યું,
નદી, તને, મોસાળ પાછા ફરતાં ના આવડ્યું.

શમા જલે છે, સાંનિધ્યનો છે આ અંતિમ અધ્યાય,
પતંગિયાને, સાથ સાથે મરતાં ના આવડ્યું.

પુષ્પ જયમજ કંટકો પણ, ફોરમ ફોરી શકત,
પણ, પુષ્પ જેમ ખામોશ રહી ખરતાં ના આવડ્યું.

જઈ ધજામાં જીવ લપટાયો, છે ને અક્કરમી.
હવા તને, વાંસળીનું મન હરતાં ના આવડ્યું,

નથી અને છે નો દ્વિધાભાવ 'ધૂની' વહેરે છે તને,
પરમ તત્ત્વના એ ઠામમાં ઠરતાં ના આવડ્યું.

*૧૭, દેવભૂમિ બંગલો, ઝુંડાલ બસ સ્ટોપ સામે,*
*રીંગ રોડ સર્કલ પાસે, સાબરમતી કલોલ હાઈવે,*
*મુ.પો. ઝુંડાલ, જિ. ગાંધીનગર. મો.૯૮૭૯૫૦૯૦૧૭*



 

# અજવાળું કંઈ બોલે ?

*- દલપત પઢિયાર*

સવારે
બાગમાં
અઢળક ઉઘડેલાં ફૂલોને અમે પૂછ્યું :
આટલું મારમાર રંગોનું પૂર
તમે ક્યાંથી લાવ્યાં ?
ફૂલ કશું બોલ્યાં નહીં !

બપોરે
વગડામાં
તડકા વચ્ચે અડિખમ ઊભેલાં ઝાડને અમે પૂછ્યું :
આવું લીલુંછમ ચકનાચુર
તમે ક્યાંથી લાવ્યાં ?
ઝાડ કશું બોલ્યાં નહીં !

સાંજે
માળા વિષે
પાંખોમાં અનોખો ઉમંગ ભરીને પાછાં ફરેલાં
પંખીઓને અમે પૂછ્યું :
જોજનોનો પંથ કાપ્યા પછી પણ આ પંચમસુર
તમે ક્યાંથી લાવ્યાં ?
પંખી કશું બોલ્યાં નહીં !

છેલ્લે
પેટયો સંધ્યાદીપ અને પ્રજળી ગયું અંધારું;
અજવાળું કંઈ બોલે ?

*૯૨૩, ગુજરાત હાઉસીંગ બોર્ડ,*
*સેક્ટર-૨૭,*
*ગાંધીનગર-૩૮૨૦૨૭.*

# સૂર્યને કરફ્યું

*- કિશન સોસા*

એક સન્નાટો પડ્યો સરિયામ છે,
સૂર્યને કરફ્યું શહેર સૂમસામ છે !

શબ્દ... વિચારે... બફારો, ઘામ છે,
અંદરોંદર સર્વ ત્રાહિમામ્ છે !

બોલકા સૌ બોલ બેઠા છે બખોલ,
પાંદડે પણ ક્યાં પવનનું નામ છે !

જિંદગીની સાવ ટૂંકી છાંયમાં,
આપણા તડકે રખડતા રામ છે !

રાખમાં ઊંઘી જવાનું આખરે,
એ જ શું અંગારનો અંજામ છે !

*પ્રણામી મંદિર પાસે,*
*સૈયદપરા, સુરત.*
*મો. ૯૯૭૯૯૬૯૪૦૮*





# શું ?

*- રમણીક સોમેશ્વર*

આમ શબ્દો ઉછાળવાથી શું ?
આમ કાગળને ઢાળવાથી શું ?

એ હવા છે અને હવા રહેશે,
ટાંકણું ખણખણાવવાથી શું ?

રોજ નદીઓના ચિત્ર દોરીને,
નાવ એમાં ઉતારવાથી શું ?

ફ્રેમ વચ્ચે મઢેલ આકાશે,
આમ પંખી ઉડાડવાથી શું ?

ઊંઘ આવે નહીં તો ઊભો થા,
પાંપણો પટપટાવવાથી શું ?

*"રમ્ય", સી-૨, સંસ્કૃત ટેનામેન્ટ, સી. એચ. વિદ્યાલય સામે,*
*અમીન પાર્ટીપ્લોટ પાસે, હાઈટેન્શન રોડ, ગોત્રી, પો. સુભાનપુરા,*
*વડોદરા-૩૯૦૦૨૩. મો. ૯૪૨૯૩૪૨૧૦૦*

# ખોબો ઝાકળ

- જગદીશ ધનેશ્વર ભટ્ટ

ખોબો ઝાકળ લઈએ,
જૂગ જૂની આ પિપાસાની સાંકળ તોડી દઈએ,
ખોબો ઝાકળ લઈએ.
ખળભળ વાદળ, તડકાને લઈ આકાશે પરહરીએ,
મનની વાતો મોં ખોલીને તડાક દઈને કરીએ,
જે અમારું પાછું આપે, શાને કાજે ડરીએ !
ખોબો ઝાકળ લઈએ.
ગગનાંગણમાં વાદળીઓની વણઝારો જો ચાલી,
જળ-બિંદુના વરસી, એ તો તાળી દઈને હાલી.
સાવ તૃષાતુર હૈયાં આજે, કોને જઈને કહીએ ?
ખોબો ઝાકળ લઈએ.
સૂરજ સાથે લડવા સૌએ, હાથ ધરીને ચાલો !
જીવી જવું યા મરવું છે તો ભય ભીતરનો ટાળો.
ઝટપટ રે છલકાવો વારિ, શાને સૌ ટળવળીએ !
ખોબો ઝાકળ લઈએ.

૨, દીપકુંજ, ગણેશગલી,
ગોપાલ ટાવર પાછળ, મણિનગર,
અમદાવાદ-૩૮૦૦૦૮. ફોન : ૨૫૪૬૫૯૪૬





# પ્રેમ ગુલાલે

- મુસાફિર પાલનપુરી

ચાલ સમય જો અવળી ચાલે,
વૃંદાવનમાં કંસો મ્હાલે !
ઈશ્વર મારો એક જ સાચો,
જે પડતાંની સાથે ઝાલે.
એય દશા છે મૃત્યુ જેવી,
ક્યાંય તમારી ખોટ ન સાલે.
ફૂલો ખુદ પંપાળે, પોષે,
કાંટા કેમ ન ફૂલેફાલે !
એ જ ગઝલનું ઉદભવ-બિંદુ,
ખંજન છે જે તારે ગાલે.
કોણે કેવો પંથ વટાવ્યો ?
જોઈલો એના પગના છાલે,
રોજ ગુલાબો લાવે તાજાં,
આસું લૂછ્યાં એ જ રૂમાલે !
ઘાયલ-શૂન્ય - ગની - શેખાદમ,
ખોટ બધાંની કાયમ સાલે.
વેરથી જે ક્યારેય મરે ના,
મારી નાખ્યો એને વ્હાલે.
શંકરનો વંશજ છું હું પણ,
ચંદ્ર ઊગે છે મારે ભાલે.
ઊર્મિ છે પ્રેમાળ મુસાફિર,
પોંખો એને પ્રેમ-ગુલાલે !

'સુકૂન', જૂના ડાયરા, સલીમપુરા પાસે,
પાલનપુર, જિ. બનાસકાંઠા-૩૮૫૦૦૧.
મો. ૮૮૬૬૨૩૬૪૨૧

# ફરી જાશે...

- હર્ષદ ચંદારાણા

ખબર પણ ના પડે, આબોહવા ફરી જાશે,
રડે સેંથી, ફરી ઘરની હવા ફરી જાશે.

મહોરે ગીત કાગળમાં, કળી બગીચામાં,
પ્રણય દિલમાં, ત્રણેની વાહવા ફરી જાશે.

અધર પર આવીને પાછી ફરી શકે, એ વાત,
લખી દ્વારે, ભૂંસાશે ? 'શ્રી સવા' ફરી જાશે ?

સુગંધો કેવી રીતે તોળવી ? બતાવી દે,
પવન વધઘટ ને મનમાં ત્રાજવાં ફરી જાશે.

વસે છે તું ગગન-આઘે, ખબર ન પ્હોંચે જ્યાં,
બધે ફરતી નજર ને નેજવાં ફરી જાશે ?

કહો, ઝીલ્યા કરું અંધારું ક્યાં સુધી ભીતર,
સ્મરણના દીપ પ્રગટાવો નવા, ફરી જાશે.

સેન્ટર પોઈન્ટ, મહાત્મા ગાંધી રોડ,
પોસ્ટ બોક્સ નં. ૪૬, અમરેલી-૩૬૫૬૦૧.
મો. ૯૮૨૫૦૭૫૧૭૫





# તો કહેજો તમે...

- શિવજી રૂખડા

માનવી જો મળે તો કહેજો તમે,
કોઈને ના છળે તો કહેજો તમે.
એકલો, એકલો જાય છે એકલો,
કોઈ સાથે ભળે તો કહેજો તમે.
દંભનું પોટલું હોય માથા ઉપર,
કોઈ એને કળે તો કહેજો તમે.
દિલ પથ્થર તણાં થઈ ગયાં ચોતરફ,
થઈ બરફ ઓગળે તો કહેજો તમે.
આંખમાં વેદના આંજવાના નથી,
આંસુઓ નીકળે તો કહેજો તમે.
અબરખી માણસો સૂર્ય થઈને ફરે,
એ જરા ઝળહળે તો કહેજો તમે.

આંખની હોસ્પિટલ પાસે, અમરપરા,
બગસરા (મેઘાણી)-૩૬૫૪૪૦.
મો. ૯૪૨૬૧૨૬૬૭૮

# વતન - ગીત

- *બકુલેશ દેસાઈ*

હા, અમે પણ વ્યારાના... ભલે વ્યારાથી દૂર !
કોટ... તળાવ ને 'પૂતળા' કેરા નિત સાંભળીએ સૂર...
હા, અમે પણ૦
ફત્તેહ-બુરજ-મનકામેશ્વર શા દિવસો જીવીએ જ્યારે
જરીપુરાણા ભૂતકાળના કિસ્સા ઉમટ્યા ત્યારે !
ગામમાં રહી કે આઘે જઈને મહેક લીધી છે જરૂર !...
હા, અમે પણ૦
સ્ટેશન-ગામની વચ્ચે ખાસ્સું અંતર તો પણ કંઈ નહીં...
તળાવ ફરતી પાળને રસ્તે તબિયત ખુશ... એ સહી !
દૈનિક તેમજ 'પોષનો મેળો' ! તારી યાદે થઈ જઈએ ચકચૂર !...
હા, અમે પણ૦
ઘર-આંગણની સલામતી ભૂલી અજમાવ્યું ભાયગ,
મળી વિશાળ દુનિયા ને ઘૂમ્યા નવાં નવેલાં કઈ જગ !
તો પણ દિલને એક ખૂણે છે વ્યારા ! તું મશહૂર !...
હા, અમે પણ

*૩૦૧, મહર્ષિ ફ્લેટ્સ, ભરૂચા સોસા.,*
*નવી ઝોન ઓફિસ સામે, નવયુગ કોલેજ પાછળ,*
*સુરત-૩૯૫૦૦૯. મો. ૯૮૨૫૧૫૨૯૨૩*





# વિશ્વાસમાં આવ્યો...

- *મનીષ પરમાર*

યુગોનો ભાર મારા શ્વાસમાં આવ્યો,
ખસીનો સાંજની લાલાશમાં આવ્યો.

વધારે એમની નારાજગી તો પણ -
વધારે એમના વિશ્વાસમાં આવ્યો.

મનો કાંટા કનો છોડી અનો પાછો,
લઈ કોનો પવન સુવાસોમાં આવ્યો ?

હવાઓ પાનખરની ચાલતી હમણાં,
ઉઝરડો એ રીતે લીલાશમાં આવ્યો.

તરસ એની પહેલાં લાગી'તી થોડી,
નદીનો પી જવાથી પ્યાસમાં આવ્યો.

*મુ. વાવડી (ગઢ), પો. ધરોઈ કોલોની,*
*જિ. મહેસાણા-૩૮૪૩૬૦. (ઉ.ગુ)*
*મો.૯૭૧૨૫૬૪૨૯૪*



## પડઘાયું હતું...

- *હર્ષ બ્રહ્મભટ્ટ*

શ્વેત વસ્ત્રો પરના ડાઘા જેમ જિવાયું હતું,
ધ્યાન સૌનું મારી ઉપર એમ ખેંચાયું હતું.

તું નહીં કલ્પી શકે ભેંકાર એ રાતો વિશે,
કેવું કેવું અમને દેખાયું ને સંભળાયું હતું !

કોણ માને તારું મારું જોઈને કાંઠાપણું,
એ તરફથી આ તરફ ક્યારેક પહોંચાયું હતું !

જિંદગીએ તો મને રોક્યો હતો આઘો જતાં,
કોણ, કોનાથી ને ક્યારે એમ રોકાયું હતું ?

તેં કહ્યું'તું કાનમાં જે ખૂબ ધીરેથી કશુંક,
એ બધું મૃત્યુ સુધી મોટેથી પડઘાયું હતું !

એક ગઝલ મેં ખાસ મહેફિલમાં કરી જ્યારે રજૂ,
કોઈ શરમાયું હતું ને કોઈ ગભરાયું હતું !

*"પ્રસાદ", ૭૪/૨, જગાભાઈ પાર્ક,*
*રામબાગ ચાર રસ્તા પાસે,*
*મણિનગર, અમદાવાદ-૩૮૦૦૦૮.*

## અનરાધાર વરસાદ પછી...

- *ભાગ્યેશ જ્હા*

વરસાદ હમણાં જ બંધ થયો,
હમણાં એટલે પોણા કલાક પહેલાં.
અનરાધાર વરસાદ,
સાત ઘોડા પર બેસી ભમરિયાળા ભાલા,
સાથે દોડી ગયો,
અશ્વોની અણિયાળી ખરીથી ખોદાઈ ગયા
અમારા નગરના રસ્તા
ડામરનું પોતું મારેલું તેને તોડીને બહાર આવીને
કો'ક જુના રાજમહેલના
સત્તાથી એંઠા થયેલા પથ્થરો જોઈ રહ્યા હતા,
આ અશ્વારુઢ રાજકુમારને...
નેવા નીચે ઘરડી ડોસી જેવી ધાધુડીઓ
અને
નવા બંધાયેલ મકાન પરથી પછડાતા
દુધમલ ધાધુડાઓ
ના સમજાયે તેવું કહી રહ્યા હતા,
આ જતા વરસાદને.
સ્ટ્રીટ લાઈટના થાંભલા નીચે
અંધારાના મોજાં વચ્ચેથી ચાલી આવતી રાત
રાજકુમારી લાગે છે,
કોઈ આકાશી ટાપુની.
ચપટીક અજવાળાના લીધે
નવજાત ખાબોચિયામાં
કુદાકુદ કરતા તમરાના અવાજના
ઓળખાઈ જતા પડાછાયાઓની મુંઝવણ
સમજી શકાય તેવી છે.
આખા વાતારવણમાં જે સ્તબ્ધતા છે તે
પરથી લાગે છે કે,
રાજકુમારીને પેલા ઘોડેસ્વાર
રાજકુમારને નહીં મળ્યાનો વસવસો નથી.
આકાશ તરફ
દોડી ગયેલા ઘોડાના
ત...બ...ડા...ક...
ત...બ...ડા...ક...
અવાજોથી ગોબાઈ ગયેલા વાદળોમાંથી
દડી રહેલા કો'ક એકાકી તારાના
અજવાળાને વાંચવા પોણા કલાક જેટલો
સમય સહેજ લાં... બો લાગે છે.
ફરી નેક્સ્ટ-ટાઈમ,
આવા અનરાધાર વરસાદને,
આવા દોડતા વરસાદને,
કો'ક બારાખડીના બમ્પ આગળ
ઊભો રાખજો ને !
કેટલાયે યુગોની વાતો કરવી છે...!

*પ્લોટ નં. ૯૨૧/૧,*
*સેક્ટર-૪-ડી, ગાંધીનગર.*




# ગઝલ

- *અંકિત ત્રિવેદી*

યજ્ઞની આહુતિ છું તો ક્યાંક મૌજે ધૂપ છું,
બોલવાનું ભાન છું ને તોય પાછો ચૂપ છું.

અંશ હિમાલયનો છું, ને વંશ છું ગિરનારનો,
ટેરવાના તાલમાં જોને સદા ગુપચૂપ છું.

રોજ મંદિરમાં જઈ દર્શન કરું છું આપના,
એમ પાછો નીકળું જાણે કે તારું રૂપ છું.

સ્થિર પણ ના થઈ શક્યો, અસ્થિર પણ ના રહી શક્યો,
બુદ્ધના ઉચ્છ્વાસનો હું હરતો ફરતો સ્તૂપ છું.

હા, મને પોતાને ઊજવું, છે કશું એથી વધુ ?
ઊઘડું છું ફૂલ સમ, સુગંધમાં તદ્‌રૂપ છું.

*૭૦૫, સાંઈ સનિદ્ધિ, જી. બી. શાહ કોલેજ સામે,*
*વાસણા બસ સ્ટોપ પાસે, વાસણા,*
*અમદાવાદ-૩૮૦૦૦૭. મો.૯૯૧૩૧૯૬૯૬૯*





# શહેર વિશે

- *દિલીપ જોશી*

પતંગિયા સાથે થયો ભીતરથી સંવાદ,
ત્યારે આખા શહેરમાં ફૂલોનો વરસાદ.

અહીંથી આપે લાપશી તંયથી આપે ઝેર,
યુગોથી સમજાય ક્યાં અજબગજબ છે શ્હેર.

પરવશ થાતાં પિંડની પીડા અપરંપાર,
જીવવું કેવળ હોય જ્યાં બેધારી તલવાર.

આંખોને ઘેરી વળે અંદરથી અખબાર,
સહુ પોતાનું સાચ લઈ કરતા અત્યાચાર.

મૌલાના મૂંગા થયા હિજરત કરે બજાર,
ક્યાં જઈ આજ ઉતારવો ઉદાસીઓનો ભાર.

પાંચ અજાણ્યા પિંડની પંથે પીડે જ્યોત,
ખાલી થઈને આવજે પામીશ પળનું પોત.

સહુ પોતાની રીતથી પંડિત-ચતુર-સુજાણ,
મૂંઝાતું મન એટલે પાડે છે બુમરાણ.

પંથે આપી આપદા પંથે લમણાઝીક,
ધક્કે ચડતા જીવને ક્યાં જાવાની બીક.

જીવવા જેવો મંત્ર છે જાળવજે સુગંધ,
બાકી તારા શહેરમાં શુંય રહ્યું અકબંધ.

*૨, સૌ. યુનિ. કર્મચારી સોસાયટી,*
*"દિનકર", એફ.એસ.એલ. પાછળ, યુનિવર્સિટી રોડ,*
*રાજકોટ-૩૬૦૦૦૫. મો. ૯૪૨૮૨૦૦૨૦૨*

# રેલાતાં રહે ઝાંઝવાં...

- ફિલિપ કલાર્ક

પાછું રવાડે ચડી જવાય,
છિનવાઈ જાય મોઢા સુધી આવેલો કોળિયો,
ભૂખથી આકળ-વિકળ બની જાય ક્ષણેક્ષણ.
સરકી ગએલા સુખની પ્રતીક્ષામાં
જાગીએ રાતભર.
પીછો કરે યુગોથી પાળેલી નકારાત્મકતા,
ગળામાં ગાળિયો ભરાવી, કોઈ કહે કૂદવા.
ધારણા મુજબનું થાય નહીં,
શક્યતાના વેલા વીંટળાયા કરે,
પરિસ્થિતિના પગમાં,
આ ભવ સાથે તરવાની વાત તો રહી જાય વેગળી.
ને ડૂબી જવાય પ્રશ્નોના ખાબોચિયામાં.
પ્રયત્નોનાં ટેરવાં બુઠ્ઠાં બની જાય.
ઘેરી વળે શૂન્યતા.
હર્યુંભર્યું હોવા છતાં ખાલીપણાનો અહેસાસ,
બૂટમાં ડંખતી ખીલીની જેમ ડંખ્યા કરે.
વ્યર્થતાથી ભરવા મથીએ ખાલીપો,
ને ઉલેચાઈ જાય ભીતર,
આપણા જ હાથ વડે પડી જાય ગૂંચ,
આપણી જ જીવાદોરીમાં...
પોતીકાં જ મારે પાટુ
કમાવું, ખાવું, પીવું અને કલેશમય જીવવું
સરક્યુલર રૂટ જેવું બની જાય.
એક પા ઓડકાર
બીજી પા ભડકે બળતો જઠરાગ્નિ
વચ્ચે હાંસિયામાં મૂકાઈ જતી આપણી હયાતી,
બનાવતાં બનાવતાં બની જઈએ વારંવાર,
પગ લપસવા લાગે લાલસાની ખીણમાં...
"હા" અને "ના"ની ભીંતો વચ્ચે ઝૂરતા સંબંધો,
પથ્થર પર પાણી જેવા પ્રબંધો,
ક્યાંક પુરાતી રંગોળી
ક્યાંક વિખરાતાં સપનાનાં રંગો,
વિચારોની છોળોથી ધોવાયા કરે કલ્પનાના કિનારા.
આધુનિકતાના ચક્રવાતમાં જીવ ચડે ચકરાવે...
ના થવાનું થાય... વેદના વળ ખાય...
કંઠે આવી અટકી જાય યુગોની તરસ
દૂર... દૂર... રેલાતાં રહે ઝાંઝવાં...

પ્લોટ નં. ૩૪૨/૨, સેક્ટર-૨-બી,
ગાંધીનગર-૩૮૨૦૦૭,
મો. ૮૧૪૧૦૦૩૭૯૧



# અલપ-ઝલપ એંધાણી

- ડૉ. નિરંજન રાજ્યગુરુ

મઠારવામાં માલ નથી ભૈ, અણઘડ ઓજડવાયું,
સપનું જેવું જોયું એવું, કહી દે ! મેં તો ગાયું !
રૂમઝૂમતી હો સપન સુંદરી, કૂબડી હો કે કાણી,
અદ્‌ભુત અલપ ઝલપ એંધાણી, કોને કહું આ કરમ કહાણી ?
કોક સૂવે કોઈ જાગે, કો' નીંદરમાં જોવે ખેલ,
અડધ જાજરા મ્હેફિલ મળતાં, મનના ચણતા મ્હેલ,
કોણ કહે ભૈ નથી આ કાયમ, થઈ જાશે ધૂળધાણી ?
અદ્‌ભુત અલપ ઝલપ એંધાણી, કોને કહું આ કરમ કહાણી ?
પડછાયામાં પંડ કળાણું, રૂપ રૂપ અંબાર,
ઝળહળ ઝગમગ સૂરજ-શશિયર, પછમ ધરાની પાર,
મેઘધનુષી મયુર પિચ્છ શી, ઉજવે રંગ ઉજાણી...
અદ્‌ભુત અલપ ઝલપ એંધાણી, કોને કહું આ કરમ કહાણી ?
કરમાણી કાયા કોરી ગૈ, કૂંપળ લૂમઝૂમ લ્હેરે,
કળીયે કળિયે કેસર ટશરું, ફોરમ મદભર ફહેરે,
થઈ ઉજાગર જનમ જનમની, કૂંચી કો' અણજાણી...
અદ્‌ભુત અલપ ઝલપ એંધાણી, કોને કહું આ કરમ કહાણી ?

આનંદ આશ્રમ, સંત સાહિત્ય સંશોધન કેન્દ્ર,
ગૌસેવા-ગૌસંવર્ધન ગૌશાળા, મુ.પો. ઘોઘાવદર, તા. ગોંડલ,
જિ. રાજકોટ-૩૬૦૩૧૧. મો. ૯૮૨૪૩૭૧૯૦૪

# ચાહતની સોગાત

*- મીરા આસીફ*

સાચી સમજણ આપું તમનો,
સુખની રણઝણ આપું તમનો !

આશ અધૂરી લઈનો જીવો,
જગના સગપણ આપું તમનો !

પ્રેમ ગલીમાં બત્તી ક્યાં છે ?
દીવો ઈંધણ આપું તમનો !

ચાહતની સોગાત ઘણી છે,
કંકુ આંજણ આપું તમનો !

રંગ ભરેલાં અવસાર સાથે,
રમતો ફાગણ આપું તમનો !

સાવ અજાણા વિસ્મય પૂછે,
હૈયા ધારણ આપું તમનો !

ભીતરના પ્રતિબિંબ નો ભણવા,
ચોખ્ખું દર્પણ આપું તમનો !

મીરાં પલળી ન્યાલ થઈ'તી,
એવો શ્રાવણ આપું તમનો !

આસિફ હું મામુલી માણસ,
જૂનું પહેરણ આપું તમનો !

*વડવા બાપેસરા કુવા,*
*કરીમ મંઝિલની બાજુમાં, ભાવનગર-૩૬૪૦૦૧.*
*મો. ૯૨૭૫૦૬૨૬૪૦*





# તીરથ વસે !

*- ગોવિંદ દરજી 'દેવાંશુ'*

**(શિખરિણી)**

ગયો ચારે ધામે દરશન કરી પાવન થયો !
કમાયો કૈં પુણ્યો મન મરકતું ત્યાં પળપળે,
ગયાં ભૂંડાં પાપો સરિતજળમાં સ્નાન કરતાં,
અહો ! છાતી ફૂલે ગજગજ વળી વાતચીતમાં.

વળ્યો પાછો ગૃહે અજબ મનમાં 'હાશ' પ્રસરી,
થઈ પૂરી યાત્રા વિકટ નહીં, લાગી સહજ જે
ઠરી પ્હેલી દૃષ્ટિ તરુ ઉપર : જે આંગણ ઝૂલે !
મને બોલાવે ત્યાં ઉર ઉમળકે મૌન તરુઓ.
અહો ! ડાળે પંખી, કલરવ સુણી ધન્ય જ થયો !
રમે-ખેલે છાંયે ખિલખિલ થતા બાળ ગરવા !
કરે દોડંદોડી કદીક ચડતા ઝાડ ઉપરે
અહો ! દ્રુમે દ્રુમે નજર પડતાં પુનિત થયો !

હવે તો ના જાવું અવર તીરથે ક્યાંય જગમાં !
ખરે ! વૃક્ષો - દેવો અડસઠ અહીં તીરથ વસે !

*સી-૫, તુલસીકુંજ સોસાયટી,*
*વૈભવ હોલ પાછળ, ઘોડાસર,*
*અમદાવાદ-૩૮૦૦૫૦. ફોન : ૦૭૯-૨૫૭૩૨૩૮૫*

# ભૂલ

*- કૃષ્ણ દવે*

આંખની તારી ભૂલ તે ચારે કોર છલોછલ છલકે છતાંય કેમ
નથી એક સુખ દેખાતું ?
કાનની તારી ભૂલ તે ડાળે લ્હેરખી ઝૂલી ગાય મધુરું કેમ નથી
એક ગીત સુણાતું ?
જળની ઝીણી આવ જા થતાં કેટલાં બધાં પથરાઓ પણ
મલકાયાની વાત કરે છે,
ઝરણાં કૂદાકૂદ કરીને આવડા મોટા પ્હાડનું ભીતર છલકાયાની
વાત કરે છે.
હાથની તારી ભૂલ તે ગગન અનરાધારે વરસે છતાંય કેમ નથી
એક અંજલિ ભરી હેત ઝીલાતું ?
પોતપોતાની ધૂનમાં કશુંક આદરી બેઠાં હોય તે જો ને ટોચની
પેલે પર ગયા છે.
આંખ મીંચીને મૂળની જેણે જાતરા કરી હોય છે અહીં એ જ
ઠરીને ઠામ થયા છે.
પગની તારી ભૂલ તે તારી આંગળી ઝાલી છેક તારામાં લઈને
જતાં ધૂળિયે મારગ કેમ નથી એક ડગ ભરાતું ?

*એ-૨૦, આદર્શનગર, નારાયણ કૃપા બંગલો સામે,
પાવન કોમ્પ્લેક્ષ પાછળ, બોપલ-ઘુમા રોડ, ઘુમા,
અમદાવાદ-૩૮૦૦૫૮. મો. ૯૪૨૬૫૬૩૩૮૮*





# સંવાદ...

*- રાધેશ્યામ શર્મા*

સાથે
શો
વાદ
કે
વિવાદ
નાટક
સિનેમા
ટી.વી.
સંવાદોને
મોજાંની
માફક
ઉછાળે
પાત્રો
દર્શકો
એમાં
સ્નાન

કરે
તાળીઓ
પાડે
હથેળીમાં
સખળ
ડખળ
ખુજલી
ઊપડે
પણ
ખરજવું
ના
થાય
પડઘા
પડે
પણ
દિલમાં
ડાઘા
ના
જડે

*૨૫, ભૂલાભાઈ પાર્ક,
અમદાવાદ-૩૮૦૦૨૨.*

# "ગુલાલ જેવો છું..."

*- દિનેશ દેસાઈ*

અબીલ જેવો છું, ગુલાલ જેવો છું,
કરો તિલક શુભ-લાભ, ભાલ જેવો છું.

દુઃખો મિટાવું છું, ખુશી લુંટાવું છું,
સુતર, કદી રેશમ, રૂમાલ જેવો છું.

પૂનમ કરી આપું, અમાસની રાતો,
સદાય છું સૂરજ, મશાલ જેવો છું.

સુખો વહેંચું, કામ આંસુ લૂંછવાનું,
નવાબ છું દિલનો, ટપાલ જેવો છું.

બહાર-ભીતર એક સ્વાદ - ચાખી લો,
કઠોર લાગું પણ કમાલ જેવો છું.

કરી તમે જેની અવિરત પ્રતીક્ષા,
ગળે લગાડી જો, વહાલ જેવો છું.

મહેંકુ હરદમ, તાજગી બગીચાની,
વસંત છું, પુરબ્હાર ફાલ જેવો છું.

ન કાંકરીચાળો, ન પીઠ પાછળ ઘા,
ન છોડું - વિફરું તો ધમાલ જેવો છું.

જવાબ જેવો છું, સવાલ જેવો છું,
વિરોધ જો કરશો, બબાલ જેવો છું.

*૩૧, મનીપુર ગ્રીન્સ બંગલોઝ, સંસ્કાર ધામ સામે,*
*પ્લેઝર ક્લબ નજીક, બોપલ-ઘુમા રોડ,*
*પો. ગરોડિયા, અમદાવાદ-૩૮૦૧૧૫.*







# કાગડો તો મેશનું ટપકું

*- રમેશ આચાર્ય*

મારા ઘરના મોભારે બેઠેલો કાગડો,
મારા ઘરની પહેચાન,
મારા ઘરની જાહોજલાલી,
મારા આંગણે કાયમી મહેમાન.
મારા ઉપર કાયમ મહેરબાન,
પશુ-પક્ષીઓઃ
મારા ઘરના દરવાજે,
મને દર્શન દેવા,
મને શુકન દેવા,
રાખે કાયમ હેવા.
સવારથી ખડેપગે ઊભી રહે ગોરી ગાવલડી,
તેની એક બાજુ રાતો કૂતરો,
બીજી બાજુ કાળો કૂતરો,
તેમના ઉપર ઊડતી કાબર અને ચકલીઓ,
તેમની સામે ઊભેલો હું,
જાણે બધાથી રચાતો દત્તાત્રેયનો ફોટો.
પણ કાગડો તો સદા મારી જાહોજલાલીને
ખરાબ નજરથી બચાવતું,
મારા ઘરના મોભારે કરેલું મેશનું ટપકું.

*'કવિતા', ૧૦, અંકુર સોસાયટી,*
*નવા જંકશન માર્ગ, સુરેન્દ્રનગર-૩૬૩૦૦૧.*
*ફોનઃ ૦૨૭૫૨-૨૩૨૭૧૧*

# સાજણ આંખો ધોઈ નાખો...

*- પ્રશાંત કેદાર જાદવ*

સાજણ આંખો ધોઈ નાખો,
મારાં આંસુ આપું ધોવા,
કામ લાગશે રાખો.
સાજણ આંખો ધોઈ નાખો.

ધુમાડાના ગોટેગોટા, ધુમ્મસ દશેય બાજુ,
ઘેરાયાં છો એવાં, રૂંવાડુંય નથી ર્યું સાજું,
ધૂઓ પછી દેખાશે ચોખ્ખો,
મારગ આખે આખો...
સાજણ આંખો ધોઈ નાખો.

નજરાયું, અંજાયું સગપણ,
કીકી અને પાંપણનું
જુઓ પેલે પાર ઊભું છું.
ઠામ- ઠેકાણું ડહાપણનું,
રોતાંય નહીં આવડે, સાજણ -
આંખો નથી રહી આંખો,
સાજણ આંખો ધોઈ નાખો.

*બી-૪૦૨, મણીભદ્ર એપાર્ટમેન્ટ,*
*સોમેશ્વર પાર્ક-૩ પાસે, ગુલાબ ટાવર રોડ, થલતેજ,*
*અમદાવાદ-૩૮૦૦૫૪. મો. ૯૮૨૫૪૦૯૦૨૭*



# હા... હું ગુજરાત છું.

*- રમેશ ઠક્કર*



કૃષ્ણની દ્વારિકાને,
સાચવીને બેઠેલું જળ છું.
હું નરસિંહના પ્રભાતિયાથી
પરિતૃપ્ત પ્રભાત છું.
વેપાર છું, વિસ્તાર છું, વિખ્યાત છું,
હા... હું ગુજરાત છું...
મેં સાચવ્યા છે,
ડાયનાસોરના અવશેષ,
ને સાચવ્યો છે,
અશોકનો શિલાલેખ.
મારી પાસે છે,
ધોળાવીરાનો માનવલેખ
ને સોમનાથનો અસ્મિતા લેખ.
હું ઉત્તરમાં સાક્ષાત અંબામાત છું.
હા... હું ગુજરાત છું...
હું નર્મદાનું ગાન છું,
કલાપીની ગ્રામ્યમાતા છું.
સયાજીરાવનું ઉદ્યાન છું,
સિદ્ધહેમનું જ્ઞાન છું,
પાટણની પ્રભુતા છું,
તાપી નામે સરિતા છું.
અણહિલવાડનો ભવ્ય ઈતિહાસ છું.
હા... હું ગુજરાત છું...
હું ખળખળ વહું છું નર્મદા તટે
ને ખળખળું છું.
ચોરવાડનાં ફીણમોજાં સંગાથે,
કચ્છનું રણ એ મારું આવરણ છે,
હું અરવલ્લીની અલ્લડ લહેરખી છું.
કાળિયાઠાકરના મુગટનું ઝવેરાત છું,
હા... હું ગુજરાત છું...
હું સાબરમતીથી ખ્યાત છું,
મોહનનો મોહપાશ છું.
સરદારની મક્કમતા છું.
નક્કર છું... નાજુક છું... નેક છું.
ઈન્દુચાચાની મોંઘેરી મિરાત છું.
હા... હું ગુજરાત છું...
સેવા, સખાવત અને સદભાવ છું.
હું વિરપુરની ખીચડીનો સ્વાદ છું.
મુનશીના ગદ્યની મોહની છું.
મેઘાણીને પન્નાલાલની લેખિની છું.
હું ભાતીગળ મ્હોલાત છું.
હા... હું ગુજરાત છું...

*૧૦, પારિજાત હોમ્સ, "શાન્તમ્" પાર્ટી પ્લોટ સામે,*
*'ખ' રોડ, સરગાસણ ચોકડી,*
*ગાંધીનગર. મો. ૯૮૭૯૫૨૪૬૪૩*

# ગઝલ

*- અનિલ ચાવડા*

આમ તડકાઓને પીશ તો ઓગળી જઈશ,
હે બરફ ! ગુસ્સો કરીશ તો ઓગળી જઈશ.

હું સ્મરણના પાત્રમાં પડ્યો છું જો ખાંડ જેમ,
જળ બની તું ત્યાં રહીશ તો ઓગળી જઈશ.

એટલે તારા વિશે મેં બહુ કાઠું મન કર્યું,
હું જરા પણ ઓગળીશ તો ઓગળી જઈશ.

જો હું પથ્થર છું તો તું નદી છે, તું એ ન ભૂલ,
દર વખત મળતો રહીશ તો ઓગળી જઈશ.

એક થીજેલું નયનનું આંસુ મને કહે,
'જો ગઝલ રૂપે લખીશ તો ઓગળી જઈશ.'

*એ-૭, શિવ કોમ્પ્લેક્ષ, શ્રીનંદનગર વિભાગ-૨ની સામે,*
*મકરબા રોડ, વેજલપુર, અમદાવાદ-૩૮૦૦૫૧.*
*મો. ૯૯૨૫૬૦૪૬૧૩*





# કલરવ...

*- ભાવેશ ભટ્ટ*

કોઈ પાલવ છે ના આસોપાવલ છે,
આજે ઘરમાં ઉજ્જડતાનો કલરવ છે.

થાય અબોલા તો બરછી ભાલા કાઢે !
ક્યાં અઢારસો સત્તાવનનો વિપ્લવ છે ?

બેઉ હાથમાંથી કોઈ નિર્દોષ નથી,
કોની નસને કાપું એની અવઢવ છે.

એ કહેવું તો સાવ અસંભવ છે મિત્રો,
આ દુનિયામાં કેવું કેવું સંભવ છે.

થરથર કાંપે જંગલ કોઈ જીવનનું,
ભૂતકાળના તણખાઓનું તાંડવ છે.

પગ ખૂંપ્યા છે કૈંક બનાવોના એમાં,
મનની અંદર ખુન્નસનો જે કાદવ છે.

*એચ-૩૦૩, સ્વામિનારાયણ કેસલ-૧,*
*અર્જુન આશ્રમની પાસે, ગ્રીન સિટી રોડ, નિર્ણયનગર,*
*અમદાવાદ-૩૮૨૪૮૧. મો. ૯૮૨૫૧૫૦૨૪૪*

# એક દીવો પ્રગટાવી દે ને

- *હરદ્વાર ગોસ્વામી*

અમથા અમથા રાતે ફરતા, એક દીવો પ્રગટાવી દે ને,
અંધારાને કોસ્યા કરતાં, એક દીવો પ્રગટાવી દે ને.

દરિયાના આ દસ્તાવેજો, તારા નામે તૈયાર જ છે,
મધદરિયામાં તરતાં તરતાં, એક દીવો પ્રગટાવી દે ને.

નવી પેઢીને નામે થોડું અજવાળું તો પાથરતો જા,
છેલ્લા શ્વાસે મરતા મરતા, એક દીવો પ્રગટાવી દે ને.

મંદિરમાં તો ઝળાહળાંનાં ઝુમ્મર, ઉપર સૂરજ ચમકે,
એક ઝૂંપડા બાજુ સરતા, એક દીવો પ્રગટાવી દે ને.

શ્વાસોમાં સૂતેલી સાંજો ફરી જૂઈને મળવા દોડે,
એક અજાણ્યું જણ સાંભરતાં, એક દીવો પ્રગટાવી દે ને.

*જી-૨૦૧, ગણેશ હોમ્સ, પ્રમુખ બંગ્લોઝ પાસે,*
*ચેનપુર રોડ, ન્યુ રાણીપ, અમદાવાદ.*
*મો. ૯૮૭૯૨૪૮૪૮૪*






# ચાદર

- ***અશોક ચાવડા 'બેદિલ'***

જો ન ખેંચાત ચીરની ચાદર,
ભીષ્મ ઓઢત ન તીરની ચાદર.

એક બાળક ટગર ટગર તાકે,
કેમ લેવાય પીરની ચાદર ?

કૈંક લોકો કરી ગયા કોશિશ,
ના વણાઈ કબીરની ચાદર.

ભીતરેથી બધાય સરખા છે,
માત્ર નોખી શરીરની ચાદર.

લાલ પાણી થયું તરત 'બેદિલ',
સ્હેજ બોળી અમીરની ચાદર ?

*૩, મધુબન એપાર્ટમેન્ટ, ગાયત્રી જ્ઞાનપીઠ પાસે,*
*જૂના વાડજ, અમદાવાદ-૩૮૦૦૧૩.*
*મો. ૯૪૨૬૬૮૦૬૩૩*

# લઈ આવો તમે...

- *રઈશ મનીઆર*

ખાલી બસ ખોબો લઈ આવો તમે,
હાથ હૂંફાળો લઈ આવો તમે.

ભીંત છે, છત છે, બને એમાંથી ઘર,
બારસાખો જો લઈ આવો તમે.

નાવ આ આગળ હવે વધતી નથી,
અહીં સુધી કાંઠો લઈ આવો તમે.

ઉમ્રભર સાથે મળીને જોઈશું.
સ્વર્ગનો નકશો લઈ આવો તમે.

જન્મ આદિ... અંત મૃત્યુ... છે અહીં,
માત્ર વચગાળો લઈ આવો તમે.

શક્ય છે કે શબ્દકોશો નીપજે,
એકલો કક્કો લઈ આવો તમે.

''એક દિ' આવીશ હું, આવીશ ! બસ ?''
એવી અફવાઓ લઈ આવો તમે.

*૬/બી, રત્નસાગર એપાર્ટમેન્ટ,*
*ચાંદની ચોક નજીક, પીપલોદ,*
*સુરત-૩૯૦૫૦૭. મો. ૯૮૨૫૧૩૭૦૭૭*





# એક છોકરી...

- *અઝીઝ ટંકારવી*

એક ગલીથી નીકળી એક છોકરી,
ફૂલ જેવું મઘમઘી એક છોકરી.

સાવ જીવાયા વગરની જિંદગી,
બે'ક પળ ગઈ ભીંજવી એક છોકરી.

છોકરાએ ફૂંક મારી કાનમાં,
એ પછી ખિલખિલ હસી એક છોકરી.

કાલ તો એ માંડ ડગ ભરતી હતી,
ને પરી થૈ ગઈ ઊડી એક છોકરી.

પાર સામે પ્હોંચશે નક્કી નથી,
નાવ લઈને નીકળી એક છોકરી.

મા, 'અઝીઝ'ની આંખથી આંસુ સરે★
અધવચાળે એકલી એક છોકરી.

★ દીકરીની વિદાય વેળાએ.

*ગુજરાત ટુડે,*
*શાહઆલમ,*
*અમદાવાદ*

# "જીવીએ જીવાડીએ !"

*- નયના જાની*

મારી ભાષા, મારી માત, મારી માત,
ખોળામાં એની ખાંત ખાંથ
ખેલે આખ્ખું ગુજરાત.
કેમ કરું હું એની વાત,
વાત કરું તો ઓછા પડે.
જન્મો મારા સાતે સાત,
મારી જનમ જનમની માત !
એના કોઠે ઊઘડે ભાન,
સાત સાત કોઠાનું જ્ઞાન,
સહુના ભાણે પિરસે હોંસે,
બત્રીસે બત્રીસ પકવાન !
મારે આંગણ આવો સહુએ,
સહુનું સ્વાગત ને સન્માન !
મારી માનું મીઠું નામ,
ગુજરાતી છે એનું નામ !
શું રે તારી માનું, નામ,
તમિલ, કન્નડ, ફ્રેન્ચ, મરાઠી,
અંગ્રેજી જર્મન સ્વાહિલી ?
કેવા કેવા મધુરા નામ !
ચાલો, બોલીએ, વાંચીએ, લખીએ,
જપીએ એનાં જાપ નિરંતર !
શબ્દો, ભાવો, અક્ષર વાણી,
શ્વાસોમાં સંગાથ નિરંતર !
એની સાથે, સહુ જીવી લઈએ,
ને જીવાડીએ, આપણી માતાઓને,
જગતની એકે એક બોલીને,
જગતની એકે એક ભાષાને !
જગતની એક એક માતાને !

*૨૨/૫૨૯, સત્યાગ્રહ છાવણી,*
*જોધપુર ટેકરા,*
*અમદાવાદ-૩૮૦૦૧૫.*





# કરું

*- દર્શક આચાર્ય*

ઓસ બુંદે ઘાસને ઝળહળ કરું,
સૂર્યના અજવારને ઝળહળ કરું.

ઓરડાનો દીવડો રાણો કરી,
આપણા સહવાસને ઝળહળ કરું.

શાંત જળમાં બિંબ જોઈ ચંદ્રનું,
આંખના આકાશને ઝળહળ કરું.

લૈને તારો હાથ મારા હાથમાં,
સ્પર્શની ભીનાશને ઝળહળ કરું.

વૃદ્ધ સંગે વાત બે જૂની કરી,
એરા પરના ચાસને ઝળહળ કરું.

*'કવિતા', ૧૦, અંકુર સોસાયટી,*
*નવા જંક્શન માર્ગ, સુરેન્દ્રનગર-૩૬૩૦૦૧.*
*મો. ૭૬૦૦૩૬૫૨૧૦*

# શબ-વાહિનીના ડ્રાઈવરની વ્યથા

*- ચંદ્રશેખર પંડ્યા*

ચાલક અનેરો છું, વિધિનો વાર વ્હેતો જાઉં છું,
કંઈ કેટલા આક્રંદનો, હું ભાર સ્હેતો જાઉં છું.

માસૂમિયતની આંખના, આંસુ ગણી લીધાં હતાં,
નવપરિણતા નારી તણા, ડુસકાં ભણી લીધાં હતાં,
મા-બાપનો આધાર કિંતુ, પાર કરતો જાઉં છું,
ચાલક અનેરો છું, વિધિનો વાર વ્હેતો જાઉં છું.

નજર ના મેળવે કોઈ, ન પંથી કોઈ વાટે છે,
ફરજ મારી ફક્ત નિવાસથી, સમશાન ઘાટે છે.
સફર છેલ્લી બને આસાન, ડાઘુ ચાર લેતો જાઉં છું,
ચાલક અનેરો છું, વિધિનો વાર વ્હેતો જાઉં છું.

ના કોઈ ઊંચું કે નથી મારી કને નીચું રહ્યું,
રાજી ખુશીથી સારથિ-સુકાન મેં હાથે ગ્રહ્યું.
સરખી ગતિથી રોજ હું વ્હેવાર કરતો જાઉં છું,
ચાલક અનેરો છું, વિધિનો ભાર વ્હેતો જાઉં છું.

હતી ઉમ્મીદની દુનિયા, હતા અરમાન જાગેલા,
પરંતુ લેખ છઠ્ઠીના, કદી ક્યાં કોઈ સમજેલા ?
નર્યા એકાંતમાં આ જિંદગીનો સાર કહેતો જાઉં છું,
ચાલક અનેરો છું, વિધિનો વાર વ્હેતો જાઉં છું.

*૦૦૧, વાસ્તવ એવન્યુ, મંગલમ્ ફ્લેટ્સ સામે,*
*સુભાનપુરા, વડોદરા-૩૯૦૦૨૩.*
*મો. ૯૮૨૫૦૩૦૬૯૮*






# સ્મરણનો ભેદ

*- ઉર્વીશ વસાવડા*

આપણી ભીતર અજાણ્યો જે ઈલાકો હોય છે,
ત્યાં જ તો સઘળાં સ્મરણનો ભેદ સાચો હોય છે.

તું કવિતા કાનથી વાંચે તો સંભળાશે તને,
શબ્દ પૂરો થાય ત્યાં ઊંડો નિસાસો હોય છે.

થાકતાં ચરણો, નિરાશા ને કશું દેખાય ના,
માર્ગનો જ્યાં અંત લાગે ત્યાં વળાંકો હોય છે.

આપણે એવી રમત રમવામાં ખર્ચી જાતને,
જે બીજા માટે ફક્ત ખોટો તમાશો હોય છે.

ગેબની આ હાટના વહેવાર નોખા છે બધા,
કૈં જ ના વ્હેંચે ખરીદે પણ ઘરાકો હોય છે.

*૧૦૮, રાયજીનગર, પાંચમી શેરી,*
*મોતીબાગ પાસે, જૂનાગઢ-૩૬૨૦૦૧.*
*મો. ૯૮૨૪૨૯૫૨૫૯*

## ગઝલ

*- કિશોર જીકાદરા*

ઓચિંતાની કરવત મૂકો, ખીજ ચડે નૈ ?
સમણું ઊભું ચીરી નાંખો, ચીસ પડે નૈ ?

વાવડ છે કે આઘે આઘે દર્પણ તૂટ્યું,
આ મુદ્દે પણ તમને સાલું કાંઈ અડે નૈ ?

એમ થયું કે ચાલો એની આંખો લૂછીએ,
ઝરણાંને મે ખૂબ સતાવ્યું તોય રડે નૈ !

પાંપણની દાનતમાં ખોટ હશે એ નક્કી,
એ ધારે તો આંસુ દડદડ આમ દડે નૈ !

પ્રાણ વિનાનો વાયુ, એ પણ મારા ઘરમાં ?
કાવતરું આ પવન વિના તો કોઈ ઘડે નૈ !

એક દિવસ તો જીવે ખૂબ ઉપાડો લીધો,
ટાણે ઘરમાં ગંગાજળ પણ ક્યાંય જડે નૈ !

સમજાવો કે કાલ રખે તસવીર થઉં તો,
સૂતક તમને એ બાબતનું કેમ નડે નૈ ?

*૧૪૨, સર્વોદયનગર, સેક્ટર-૩૦,*
*ગાંધીનગર-૩૮૨૦૩૦.*
*મો. ૯૮૭૯૪૭૫૧૩૦*





## ગોકુળના રૂદિયામાં રૂમઝુમતી ગાય છે...

*- ભરત કવિ*

કુંજ ગલી ગોકુળમાં શોભંતી ગાય છે,
માધવની મોરલી એ નર્તન્તી ગાય છે.
મોરપીંછ, વેણુ ને ચટકંતી ચાલ કાન,
સૂર-તાલ, નાદ મહીં ભાંભરતી ગાય છે.
મોહનના વ્હાલ થકી લથબથ છે ગો-ધણ,
ગોધુલિની વેળાએ રણઝણતી ગાય છે.
દૂધ-દહીં માખણના બોઘરણાં છલકાવી,
ગોકુળના રૂદિયામાં રૂમઝૂમતી ગાય છે.
તેત્રીસ ક્રોડ દેવતા બિરાજતા જેના મહીં,
ભારતના જન જનમાં પૂજાતી ગાય છે.
મુરલીધર કિશન, મા ઉમિયાની લાડલી,
શ્રદ્ધા ને ભક્તિથી ભીંજાતી ગાય છે.
જગતના તાત સહુ ખેડૂતની ઉપકારક,
ધન-ધાન મોલ થકી ઉભરતી ગાય છે.

*"આસ્થા", પ્લોટ નં. ૬૬૧, આદર્શનગર,*
*સેક્ટર-૨૪, ગાંધીનગર-૩૮૨૦૨૪.*
*મો. ૯૪૨૬૪૧૫૭૨૭*

# વાત કરો...

*- સૉલિડ મહેતા*

થોડી ઝાઝી પણ વાત કરો,
જાગ્યા ત્યાંથી જ પ્રભાત કરો.

જયજયકાર થશે કામ થકી,
કોણે કીધું પંચાત કરો.

જીવે સૌ પોતાની રીતો,
અવસર એવા રળિયાત કરો.

વ્યવહારોનું વળગણ છોડી,
જાત જેવડી સોગાત કરો.

આડી-અવળી રેખા દોરી,
રંગ વગરની કૈં ભાત કરો.

સામે ચાલી મળવા આવે,
સૉલિડ તો જ મુલાકાત કરો.

*સલાટ ફળી,*
*હળવદ-૩૬૩૩૩૦, જિ. મોરબી.*
*મો. ૯૯૨૫૩૩૭૩૨૫*





# નિર્મમ કર્મ

*- પ્રદીપ રાવલ 'સુમિરન'*

પાન ખરતું હોય ત્યારે વૃક્ષ થા !
એક ક્ષણ માટે બને તો બુદ્ધ થા !

પ્રશ્ન બનવાથી કશું ક્યાં થાય છે ?
તુ સરળનો ભાવપૂર્ણ અર્થ થા.

ધ્યાન, મંત્ર, યોગ ના કર તું કશું,
થૈ શકે તો માત્ર નિર્મમ કર્મ થા !

અંત અસ્તિત્વ તણો ભાસે કદી,
ધનુષ લૈ, પરિત્રાણ અર્થે યુદ્ધ થા !

ક્ષીણ નેત્રો, હાથ લંબાવે વૃદ્ધા,
હાથમાં દૈ હાથ, માનવધર્મ થા !

*'મા', ૫, મંગલમૂર્તિ ટેનામેન્ટ,*
*સેન્ટ મેરી સ્કૂલ સામે, કાલાવાડ રોડ,*
*રાજકોટ-૧. મો. ૯૪૨૮૩૪૫૯૦૮*

# રાંદલમાનું દેરું

- સ્નેહી પરમાર

વર્ષોથી એ ઝાડની માથે એકે ફળ ના બેઠું છે,
વર્ષોથી એ ઝાડની નીચે રાંદલમાનું દેરું છે.

આવ્યું ત્યારથી દુનિયામાં એ ઉભડક ઉભડક જીવે છે,
મન, જાણે કે કોઈ અજાણ્યા નેસે બાંધ્યું ઘેટું છે.

એણે દીધી છે ઠીક કરવા પોતાની ઘડિયાળ કશે,
લેવા આવેલા મૃત્યુને પણ લાગ્યું કે વહેલું છે.

એણે પોતાના ખેતરમાં જઈ ને સરખું જોવાનું,
જેને જેને લાગે છે કે મારું ખેતર રેઢું છે.

અંતે કહેશે તારામાં ઊગવા લીધો તો જન્મ અમે,
ધીરજ ધરજે શરૂ-શરૂમાં કહેશે કે તું ઢેફું છે.

ગોકુલધામ-૨, બગસરા-૩૬૫૪૪૦,
જિ. અમરેલી.
મો. ૯૪૨૭૨૮૩૩૮૧






# ગુલછડી

- નટવર આહલપરા

ગૂંજતી મોસમની ડાળે, ઝૂમતી આ ગુલછડી,
રોજ સૌની આંખમાં કાં ઝૂમતી આ ગુલછડી ?

આમ તો આખા નગરની હોય છે એને ખબર,
તોય મારું નામ સૌને પૂછતી આ ગુલછડી !

જાગશે અહેસાસ ક્યારે એ જ સમજાતું નથી,
સાવ નાની વાતમાં કાં રૂઠતી આ ગુલછડી ?

તારલાનાં ગીત પણ ગાતાં હતાં તમરા બધાં,
એકડો અંધારનો કાં ઘૂંટતી આ ગુલછડી ?

વેશ બદલીને સમયના ગઢમાં સંતાઈ હતી,
આખરે ઝડપાઈ ગૈ છે ઊંઘતી આ ગુલછડી ?

૩, વિમલનગર,
યુનિવર્સિટી રોડ, રાજકોટ-૫.
મો. ૯૯૭૪૦૦૯૦૪૨

# હું ગુજરાતી...

*- ડૉ. ઈશ્વર સુથાર 'શિલ્પી'*

છું ગુજરાતી
ગૌરવ ગાતી.
ના કરમાતી
ના ભરમાતી
ચોગમજાઉં,
ના ગભરાતી
દંભી દુ:ખ્ખી,
ના નજરાતી.
ગજ્જુ મળતાં
કે શરમાતી.
પ્રીત પરોવી
બસ, મધમાતી.
ફોરમફ્હેરી
મઘમઘ થાતી.
દાન દઈને
ના છલકાતી.
હું છું રાણી
ગઢ-ગુજરાતી
નામ ગઝલ છે,
ફૂલે છાતી.
'શિલ્પી' શબ્દે
હું મલકાતી.

*૩૯, 'નંદ' બંગલો,*
*ઘાટલોડિયા, અમદાવાદ.*
*ફોન : ૦૭૯-૨૭૬૬૦૦૦૮*





# ક્યાંક દૂર

*- પ્રફુલ્લ રાવલ*

આ આથમતી સાંજે
ઊભો ઊભો જોઉં છું અતાગ આકાશને
મંદ મંદ વહેતાં જળની સાક્ષીએ
ત્યારે પડઘાય છે એ જ શબ્દો
જેણે મને મૂકી દીધો છે દ્વન્દ્વની ભૂમિ પર
જળ તો જળ છે
છતાં મેં જોયું છે એને
ક્યારેક સંશયથી તો ક્યારેક કુતૂહલથી,
ક્યારેક અપેક્ષાથી તો ક્યારેક આસ્થાથી.
અનેકવાર પૂછ્યા છે જળદેવતાને,
મારાં મૂળ અને કુળના સગડ.
અનેકવાર અર્ધ્યટાણે સ્થિર થયો છું.
અને ત્યારે ઊછળ્યાં છે મારી ભીતર જળનાં તોફાન.
માન અને અવમાનની ક્ષણો વચ્ચે શ્વસ્યો છું જીવનભર.
સવ્યસાચીના મત્સ્યવેધ પૂર્વેની ક્ષણના સ્મરણ માત્રે
વીંટળાઈ વળે છે આજેય ઘેરો અવસાદ
સાંભળું છું : 'તું જ અગ્રજ છે.'
ઊતરતાં અંધકારની આ ક્ષણે પૂછું છું જળને
'લઈ જઈશ મને ફરી ક્યાંક દૂર ?'

*બી-૧૨, માધવ એપાર્ટમેન્ટ,*
*મ્યુનિસિપલ ગાર્ડન સામે, વાસણા,*
*અમદાવાદ-૩૮૦૦૦૭. મો. ૯૮૭૯૦૧૩૧૭૦*

# લીલી કૂંપળ મોકલે !

*- રમેશ પટેલ*

ફૂલ પર તું રોજ ઝાકળ મોકલે;
ફૂલને ધોવાને તું જળ મોકલે !
ચોતરફ લ્યો; ઉષ્ણતાનો અગ્નિ છે;
રણ તરસતું જોઈ મૃગજળ મોકલે.
પાનખરમાં વૃક્ષ ઝંખે બુલબુલ...;
ને વસંતો લીલી કૂંપળ મોકલે !
દર્દ મારું લ્યો; ઘટાડે છે કવન;
તું ગઝલમાં શબ્દ કોમળ મોકલે !
દ્વાર તારે આવશે શબ્દો 'રમેશ'
લોહી ભીતર તું જ અટકળ મોકલે !

*'પ્રાંજલ', ૩૦, આનંદવાટિકા સોસાયટી,*
*સરદાર પુલ પાસે, અડાજણ રોડ,*
*સૂરત-૩૯૫૦૦૯. મો. ૯૮૨૫૧૦૦૨૫૫*



# ગઝલ

*- રમેશ પટેલ 'ક્ષ'*

એ એક મજાની સાંજ હતી ને સૂરજ ત્યારે ઢળતો'તો !
ને મારી સાથે જોઈ તને એ અંદરખાને બળતો'તો !
આ જીવનની સંતાકૂકડીનો ખેલ તને છે યાદ કહે ?
તુજ આંખમહી ખોવાયેલો ને તોય તને ક્યાં મળતો'તો !
ને પ્રીતકથાની પૂર્વભૂમિકા અદ્ભુત કેવી લાગે છે !
તું ના ના કરતી રોજ છતાં હું ધીરે ધીરે ઢળતો'તો !
તું મૌન હતી ને વૃક્ષ, પવન, ઝરણાએ સરવા કાન કર્યા,
તુજ આંખોના સંવાદોને હું આંખ થકી સાંભળતો'તો !
ને ભરનિંદરમાં એક મજાનું સપનું એવું જોયું કે,
મુજ આંખો સામે ખળભળતો સાગર નદીઓમાં ભળતો'તો !

*૨૪, વ્યાપાર ભવન,*
*ન્યાય મંદિર પાસે, હિંમતનગર-૩૮૩૦૦૧*
*મો. ૯૮૨૫૩૪૦૨૩૯*



# ગીત

*- ડૉ. મનહર ઠાકર*

છલકાતી હેલ ભરી મલકાતી ઢેલ,
લાવી આષાઢી રંગ અલબેલા;
પરભાતી પ્હોર ભણી સૂરજની કોર,
આભે ઊગ્યા છે રંગ-રંગ રેલા.
લાગે છે એમ બધું નવું નક્કોર,
જાણે ધરતીને આભ બેય ભેળાં;
પલકાતી આંખ જરા ઠલકાતી પાંખ,
એનાં નાચે છે અંગ-અંગ ઘેલાં.
હૈયાંમાં હેત ભરી જાગી છે પ્રીત,
આજે ખુલ્યાં છે દીધેલા ડેલા;
એવી તો માંડી જયાં અણધારી રીત,
ઘેલા દોડે છે આમ-તેમ વે'લા.
ખળકાતી એમ અહીં ભલકાતી જાય,
જાણે સાગરને નદિયુંના મેળા;
ઝલકાતી ગાગર ને ઢળકાતી ઢેલ,
જેણે જોયા છે મોરલાને પે'લા.

*૪૦, શ્રીનાથજીનગર-૩,*
*ભરતનગર પાછળ, ભાવનગર-૩૬૪૦૦૨*
*મો. ૯૪૨૬૯૮૫૧૨૯૦*

# સાંજ થતા પહેલાં

*- પ્રીતમ લખલાણી*

વહેલી સવારે
દીકરીએ
ડ્રોઈંગ બુકમાં
ઊંચા મકાનો,
પ્લાઝા અને મોલ વચ્ચે,
ચિતરેલા માણસને
સમી સાંજે
નિરાંતે રબ્બરથી ભૂંસતી જોઈ
આ અભાગિયા જીવની પુછાય ગયું,
'દીકરા,
તું તારા આ ચિત્રમાંથી
માણસની બાદબાકી કેમ કરી રહી છો ?'
'ડેડી,
આ શહેરમાં
સવારે ગામથી
આવેલો માણસ
સાંજ થતા પહેલાં
અદૃશ્ય થય જાય છે !!!'

*65, Falcon Drive,*
*West Henrietta,*
*NY 14586. (U.S.A.)*






# ધામા નાખ્યા

*- રક્ષા શુક્લ*

કિરણોની ટોળીએ આવી ફળિયે ધરાર ધામા નાખ્યા,
દરિયા તડકે મૂકી ધીંગા ચોમાસા મેં ચપટીક ચાખ્યાં.

અવસર માની ઝળઝળિયામાં જ્યાં જમણો અંગૂઠો બોળ્યો,
કંકુ પગલાં પ્હેરી રણમાં હાથલિયો હોંશેથી કોળ્યો.
લીમડાની સળિયુંથી તૂરો તડકો તાસળિયુંમાં ઘોળ્યો,
કેસરિયા સાફાએ મારી ગાગરડીમાં પલાશ ઢોળ્યો.

દ્વાર પછીથી મનની દ્વારિકાનાં મેં ના કદીયે વાખ્યાં,
કિરણોની ટોળીએ આવી ફળિયે ધરાર ધામા નાખ્યા.

રેખા હથેળિયુંની મીંચી આંખો જાણે દોટું મૂકે,
પછી સામટાં શ્વાસ લઈને વાટ, ઝરુખે અધમણ ઝૂકે.
'લે, પરોવ મોતી તારા તું' કહી આગિયા ઓર ઝબૂકે,
ભરી ટોપલી ગીતોની મંગલ ઘડિયુંનાં ટાણાં ચૂકે.

આંખ નીચોવી તરસ્યાં મૃગજળ રોજ પછી મેં ભીનાં રાખ્યાં,
કિરણોની ટોળીએ આવી ફળિયે ધરાર ધામા નાખ્યા.

*૧૫, નંદન, શાસ્ત્રીનગર,*
*તળાજા-૩૬૪૧૪૦, જિ. ભાવનગર.*
*મો. ૯૯૭૯૨૪૪૮૮૪*

# એક અંગત ગીત

*- જયંતી ધોકાઈ*

અંગત જેવું અંતર લઈને,
આવો તો અવલંબુ હું.
નીંદર જેવું સપનું થઈને,
આવો તો હરખાવું હું.
લ્યો આ ચાંદ અચાનક હાથે,
ઊગ્યો તો બારખાહ શું ?
હરખપદુડી હું તો થૈ ગૈ,
કહો હવે શરમાવું શું ?
આમ રહો કે એમ રહો,
હું તો વાટે-ઘાટે છું.
નજર કરું તો આંખ ભટકે,
કહો હવે ક્યાં જાઉં હું !
લ્યો ત્યારે, યાં આવી ગીયા તો,
હું મારું અવ રાખું શું !
વસંત પુગી આવી ફુલડે,
ફુલડે ફોરમ ચાખું હું.

*જવાહર રોડ, ઓખા,*
*જિ. દ્વારકા-૩૬૧૩૫૦.*
*ફોન : ૦૨૮૯૨-૨૬૨૬૧૧*





# તારા ગામની

*- પારસ એસ. હેમાણી*

આખરે તો એ જ વાતો કામની,
હોય જેમાં છાંટ મારા રામની.

પથ્થરો પણ નીરમાં તરતા રહે,
ભક્તિ છે એવી તમારા નામની.

નાડ આપી છે તમારા હાથમાં,
ના રહી ચિંતા હવે અંજામની.

મોહ પામે છે હજુ ત્યાં ગોપીઓ ,
મોહિની એવી છે તારા ધામની !

ચાલવાથી થાક જેનો ઊતરે,
શું જરૂર છે એને વળી વિશ્રામની ?

આ ક્ષણે 'પારસ' અમીર છું સર્વથી,
મુઠ્ઠીમાં છે ધૂળ તારા ગામની !

*હેમાણી હૉસ્પિટલ, ભક્તિનગર સોસાયટી,*
*કાન્તા સ્ત્રી વિકાસ ગૃહ પાસે,*
*રાજકોટ-૩૬૦૦૦૨. મો. ૯૯૦૪૯૦૦૦૫૯*

# ઈશ્વર છે એ...

- ડૉ. મનોજ જોશી "મન"

વળાંક, ફાંટા, ચઢાણ, ઠોકર દ્વારા રસ્તા સમજાવે છે;
મંજિલ-બંજિલ તડકે મૂકો, મંજિલ કાયમ રઝળાવે છે

જરા અમસ્તા નજરે ચડવાની ઘટનાનું નામ ઝલક છે,
પણ, એ તારી હોય છે ત્યારે અંદર અંદર સળગાવે છે

સજી-ધજીને રાહ જુઓ તો 'યાદ' નામની ચીજ ન આવે;
ઓચિંતા સોંસરવા ચીરવાની તક શોધી એ આવે છે

ઉદાસ બેઠી'તી ઉદાસી; એકવાર બસ મેં બોલાવી,
ખુશ થઈ ગઈ તો હવે ખુશીને ઉંબર આગળ અટકાવે છે

ડુસકાં, આંસુ, ચીસો... સઘળું બેઠાં બેઠાં જોયા કરવું,
ઈશ્વર છે એ, એને તો આવું કાયમથી બહુ ફાવે છે

'આસ્થા' ક્લિનીક,
૯, પટેલ કોલોની, બેડી રોડ પાસે,
જામનગર. મો. ૯૮૨૪૨૨૮૫૯૮





# વળગણનું લાકડું

- એસ. એસ. રાહી

છે તરબતર નવું સવું સગપણનું લાકડું,
ખૂબ જ ગમ્યું, હૂંફાળવું બળતણનું લાકડું

દાદીએ પેલું ઘોડિયું ઢાંકી, મૂકી દીધું,
શોધ્યા કરું છું માળિયે બચપણનું લાકડું

પેલી ચિતા બળી ને રાખ થઈ ગઈ છતાં,
સળગી રહ્યું છે શેરીમાં ચણભણનું લાકડું

આ મારી કાખઘોડી પવનપાવડી છે, દોસ્ત,
લોકો ભલે કહે કે છે ઘડપણનું લાકડું

પીડાની ફાંસ સારી તે કાઢી શકાય, પણ,
નીકળે છે ક્યાં આ ડોકથી વળગણનું લાકડું ?

ઈઝી સોસાયટી, પ્લોટ નં. ૧૩,
રૂપી બેન્ક પાછળ, કોંઢવા, પૂણે-૪૧૧૦૪૮
મો. ૦૯૩૭૩૧૩૭૯૫૨

# બારી ના ખોલો...

*- તેજશ દવે*

યાદ બધીયે વળગી જાશે રહેવા દો બારી ના ખોલો,
બધી દીવાલો ભડકી જાશે રહેવા દો બારી ના ખોલો

ભૂતકાળમાં જઈને પાછા એનો ચ્હેરો ફરી જુઓ છે ?
વર્તમાનને ભરખી જાશે રહેવા દો બારી ના ખોલો

કિલ્લેબંધી હોય સખત ને તેમ છતાં સામેની બારી,
એની બાજુ ઢસડી જાશે રહેવા દો બારી ના ખોલો

રૂમાલ રાખી જગ્યા રોકે એમ મુસાફર માફક એ પણ,
આંખો અંદર બેસી જાશે રહેવા દો બારી ના ખોલો

કોઈ ઈમારતની ટોચેથી પડતું મેલે એવી રીતે,
સ્મરણ અચાનક કૂદી જાશે રહેવા દો બારી ના ખોલો

*૧૩, મેઘના રો-હાઉસ, ભવ્ય પાર્ક ફ્લેટ સામે,
બોપલ, અમદાવાદ-૩૮૦૦૫૮.
મો. ૯૯૦૪૩૮૪૭૬૯*





# એ તું જ છે...

*- અનંત પટેલ*

આંખ લૂછી જે હસાવી જાય છે એ તું જ છે,
દુઃખ મારાં જે ભૂલાવી જાય છે એ તું જ છે;
સાવ સૂના ખેતરે જ્યારે જવાનું થાય છે,
બાથ યાદોની ભરાવી જાય છે એ તું જ છે;
ઓળખે ના આમ તો કોઈ મને આ વિશ્વમાં,
નામના મારી વધારી જાય છે એ તું જ છે;
એ વિના તો જીત ક્યાંથી હોય મારા ભાગ્યમાં !
પ્રેમથી હારી જિતાડી જાય છે એ તું જ છે;
મેં તને સોંપ્યો હવાલો જિંદગીનો એટલે,
જિંદગી મારી સજાવી જાય છે એ તું જ છે.

*૨૨૧/૧/એ, આનંદવાટિકા સોસાયટી,
સેક્ટર-૨૨, ગાંધીનગર
મો. ૯૮૯૮૪૦૯૦૫૩*

# અલખ ઓટલે ગાન

*- દીપક ત્રિવેદી*

તમે કહો છો એક જ છે હું કહું છું કે બબ્બે છે,
અંદર-બહાર અલગ અવલંબન ટીંગાડેલા ખભ્ભે છે.

પાંચ અરીસા અંધા છે અંદર રજનીગંધા છે,
જંતર-મંતર નીરખવાનું રેશમના આ ઝભ્ભે છે.

ગોળ ગામડું દેખાશે ખુલી આંખને મીંચી જો,
અહોરૂપ ગનીમત છે અહોધ્વનિ ગોરંભે છે.

કોઈ ઈબાદત અલ્લાહની કોઈ કરિશ્મા નાનકનાં,
સ્વયં દીપનું હોવા જેવું બાકી સૌ ખોરંભે છે.

અલખ ઓટલે ગાન નિરંતર કોઈ ગોરખ કોઈ મછંદર,
ભેદ ખૂલે ના ગોમંડળનાં એના એક અચંબે છે.

*૧, નંદનવન પાર્ક, સદગુરૂ બંગલો નં-૯,*
*એસ. બી. આઈ. પાછળ, સાધુ વાસવાણી રોડ,*
*રાજકોટ-૩૬૦૦૫. મો. ૯૭૨૭૭૭૪૭૪૨*





# પલાયન...

*- ભાવિન બી. ગોપાણી*

થયો વૃક્ષ નીચેથી પથ્થર પલાયન,
ને છાપામાં આવ્યું કે ઈશ્વર પલાયન.

પછી પત્રનો અર્થ જુદો કર્યો સાવ,
ફક્ત થઈ ગયો એક અક્ષર પલાયન.

અમે ભોગ દીવાનો સામેથી આપ્યો,
હવાએ કર્યું તો ય છપ્પર પલાયન.

થયા આંખથી એમ સૌ સ્વપ્ન ગાયબ,
કરી લૂંટ થઈ જાય તસ્કર પલાયન.

રહી માત્ર શંકા હવે ઢાંકણા પર,
હતી બંધ બોટલ ને અત્તર પલાયન.

આ કારણ ઉદાસી નથી કોઈ ઘરમાં,
થયો શ્હેરથી એક બેઘર પલાયન.

કરી ખૂન ક્યારેય ભાગ્યો નથી એ,
સિફતથી કરી દે છે ખંજર પલાયન.

*૧, પલ્લવ એપાર્ટમેન્ટ, કૈલાસનાથ સોસાયટી,*
*ભૈરવનાથ રોડ, મણિનગર, અમદાવાદ-૩૮૦૦૦૮.*
*મો. ૯૮૨૫૬૯૮૬૨૮*

# શું કહેવું તને...

*- અલ્પ ત્રિવેદી*

તે અકારણ એક તોડ્યું પાન, શું કહેવું તને !
ભર વસંતે હું થયો વેરાન, શું કહેવું તને !

કોઈ એવી વાતને હળવેકથી કહેવી ઘટે,
ભીંતને પણ હોય છૂપા કાન, શું કહેવું તને !

તેં કહ્યું'તું એ પ્રમાણે, એ જ રીતે હું રહ્યો,
તે છતાં એવો થયો હેરાન, શું કહેવું તને !

રાખવા સંબંધને, કૈં કેટલું સ્હેવું પડે,
છોડ, જોવાના નફો-નુકસાન, શું કહેવું તને !

એક ઘટના સાચવી લેવા તને કીધું હતું,
ટેવ માફક, તું રહી બેધ્યાન, શું કહેવું તને !

જે ગમતી ગઝલ તને, એ મેં લખી છે, સત્ય છે,
કર નહીં તું આટલું તોફાન, શું કહેવું તને !

*'સત્યમ્' ૧૪, ગાયત્રીનગર,*
*મહુવા-૩૬૪૨૯૦, જિ. ભાવનગર.*
*મો. ૯૯૭૮૯૦૯૨૯૦*





# મારી ભીતર...

*- ડૉ. ધૈવત શુક્લ 'આનંદ'*

તારું હોવું, મારી ભીતર,
ખુદનું રોવું, મારી ભીતર.

તું દેખાશે, એવું માની,
મારું જોવું, મારી ભીતર.

હું જાતે તો, ખોવાયો છું,
કોને ખોવું, મારી ભીતર.

જીવન કિસ્સો, પીડાઓનો,
આંખો ધોવું, મારી ભીતર.

દર્દો રાખું, ''આનંદે'' ને,
હું જઈ સોવું મારી ભીતર.

*૨૦૪, શ્રીનાથ હોમ્સ, બ્લોક-બી,*
*બાગબાન હોટેલ પાછળ, કુડાસણ,*
*ગાંધીનગર. મો. ૯૭૧૨૯૯૭૪૦૩*

# અષાઢીલું ચોમાસું

(ગીત)

*- યોગેશ પંડ્યા*

અષાઢનું ચોમાસું મારી આંખો અંદર વરસે રે કાંઈ વરસે...
ને આ સાજણ, હૈયું કેવું તરસે !

'હમણાં આવીશ' એમ કહીને ગયો સજનવા,
તું તને આવ્યો, અને અચાનક,
આવ્યું છે ચોમાસુ.

માઝમ રાતે ખાંગો 'થ્યો વરસાદ સાયબા,
ગયો હોત ના, આજે તું તો
ખેતર - વાસુ.

આજ સાયબા તરસે હૈયું, 'કહું' 'કહું' કાંઈ પરોઢિયે,
આ આંખો અંદર પણ ચોમાસું ખાબકશે.

છલકે છે કાંઈ વ્હાલ, વ્હાલ આ મોસમનાં,
ચોમાસા જેવુ ંધીંગી ધીંગી,
ધાર જેટલુ ંવ્હાલ.

કાચો-પાકો ઉજાગરો તો અરડે મરડે,
સોળ વરસની કાચી પાકી ઉંમર, ને
એ ઉંમરને તું ઝાલ !

આજ સાયબા સન્મુખ ઊભી કહેવા જઉં પણ,
શરમ મશે ના, કહ્યું જાય : કોનામાં ક્યારે
કોણ છલકશે ?!

*૧૪૧, શિવનગર, તળાજા રોડ,*
*ભાવનગર-૩૬૪૦૦૧.*
*મો. ૯૩૭૭૧૧૪૮૯૨*





# મધમીઠાં સપનાં...

*- પ્રિતેશભાઈ શાહ*

હું તો ડાળી પર કલરવતું ગીત છું,
હું મોગરાનું મહેકતું સ્મિત છું;

મને પંખીના ટહુકાઓ પ્યારા લાગે,
જોઉં વગડો ત્યાં અંતરમાં પાવા વાગે;

મને દરિયામાં ડૂબકી દઈ તરવાની આશ,
મને આખું નભ ખિસ્સામાં ભરવાની આશ;

મને ઊડતા પતંગિયાની પાંખો ગમે,
સંગ સસલાની સસલું થઈ મન આ રમે;

હું તો બાળક થઈ બાળકની વાતો કહું,
એની આંખોમાં મધમીઠા સપનાં ભરું.

*૦૦૧, આંગી એપાર્ટમેન્ટ,*
*નવા વિકાસ ગૃહ રોડ, પાલડી,*
*અમદાવાદ-૩૮૦૦૦૭. મો. ૭૬૦૦૩૧૭૧૯૭*

# પામી લઈએ

*- શ્રીમતી જયશ્રી ભટ્ટ દેસાઈ*

અવસર મળે આનંદનો, પામી લઈએ,
દુઃખ વેગળું તું રાખ સુખ માપી લઈએ

પડકાર આવે પ્હાડ જેવો, તો ય શું છે ?
ને તિમિર હો કે સૂર્ય હો, તાગી લઈએ

આવે મુસીબત સો, કરીશું પાર અડચણ,
મંજિલ મળે ના ત્યાં સુધી ચાલી લઈએ

હો રાત-દિન, પૂનમ-અમાસો આવવા દો,
આંખો ભરી ઉજાગરો જાગી લઈએ

છે સાપ-સીડીની રમત, આ જિંદગાની,
અવસર મળે આનંદનો, પામી લઈએ

*૩૧, મનીપુર ગ્રીન્સ બંગલોઝ, મનીપુર વડ બસસ્ટેન્ડ, સંસ્કારધામ સામે, પો.ઓ. ગરોડિયા, બોપલ-ઘુમા રોડ, અમદાવાદ-૩૮૨૧૧૫.*





# આ ગાંધીનગર છે...

*- કનૈયાલાલ ભટ્ટ*

ધબકતું છે સર્વદા જે શ્હેર આ ગાંધીનગર છે,
છે બધાને અહીં ખુદાની મ્હેર આ ગાંધીનગર છે

હોય દસ્તાવેજ બીજા નામના ને લોન પર ઘર,
તો ય સૌને રોજ લીલાલ્હેર આ ગાંધીનગર છે

ચીજ સૌ મોંઘી મલે તો શું થયું ? લીલોતરી જો !
શ્વાસમાં સીધો પડે છે ફેર આ ગાંધીનગર છે

વૃક્ષથી ભરચક વળી ટહુકા મફત, આકાશ ખુલ્લું,
વાળુ કરતા સૌ મજાથી ઘેર આ ગાંધીનગર છે

એટલે તો આંખમાં એની ચમક છે ધ્યાનથી જો ?
સાંજ પડતા જૈ શકે છે ઘેર આ ગાંધીનગર છે

ભીડ, ટ્રાફિક, ભાગ દોડી, છેડતી, દંગા કશું નૈ,
સુખ અને શાંતિ અહીં ચોમેર આ ગાંધીનગર છે

છે કપટબાજી તણું આ શ્હેર, એ સૌ વાત ખોટી,
ધારણા તારી બધી વિખેર આ ગાંધીનગર છે

નૃત્ય નાટક, રાસ-ગરબા, કાવ્ય સૂરો રોજ ગૂંજે,
છે અહીંયા મનથી સૌ કુબેર આ ગાંધીનગર છે

*પ્લોટ નં. ૧૧૮૫/૫, સેક્ટર-૩/ડી, ગાંધીનગર-૩૮૨૦૦૬. મો. ૯૪૨૬૦૯૦૬૦૧*

# રન્ના દે !

- *કરસનદાસ લુહાર*

આંતરીને ઊભી હું મારગ અભિશાપનો,
રન્ના દે, રથ આહીં રોકી દો આપનો !
કૂખલ વેરાનમાં હું કરમાતી દાડમડી,
એકાદું ફૂલ નથી ફૂટતું;
આરસમાં કોરેલા ઠક્કર થાનોલેથી -
શ્રાવણિયું આભ નથી છૂટતું.
લીલુડું એક પાંદ આપો તો ઠારું મા,
વગડો આ વસમા સંતાપનો !
રન્ના દે, રથ અહીં રોકી દો આપનો !
આંખ, કાખ, છાતી ને ઉજ્જડ આ ખોળામાં -
ખાલીપો બાંધે છે જાળાં;
અવાવરું તે ઉદરમાં ભારે પગે મ્હાલશે.
ચઢતા દિ' ક્યારે હૂંફાળા ?
પૈડેથી ચગદો કાં ચીલો ભૂંસીને જાવ -
પાડ્યો હથેળીએ જે શાપનો !
રન્ના દે, રથ અહીં રોકી દો આપનો !

*૩૯, 'કલ્પદ્રુમ', શ્રીજીનગર,*
*મહુવા, જિ. ભાવનગર-૩૬૪૨૯૦.*
*મો. ૯૮૨૪૨૨૫૧૨૭*





# યોગદ્વંશ

- *પ્રવીણ ગઢવી*

વાયુમાં
પાર્વતીના દેહની ઉષ્મા
અને
પાર્વતીના શ્વાસની સુગંધનો
અનુભવ થતાં જ
શિવજી
બ્રહ્મરંધ્રમાંથી
નીચે ઊતર્યા...
આંખો ખોલી
જોયું તો,
કામ કેસૂડે કેસૂડે ઝૂલી રહ્યા હતો,
મહુડે મહુડે મ્હેકી રહ્યો હતો.
ગરમાળે ગરમાળે હસી રહ્યો હતો.
આંબે આંબે મઘમઘી રહ્યો હતો.
કંસારાની ટુકે ટુકે ઠેકી રહ્યો હતો,
કોકિલની કૂકે કૂકે ગાઈ રહ્યો હતો.
પપિહાના બોલે બોલે લવી રહ્યો હતો !
'પાછો આવી ગયો કામ
તપોભંગ કરવા
વસંતનાં વસન સર્જી ?'
શિવજી હસ્યા.
'પાર્વતીએ ખોટી દયા ખાઈને
જીવતો કરાવ્યો.
એટલે જ દર વર્ષે વસંતે
આવે છે યોગદ્વંશ કરવા,
હવે જવું પડશે,
પાર્વતીની સોડમાં'
શિવજી ત્રિશૂળ ઉઠાવી
ચાલતા થયા
કૈલાસ ધામે

*આસવલોક, ૪૬૬/૨, સેક્ટર-૧,*
*ગાયત્રી મંદિર પાછળ, ગાંધીનગર.*
*મો. ૯૯૭૯૮૯૩૯૯૦*

# પ્રેમ નગરે પહોંચી ગયો...

*- ડૉ. પ્રદીપ આઝાદ*

રાતનું છેલ્લું પગથિયું પકડવા તરસી ગયો,
ટહુકતા એ સૂર કિરણે રણમહીં લપસી ગયો,
ઊંચકીને રાત આખી પલક તો ચાલ્યા કરે
અડગ નજરે આખો હિમાલય ઓગળી ગયો
એકવાર જો પળ સરકી હાથ ના એ આવશે
જિંદગીભર રાહમાં વાદળ થઈ વરસી ગયો
ક્યાં ખબર છે એમને ઝાંઝવા તો દોડ્યા કરે
કસ્તુરી મળતાં ફરી નયનો મહીં ઉઘડી ગયો
'ઈશત્' ઘાણીનો બળદ થઈ વર્તુળો પાડ્યા કર્યા
સમજતાં એ જિંદગી પ્રેમનગરે પ્હોંચી ગયો.

*પ્લોટ નં. ૧૨૪૮-૧,*
*સેક્ટર-૭-ડી,*
*ગાંધીનગર-૩૮૨૦૦૭.*





# હરિને હાથવગા હું રાખું...

*- હર્ષિદા દીપક ત્રિવેદી*

બોરાં સઘળા મીઠાં તોયે ચાખી ચાખી આપું...
દૂબળી કાયા-મનમાં ભારણ - રુદિયામાં અકળામણ,
આંટીવાળી પાઘડિયુંમાં આંટીથી
ગભરામણ,
સાધુ-સંતોની વાણીમાં જાપ બધા હું જાપું...
હરિને હાથવગા હું રાખું...
રામાયણ-મહાભારત-ગીતા સઘળા
ગ્રંથો વાંચ્યા,
મંદિર-મસ્જિદ ને ગુરુદ્વારે અમથા
અઢળક નાચ્યા,
નાની-મોટી લિપિ ઉકેલો ઓ મોરારિ બાપુ...
હરિને હાથવગા હું રાખું...
'તું'માં 'હું'ને 'હું'માં 'તું'નો ભેદ કિંયા સમજાતો,
મીરાંનો છો મોહન તોયે રાધાનો
પરખાતો,
રમતી રાધાના હૈયામાં કાન-કુંવરની છાપુ...
હરિને હાથવગા હું રાખું...

*"કલ્પદીપ", ૧, નંદનવન સોસાયટી, ૯, સદ્‌ગુરુ બંગલો,*
*સાધુ વાસવાણી રોડ, એસ.બી.આઈ. પાછળ,*
*રાજકોટ-૩૬૦૦૦૫. મો. ૯૭૨૭૭૭૪૭૪૩*

# સ્નેહપત્ર

*- સ્નેહલ જોશી*

અયિ સખી ! તુજને હું આ લખું સ્નેહપત્ર,
હૃદયસરિતની શાહી લેખણીમાં ભરીને !
નયનકમળથી જો સ્પર્શ તારો થશે તો,
નિરવધિ અમ શબ્દો પામશે ધન્યતાને !

જીવન મધુરતાઓથી ભર્યું ભાવિ ઝંખું,
પરિમલ પ્રસરે દામ્પત્યની એ ક્ષણોમાં;
સવિનય થઈ ઝંખુ એટલું ઓ વિધાતા !
હૃદયઝરણથી નિત્યે વહે સ્નેહ મારો.

કરગ્રહણસમે જયાં નેત્રમાં નેત્ર ડૂબે,
પુલકિત થઈનો હૈયાં બનો એકમેક;
અધિક ગહન પુણ્યો જન્મજન્માંતરોના -
કમલદલ તણો રે બન્ધ તો પ્રાપ્ત થાય !

કલમ અટકતી આ જાય છે લાજ સાથે,
નવરસ છલતી સાક્ષાત જાણે પ્રિયા હો !

*'શ્યામ', અંજલિપાર્ક,*
*રાજીવનગર, પોરબંદર.*
*મો. ૯૪૨૯૯૪૩૮૨૧*





# અવસર

*- ધરમાભાઈ શ્રીમાળી*

વૃક્ષો ઊભાં ધ્યાન ધરીને
પર્વત બેઠા ન્હાવા
ખળખળ વહેતાં ઝરણાં વચ્ચે
વાગે મીઠા પાવા...

હરખ પદુડે હૈયે ચાલ્યાં
મનખ મનના મેળે
ઝરમર સાળુ
ઝરમર કબજે
ઝરમર ઝીણાં નેણે
જંતર વાગે ઊભી નેળે

ઢાળ ચડતાં ઢાળ ઊતરતાં
પગમાં રણઝણ વાગે
મશ્કરિયા ચાળે સૈયર
પાછળ પગલાં વાગે..

ટપાક, ટપ્ ટપાક્ ટપ્
જલધારાનો ટપકારો,
વનને માથે
રૂડા અવસર જેવો લાગે...

*એમ/૨, સરકારી વસાહત (જૂની),*
*લાલબંગલા પાસે, પાલનપુર,*
*જિ. બનાસકાંઠા. મો. ૯૯૨૪૭૭૭૨૮૬*

# એવો છું

- ડૉ. મુકેશ જોશી

અચાનક યાદમાં આવીને ઝબકી જાઉં એવો છું,
હૃદયના શ્વાસ જો ખૂટે તો ધબકી જાઉં એવો છું

ભલેને કાળ એ માને કે રહું છું એના બંધનમાં,
મળે મોકો અગર સારો તો સરકી જાઉં એવો છું

ગણોને આંખનો તારો એવું ક્યાં માંગવાનો છું ?
બની પાંપણ તમારી લ્યો હું પલકી જાઉં એવો છું

નથી અટકાવવાની કોઈ બીજી આમ તો રીતો,
તમારી યાદ આવે ને, તો અટકી જાઉં એવો છે

નથી લખવા પરાણે કોઈ શબ્દો શોધીને આજે,
ગમે તેને ગમે ત્યારે હું ખટકી જાઉં એવો છું

બ્લોક નં. ૫૪૫/૪,
સેક્ટર-૨૦, ગાંધીનગર-૩૮૨૦૨૧.
મો. ૯૯૨૫૦૦૨૪૩૫





# બેઘર

- પ્રજ્ઞા ડી. વશી

બધું જ પત્યું
બાના ગયા પછી
જો કે, એમ પણ કહેવાય કે -
હવે જ બધું શરૂ થયું, બાના ગયા પછી
અત્યાર સુધી બા માટે નહીં દોડેલા એવા
અમને તો બાની નનામી પાછળ ઠેઠ સુધી દોડવું હતું.
પણ એમ કાંઈ...
બ્રાહ્મણે અગિયારમું, બારમું, તેરમું કરાવતાં
એકવાર, રાંધેલા ચોખાના પિંડ બનાવી
એને દર્ભ દ્વારા કપાવતાં કહેલું -
હવે તમારો બા સાથેનો નાતો પૂરો
ગર્ભનાળ સાથેનો નાતો શું આટલો બધો
કાચો હોય શકે ખરો ?
સૂતકની છેલ્લી વિધિ પૂરી કરતા એ બોલેલાં
હવે તમને કોઈ નડતર નહીં નડે
હવે બધા ઋણાનુબંધમાંથી મુક્ત
બા અને નડતર ?
ઋણાનુબંધ અને મુક્તિ ?
અટકળો તેમજ પ્રશ્નોને ભારે હૈયે, ભીતર દાબી
બાના જર્જરિત પવિત્ર ઘરને કાયમ માટે તાળું મારેલું
પણ, ત્યારે ક્યાં ખબર હતી... કે...
હવે પછી અમે
શહેરના આલિશાન બંગલામાં રહીશું
અને છતાં
અમે તો
સાવ ઘર વગરનાં
બેઘર

એ-૧૦૨, સિલ્વર પામ એપાર્ટમેન્ટ,
આઈ.સી.આઈ.સી. બેન્ક ઉપર, કદમપલ્લી રોડ,
નાનપુરા, સુરત-૩૯૫૦૦૧. મો. ૯૨૨૮૩૩૧૧૫૧

# અંતિમ સ્નાન

*- રીના મહેતા*



"લો ! તમે જ નવડાવી દો, અમે પાણી રેડીએ છીએ,"
ભાભી બોલ્યાં
"ઓ બા રે..."ના ઝીણા ડૂસકા જોડે
મારી આંખમાં પાણી આવ્યાં ને
પ્લાસ્ટીકની સાદડી પર સુવાડેલા
નિશ્ચેતન દેહ પર રેડાતા પાણીમાં ભળી ગયાં
આ જ દેહમાંથી બન્યો હતો મારો દેહ.
મારા અડધા બોલે જે બેઠો થઈ જતો હંમેશા
તે અત્યારે ખસેડો તો ખસે - એવો.
મોં - પેટ - છાતી બધે મેં
મારો અનાથ હાથ ફેરવ્યો
"અહીં બરાબર સાબુ ઘસ" એવું એ કાયમની માફક
બોલી નહીં તો ય મને સંભળાયું
નહાવાની એને ભારે ચટ
લાંબી માંદગીમાંય
બે જણ બેળે બેળે ઝાલી બાથરૂમમાં બેસાડતાં
ને છેવટે થાકીને
બાઈ રાખવાની ગુસપુસ કરી કે બીજે દહાડે
ભારે પોપચાં માંડ ઊંચાં કરી બોલી :
"બહુ મહેનત પડે છે નંઈ નવડાવવાની ?"
હું મૂંગી નીચું જોઈ રહી :
કેવી રીતે કહું કે કેવડી મોટી ઢાંઢા જેવડી થઈ ને
છાતીયે ફૂટેલી તોય બા પાસે જ નહાતી
તે બહેનપણીઓ મશ્કરીયે કરતી.
ગમે તેટલી થાકી હોય, માથું તો બા જ ધૂવે.
"બરાબર લૂછ" એવું એ બોલી નહીં તો ય -
ગયે મહિને કબાટમાંથી કોરી સાડી
કઢાવી રાખેલી મારી પાસે
'જાઉં ત્યારે પહેરવા' કરીને !
"સારી પહેરીને જ જાઉં ને ?" એમ એ બોલેલી
ને અમે બંને ખડખડાટ હસેલાં.
શરીર ફેરવી ફેરવી જેમતેમ સાડી લપેટી.
"કેવી લાગે છે ?", એવું એણે કાયમની જેમ પૂછ્યું નહીં.
તો ય મને સંભળાયું
ફૂલોના ઢગલા નીચે સૂતેલી
અજાણ્યા જેવી લાગતી
એ ગઈ
પગલુંયે પાડ્યા વિના
ઘરમાંથી
હંમેશ માટે દોણીનો ધુમાડો આંખમાં આંજી હું
ચાર રસ્તેથી પાછી ફરી બા વિનાના ઘરમાં પહેલીવાર
રાતની વધેલી એની ભાખરીના ટુકડા ખાવા
છાપરે નિમાણું ઉડાઉડ કરતી ચકલીઓ,
ઊંધા વાળેલા માટલામાંથી વહી ગયેલી તરસ,
લાઈટરના ઝબકારાને ઝંખતો ગેસનો ચૂલો,
હવાથી જરા જરા હાલતું
વળગણી પર લટકતું રહી ગયેલું
સુતરાઉ ભેજિયલ ગંધવાળું એનું લૂગડું
જેનો વણાટ રહી ગયો મારા હોવામાં
નહાવા માટે મેં બાથરૂમ ઉઘાડ્યું કે
એના સાબુની સુગંધ મને ભેટી પડી
નળ ખોલ્યો
ડોલ ભરી
એ જ પેલી બાળકી પેઠે વસ્ત્ર ઉતાર્યાં.
પાટલે બેઠી
ને ડબલામાં પાણી ભરી
માથું નમાવ્યું -
જાણે એની સમક્ષ
અંતિમ વાર

*બી-૨, માધવવિલા સોસાયટી,*
*ગંગેશ્વર મહાદેવ પાછળ, ગ્રીનવેલી એપાર્ટમેન્ટની બાજુમાં,*
*અડાજણ, સુરત-૯. મો. ૯૯૮૦૦૨૪૩૦૪*

# કોણ આવી પોંખશે ?

- ઉમેશ જોશી

અસ્ત પામી કોણ આવી ઊગશે ?
બંધ પાંપણ કોણ આવી ખોલશે ?
જીદ તારી કાં હશે મારી, હવે -
મૌન હોઠે કોણ આવી બોલશે ?
ને ઉદાસી આંખમાં બીડાય છે,
રાત આખી કોણ આવી જાગશે ?
એજ શંકા રોજ પજવે છે મને,
સ્નેહ સગપણ કોણ આવી જોડશે ?
શ્વાસ પહેરી લાશ આવી તોરણે,
માંડવામાં કોણ આવી પોંખશે ?

૧૮, ગિરિરાજનગર, શેરી નં. ૪,
ચિત્તલ રોડ, અમરેલી-૩૬૫૬૦૧.
મો. ૯૮૭૯૫૬૬૫૯૦






# ...તરફ છે જવાનું

- વિનોદ ગાંધી

વતનમાંથી વૈકુંઠ તરફ છે જવાનું,
ભલે લાખ કરીએ થશે જે થવાનું

અમે એટલે બહુ ઉતાવળ કરી છે,
બધા જણ કહે, "સ્વર્ગ ત્યાં છે મજાનું"

અમે તો સ્વયં સાવ સાજા થયા છે,
અને નામ લોકો તો લે છે દવાનું

રહસ્યો ઊઘડશે તો ભોંઠા પડાશે,
તમે ખોલશો ના એ પુસ્તકનું પાનું

તમે દેવ ઉપરની શ્રદ્ધા ટકાવો,
ભલે હોય મંદિર મોટું કે નાનું

બધા લોકરો હુંય જોઈ વળ્યો છું,
પરંતુ છે ઉત્તમ હૃદયનું જ ખાનું

૮૩, સુવિધાનગર, ભુરાવાવ,
ગોધરા, જિ. પંચમહાલ-૩૮૯૦૦૧.
મો. ૯૭૨૬૧૬૬૦૩૧

# સૂર્યનું ડૂબવું !

*મહેશ દેસાઈ*

હાથમાંથી હાથનું સરકી જવું,
એ રીતે સંબંધનું પણ તૂટવું !

ડાળ પર છે પુષ્પની ફોરમ છતાં,
માનવીને કેમ સૂઝ્યું ચૂંટવું !

ને કબૂતર ઘૂઘવે છે છત ઉપર,
કેટલા અવસર બને તો ઊડવું !

આ નગર પણ ક્ષણ પછીથી રણ બને,
ઊંટ પગલે ચાલવું ક્યાં ખૂંપવું !

સાંજની ઘેરી ઉદાસી આંખમાં,
નિત્ય આંજી સૂર્યનું પણ ડૂબવું !

સાવ નિર્જન રાતમાં દીવો બળે
સ્નેહવશ કોનું હશે આ ઝૂરવું !

જિંદગીમાં સાચવી ચાલો છતાં,
માર્ગમાં આવી મળે છે ભૂલવું !

*બી-૧૫, ત્રીજે માળ, રાજુ ફ્લેટ્સ,*
*વિશ્વકર્મા મંદિરની પાછળ, મજૂરાગેટ પાસે,*
*સૂરત-૩૯૫૦૦૨. મો. ૮૨૩૮૫૭૪૪૫૦*





# બારણાં

*- સંસ્કૃતિરાણી દેસાઈ*

જ્યારે હું આગળ વધવાનો વિચાર કરું છું કે,
મારી ચારેય બાજુ
ફટાફટ
અનેક બારણાંઓ ખુલી જાય છે, મને લલચાવવા.
જાણે ઊભી થઈ જાય છે
બારણાઓની એક નવી જ સૃષ્ટિ
દરેક બારણું એક અવનવી દુનિયા આપવાનું
આપે છે વચન
બે ઘડી તો ગૂંચવાઈ જવાય તેવું
પણ મારી પાસેના નકશાનો આધાર લઉં છું ઝીણવટથી.
રખેને કોઈ ઊંધા બારણાંમાં ઘૂસી જવાય
ને ભૂલભૂલામણીમાં અટવાઈ જવાય તો !
બારણાં પણ 'પ્રોફેશનલ' થઈ ગયા છે હવે
કોઈ બારણું બહાર લાલ ગાલીચો પાથરે છે,
અંદરથી સ્વર્ણિમ સંગીત રેલાવે છે કોઈમાંથી
ને મઘમઘાટ ફેલાવી રહે છે વળી કોઈ ત્રીજું
ચાલું છું હું
ગૂંચવાયા વગર
વિગતવાર નકશામાં જોઈ જોઈને
અંતઃ સ્ફૂરણાનું હોકાયંત્ર લઈ

*૨/સી, નાનિક નિવાસ,*
*વોર્ડન રોડ, મુંબઈ-૪૦૦૦૨૬.*
*મો. ૯૮૨૦૯૬૦૭૯૮*

# નારીગર્જના

*- ચંદ્રાબહેન શ્રીમાળી*

નારી નથી રહી હવે, નાદાન-નિરાશ કે ઉદાસ,
નારી નથી રહી હવે, હારેલી-થાકેલી કે ડરેલી,
એ તો છે આપણી ગરવી ગુજરાતણ નારી !
ગર્વિષ્ઠ, ગરિમાયુક્ત, અસ્મિતાસભર સન્નારી !
નારી નથી રહી હવે, કોઈની ગુલામ કે આશ્રિત,
એ તો છે ખડગ જેવી અડગ શૌર્યવંતી નારી !
એતો ખમીરવંતી ! કદી ના હારી આભને આંબનારી
નથી ડરતી મોટા ચમ્મરબંધીથી, છે નીડર આ નારી.
ભણી, ગણીને દશે દિશામાં, ગગન ગજવે ગુર્જર નારી !
કન્યા કેળવણી પ્રતાપે, ઘેર ઘેર શિક્ષિત નારી !
નથી માત્ર બે ઘરની દીવડી, દેશ અજવાળે નારી !
કોમળ કળીશી કન્યાને, નિરાધાર-એકલી મહિલાને.
પીંખનારા દુષ્કર્મીને, હવે વીણી વીણી મારશે નારી !
આતંકી, જુલ્મીને હણવા, દુર્ગા, કાલી બનશે નારી,
નારી શક્તિને ધન્ય છે, નથી ડરવાની બદમાશોથી,
ભારતીય નારી, તારી શકે છે દેશ અને દુનિયા સારી

*૯૬/૧, સેક્ટર-૩-એ,*
*ગાંધીનગર-૩૮૨૦૦૬.*
*મો. ૯૫૮૬૧૭૪૪૬૮*





# નર્મદા

*- નટવર હેડાઉ 'વનવિહારી'*

વિંધ્યાચલના પર્વતોને ચળાવતી,
અમરકંટકે હરણફાળ બની ઘૂઘવતી

નિર્મળ જળની સદા ધારા વહાવતી,
દીઠી નર્મદા ગુર્જરી મર્મ ગાતી

મેકલ સૂતા મંદિરો-તપોવનો શોભાવતી,
વેદવ્યાસ અનુસૂયાની વાણી ગુંજાવતી

દક્ષિણ ગંગા પાવન સૌને બનાવતી,
દીઠી નર્મદા ગુર્જરી મર્મ ગાતી

રૂદ્રદેહા ધુંવાધારના ખડકોથી વહેતી,
અક્ષયા, અમૃતા, રેવા તું દેવી પાર્વતી

જ્યાં તારે કાજે ભગીરથ બન્યા ગુજરાતી,
દીઠી નર્મદા ગુર્જરી મર્મ ગાતી

મૂંગા જીવો - સૂકી ધરાને તૃપ્ત કરતી,
આવે જળની ધારા ખળખળ વહાવતી

ગુર્જર ભોમે લીલી જાજમ બિછાવતી,
દીઠી નર્મદા ગુર્જરી મર્મ ગાતી

*'અરણ્યાલય', ૫, ડુપ્લેક્ષ, હરિનગર સોસાયટી,*
*મુ. વાવોલ, તા.જિ. ગાંધીનગર.*
*મો. ૯૪૨૮૪૭૧૪૦૬*

# ખાલીપો

*- ભાનુપ્રસાદ પુરાણી*

ખાલીપો ખખડે છે ખોરડે,
અહીં તહીં આસપાસ ઓરડે !
ખાલીપો ખખડે છે ખોરડે.
કહેવું જો હોય તો, એમ જ કહેવાય,
કે મધ્યાહ્નનો સૂરજનું ડૂબવું !
પાર કરી મધદરિયે હંકારી નાવ
પછી આવીનો કિનારે ડૂબવું.
માણસ તો જાય, સાથે પણછાયો જાય !
પછી ખાલીપો ખખડે છે ખોરડે !
એ જ ઢોલિયો, એ જ ચાદર,
ને એ જ બારી, વળી બારણાં.
ઓચિંતા સમણામાં આવીને ઝલમલશે,
તું જ નહીં, તારાં સંભારણાં !
પછી એકલું એકાંત રહેશે ઓરડે.
ખાલીપો ખખડે છે ખોરડે !

*પ્લોટ નં. ૧૦૩/૨, સેક્ટર-૨/એ,*
*ગાંધીનગર-૩૮૨૦૦૭.*
*મો. ૯૯૦૪૨૫૬૧૧૪*





# મહા રાસ

*- પ્રકાશ જોશી*

વિશ્વનો મહા રાસ, સદીઓ ઘૂમે ચક્કર,
આકાશમાં ગ્રહો, પ્રદક્ષિણા ફરે રમઝટ.
તારલા રાતભર, ચમક્યા કરે ઝગમગ,
સૂર્ય પ્રકાશે પ્રાણે ઉષ્મા, પ્રગટે જીવતર.

ધરતી પર ષડ્ ઋતુએ, નિખરે નવસાજ,
ચંદ્રકળાઓ, સુધારસનો આપે અણસાર.
અષાઢી વીજ, અવકાશે ઝબકે ચમકાર,
વસંતી વાયરો, છેડે સુગંધ ભરે ફરમાન.

પુષ્પો ખિલે, ફળે વનરાજી, હસે હરપલ,
રત્નાકરની લહેરે, આનંદ ઉછળે હરદમ.
હિમવર્ષાએ, ઝરે સૌંદર્ય ઝરમર કણકણ,
રૌદ્ર આંધી તૂફાને, જડચેતન કંપે થરથર.

સરિતા વહે, રવે કલકલ, શબ્દે રણકાર,
પહાડો રહે હરિયાળા, વૃક્ષ વેલે શણગાર.
પશુ, પક્ષી, કીટ પતંગ, ભ્રમણે લયતાન,
મનુષ્યોમાં મસ્તી-ભર્યા મચલે અરમાન.

*૭/એ, શ્રી હરિપાર્ક, અંકુર,*
*નારણપુરા, અમદાવાદ-૩૮૦૦૧૩.*
*મો. ૯૩૭૬૯૮૮૭૦૨*

# ગામ

*- ભસ્માંગ માંકડ "સમ્રાટ"*

વરસાદની એક સાંજ અને ગામનું પાદર,
શહેરમાં તો મળે ફક્ત ઝાંઝવાનો સાગર.
વડની વડવાઈમાં ઝુલતો છોરો,
શહેરમાં ક્યાં કોઈને છે પોરો.
ચબૂતરામાં પંખીનો છે કલરવ,
શહેરમાં છે વાહનોની ઘરર ઘરર.
તળાવ કાંઠે બાળકોના ધુબાકા,
અને અહીં મળે કાર્ટૂનના ઠહાકા.
ગોધૂલિક સમયની ધૂળના રજકણ,
અહીં વાહનોના ધૂમાડાનું પ્રદૂષણ.
ઊનો રોટલો આપે પેટમાં રાહત,
અહીં ઉડતી પકવાનોની જયાફત.
ગામમાં કુદરત ખોળે જીવે જિંદગી,
અહીં કૃત્રિમતા બની ગઈ અડંગી.
કંઈક વાત છે ગામની અનોખી,
શહેરમાં રહી પણ ના થાય અનદેખી.
વરસાદની એક સાંજ અને ગામનું પાદર,
શહેરમાં તો મળે ફક્ત ઝાંઝવાનો સાગર.

*માંગલ્ય, પ્લોટ નં. ૨૫૫/૨, શ્યામલ-૧,*
*જૈન દેરાસર પાછળ, સેક્ટર-૨૨,*
*ગાંધીનગર-૩૮૨૦૨૨. મો. ૯૮૨૫૭૨૧૯૨૮*





# દોસ્ત તું આભાસી જીવે છે...

*- દ્રોણ મોદી*

જિંદગીના તડકા છાંયા, દરેક પડાવે આભાસી ઓછાયા,
ખુદાની મહેર હશે કે કહે, જિંદાદિલી શાશ્વત જીવે છે.

ભૂલી બિસરી યાદો ખંખેરી, વર્ષોથી જે મેં સંઘરેલી,
અનેક હસ્તીઓ કે બાવલાં, આજેય મનમાં જીવે છે.

દોસ્તો તો એવા મળ્યા શમણે, બચપનેથી ઘડપણે,
'દોસ્ત છું તારો દોસ્ત' કહી, આજેય જૂઠનું જીવે છે.

ક્યાંક ચિહ્નો તો ક્યાંક નિશાની, એજ જુબાની,
જાણતાંયે છેતરે, તોય નિર્લેપ બની મસ્ત જીવે છે.

મા-બાપ જ ફક્ત ઉદ્ધારે, અમંગળ પ્રસંગે વહારે,
મિત્રો કાલ હશે ન હશે, તેઓ સદાય પડખે જીવે છે.

સત્તાવીસમેં અનુભવે અનેક યારીઓની ઘડામણે,
કંઈક કહું છું હું આપને દોસ્ત... તું આભાસી જીવે છે.

*૧૩, "પારિતોષ", શિવપાર્ક, કબીર આશ્રમની પાછળ,*
*ડેરી રોડ, પાલનપુર, જિ. બનાસકાંઠા-૩૮૫૦૦૧.*
*મો. ૯૪૨૯૨૯૦૭૪૭*

# કૃષ્ણ-લીલા

*- પ્રજ્ઞા પટેલ*

હે કૃષ્ણ,
હે યોગેશ્વર, માધવ-કેશવ મનોહર,
તમારે ય નિયતિ જેવું તો ખરું જ,
ખરું ?!
ભગવાન થઈને ય તમારે ભાગે તો આવ્યું
અમારી-મનુષ્યોની જેમ જ જીવવાનું
ઝૂરવાનું
ઝઝૂમવાનું
અને આખરે મરવાનું !
તને જગતપતિ, દ્વારકાધીશ, ગીતાના ગાનાર
નોંધારાના આધાર, જગના તારણહાર
સર્વ તત્ત્વોનો સાર, સઘળી લીલા કરનાર.
તમે-તમે બધું જ,
બધું - સખા - ભગવાન.
બે-બે માત-પિતાના લાલ, તો ય રહ્યા વિયોગી.
રાધા-મીરાના શ્વાસશ્વાસે તમારું નામ,
તો ય ન પામ્યા રાધા-મીરાને.
દ્રૌપદીના ચીર પૂરનાર તમે જ,
અર્જુનના પ્રિય સખા-સરાથિ પણ તમે જ.
અનેક કથાના નાયક, ગાયક તમે...
અઢળક લીલાઓ કીધી,
અઢળક ભરજવ્યા વેશ...
હે કૃષ્ણમુરારિ, ગોવર્ધનધારી, સુદર્શન ચક્રધારી...
વ્હાલું વ્રજ તમારે ય છોડવું પડ્.
સહુને શરણમાં લેનાર,
તમારે ય કાળને શરણ જવું પડ્યું ?
નિયતિ જેવું તો ખરું જ,
સાવ એકાકી પળે,
સાવ કેવું એકાકી શરીર છોડવાનું આવ્યું ?
એ ય એક પારધિના બાણે ?!
પ્રિયેશ્વર,
તમારે ય તે નિયતિ જેવું તો ખરું જ ને ?!

*આત્મન્, પ્લોટ નં. ૧૬૮૭/૧,*
*સેક્ટર-૨-ડી, ગાંધીનગર-૩૮૨૦૦૭.*
*મો. ૯૮૨૫૪૩૮૩૯૪*



# વખતનો વેપારી

*- પ્રતાપસિંહ હ. રાઠોડ 'સારસ્વત'*

તું, ના સતનું ઝાડ, વખતનો વેપારી,
હાર, દુશાલા કદીક આપતો સોપારી.

કૂતરાને તો એક અને તે પણ દેખાતી,
અંગ અંગમાં તારે અઢળક, ના પેખાતી !

લાભ મળે ત્યાં લેટી પડતો ભેટી પડતો;
મહારથી તળિયાં ચાટ્યામાં ચોંટી પડતો !

ટોચે પ્હોંચી ફગવે સીડી, વાર ન લાગે,
તળે કોકડાં છો ગુંચાતાં, તું નભ તાગે.

ઊંચે ઊંચે હજીય ઊંચે ચડવા તાકે,
મસળી નાખે ના ગમતાંને ગમતાં રાખે !

કાગ અને ઘુવડનો કટમી ચીબરી-ચાળા,
મેળ પડ્યો તો મોર ઘરે મોતીની માળા !

*'તમારું સ્મરણ',*
*મુ.પો. સીતવાડા, તા. પ્રાંતિજ,*
*જિ. સાબરકાંઠા-૩૮૩૨૦૫.*

